

# مِلّت کا نگہباں

حضرت مجدد الف ثانی رحمۃ اللہ علیہ

# મિલ્લતના નિગાહબાન

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

'નકશબંદી ઔલિયા' ગ્રંથ - ૪



ઈમામે રબ્બાની મહબૂબે સુબ્હાની મુજદ્દિદે અલ્ફેસાની હઝરત શયખ અહમદ ફારૂકી સરહિંદી (રહ.)નું મુબારક જીવનચરિત્ર

**પ્રેરક**

પીરો મુરશિદ હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી મુજદ્દિદી
(રહમતુલ્લાહિ અલયહ)

**લેખક**

અબ્દુલકાદિર ફાતીવાલા

# નકશબંદી ઔલિયા

લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા



## ગ્રંથ પહેલો

એમાં નીચે પ્રમાણે સાત બુઝુર્ગોના હાલાત છે :–

- O હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
- O હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- O હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- O હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- O હઝરત ઈમામ જઅફર સાદિક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- O હઝરત બાયઝીદ બુસ્તામી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત અબૂલ હસન ખિર્કાની (રહમતુલ્લાહિ અલયહ)

## ગ્રંથ બીજો

એમાં નીચે પ્રમાણે નવ બુઝુર્ગોના હાલાત છે :–

- O હઝરત અબૂઅલી ફારમદી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત મહમૂદ ફગનવી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત અઝીઝાન અલી રામીતની (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત મુહમ્મદ બાબા સમ્માસી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત સય્યિદ અમીર કુલાલ (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહમતુલ્લાહિ અલયહ)

## ગ્રંથ ત્રીજો

**એમાં નીચે પ્રમાણે દસ બુઝુર્ગોના હાલાત છે :–**

- O હઝરત અલાઉદ્દીન અત્તાર (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત યાકૂબ ચરખી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ઉબૈદુલ્લાહ અહરાર (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ખ્વાજા દરવેશ મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત મુહમ્મદ અમકંગી (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત ખ્વાજા દાના સાહબ (રહમતુલ્લાહિ અલયહ)
- O હઝરત સય્યિદ અબ્દુલવહાબ બુખારી (રહમતુલ્લાહિ અલયહ)

## 'નકશબંદી ઔલિયા' ગ્રંથો વિશે અભિપ્રાયો

(૧)

'માશાઅલ્લાહ ! ઘણી ઉમદા કિતાબ છે. અલ્લાહ આપની ખિદમતોને કબૂલ ફરમાવે અને જઝાએ ખૈર અતા ફરમાવે. ઘણી મહેનતથી ગુજરાતી વાચકો માટે આસાન ઝબાનમાં કિમતી માહિતી ભેગી કરી છે. કોમને અલ્લાહ તઆલા આપના સંશોધનોથી ભરપૂર ફાયદો ઉઠાવવાની તૌફીક અતા ફરમાવે અને નજાતનો ઝરીયો બનાવે. આમીન !' (મૂળ ઉર્દૂનો અનુવાદ)

**શૈખુલ હદીસ હઝ. મૌ. મુહમ્મદ રઝા અજમેરી સા. (રહ.)**

(૨)

'નકશબંદી ઔલિયા' જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ દિલચસ્પી વધતી ગઈ. અને આંતરિક તેમજ બાહ્ય ખૂબીઓ દિલ તથા દિમાગ પર વર્ચસ્વ જમાવતી ગઈ.

**'બહારે આલમે હુસ્નશ, દિલોજાં તાઝહ મી દારદ,**
**બરંગ અસ્હાબે સૂરતરા, બબૂ અસ્હાબે મઆનારા.'**

(એના રૂપની વસંત દિલ અને આત્મા બન્નેવને તાઝગી અર્પી રહી છે. પોતાના રંગ વડે બાહ્ય રૂપના પ્રેમીઓને અને પોતાની સુવાસ વડે આંતરિક ખૂબીઓના ચાહકોને.)

વિષયની બુલંદી રૂહાનિય્યતની તરોતાઝગીની સાથો સાથ છપાઈ અને કાગળની સુંદરતા પણ દાદ માંગી લે એવી છે. દીની સાહિત્ય આવી સુંદર રીતે, દિલકશ સૂરતમાં રજૂ કરવા બદલ મુબારકબાદ. આપે આટલું શ્રેષ્ઠ અને ઉમદા દીની સાહિત્ય રજૂ કરી ખરેખર ગુર્જર મુસ્લિમો ઉપર મહાન ઉપકાર કર્યો છે.

દરેક મુસ્લિમને જોઈએ કે તે પોતાના ઘરમાં આ પુસ્તક વસાવી ઘરની દરેક વ્યક્તિને એના વાંચન માટે આગ્રહ કરે. અલ્લાહના મકબૂલ બંદાઓની જીવન ઝરમરનું વાંચન પણ તેઓની સોહબત (સહવાસ)ના કાયમ મુકામ છે.

**હઝરત મુફ્તી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.) ડાભેલ**

(૩)

'મુરીદો અને તાલિબોને પોતાના સિલસિલાના પીરોના હાલાત જાણવાની તાલાવેલી જાગે એ સ્વાભાવિક છે. તેઓની પ્યાસ 'નકશબંદી ઔલિયા' મારફતે બુઝાવી શકાશે. હકીકતમાં આ કિતાબ દરેક મુસ્લિમે સફરમાં સાથે રાખવાથી સફરના એક વફાદાર સાથીનું કામ આપશે...'

'કિતાબ શું બલ્કે નકશબંદી નિસ્બતોનો ઉછાળા મારતો અથાગ સમુદ્ર છે ! જે દરેકને દરેક રીતે અતિ ઉપયોગી થશે. ઈન્શાઅલ્લાહ...'

**હઝરત પીર સય્યિદ વઝીરઅલી સાહબ, (ભૂજ-કચ્છ)**

**[ વધુ અભિપ્રાયો માટે અંદર જુઓ પાનું ૪૩]**



اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لاَ خَوْفٌ
عَلَيْهِمْ وَلاَ هُمْ يَحْزَنُوْنَ

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ
اِلَّا لِيَعْبُدُوْنِ



નેસ્ત ખવફો ગમ બરાયે અવલિયા
ઈંચુનીંન ફરમૂદ હક જલ્લોઅલા.
મા ખલકતુલ જિન્ન વલ ઈન્સ બે ખ્વાન
જુઝ ઈબાદત નેસ્ત મકસૂદ અઝ જહાન.

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ (રહ.)**

ભાવાનુવાદ

**નથી કંઈ ખવફ કે કંઈ ગમ અવલિયા માટે;**
**ફરમાવ્યું એ અલ્લાહે અવલિયા માટે.**
**'અમે પયદા કર્યા જિન્ન અને ઈન્સને...'**
**છે એ આયત આપણા ચિંતન માટે;**
**જિન્નાત અને ઈન્સાનના સર્જનનો હેતુ**
**મારો બીજો કંઈ નથી સિવાય ઈબાદત માટે.**

હુવલ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૪

# મિલ્લતના નિગહબાન

ઈમામે રબ્બાની મહબૂબે સુબ્હાની મુજદ્દિદે અલ્ફેસાની હઝરત શયખ અહમદ ફારૂકી સરહિંદી (રહ.)નું મુબારક જીવનચરિત્ર

પ્રેરક

પીરો મુરશિદ હઝરત અકદસ મૌલાના
**શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી મુજદ્દિદી**
(રહમતુલ્લાહિ અલયહ)

લેખક

**અબ્દુલકાદિર ફાતીવાલા**

કિતાબ  ‘મિલ્લતના નિગહબાન

લેખક  અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશક  ‘અલહિદાયહ ઈસ્લામિક સ્ટડીઝ એન્ડ રીસર્ચ સેન્ટર’
જામિઅતુલ હિદાયહ,
વાદીએ હિદાયત, રામગઢ રોડ,
જયપુર ૩૦૩૦૧૩ (રાજસ્થાન)
ફોન : (૦૧૪૧) ૨૬૩૪૨૭૯ (જામિઆ)
૨૩૧૨૩૮૬, ૨૩૧૯૯૩૫ (આફિસ)
ફેક્ષ : ૦૦૯૧ – ૧૪૧ – ૨૩૧૧૨૪૭

વ્યવસ્થા અને વેચાણ કેન્દ્ર  હાજી ગુલામ મુસ્તફા કાપડીઆ,
મંત્રી : ‘અંજુમને હિદાયત’
C/o ‘સત્કાર કાપડ કેન્દ્ર’
ઝાંપા બજાર, પોસ્ટઓફિસની સામે
સુરત – ૩ [મો. ૯૮૨૫૪૧૮૨૯૦]

આવૃત્તિ  પહેલી

પ્રત  ૭૦૦

પ્રકાશન વર્ષ  ૧૪૨૭ હિ.સ. / ૨૦૦૬ ઈ.સ.

મુદ્રક  એક્ષપ્રેસ પ્રિન્ટીંગ પ્રેસ,
પ્લોટ નં. ૨૫, રોડ નં. ૬
ન્યુ ઉદ્યોગ નગર, ઉધના ૩૯૪ ૨૧૦



# ‘ફકસુસિલ ક-સ-સ લઅલ્લહુમ્ ય-ત-ફક્કરૂન’

‘તું તે કિસ્સાઓને બયાન કર,
જેથી તેઓ સમજે અને વિચારે’

પારો ૯, સૂરએ ‘અઅરાફ’, આયત ૧૭૬

હાઝિર હુવા મેં શયખ મુજદ્દિદકી લહદ પર,
વોહ ખાક કે હે ઝેરે ફલક મત્લએ અનવાર.
વોહ હિન્દમેં સરમાયએ
મિલ્લતકા નિગહબાન;
અલ્લાહને બરવક્ત
કિયા જિસકો ખબરદાર.

મહાકવિ ડો. મુહમ્મદ ઈકબાલ (રહ.)

# અનુક્રમણિકા



## મુબારક જીવનચરિત્ર

## ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)

## અકબર : અભણ અને ગુમરાહ બાદશાહ



## અકબરની હુકૂમતનો પ્રથમ દૌર

**એક નેક, સાલેહ, ખુદાતરસ, મુસ્લિમ બાદશાહનો દૌર**

## અકબરની હુકૂમતનો બીજો દૌર

### ગુમરાહી તરફ પ્રયાણ કરતા બાદશાહનો દૌર

## ત્રીજો દૌર

### પોતે ઈશ્વરનો અવતાર હોવાનો દાવો અને ઈસ્લામથી દુશ્મનીનનો દૌર

## મઅમૂલાત

## કશ્ફો અને કરામતો

## આપ (રહ.)ના મલફૂઝાત (સોનેરી વચનો)

## આપ (રહમતુલ્લાહિ અલયહ)ની કિતાબો

## આપ (રહ.)ની મુબારક ઔલાદ

## હઝરત (રહ.)ના મહાન ખલીફાઓ

# અભિપ્રાયો

(પાના નંબર ૩ થી ચાલુ...)

(૪)

'ઈલ્મે તસવ્વુફથી ભરપૂર કિમતી ખજાનો 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજા (સ્વરૂપે) ભાઈ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબના મારફતે આપણા મુરશિદ પીર શેખ (દા.બ.)ની નઝરે કરમ અને દુઆનો કરિશ્મો-કરામત જાહેર થયો છે.'

હઝરત મૌલાના અબ્દુલકુદ્દુસ સાહબ સૂફી દીવાન (લાજપુર)
[હઝરત પીરો મુરશિદ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (રહ.)ના ખલીફા]

(૫)

'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજાના પાનાં ઊલટાવતો ગયો તેમ તેમ દિલ આંતરિક અને બાહ્ય ખૂબસૂરતીથી સંમોહિત થતું ગયું. આવી ઈમાન વર્ધક, અમલપ્રેરક, રૂહપોષક, લોકભોગ્ય અને લોકોપયોગી કિતાબનો ઈસ્લામી લાયબ્રેરીમાં ઉમેરો-વધારો કરવા બદલ મારી હાર્દિક મુબારકબાદ કબૂલ ફરમાવશો. જઝાકુમુલ્લાહુ ફીદારૈન...

'આપની કલમે આવું ઉમદા અને રચનાત્મક સાહિત્ય સદા ટપકતું રહે એવી મુજ નાચીઝની અંતરની ઈચ્છા છે, નેક સલાહ છે...'

'ભાઈબંધ કોમ તથા ઈસ્લામના બાતિલ ફિર્કાઓ સાહિત્યક્ષેત્રે હરણફાળ ભરી રહ્યા છે. ઉમ્મત ઘણી જ ભૂખી અને તરસી છે. જો એને આરોગ્યવર્ધક ખોરાક પીરસવામાં નહિ આવે તો એ હાનિકર્તા અને જીવલેણ (સાહિત્યિક) વાનગીઓ

આરોગવા મજબૂર બનશે. અલ્લાહ તઆલા બચાવે !'

'દિલ બેચેની અનુભવે છે, પણ 'નકશબંદી ઔલિયા' જેવા પ્રકાશનો હાથમાં આવતાં દિલની બેચેની અને વ્યાકુળતાને શાતા વળે છે. અને આવાં પ્રકાશનો વખતોવખત બહાર પડતા રહે એવી પ્રબળ ઈચ્છા પણ દિલમાં જાગે છે.'

**મુહતરમ મૌલાના હસન સાહબ ભડકોદ્રવી**
**[અધ્યક્ષ, પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ]**

(૬)

'ખૂબ જ આનંદની વાત છે કે નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગો-અવલિયા અલ્લાહ કે જેમના રૂહાનીયત લબરેઝ કલ્બ અલ્લાહના નૂરથી રોશનઝમીર છે, બાતિનમાં જેમના દિલ અલ્લાહ સિવાય તમામની મોહબ્બતથી પર છે અને જેમની જાહેરી જિંદગીમાં દરેક કદમ શરીઅત અને સુન્નતનો આયનો છે, તેનું જ તાદશ્ય આબેહૂબ પ્રતિબિંબ તમે શરૂ કરેલી ગ્રંથમાળા 'નકશબંદી ઔલિયા'માં ઝીલાયું છે. હુઝૂરે અકરમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્કમાં દિવાના એવા નકશબંદી બુઝુર્ગોના હાલાત અને મલ્ફૂઝાતથી તમામ આમ લોકો વાકેફ થાય તે હેતુથી શરૂ થયેલ આ ગ્રંથમાળા ખરેખર કાબિલે દાદ છે.'

**હઝરત હાજી ઉસ્માનભાઈ હસનભાઈ કુરૈશી સાહબ નકશબંદી મુજદ્દિદી**
**[સદર, બઝમે રૂકનુદ્દીન નકશબંદી મુજદ્દિદી, અમદાવાદ]**

(૭)

'બુઝુર્ગોની મજલિસમાં હાજરીથી ઈન્સાનને જે રૂહાનિયત પ્રાપ્ત થાય છે તેવી રૂહાની તાઝગી 'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો વાંચવાથી પ્રાપ્ત થાય છે.'

આ દૌરમાં સલાહિયતો કમઝોર થઈ જવાના કારણે તેમજ

કિતાબોની કામયાબીના કારણે બુઝુર્ગોની પ્રાચીન ફારસી, ઉર્દૂ, કિતાબોથી લાભ લેવું મુશ્કેલ થતું જાય છે એટલે ગુજરાતી ભાષામાં, આસાન કરીને બુઝુર્ગોના ઉલૂમને પેશ કરવા બદલ આપ અમારા સૌના અભિનંદનના અધિકારી છો.

હઝરત મૌલાના મુફ્તી મહમૂદ બારડોલવી સાહબ

(૮)

'ઘણાં શહેરો અને ગામોમાં તેમજ મસ્જિદોમાં આ પ્રકાશનોમાંથી નિયમિત તાલીમ કરવામાં આવી રહી છે જે આ ગ્રંથોની કામયાબીની જ્વલંત નિશાની છે.'

મુહતરમ જનાબ મોહંમદ ઈ. કરોલીઆ સાહબ, સુરખાઈ

(૯)

'નકશબંદી ઔલિયા' પુસ્તક વિષે હું શું કહું ? મારી હસ્તી જ શું છે કે એ પુસ્તક વિષે કશું લખી શકું ? કદાપીત એકાદ શબ્દ લખું તો કદાચિત એ પણ ગુસ્તાખી લેખાશે.

એની કિંમત વિષે પણ શું લખું ? હિરાને પરખવા માટે ઝવેરાતનો ઈલ્મ હોવો જરૂરી છે અને મારા જેવા એની શું કિંમત આંકી શકે ? પરંતુ સમય એની કિંમત આંકશે.

તમારી બધી કૃતિઓ વિષે પણ શું લખું ? દરેક કૃતિ તેની આગવી વિશિષ્ટતા ધરાવે છે. દરેક કૃતિને બીરદાવવા માટે શબ્દોની નહિ પરંતુ દિલની જરૂરત છે.

ગરીબ મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં આવા અનમોલ હિરા સમાન ગ્રંથોનો ઉમેરો થતો રહે એવી મારી દુઆ છે.

જનાબ મુઈનુદ્દીન મનીઆર સાહબ (યુ.કે.)
['તસવ્વુફ' વગેરે કિતાબોના વિદ્વાન લેખક]

(૧૦)

ફાતીવાલા સાહબ જેવા મહાન સાહિત્યકારની કૃતિઓનું

અવલોકન કરી અભિપ્રાય આપવા માટે હું મારી જાતને ઘણો જ નાનો અને અસમર્થ સમજુ છું. એ તો એમની મોટાઈ છે કે એમણે મુજ નાચીઝને એ લાયક સમજયો.

જેમ જેમ ગ્રંથોનું વાંચન કરતો ગયો તેમ તેમ નકશબંદી બુઝુર્ગોના રૂહાની કમાલાત જાણી દિલને બેહદ સુકૂન મળ્યું, ઈમાન બેદાર બની ગયું. તે માટે ફાતીવાલા સાહબનો શુક્ર ગુઝાર છું.

આ ગ્રંથોના વાંચનથી જનાબ ફાતીવાલા સાહબની ગુજરાતી અનુવાદ પર જ ઉમદા હથોટી છે તેનો પણ અનુભવ થયો. આવો ઉચ્ચ કોટીનો સચોટ અનુવાદ કરવાની શકિત તારીફને કાબિલ છે. ઘણાં થોડાં આવો ઉમદા અનુવાદ કરી શકતા હશે.

છપાઈ સુંદર અને ભૂલો વગરની છે. ગ્રંથોનું ગેટઅપ પણ આકર્ષક છે. આવા ઉમદા ગ્રંથો ગુજરાતી મુસ્લિમો સમક્ષ મૂકવા બદલ કીમ એમની ઋણી રહેશે.

હાજી અસદ બિન સાલેહ અલ-બકીલી (વલસાડ)
'વિશ્વધર્મ ઈસ્લામ' પુસ્તકના વિદ્વાન કર્તા,
'ગુજરાત મિત્ર' દૈનિક, સુરતના લોકપ્રિય
ચર્ચાપત્રી અને સમાજના હિત ચિંતક

## અખબારોના અવલોકનો

(૧)

'પારસનો સ્પર્શ સોનું બનાવે છે તેમ બુઝુર્ગાને દીન, ઔલિયાની સુહબત માટીમાંથી માનવનું રૂપાંતર કરે છે. વલીઓની વાતો અને તેમની રેખાઓ એ તેમની સુહબત, સંગાથ અને સાંનિધ્યનો બદલ છે. એના વાંચનમાં એક આકર્ષણ છે,

દિલોની સફાઈ અને અલ્લાહ તરફ મોઢું ફેરવનાર છે, જીવનનાં માર્ગદર્શક ચિહ્નો છે.

મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા પોતે નકશબંદી મુજદ્દિદી સિલસિલા સાથે સંકળાયેલા છે. હવે તો મજલ પૂરી કરી ખિલાફત અને ઈજાઝતથી નવાઝવામાં આવ્યા છે. તેમના માટે નકશબંદી બુઝુર્ગોના જીવન ચરિત્રો ભેગાં કરી છપાવવા Love's Labour સમાન છે. લેખકને ખુદાપાક તંદુરસ્તી સાથે લાંબું લેખક જીવન બક્ષે. આમીન.'

'ઉમ્મીદ' સાપ્તાહિક, સુરત તા. ૧૨-૧૦-૧૯૯૧,
સમીક્ષક : મુહતરમ જનાબ અબ્દુલકાદિર મીર સાહબ

(૨)

આ પુસ્તક નકશબંદી બુઝુર્ગોની ઈમાની ઝિંદગીઓ અને દીન ખાતર કરેલા મુજાહદાઓ પર પ્રકાશ નાંખે છે. વર્તમાન વિચારધારા અને સાયન્સના વધતા જતા ઝોર નીચે બુદ્ધિને જ દરેક જગ્યાએ ઉપયોગ કરતા લોકો માટે અલ્લાહવાળાઓની જીવન ઝરમરો ઈમાન વર્ધક બનશે. બુઝર્ગોની ઝિંદગીઓ, તેમની ઈબાદતો અને તેમનાથી ઝાહિર થયેલી કરામતોનો ઈન્કાર કરનારાઓ વાસ્તવમાં દીનથી, ઈબાદતની મહત્વતાથી એટલા દૂર નીકળી ગયા છે કે તેમને આ વાતો પર યકીન નથી આવતો પણ એનાથી આપણી અશક્તિઓ છતી થાય છે. મટીરીયલ વર્લ્ડમાં રાચતી ઝિંદગીના તાણા-વાણા એવા વણાઈ ગયા હોય ત્યારે અલ્લાહવાળા અને બુઝુર્ગોના અહેવાલ ઈમાની ઝિંદગી બેદાર કરવામાં ખૂબ જ મહત્વનો ભાગ ભજવે છે. અલ્લાહ આપણને એમના જીવનથી પ્રેરણા પ્રાપ્ત કરી ઈમાની ઝિંદગી બનાવવાની તૌફીક આપે. ઉપયોગી અમલ પ્રેરક વાંચન પ્રદાન કરવા બદલ લેખકને અભિનંદન અને દુઆ.

'હયાત' માસિક, સુરત, ડિસેમ્બર ૧૯૯૧,
સમીક્ષક : હઝરત મૌલાના કારી રશીદ અહમદ સા. અજમેરી

(૩)

'મારી તોતેર વરસની ઝિંદગીમાં પ્રથમ વાર જ પથારીવશ થયો. તાવના કારણે તથા આધુનિક દવાઓ જેને હું ક્યારેય અડયો નથી તે લેવાથી આડ અસરોના કારણે ઘણો બેચેન હતો. તા. ૨૧-૯-૯૧ ના રોજ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજો ટપાલથી મળ્યો. વાંચન શરૂ કર્યું. બુઝુર્ગાને દીનના પ્રસંગો વાંચતો ગયો તેમ તેમ મારી બીમારી દફે થવા લાગી. તા. ૨૬-૯-૯૧ ના રોજ પુસ્તકનું વાંચન પૂરુ કર્યું અને ખુદાના ફઝલથી મારી તમામ બીમારીઓ દૂર થઈ ગઈ !'

'દીની સાહિત્યના વાંચનથી દિલ દિમાગને શાંતિ મળે છે. રહેણી કરણીમાં સંયમ અને વિચાર, વાણી અને વર્તનમાં પવિત્રતા પ્રાપ્ત થાય છે. પરિણામે બરકતો નાઝિલ થાય છે. 'નકશબંદી ઔલિયા' ગ્રંથના વાંચન દ્વારા વાચક જાત અનુભવ કરી શકે છે. વસ્તુ નિરૂપણ બહુ સરળ અને સુંદર રીતે કરવામાં આવેલ છે. જનાબ ફાતીવાલા સાહબ સિદ્ધહસ્ત લેખક અને ભાષાન્તરકાર છે. ગુંજરાતનું સાહિત્ય વર્તુળ તેમના માટે ગૌરવ લઈ શકે છે. આ ટૂંકા અવલોકનમાં આ અમૂલ્ય પુસ્તકમાં પીરસેલી અલૌકિક વાનગીઓને ઈન્સાફ આપવા અસમર્થ છું.'

'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય અને અમર કૃતિઓ પુરવાર થશે તેમાં શંકા નથી.

'હિલાલ' પાક્ષિક, રાધનપુર (ઉત્તર ગુજરાત) તા. ૨-૮-૧૯૯૨, સમીક્ષક : વકીલ કાલેખાન જી. પઠાણ સાહેબ, B.A., LL.B.

(૪)

'નકશબંદી ઔલિયા' કિતાબો વિષયની સમૃદ્ધિની સાથે જ સરળ ભાષા અને સ્વચ્છ તથા સુંદર છપાઈથી પણ સજજ છે. એ માટે કિતાબના લેખક જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ આપણા તરફથી અનહદ અભિનંદન અને આભારના

અધિકારી છે.

આ કિતાબોમાં મહાન બુઝુર્ગોના પવિત્ર જીવન ચરિત્ર ખૂબ જ સુંદર, સરળ ભાષામાં પ્રસ્તુત કરવામાં આવેલ છે. જેના વાંચનથી આત્માને સાંત્વન અને આનંદ મળે છે, રૂહને તાઝગી અને પ્રેરણા મળે છે.

આ કિતાબો દરેક ગુર્જર મુસ્લિમના ઘરની શોભા બને બલ્કે ઘરની આવશ્યકતા બની રહે એ ઘણું જરૂરી છે.

પુસ્તક લેખનની આધુનિક પદ્ધતિ અનુસાર પુસ્તકમાં ઉલ્લેખાયેલ વ્યક્તિઓ, સ્થળો, ઈમારતો તેમજ આધાર પુસ્તકોની સૂચિ પ્રસ્તુત કરવાથી પુસ્તક ગુજરાતી મુસ્લિમ સાહિત્યના ગ્રંથાલયની મહામૂલી મૂડી બની ગયું છે.

'મુજાહિદ' પખવાડિક, સુરત, તા. ૧-૧-૧૯૯૫,
સમીક્ષક : હઝરત મૌલાના યાકૂબ સરીગત સાહબ

(૫)

'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો જનાબ ફાતીવાલા સાહેબની અકીદત અને મહેનતનું પરિણામ છે. એ આપણા જીવનને અજવાળશે, જ્ઞાનમાં વૃદ્ધિ કરશે અને ઈમાનને તાઝગી અર્પશે.

પાકી બાઈન્ડીંગ, સુંદર છપાઈ, પ્રવાહી શૈલી, સંશોધનાત્મક કથાનકો, એના આકર્ષક તત્વો છે.

દીનનો ઈલ્મ અતલ સમુદ્ર છે. ભાઈ અબ્દુલકાદિર ફાતીવાલા એવા મરજીવા છે જે એ અગાધ સમુદ્રમાંથી આપણા માટે હીરા, મોતી, માણેક, સતત પેશ કરી રહ્યા છે. એમની ખિદમત ખૂબ જ પ્રશંસાને પાત્ર છે.

ટી.વી. વિડીયોની જે આંધી ઊઠી છે તેમાં આવા સત્વશીલ

ગ્રંથોનું વાંચન ઢાલ બની શકે તેમ છે.

'મેમન વેલફેર' પખવાડિક, મુંબઈ, તા. ૧૫-૨-૧૯૯૨,
સમીક્ષક : મુહતરમ જનાબ આદમ નૂર સાહબ

(૬)

'જનાબ ફાતીવાલા વિદ્વાન સાહિબે કલમ છે. નકશબંદી સિલસિલાના એક ઈલ્મ પ્રેમી ફરજંદ છે. દિવસોની અથાગ મહેનત અને ધગશથી (નકશબંદી) બુઝુર્ગોની આ ગ્રંથમાળા તેમણે તૈયાર કરી છે. તે યકીનન દાદ અને મુબારકબાદીને પાત્ર છે. જનાબ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાની આટલી વ્યવસ્થિત અને સંગીન કલમી ખિદમતની પહેલ કરી છે તે યકીનન ધન્યવાદને પાત્ર છે.

સરળ મીઠી અને સારી દિલકશ ભાષામાં લખાયેલી આ કિતાબ મુસ્લિમ વાચકને આખેરતની યાદ અપાવે છે. દિલ અને રૂહને તાઝગી બક્ષે છે. અલ્લાહ તઆલા જનાબ ફાતીવાલાની આ ખિદમતને કબૂલ ફરમાવે અને તેમના કલમી ફયઝથી કોમ વધુ લાભ ઉઠાવે.'

'તબ્લીગ' માસિક, આણંદ, નવેમ્બર - ૧૯૯૧,
સમીક્ષક : હઝ. મૌ. અબ્દુલઅહદ કાસિમી તારાપુરી સા.

(૭)

એક વાતનો ખૂબ જ નિખાલસતાપૂર્વક એકરાર કરું છું કે, ગ્રંથમાં પીરસવામાં આવેલ ઈલ્મી અને અમલી ખજાનાને ન્યાય આપી શકું તેટલી શકિત મારામાં નથી.

ગ્રંથ ત્રીજામાં હજુ તો બે જ બુઝુર્ગોના હાલાત વાંચ્યા ત્યાં તો દિલમાં એક અજબ ચેતનાનો સંચાર થવા લાગ્યો. હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી (રહ.) વિશે વાંચતાં વાંચતાં

એક અજબ કયફનો અનુભવ થયો. દિલમાં અમલનો શોખ પેદા થયો. ગ્રંથ અત્યંત સમૃદ્ધ માહિતીથી પરિપૂર્ણ છે. ફાતીવાલા સાહબને જેટલા અભિનંદન પાઠવીએ તેટલા ઓછા છે.

'હિલાલ' પાક્ષિક, રાધનપુર, તા. ૧૮–૨–૧૯૯૩,
સમીક્ષક : મુહતરમ યૂસુફખાન પી. પઠાણ સાહબ

(૮)

'ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં ઈસ્લામી પુસ્તકોમાં જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની સાહિત્ય કૃતિઓ અજોડ અને અમર કૃતિઓ સમાન છે. 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજો વાંચતા દિલ બાગ બાગ થઈ ગયું. તેના એક એક પાના ઉપર નકશબંદી બુઝુર્ગોની ઈસ્તેકામત અને રૂહાની કમાલાતની ખૂશ્બૂ ટપકી રહી છે.'

'રહમાની કિરણ' (જૂનાગઢ),
સમીક્ષક : મુહતરમ જનાબ કાસિમ અહમદ અબ્બાસી સા.

(૯)

'ભાઈ અબ્દુલકાદિરની કલમથી ગુજરાતની પ્રજા પરિચિત છે જ. સૌને વાંચવાને ગમે એવા માહિતીસભર પુસ્તક 'નકશબંદી ઔલિયા'એ ખરેખર એક ખોટને પૂરી છે. જેમના જીવન આપણા જીવનને પથદર્શન કરાવી શકે એવા આ પુસ્તકનું વાચન સૌ કોઈના માટે જરૂરી છે. એની ભાષા સરળ અને પ્રસંગો રસપૂર્ણ હોવાથી એ સૌ કોઈને ગમી જશે.'

'ખાતૂન' માસિક, નવાગામ કરારવેલ,
(જિ. ભરૂચ) એપ્રિલ ૧૯૯૧

# આધાર ગ્રંથો

(અ)


(૧) કિતાબ : 'અલ્લાહનો કલામ (કુર્આને કરીમ)'

(૨) કિતાબ : 'અહાદિષ શરીફ'

(૩) કિતાબ : 'અનવારુલ આરિફીન' (ગુજરાતી)
લેખક : સૂફી સય્યિદ આબિદમિયાં ડાભેલી (રહ.)

(૪) કિતાબ : 'અહસનુત્તકવીમ' (ગુજરાતી)
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહ.)

(૫) કિતાબ : 'અખ્બારુલ અખ્યાર' (ઉર્દૂ)
લેખક : હઝરત શયખ અબ્દુલહક મુહદ્દિસ દહેલવી (રહ.)

(૬) કિતાબ : 'અકબરનામા'
લેખક : અબૂલ ફઝલ

(૭) કિતાબ : 'આઈને અકબરી
લેખક : અબૂલ ફઝલ

(૮) કિતાબ : 'અલફારૂક'
લેખક : હઝરત મૌલાના શીબ્લી નુઅમાની (રહ.)

(૯) Book : 'A History of freedom movement'
Author : Dr. Istiyaqhusain Qureshi


(ઈ)


(૧૦) કિતાબ : 'ઈમામે રબ્બાની (રહ.)' (ઉર્દૂ) ૧૯૨૫
લેખક : મૌલાના મુહમ્મદ દાઉદ બિન મૌલાના નૂરઅહમદ અમૃતસરી

(ઉ)

(૧૧) કિતાબ : 'ઉલમાએ હિન્દકા શાનદાર માઝી'
લેખક : મૌલાના મુહમ્મદમિયાં

(ખ)

(૧૨) કિતાબ : 'ખઝીનતુલ અસ્ફિયા'
લેખક : મુફતી ગુલામ સરવર
(૧૩) કિતાબ : 'ખુમખાનએ તસવ્વુફ'
લેખક : ડો. ઝુહૂરુલ હસન સાહબ

(જ)

(૧૪) કિતાબ : 'જવાહરે મુજદ્દિદિય્યહ'
લેખક : ખ્વાજા અહમદહુસયન અમરોહવી
(૧૫) કિતાબ : 'જહાંગીરનામા'
લેખક : અબૂલ હસન

(ઝ)

(૧૬) કિતાબ : 'ઝર્બે કલીમ' (કાવ્ય સંગ્રહ)
લેખક : અલ્લામા ડો. મુહમ્મદ ઈકબાલ
(૧૭) કિતાબ : 'ઝિક્રુલ મઆરિફ'
લેખક : સય્યિદ શવકત હુસયન ઈલાહાબાદી
(૧૮) કિતાબ : 'ઝુબ્દતુલ મકામાત'
(બરકાતે અહમદિય્યહ અલ બાકિય્યહ)
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)
ખલીફએ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

(ત)

(૧૯) કિતાબ : 'તઝકેરએ ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'
સંપાદક : મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની (રહ.)
(૨૦) કિતાબ : 'તઝકેરએ મુસન્નિફીન'
લેખક : શયખ અબ્દુલહક મુહદ્દિષ દહેલવી (રહ.)
(૨૧) કિતાબ : 'તઝકેરએ નકશબંદિય્યહ ખૈરિય્યહ (રહ.)'
લેખક : મુહમ્મદ સાદિક કસૂરી
(૨૨) કિતાબ : 'તર્જુમાનુસ્સુન્નહ'
લેખક : હઝરત મૌલાના બદરેઆલમ (રહ.)
(૨૩) કિતાબ : 'તજલ્લિયાતે રબ્બાની'
(મક્તૂબાત શરીફનો ઉર્દૂ ટૂંકસાર)
લેખક : હઝરત મૌલાના નસીમઅહમદ ફરીદી અમરોહી
(૨૪) કિતાબ : 'તારીખે દઅવત વ અઝીમત'
લેખક : હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી નદવી (રહ.)
(૨૫) કિતાબ : 'તારીખી મકાલાત'
લેખક : પ્રોફેસર મુહમ્મદ અસ્લમ
(૨૬) કિતાબ : 'તુઝકે જહાંગીરી'
લેખક : જહાંગીર બાદશાહ

(દ)

(૨૭) કિતાબ : 'દરબારે અકબરી'
લેખક : મુહમ્મદ હુસૈન આઝાદ
(૨૮) કિતાબ : 'દીને ઈલાહી ઔર ઉસકા પસ મંઝર'
લેખક : પ્રોફેસર મુહમ્મદ અસ્લમ

(૨૯) કિતાબ : 'દુર્રે લાસાની'
(મકતૂબાત શરીફનો ઉર્દૂ ટૂંકસાર)
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહ.)

(ન)

(૩૦) કિતાબ : 'નફહાતુલ ઉન્સ'
લેખક : હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)
(૩૧) કિતાબ : 'નુઝહતુલ ખવાતિર'
લેખક : મૌલાના હકીમ સય્યિદ અબ્દુલહય હસની (રહ.)

(પ)

(૩૨) કિતાબ : 'પટની સુવેનિર' ૧૯૬૮
સંપાદકો : અબ્દુલકાદિર હાફિઝ નૂરુદ્દીન અને શરફુદ્દીન શરફ

(ફ)

(૩૩) કિતાબ : 'ફતાવા રહીમિય્યહ'
લેખક : હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (રહ.)

(બ)

(૩૪) કિતાબ : 'બાગે અંબિયાએ પંજાબ'
લેખક : સૂફી મુહમ્મદ ઈસ્માઈલ (માલેર કોટલા, પંજાબ)
(૩૫) કિતાબ : 'બાલે જિબ્રિલ' (કાવ્ય સંગ્રહ)
લેખક : અલ્લામા ડૉ. મુહમ્મદ ઈકબાલ

(મ)

(૩૬) કિતાબ : 'મકતૂબાતે ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'

ઉર્દૂ અનુવાદક : હઝરત મૌલાના કાઝી આલિમુદ્દીન સાહબ

(૩૭) કિતાબ : 'મજમૂઆ મકાતિબ વર્'સાઈલ ઈલા અરબાબિલ કમાલિ વલ ફઝાઈલ'

લેખક : હઝરત શયખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલવી (રહ.)

(૩૮) કિતાબ : 'મબ્દઅ વ મઆદ'

લેખક : હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

(૩૯) કિતાબ : 'મલફૂઝાતે હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ.)'

(૪૦) કિતાબ : 'મલફૂઝાતે ફકીહુલ ઉમ્મત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)'

(૪૧) કિતાબ : 'મકતૂબાતે માસુમિય્યહ (રહ.)'

(૪૨) કિતાબ : 'મકતૂબાતે ઈકબાલ'

સંપાદક : સય્યિદ નઝીર નિયાઝી

(૪૩) કિતાબ : 'મલફૂઝાતે ઈકબાલ'

સંપાદક : મહમૂદ નિઝામી

(૪૪) કિતાબ : 'મઆસિરુલ કિરામ'

લેખક : ગુલામઅલી આઝાદ બિલ ગિરામી

(૪૫) કિતાબ : 'મહબૂબે સુબ્હાની'

લેખક : જનાબ ઝિયા તસ્નીમ બિલગ્રામી

(૪૬) કિતાબ : 'મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ' ભાગ ૧ (૧૯૯૪)

લેખક : હઝ. મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહબ (રહ.)

(૪૭) કિતાબ : 'મુકમ્મલ તારીખે ઈસ્લામ'

લેખક : મુફતી શવકતઅલી ફહમી

(૪૮) કિતાબ : 'મુન્તખબુત્તવારીખ'
લેખક : મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંનિ (રહ.)

(૪૯) કિતાબ : 'મેઅયારુસ્સુલૂક'
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહ.)

(ર)

(૫૦) કિતાબ : 'રવઝતુલ કય્યૂમિય્યહ'
લેખક : ખ્વાજા મુહમ્મદ અહેસાન મુજદ્દિદી સરહિંદી (રહ.)

(૫૧) કિતાબ : 'રૂદે કવસર'
લેખક : શયખ મુહમ્મદ ઈકરામ

(૫૨) Book : 'Rise and fall of Mughal Empire'
Author : Dr. Tripathi

(વ)

(૫૩) કિતાબ : 'વિસાલે અહમદી'
લેખક : મૌલાના બદરુદ્દીન સરહિન્દી (રહ.) ખલીફએ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

(શ)

(૫૪) કિતાબ : 'શયખ અબ્દુલકુદ્દુસ ગંગોહી (રહ.) ઔર ઉનકી તા'લીમાત'
લેખક : જનાબ એઅજાઝુલ હક કુદ્દુસી

(સ)

(૫૫) કિતાબ : 'સીરતે સરકારે મદીના (સલ.)'
લેખક : મૌલાના અહમદ મહમદ હથુરણી

(૫૬) કિતાબ : 'સીરતે ઈમામે રબ્બાની (રહ.)'
લેખક : અબૂલ બયાન મુહમ્મદ દાવૂદ
(૫૭) કિતાબ : 'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'
લેખક : પ્રો. ડૉ. મુહમ્મદ મસઊદ અહમદ

(હ)

(૫૮) કિતાબ : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (કુ.સિ.)' (ઉર્દૂ) ૧૯૮૯
લેખક : હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસયન શાહ સાહબ (રહ.)
(૫૯) કિતાબ : 'હઝરાતુલ કુદ્દસ'
લેખક : હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.) ખલીફએ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)
(૬૦) કિતાબ : 'હદયએ અહમદિય્યહ'
લેખક : શયખ અહમદ મક્કી
(૬૧) કિતાબ : 'હદયએ મુજદ્દિદીય્યહ'
લેખક : વકીલ અહમદ સિકંદરપૂરી
(૬૨) કિતાબ : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'
લેખક : મુહમ્મદ સાદિક કસૂરી
(૬૩) કિતાબ : 'હાલાતે મશાઈખે નક્શબંદિય્યહ'
લેખક : હઝરત મૌ. મુહમ્મદ હસન સાહબ નક્શબંદી
(૬૪) કિતાબ : 'હાલાતે નૂરુદ્દીન જહાંગીર'
લેખક : મુહમ્મદ મા'શૂક હુસૈન
(૬૫) કિતાબ : 'હિંદ ઔર પાકિસ્તાનકે ઔલિયા'
લેખક : મુફ્તી શવકતઅલી ફહમી

# પેશ લફ્ઝ

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા.બ.)**

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી (રહ.), જયપુરના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન
- અમીર : 'જામિઅતુલ હિદાયહ', જયપુર



**અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ મુરસલીન વ અલા આલિહી વ અસ્હાબિહી વ મન ત-બ-અહુમ બિ ઈહસાનિ ઈલા યવ્મિદ્દીન.**

તમામ પ્રશંસાઓ તે વિશ્વના સર્જનહાર, જગતના પાલનહારના માટે લાયક છે જે પોતાની અનંત દયા અને કૃપાથી હંમેશા પોતાની સૃષ્ટિની બધી જરૂરતોને પૂરી ફરમાવે છે અને તેમની દુઆ અને પુકારને સાંભળે છે. અને બંદાઓને થનારી મુસીબતો અને મુશ્કેલીઓમાં પોતાના ફઝલ અને કરમથી મદદ ફરમાવીને તેમની નજાત અને હિદાયત તેમજ રાહત અને આફિયત (કુશળતા)ના અસબાબ બનાવે છે. અને બંદાઓની જહાલત અને ગફલતના પરિણામે પેદા થનારા ઝુલ્મ અને જોર તથા ગુમરાહી અને અવળા માર્ગના અંધકારમાં

અટવાતી અને ભટકતી ઈન્સાનિયતની નજાત (મુકિત) અને સાચા માર્ગદર્શન માટે અનવારે હિદાયતના મીનાર રોશન કરે છે. જેનાથી રોશની હાસિલ કરીને સાચા માર્ગથી ભટકેલા બંદાઓ નફસાનિયત (વાસના) અને હૈવાનિયત (પશુતા)ના તેમજ બદઅખ્લાકી અને બદકારી (કુકર્મો)ના તથા અધઃપતનમાંથી મુકિત મેળવીને પાકીઝા અખ્લાક અને ચરિત્રની સફળતાના રાજમાર્ગ પર આગળ વધે છે તથા રાહત અને સુકૂન, ઈઝઝત અને આફિયત તેમજ સલાહ અને ફલાહ (નેકી અને કલ્યાણ)ની લક્ષિત મંઝિલ સુધી પહોંચે છે.

અલ્લાહ તઆલાના આ વ્યવસ્થાતંત્રની નૂરાની સાંકળની સોનેરી કડી હઝરાતે અંબિયાએ કિરામ અલયહિમુસ્સલાતો વસ્સલામનો મુકદસ સમૂહ છે અને તેમના પછી તેમના પગલે સંપૂર્ણ રીતે ચાલનારા તેમના સાચા જાનશીન અને વારસદારો ઉમ્મતના અવલિયાએ ઈઝામ, ઉલમાએ કિરામ, અત્કિયા અને સુલ્હા છે. રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈન.

અલ્લાહની હિકમતથી, આદિકાળથી આ નાશવંત દુનિયામાં હક અને બાતિલમાં લડાઈ થતી રહી છે. દુનિયાનો ઈતિહાસ સાક્ષી છેકે વિવિધ દૌર અને સમયમાં વિવિધ કોમમાં અલગ અલગ સ્વરૂપ અને સૂરતમાં તેમજ જુદા જુદા નામો અને શીર્ષકોની સાથે હક અને બાતિલનો આ જંગ દુનિયાના આ કસોટી સ્થળમાં સતત ચાલુ રહ્યો છે અને આ પણ હકીકત છે કે અલ્લાહ રબ્બુલ ઈઝઝત પોતાના અનંત કરમ (કૃપા) અને ઈનાયતથી દરેક કાળના જૂઠા અને મિથ્યા લોકોના દરેક દરેક ફિત્ના અને ફસાદને કચડવા માટે એવા મુખ્લિસ અને સરફરોશ વીરો, સત્યવાદી અને સન્માર્ગી મહાપુરુષો, તથા

દઢતા અને અડગતાધારી અલ્લાહવાળાઓને તેમના મુકાબલાના માટે ઊભા કરે છે જેઓ મોટામાં મોટી શેતાની શક્તિઓથી ટકરાઈને તેને નષ્ટ કરી દે છે અને ઈતિહાસમાં ભોગ અને બલીદાન, જાંનિસારી અને જાંફિશાનીના એક પ્રકરણનો ઉમેરો કરે છે.

અને અલ્લાહની સુન્નત આ પણ છે કે ઘણી વખત મોટા ભાગના હાલાત અને બનાવોમાં અલ્લાહ તઆલાની અજીબ અને અઝીમ (મહાન) કુદરતનો આ કરિશ્મો નઝર આવે છે કે જાહેરમાં સરસામાન વગરના, તંગી અને કમજોરીમાં દેખાતા, મુખ્લિસ મોમિનો આઝમાઈશ અને પરીક્ષાના ધીરજના કસોટીકાળ બાદ છેવટે, જાહેરી શાનો શૌકત અને ભૌતિક તથા દુન્યવી શક્તિ અને બળના અસંખ્ય વસીલાઓ અને અસબાબ પર રાચતા તથા બદમસ્ત ઝાલિમ અને ક્રૂર મનેચ્છાઓ અને વાસનાના પૂજારીઓના મુકાબલામાં સરસાઈ મેળવે છે અને

**'કુમ્ મિન્ ફિઅતિન્ કલીલતિન ગ-લ-બત્ ફિઅતન્ કસીરતન્ બિ ઈઝનિલ્લાહ'**

**અર્થાત :**

મોટા ભાગે એવું થયું છે કે ઘણી નાની નાની જમાઅતો મોટી મોટી જમાઅતો પર ખુદાના હુકમથી સરસાઈ મેળવી ગઈ છે.

અને

**'ઈન્ના લનન્સુરુ રુસુ-લના વલ્લઝી-ન આમનૂ ફીલ્હયાતિદ્ દુન્યા વ યવ-મ યકૂમુલ્ અશ્હાદ.'**

**અર્થાત :**

અમે પોતાના પૈગમ્બરોની અને (સત્ય) દેખનારાઓની દુન્યવી ઝિંદગાનીમાં પણ મદદ કરીએ છીએ અને તે દિવસે પણ હશ્રમાં ગવાહી આપનારા (ફરિશ્તા) ઊભા હશે.

અલ્લાહનો મજકૂર વાયદો અમલી રીતે જાહેર થાય છે.

ઉપરાંત આ પણ કુદરતનો કાનૂન છે કે જે દૌરના દુષ્ટો અને ફસાદીઓના, જૂઠાઓ અને પાપીઓના સરદારો ફિત્નાની જેવી અને જેટલી સામગ્રીઓ તથા ફરેબ અને ચાલબાઝીઓના જેટલા વસીલાઓથી સંપન્ન થઈને આવે છે, તેમના મુકાબલાના માટે ઊભા થનારા વીર પુરુષોને તે વહહાબે અઝલ (અલ્લાહ)ના તરફથી તેને અનુરૂપ અને અનુકૂળ હોસલા અને વલવલા, હિમ્મત અને અઝમત, ઉલૂલ અઝમી અને ઈસ્તેકામત તથા આત્મ સમર્પણની ભાવના અને સિફતો અર્પણ કરવામાં આવે છે.

એ જ કારણ છે કે જે જમાનામાં, ધરતીના જે પટ પર, ખુદાના બાગીઓ, મનેચ્છાઓના પૂજારીઓ, દૌલત અને હુકૂમતના પૂજારીઓએ, નાફરમાનીથી ઝુલ્મ અત્યાચાર, બૂરાઈ અને દુષ્ટતાની પ્રવૃત્તિઓ ધમધોકાર કરવા માંડી અને ખલ્કે ખુદાના શાંતિ અને કુશળતાને નષ્ટ કરી દીધા, ત્યારે તેમના વિનાશ માટે એવા મર્દે મુજાહિદ, અસ્હાબે દઅવત અને અઝીમત અફરાદ પૈદા કરવામાં આવ્યા જેમના પ્રયાસો અને પરિશ્રમોથી એ પૂર્વેના અત્યાચારી દૌરનો અંધકાર અને બૂરાઈઓ ખત્મ થઈ ગયા અને અલ્લાહના બંદાઓને અમન અને આફિયત, સુખ અને શાંતીના સુકૂનપૂર્ણ વાતાવરણમાં

મદદ અને નેક કામો તથા અખ્લાક અને ઈન્સાનિયતના ઉચ્ચ કક્ષાના નૂરાની માહોલની તાઝગી અને ખૂશ્બૂ પ્રાપ્ત થઈ અને :

**'ફઈન્ન મઅલ્ ઉસ્રે યુસ્રા'**

[બેશક વર્તમાન મુશ્કેલીઓ આસાન થનારી છે.]

ની હકીકત જાહેર થઈ અને :

**'જા-અલ્ હક્કુ વ-ઝ-હ-કલ્ બાતિલુ ઈન્નલ બાતિ-લ કા-ન ઝહૂકા.'**

[હક આવ્યું અને બાતિલ ગયું અને બાતિલ ચીઝ તો એમજ આવતી-જતી રહે છે.]

ની વાકેઆતી તફસીર પોતાની પૂરી આબોતાબની સાથે પ્રદર્શિત થઈ.

અલ્લાહ તઆલાના એવા જ પ્રિય ખાસ બંદાઓમાં એક યુગપ્રવર્તક હસ્તી હઝરત શૈખ અહમદ સરહિન્દી (રહમતુલ્લાહિ અલયહ)ની પવિત્ર ઝાત છે જેને ઉમ્મત ''ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)''ના પ્યારા અને ગૌરવપૂર્ણ નામથી યાદ કરે છે.

આપ (રહ.)નો મુબારક જન્મ શવ્વાલ ૯૭૧ હિજરીસનમાં થયો. હિજરીસનની દસમી સદીના અંત ભાગનો આ સમય હતો અને ઈસ્લામી તકવીમ (કેલેન્ડર)ના પ્રથમ એક હઝાર વરસની પૂર્ણતા અને બીજા હઝાર વરસના દૌરની શરૂઆત નજીક હતી. એ યુગ અને માહોલનું ઈલ્મી, વૈચારિક, રાજકીય, અખ્લાકી અને એઅતિકાદી એતિબારથી નિરીક્ષણ કરવાથી જે હાલત જાહેર થાય છે તે અત્યંત અજીબો ગરીબ, નવાઈજનક અને

નિરાશાજનક હદ સુધી બદતર હતી જેનું ટૂંકમાં બયાન આ છે કે :

- [ ] સુન્નત અને શરીઅતનાં મહત્વ અને ગૌરવ ઓછાં થતાં થતાં માત્ર ઉલ્માએ રાસિખીનની અલ્પ સંખ્યા સુધી તથા હદીસના શર્હ (વિવરણ) કર્તાઓ સુધી મર્યાદિત રહી ગઈ હતી.
- [ ] મુસલમાનોમાં કિતાબ (કુર્આન) અને સુન્નતની તાલીમથી ગફલત અને હદીસોથી અજ્ઞાનતા સામાન્ય હતી એટલા માટે સામાન્ય લોકોમાં દીનના સહીહ મિઝાજ અને રસ–રુચિનો અભાવ જોવામાં આવતો હતો.
- [ ] ઉપરાંત દીનની અસલ (મૂળ પાયાની વાતો), રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉસ્વહ (રીતભાત) અને સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન)ના તરીકાઓ તથા તાબિઈન રહિમહુલ્લાહથી દૂર થવું અને અનાદર કરવું સામાન્ય થઈ રહ્યું હતું.
- [ ] રસ્મિયત અને જાહેર પરસ્તીને પરવાન ચઢાવવાના કારણે સમાજ માનસિક અને અખ્લાકી પડતીનો શિકાર હતો.
- [ ] ઈલ્મી વર્તુળોમાં સખત સ્થગિતતાના કારણે શિક્ષણ વ્યવસ્થા નિષ્પ્રાણ અને અસર વગરની થઈને હકીકત પસંદીથી દૂર તથા લોકોના માનસોને અને સ્વભાવોને સંતોષ અને સાંત્વન આપવાની શકિતથી મહરૂમ થતી જઈ રહી હતી.
- [ ] દીનની સહીહ તઅલીમ અને સમજ તથા કિતાબ (કુર્આન) અને સુન્નતની હિદાયતો અને તઅલીમાતથી ગફલત અને

જહાલત બલ્કે કંઈક હદ સુધી વહશત અને નફરતનું મોટા પ્રમાણમાં પ્રદશન થઈ રહ્યું હતું. જેના પરિણામે મુસલમાનોની સામાન્ય સામાજિક અને અખ્લાકી હાલત ઝડપથી કથળી રહી હતી.

- ☐ લોકોના મગજમાં તીવ્ર પ્રકારનો વિખવાદ અને અકાઈદમાં અસામાન્ય ગરબડ દરરોજ વધતા જતા હતા.
- ☐ સમાજના વચન અને આચરણમાં તથા અકીદામાં અને જીવનમાં વિરોધી વલણ અને પ્રતિકૂળતા અતિ સંવેદનશીલ પ્રકૃતિના લોકોમાં તીવ્ર અસંતોષનું કારણ હતા.

બીજી બાજુ માલ અને દૌલતની વિપુલતા, સલ્તનતના હોદ્દાઓ અને પદોની લાલચ અને તેના માટે હરિફાઈની ભાવનાએ દુનિયાદારો અને પૈસાના પૂજારીઓનો એક એવો સમૂહ પૈદા કરી દીધો હતો જેઓએ બધાં જ દીની અને અખ્લાકી સિધ્ધાંતો અને વિચારોને ઊંચે મૂકી દીધા હતા ! અને હોદ્દાઓ પદો અને લિઝઝતો તથા મનેચ્છાઓને પૂરી કરવા માટે દરેક રીતની બૂરી અને ભ્રષ્ટ યુકિત પ્રયુકિતઓ અપનાવવા ટેવાઈ ગયા હતા અને ઘણા ઈસ્લામના ખિલાફ અખ્લાક, શરીઅતના વિરુધ્ધ કામો, રસ્મો અને રીતભાતો ચાલુ થઈ ગયા હતા. ઈલ્મી અને અકલી વર્તુળોમાં ઈસ્લામી અકાઈદ અને અહકામના ખિલાફ બગાવતના ચિન્હો હતા તથા કુર્આન અને સુન્નતના દષ્ટિબિંદુઓ તેમજ તઅલિમાતના વિરુધ્ધ કાવતરાઓની જાળ તૈયાર કરવાનું ચાલુ હતું.

ઉપરાંત ઈસ્લામી ઈતિહાસમાં પહેલા એક હઝાર વરસની

પૂર્ણતાની સમીપતાએ કેટલાક મનેચ્છા અને વાસનાના ગુલામો, હોસલામંદો (ઉત્સાહીઓ) અને પૈસાના પૂજારીઓના દિલોમાં પોતાના કલ્પિત ઈલ્મ અને હિકમત તથા વિચાર અને વર્તનના આધારે નવા દૌરના સ્થાપક અને માર્ગદર્શક બનીને માન–સન્માનની બુલંદીઓ પર પહોંચવાની ઉમંગો પૈદા કરી દીધી હતી અને કેટલાક ચતુર અને ચાલાક લોકોના દિલોમાં બીજા હજાર વરસના શરૂ થવાથી નવા ધર્મની સ્થાપના અને દુનિયાના નવા દૌરના વિજેતા બનવાના અરમાન અંગડાઈ લેવા લાગ્યા હતા.

યુનાનીઓના ઉલૂમ (વિદ્યાઓ) અને કળાઓને માનવ બુધ્ધિની આખરી મંઝિલ સમજવામાં આવતી હતી અને તેનું જ નામ 'અકકલ' અને 'દાનેશમંદી' (સમજદારી) તેમજ ઈન્સાની ઉલૂમ (વિદ્યાઓ) અને ખૂબીઓની ચરમસીમા રાખી દેવામાં આવ્યું હતું જયારે કે :

- ઉલૂમે નુબુવ્વત,
- મઆરિફે કુર્આન,
- આસમાની સહીફાઓ,
- વહી અને કુર્આનની નુસૂસ

થી દુરત્વ અને વહશત (નફરત) વધતા વધતા તેની મશ્કરી અને અપમાન સુધી નોબત પહોંચી ચુકી હતી. હિદાયતના મજકૂર અસબાબ અને સૌભાગ્યની પૂંજી પર ઈમાન લાવવાને જહાલત, આંધળુ અનુસરણ અને અકકલની દુશ્મની ઠેરવવામાં આવવા લાગ્યું હતું.

મહાન મોગલ સલ્તનતના બળવાન બાદશાહ શહેનશાહ

અકબરની હુકૂમત શાનો શૌકતના શિખર પર પહોંચી ગઈ હતી.

અકબર બાદશાહ :

– શરૂઆતમાં પોતાના પૂર્વજોની જેમ એક સીધો સાદો, સુંદર અકીદાવાળો મુસલમાન હતો.

– માહોલની અસર અને પોતાના કાળના રિવાજ પ્રમાણે મઝારો અને મશાઈખથી અકીદતની બાબતમાં અતિરેકની હદ સુધી શ્રધ્ધા ધરાવતો હતો.

– ઝિક્રમાં મશગૂલ રહેવાની સાથે ઉલમા અને સુલહાની સુહબતમાં સમય પસાર કરવો પસંદ કરતો હતો.

– પરંતુ સાથે જ દીની તઅલીમથી વંચિત બલ્કે બિલકુલ અભણ હોવાને કારણે તેની દીનદારી સામાન્ય અને ઉપરછલ્લી હતી જેની બુનિયાદ દીનની સાચી સમજ, કિતાબ અને સુન્નતથી વાકેફિયત અને સીધા ઈલ્મ અને અવલોકન પર ન હતી.

અલબત્ત સલ્તનતની સમસ્યાઓ અને રાજયના વિસ્તરણની અલ્લાહે આપેલી સલાહિયત અને અસામાન્ય લિયાકત તેનામાં જરૂરત હતી. પરંતુ તેણે આ ભૂલ કરી કે મઝહબી બાબતોમાં દખલ અંદાઝી કરવી શરૂ કરી અને નાઝુક એઅતિકાદી કલામી મસાઈલ, ગૈબી હકીકતોના સંશોધન અને મઝહબોની તુલના અને સરખામણી કરવામાં ચર્ચા અને વાદ વિવાદ કરવા માંડયો; જેના કકકાથી પણ તે અજ્ઞાન હતો.

બીજી તરફ કેટલાક ચાલાક અને ચાલબાજ દરબારીઓએ પોતાની માનસિક ઉચ્ચતા જાહેર કરવાના માટે અને કંઈક બાદશાહના આનંદ– વિનોદના માટે અથવા મહેફિલમાં રોનક

લાવવા માટે, વિવિધ ધર્મો અને ફિરકાઓના દંગલ સ્થાપિત કર્યા. અને તેને ધર્મસંશોધન તેમજ ઈલ્મી વાદ વિવાદનું નામ આપ્યું. જેથી ઈસ્લામ, હિન્દુધર્મ અને હિન્દુસ્તાનના બીજા ધર્મોના પ્રતિનિધિઓ બલ્કે ફિરંગી, યહૂદી અને ખ્રિસ્તી વિદ્વાનો તથા ફિલસૂફો સાથે ચર્ચા અને વિચાર વિમર્શ થવા લાગ્યા. દરેક ધર્મના પ્રતિનિધિ પોતાના ધર્મની સચ્ચાઈ અને સરસાઈની દલીલો રજૂ કરતો જેનું પરિણામ એ આવ્યું કે અકબર, જે તદ્દન અભણ હતો, તે પોતે દીન અને દીનની હકીકતોની બાબતમાં શંકા કુશંકામાં સંડોવાઈ ગયો અને ધીરે ધીરે ઈસ્લામી અકીદાઓ તથા દીનની મૂળ બાબતો અને પેટા બાબતોના વિષે શંકાથી આગળ વધીને મશ્કરી અને ઈનકાર સુધી મામલો પહોંચી ગયો.

બદકિસ્મતીથી, અકબરને સિરાતે મુસ્તકીમ (સત્ય માર્ગ) પર કાયમ રાખવા અને પ્રકૃતિ તેમજ દબિંદુની અશ્રધ્ધા અને વિરોધથી બચાવવાના માટે જે મુખ્લિસ, નિસ્વાર્થ, હોદા અને પદની ચાહત વગરના તથા દુનિયા તલબીથી દૂર, સાચી હિકમત અને પારદર્શિતા ધરાવનારા સાચા ઉલમાની જરૂરત હતી, જે તેને મળી શકયા નહિ. અને ન એવા અધિકારીઓ અને સલાહકાર દરબારિઓ, મળ્યા જેઓ સાચા, પુખ્ત અકીદા અને નેક કામો કરનારા હોય, બલ્કે એવા સ્વાર્થી, દુનિયાદાર, પદ અને પૈસાના પૂજારી અધિકારીઓ અને આકેબતથી બેપરવા ઝુહદ અને તકવાથી ખાલી, તેમજ ખુલૂસ અને લિલ્લાહિયતથી વંચિત ઉલમા, તેની ફરતે ભેગા થઈ ગયા જેઓ ઈલ્મ અને હિકમત, તેહઝીબ અને અખ્લાક, સભ્યતા અને સંસ્કાર તથા નફસની સફાઈ ઉપરાંત અમલ અને ચરિત્રની ઉચ્ચતાના

એઅતિબારથી દીનના સાચા પ્રતિનિધિત્વ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નયાબતના માટે યોગ્ય ન હતા એટલા માટે ખૂદ તેમના આપસમાં પદ અને પૈસાની રસ્સીખેંચ તથા દુનિયા તલબી જોઈને અકબર સિરેથી તમામ ઉલમા બલ્કે પૂર્વજોનો પણ ઈન્કાર કરનારો થઈ ગયો.

ઉપરાંત અબૂલ ફઝલ અને ફૈઝી, જે એ દૌરના ઉચ્ચ ઈલ્મી અને અદબી ઈસ્તેઅદાદના વિદ્વાનો હતા પરંતુ દીનની બાબતમાં આઝાદ ખ્યાલ (મુકત વિચારો ધરાવનારા) હતા; તેમની સંગતે પણ અકબરને લામઝહબ (ધર્મવિહિન) અને મુલ્હિદ (નાસ્તિક) બનાવવામાં મોટી ભૂમિકા ભજવી. અને ધીરે ધીરે તેના દિલ અને દિમાગથી ઈસ્લામની અસર નષ્ટ થઈ ગઈ અને તે ઈસ્લામને એક જર્જરિત અને બીનઉપયોગી મઝહબ માનવા લાગ્યો. અને એને (અકબરને) પોતે મુજતહિદ અને અલ્લાહનો ખલીફા હોવાનો ભ્રામક ખ્યાલ પેદા થઈ ગયો. અને એક નવો મઝહબ બનાવવાનો શોખ તેના મનમાં ઘુમરાવા લાગ્યો.

છેવટે 'દીને ઈલાહી'ના નામથી ઈસ્લામના ખિલાફ એક નવો દીન (ધર્મ) સ્થાપીને તેને સંપૂર્ણ બરજબરીથી સમાજમાં ચાલુ કરવાના માટે સખ્ત પગલાં લીધા અને હુકૂમત અને સલ્તનતના પૂરા બળપ્રદર્શન સાથે હિજાઝી દીને ઈસ્લામને મૂળમાંથી ઊખાડવામાં અને નવા દીને ઈલાહીને પ્રચલિત કરવામાં પ્રવૃત્ત થઈ ગયો.

☐ તૌહીદ (એકેશ્વરવાદ)ની જગા સ્પષ્ટ શિર્ક લઈ લીધી.

☐ આગ, સૂરજ અને તારાઓની પૂજા થવા લાગી.

☐ આખિરતના અકીદહની જગા પૂનર્જન્મે લઈ લીધી.

☐ કલિમહમાં 'અકબર ખલીફતુલ્લાહ'ના શબ્દોનો વધારો કરી દેવામાં આવ્યો.

☐ સામાન્ય પ્રજાજનો અને સલ્તનતના પદાધિકારીઓ તથા દરબારીઓને પૂર્વજોના દીને ઈસ્લામથી મુકત થઈને અકબરશાહી દીને ઈલાહી સ્વીકારવાની બયઅત લેવામાં આવવા લાગી.

☐ વ્યાજ, જુગાર, શરાબ, ડુક્કર (ભૂંડ)નું ગોશ્ત, તસ્વીર પાડવી, પડાવવી, વ્યભિચાર વગેરે હરામ કામોને હલાલ કરી દેવામાં આવ્યા.

☐ તઅઝીમી સિજદહને અને દાઢી બોડાવવાને વાજિબ અને જરૂરી ઠેરવવામાં આવ્યું.

☐ ઓરતોનો પરદો, છોકરાઓની ખત્ના, હલાલ જાનવરોને ઝબહ (વધ) કરવું વગેરે ઈસ્લામના અહકામને બીનજરૂરી બલ્કે મના અને અપરાધ ઠેરવવામાં આવ્યા.

☐ ઝકાતનો હુકમ રદ કરી દેવામાં આવ્યો.

☐ નમાઝ, રોઝહ, હજ વગેરે પર પ્રતિબંધ મૂકી દેવામાં આવ્યો.

☐ બાદશાહના શબ્દો અને કામોથી ઈસ્લામ અને ઈસ્લામના પૈગમ્બર અલયહિસ્સલાતુ વસ્સલામથી નફરત અને તિરસ્કાર ખુલ્લમ ખુલ્લા જાહેર થવા લાગ્યા.

☐ દીનનો તિરસ્કાર, મેઅરાજના બનાવની મશ્કરી, અને નુબુવ્વતના મકામ અને ઈસ્લામના અહકામના અપમાનું

થવા લાગ્યું.

□ ઈસ્લામી આલમની બીજી સૌથી ભવ્ય સલ્તનત અને તેમાં વસનારા મુસ્લિમ સમાજનું રુખ, ઝાતી સ્વાર્થ અને વલણો તથા રાજકીય ભ્રામક બાબતોની બિના પર હિજાઝી દીન, મુહમ્મદી નુબુવ્વતની પૈરવી (અનુસરણ) અને ઈસ્લામી તેહઝીબ (સભ્યતા અને સંસ્કૃતિ) સાથે જોડાવવાને બદલે હિન્દુ તત્વજ્ઞાન, હિન્દુ તેહઝીબ (સભ્યતા અને સંસ્કૃતિ) તથા 'સર્વ ધર્મો સમાન' હોવાની વિચારધારા તરફ વળતું જઈ રહ્યું હતું.

અને આ પ્રપંચ અને પ્રયાસમાં તે દૌરના કેટલાક અતિ બુધ્ધિશાળી લોકો અને ભવ્ય તથા મજબૂત હુકૂમતના ખડતલ સૈનિકો અને ભૌતિક માધ્યમો અને ઝરીયાઓની કુવ્વત પ્રવૃત્તિશીલ હતી. અને હઝરત મુજદિદે અલ્ફેસાની (રહ.)ના શબ્દો માં :

'ઈસ્લામની બેકસી (લાચારી) એટલી હદે પહોંચી ગઈ કે કાફિરો નિડરતાપૂર્વક ઈસ્લામ પર કટાક્ષ કરવા અને મુસલમાનોની ટીકા કરવા લાગ્યા. અને વિના સંકોચે કુફ્રના અહકામનો પ્રચાર અને ગલી–કૂચી અને બજારોમાં એની (કુફ્રના અહકામની) પ્રશંસા અને વખાણ કરવા લાગ્યા. અને મુસલમાન ઈસ્લામના અહકામના પ્રચારથી મજબૂર હતા અને જો એના પર અમલ કરી લે તો ઠપકા અને ટીકાપાત્ર થતા હતા !

પરી નિહુફ્તા રુખ વ દેવ દર
કરિશ્મઓ નાઝ,

બ સોખ્ત અક્લઝ હયરત કે
ઇં ચે બુલ અજબી અસ્ત.

['તારીખે દાવત વ અઝીમત' ભાગ : ૪]

ભાવાર્થ :

પરીએ મુખ છુપાવી લીધું અને દાનવ નાઝ-નખરાં
દેખાડવા માંડયો,
અકકલ હેરતથી સળગી ગઇ કે
આ તે કેવી ગજબ જેવી વાત છે !

આ રીતે હિન્દુસ્તાનની આ ધરતીને ગુમરાહી અને જહાલત, હવસપરસ્તી અને નફસાનિયતના તીવ્ર અંધકારોએ દરેક તરફથી ઘેરી લીધી હતી અને નૂરે હક અત્યંત મંદ અને કમજોર નજર આવતું હતું. અને આ હાલાત, કોઈ એવો તાકતવર અને પ્રભાવશાળી દીની અને રૂહાની શખ્સિયતના આવવાનો તકાઝો કરી રહી હતી; જે પોતાની અલ્લાહ દીધી બાતિની અને રૂહાની તાસીરથી માનસિક બેચેની અને રૂહાની બેતાબીને દૂર કરીને સમાજના મૃત શરીરમાં નવી રૂહ ફૂંકી શકે અને અલ્લાહની મખ્લૂકના દિલોમાં ઈસ્લામની અબ્દિયત અને શરીઅતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સચ્ચાઈ અને જામિઈય્યત (સર્વગ્રાહિતા)નું સંપૂર્ણ યકીન પૈદા કરી શકે.

તે હકીકી નેઅમતો આપનારે, જે દરેક અંધારી રાત પછી દુનિયાવાળાઓને રોશની પહોંચાડવા માટે, વિશ્વને પ્રકાશિત કરનાર સૂરજને ઉદય થવાનો હુકમ આપે છે, બાતિલની આ અંધારી રાતને મિટાવવાના માટે એક શાનદાર

અને દિલોને આકર્ષનારા, બાતિની અને જાહેરી ખૂબીઓના સંગમ, અનોખું વ્યકિતત્વ ધરાવનારને જાહેર ફરમાવ્યા અને એક ફારૂકી મુજદ્દિદ, ફારૂકી શાનથી જાહેર થયા. અને તે મહાન ઝાત હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની શયખ અહમદ બિન અબ્દુલ અહદ સરહિંદી (રહ.) હતા કે એ અંધકારમય જમાનાની પરિસ્થિતિ તેમના આગમનની અપેક્ષા રાખતી હતી તથા અલ્લાહવાળાઓ અને અહલે દિલ પોતાની આંખો અને હૈયાને તેમના માટે માર્ગનું પાથરણું બનાવીને તેમના આગમનનો ઈન્તેઝાર કરતા હતા.

☐ હિજરી સન ૯૭૧ માં સરહિંદમાં આપ (રહ.)નો જન્મ થયો.

☐ કુર્આન શરીફનું હિફઝ સંપૂર્ણ કરવા બાદ મોટા ભાગના ઉલૂમ પોતાના વાલિદ બુઝુર્ગવાર (પિતાજી) હઝરત શયખ અબ્દુલ અહદ (રહ.) અને તે જમાનાના કેટલાક જાણિતા અને મશહૂર ઉલમાથી હાસિલ કર્યો.

☐ ૧૭ (સત્તર) વરસની ઉમરમાં જાહેરી ઉલૂમથી ફારિગ થઈને દર્સ અને તદરીસ (શીખવા–શિખવવા)ના તેમજ લેખનના કામમાં પ્રવૃત્ત થઈ ગયા

☐ ઉપરાંત પોતાના વાલિદ સાહબની સુહબત અને તરબિયતમાં સુલૂક અને તસવ્વુફનો બાતિની ફૈઝ હાસિલ કર્યો તથા કમાલ અને તકમીલના મરતબાઓ પર પહોંચ્યા.

☐ તે પછી નકશબંદી સિલસિલાને હિન્દુસ્તાનમાં લાવનાર અને ફેલાવનાર આરિફે અકમલ હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)થી બયઅત થઈને નકશબંદી

સિલસિલાની ખાસ નિસ્બતની બાતિની કૈફિયતો અને તરકકીઓના ઉચ્ચ મરતબાઓ અને દરજ્જાઓ પાર કર્યા અને ઈમામત તથા ઈજતિહાદના દરજા સુધી પહોંચ્યા.

'ઝાલિ-ક ફઝલુલ્લાહિ યુઅતિહિ મંય યશાઅ'

[એ અલ્લાહનો ફઝલ છે, તે જેને ચાહે તેને આપે છે.]

☐ તે પછી લોકોના નફસોની ઈસ્લાહ અને દિલોની સફાઈની સાથે આપ (રહ.)એ ખામોશ પરંતુ નકકર અને મજબૂત તરીકાથી માનવ ઘડતરનું કામ શરૂ કર્યું. અને ધીમે ધીમે દઅવત અને તબ્લીગ, ઈરશાદ અને તરબિયતનું વર્તુળ વિશાળથી વિશાળતર કરતા ચાલ્યા ગયા.

☐ આપે પોતાના મુખ્લિસ, બાસફા ખલીફાઓને હિન્દુસ્તાનના દરેક દરેક શહેરમાં ઈસ્લાહ અને તરબિયતનું કામ સોંપીને રવાના કર્યા તેમજ દુનિયાના વિવિધ સ્થળો અને મોટા ભાગના ઈસ્લામી મુલ્કો જેવા કે : તુર્કસ્તાન, અરબસ્તાન, યમન, શામ (સિરિયા), રૂમ, બદખ્શાં, તાલ્કાન, કાબુલ, માવરાઉન્નહર... વગેરે જગાઓએ આપ (રહ.)ના લાયક અને ઉત્તમ નાયબો (ખલીફાઓ) દીની ખિદમતોમાં મશગૂલ થઈ ગયા અને દીનના પુનર્જીવન, સુન્નતના અને શરીઅતના પ્રચારનો અવાજ બુલંદ કર્યો.

☐ સલ્તનતના વિચક્ષણ પદાધિકારીઓ અને દરબારના મોટા મોટા અમીરો, આપના અને આપના ગૌરવશાળી ખલીફાઓના અકીદતમંદો અને અનુયાયીઓ થયા. તેમની

આ અકીદત અને ખુલૂસ (શુધ્ધ ભાવના) અને એ'તિમાદ (શ્રધ્ધા)ના સંબંધને ઝરીઓ બનાવીને હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ તેમનામાં મોજૂદ દીની જઝબહ (ભાવના) અને હમિયત (ગૌરવ)ને ઉભાર્યો.

- ☐ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ મઝકૂર અમીરો, દરબારીઓ અને સલ્તનતના પદાધિકારીઓને ઉદ્દેશીને તેમની સાથે પત્ર વ્યવહાર કર્યો અને દર્દ તથા ઈખ્લાસ, જોશ અને તાસીર, તેમજ કુવ્વત અને દિલને આકર્ષિત કરવાની શકિતમાં અજોડ પત્રો લખ્યા. એ જ હઝરતની દઅવત અને તબ્લીગના કાસિદ (એલચી) તથા ઝખ્મી દિલના તર્જમાની કરનારા બન્યા અને મહાન ઈન્કિલાબ (ક્રાંતી)ના નિમિત્ત બન્યા.

- ☐ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ મઝકૂર અમીરો, દરબારીઓ અને સલ્તનતના પદાધિકારીઓના દિલોમાં દબાયેલી ઈમાની ચિનગારીઓને પ્રજવલિત કરીને તત્કાલીન બાદશાહ જહાંગીરને નેક મશ્વરહ (સલાહ) આપવા માટે તત્પર કર્યા. અને તેને ઈસ્લામની હિમાયત તથા મુસલમાનોના જખ્મી દિલોના ઉપચાર અને વિતેલા બેદીનીના દૌરની ક્ષતિપૂર્તિ માટે તૈયાર કર્યા જેના પરિણામે જહાંગીર અને તેના પછીના સુલ્તાનો, અકબરની જેમ ઈસ્લામના શત્રુ બનવાના બદલે ઈસ્લામના સેવક બની ગયા.

- ☐ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના સુંદર પ્રયાસોના ચિન્હો અને બરકતો પ્રગટ થવા લાગ્યા. અને ઈસ્લામી મિલ્લત એઅતિકાદી, માનસિક અને તેહઝીબી (સભ્યતા અને

સંસ્કૃતિ) તથા દીની વિમુખતાની સમગ્ર પકડમાંથી મુક્ત થઈને સુરક્ષિત થઈ ગઈ. અને એવો દીની અને રૂહાની ઈન્કિલાબ પૈદા થયો કે મુહમ્મદી નુબુવ્વત અને તેની અબ્દિયત અને જરૂરત પર ઉમ્મતમાં એઅતિકાદ (આસ્થા) અને એઅતિમાદ (શ્રધ્ધા) મજબૂત અને દઢ થઈ ગયા અને પેલા વ્યર્થ ફિત્નાઓ નષ્ટ થઈ ગયા જે મોઢું ફેલાવીને ઈસ્લામના પૂરા એઅતિકાદી, વૈચારિક અને રૂહાની તંત્રને ગળી જવા માટે તૈયાર હતા.

અકકલ, ફિલસૂફી (તત્વજ્ઞાન), ઈલ્મી બહસ, અને દલીલોની વિરુધ્ધ હઝરાતે અંબિયા (અલયહિમુસ્સલાતો વસ્સલામ) પર ઈમાન અને તેમની તકલીદ (અનુસરણ)ને પૂરી શરીઅતે ઈલાહી અને નિઝામ (વ્યવસ્થાતંત્ર)ની અસલ (મૂળ) ઠેરવવામાં આવી અને તેને ઈન્સાનના માટે અલ્લાહ તઆલાની મઅરિફત (ઓળખ) અને નજાત તથા ફલાહ (મુક્તિ અને કલ્યાણ)નું મૂળ સ્ત્રોત ઠેરવવ્યું.

અલ્લાહ સાથેનો સંબંધ જેને કુર્આનમાં તઝકિયહ અને હદીષોમાં એહસાન (શબ્દો)થી ઓળખાવવામાં આવ્યો છે, જેને પાછળના દૌરમાં તસવ્વુફ કહેવામાં આવવા લાગ્યો અને જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દુનિયામાં આગમનના મકસદોમાંથી છે, તેની તકવીયત અને દુરુસ્તગી તેમજ ગફલત અને ભૌતિકતાથી હિફાઝત અને નફસના રોગો તથા બીમારીઓના ઈલાજની ચિંતાને વેગ આપ્યો.

તરીકત અને શરીઅત બન્ને એકબીજાથી અલગ હોવાના અજ્ઞાની દષ્ટિબિંદુને રદ ફરમાવીને પૂરી સાહસિકતાથી એલાન ફરમાવ્યું કે :

- તરીકત શરીઅતની ખાદિમ અને તાબેદાર છે.
- શરીઅતના કમાલાત (ખૂબીઓ) (તરીકતના) અહવાલ અને મુશાહિદાઓ પર અગ્રતા ધરાવે છે.
- નફસની ઈસ્લાહ અને નફસાની બીમારીઓના નિવારણ અને ઉપચાર માટે પણ ફઝીલત સમગ્ર રીતે સુન્નતની પૈરવીમાં છે. હકીકી તઝકિયહ અને તસફિયહ (દિલની સફાઈ) નેક અમલો કરવા પર મોકૂફ છે. અને શરીઅતના અહકામ પર અમલ કરવો હઝારો રિયાઝતો અને મુજાહદાઓ કરવા કરતાં ક્યાંય વધારે ફાયદાકારક છે. અને શરીઅત તમામ દુન્યવી અને ઉખ્રવી (બંને જહાનની) સઆદતોની ઝામિન (બાંયધરી) છે.

☐ આ રીતે શરીઅતની હિમાયત અને નુસરત (મદદ), અકાઈદની ઈસ્લાહ (સુધારણા) અને શિર્કના રદીયા તેમજ બિદઅતો અને જાહિલિય્યતની રસ્મોની બૂરાઈઓ તરફ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિ કર્યું અને પોતાના પત્રોમાં ખૂબ જ વિસ્તારથી અને સ્પષ્ટ રીતે એને બયાન ફરમાવ્યું. કિતાબ અને સુન્નત તથા જમહૂર અહલે સુન્નતના અકીદાથી ખસીને કોઈ સૂફિયાનહ તહકીક અને હાલ કે વચનો અને અહવાલનો પૂરી કુવ્વત અને સ્પષ્ટતાની સાથે રદીયો ફરમાવ્યો.

☐ તઅઝીમી સિજદો જે અકબરના જમાનામાં લાઝિમ ઠેરવવામાં આવ્યો હતો અને કેટલાક મશાઈખને ત્યાં પણ એનો રિવાજ થવા લાગ્યો હતો તેના પર સખ્ત રોકથામ ફરમાવી. મુશ્રિકાના આમાલ અને રસ્મો, શિર્કના

રિવાજોની તઅઝીમ, ગયરુલ્લાહથી મદદ માંગવી અને હાજતો તલબ કરવી, મુશ્રિકાનહ અકીદાઓ, અને કાફિરોના તહેવારોની તાઝીમ અને તેમની રસ્મો અને આદતોનું અનુસરણ જેમાં અકબરના દોરમાં સરળતા પૂર્વક વર્તન કરવામાં આવતું હતું. ઉપરાંત બુઝુર્ગોના માટે હેવાનોને નઝર અને ઝબહ કરવાના અને પીરો તથા બીબીયોંની નિય્યતથી રોઝહ રાખવાના શિર્કના રદીયા અને ટીકામાં ઘણી સખ્ત ધમકીઓ અને સ્પષ્ટ ખુલાસાઓ આપના મકતૂબાત (પત્રો)માં ઠેર ઠેર મોજૂદ છે.

ઉપરાંત એક તજદીદી કારનામું આપ (રહ.)નું આ પણ છે કે, વહદતુલ વુજૂદ❶ નું દષ્ટિબિંદુ, જેને સ્વીકારનારા તે દૌરના મોટા ભાગના સૂફીઓ, ફિલસૂફો અને શાઈરો હતા અને તેની સર્વસામાન્ય અસર અને પ્રચારથી એક રીતની માનસિક અને અખ્લાકી પરેશાની પૈદા થવા લાગી હતી ; લોકો શરીઅત, અકકલ અને અખ્લાકની હદોને ઓળંગવા લાગ્યા હતા અને એક આંધળુકી કૈફિયત ઈસ્લામી સમાજમાં દેખાતી હતી. તૌહીદે વુજૂદીના માનનારાઓની એક મોટી સંખ્યાએ પોતાની જાતને શરીઅતના બંધનો અને ઈસ્લામી ફરઝો તથા વાજિબોથી આઝાદ સમજી લીધી હતી અને શરીઅતનો આદર અને પવિત્રતા લોકોની નિગાહોમાં ઓછા થવા લાગ્યા હતા.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ આ દષ્ટિબિંદુના વિષે પોતાના સ્વાનુભવો અને અવલોકનોની રોશનીમાં ટીકા કરી અને સાબિત કર્યું કે વહદતુલ વુજૂદ સુલૂક અને મઅરિફતની

---

❶ એની વિસ્તૃત સમજૂતી 'મેઅયારુસ્સુલૂક'ના વિલાયતે સુગરા નામના પ્રકરણમાં આપેલી છે.

આખરી મંઝીલ નથી બલ્કે એનાથી આગળ મઅરિફત અને સુલૂકની મંઝીલો બીજી પણ છે. આ રીતે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ ઈસ્લામને તસવ્વુફના અંતિમવાદથી મુક્તિ અપાવી.

આ રીતે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ લિલ્લાહિય્યત અને ઈખ્લાસથી અકાઈદ અને દષ્ટિબિંદુઓની સુધારણા, શિર્ક અને બિદઅતોને રદ કરવું, અને શુધ્ધ દીનની દાવતની સાથે માનવ ઘડતર અને રૂહાની તરબિયત તેમજ તઝકિયહનું તે અઝીમુશ્શાન તજદીદી કારનામું અંજામ આપ્યું જેના પરિણામે એવા કાર્યકરો અને નિસ્વાર્થ તથા નિસ્પૃહી અલ્લાહવાળાઓ પૈદા થયા જેમાં આપ (રહ.)ના મુખ્લિસ ફરઝંદો અને ઔલાદ અને બાઅઝમત ખલીફાઓ અને જાનશીનોના હઝારો લોકો છે જેમણે હિન્દુસ્તાનના વિવિધ, કેન્દ્રિય સ્થાનોમાં બેસીને અને પછી અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ઈરાક, શામ (સિરિયા), તુર્કી અને હિજાઝ (અરબસ્તાન)માં ફેલાઈને યાદે ખુદાની ગરમી, એઅલાએ કલિમતુલ્લાહની કોશિશ, મુર્દહ સુન્નતોને સજીવન કરવી, શરીઅતની હિમાયત અને બિદઅતની નાબૂદીનો ભવ્ય ઈન્કિલાબ (ક્રાંતિ) પૈદા કરી દીધો અને લાખો લોકોમાં ખુદાની તલબ અને શરીઅતના આદરની ભાવનાનું સૂર ફૂંકી દીધું.

તેમની મુબારક કોશિશો ફળદાયી નિવડી. ઓછામાં ઓછી ત્રણ સદીઓ (ત્રણસો વરસ) સુધી એ હઝરાતે આ તજદીદી મિશનને ત્યારે અઝીમત અને મશગૂલિયત તથા મસરૂફિયતની સાથે ચાલુ રાખ્યું. સમગ્ર ઈસ્લામી આલમમાં દરેક જગાએ તેમની નૂરાની અસરો આજે નઝરે આવે છે.

અને આ ત્રણ સદીઓ તેમની જ રૂહાની અને ઈલ્મી કિયાદત (નેતૃત્વ)ની સદીઓ કહેવડાવવાને લાયક છે. ખાસ કરીને આ મુલ્ક (હિન્દુસ્તાન) બારમી સદી (હિજરીસન)માં સમગ્ર ઈસ્લામી દુનિયાનું રૂહાની અને ઈલ્મી કેન્દ્ર બની ગયું અને સમગ્ર ઈસ્લામી આલમમાં દૂર દૂરના ખૂણાઓમાંથી પિપાસુઓ અહીં પોતાની રૂહાની અને ઈલ્મી પ્યાસ બુઝાવવા માટે, નફસનો તઝકિયહ અને એહસાનની મંઝિલો તય કરવા માટે તથા હદીસના દર્સ (પાઠો) લેવાના માટે આવવા લાગ્યા. અહીં ઠેર ઠેર મુજદ્દિદી ખાનકાહો અને કિતાબ (કુર્આન) તથા સુન્નતની તાલીમગાહો અને હદીસના દર્સના મરકઝો (કેન્દ્રો) સ્થાપિત થઈ ગયા. આ આલમગીર (વિશ્વવ્યાપી) અસરને જોઈને એક હકીકત પસંદ ઈન્સાન આ કહેવા માટે મજબૂર થઈ જાય છે કે :

**'જહાંનેરા દિગરગું કર્દ યક મર્દે ખૂદ આગાહે.'**

[આત્મ સાક્ષાતકાર કરનાર એક મહાપુરુષે આખા વિશ્વની કાયાપલટ કરી નાંખી !]

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ભવ્ય તજદીદી કારનામાઓની ભલી વાતો અને જીવનચરિત્રો આપના મુબારક ઝમાનાથી જ વિવિધ કાળમાં અને ભાષાઓમાં થતાં રહ્યા છે. આપના નામવર ખલીફાઓએ આપની ઝિંદગીમાં જ આપના મુબારક હાલાત વિષે લખવાનું શરૂ કરી દીધું હતું. એ પૈકી 'હઝરાતુલ કુદ્દસ' આપના ખલીફા શયખ બદરુદ્દીન સરહિન્દી (રહ.)ની મશહૂર અને પ્રખ્યાત કિતાબ છે.

બાદમાં આવનારાઓ અને આ રૂહાની નેઅમતથી ફૈઝો અને બરકતો હાસિલ કરનારા કદરદાનોના એક મોટા સમૂહે

પોત પોતાની શકિત અનુસાર તથા રસ અને રુચિ પ્રમાણે, ટૂંકા અને લાંબા જીવનચરિત્રો લખીને ઈસ્લામી ઉમ્મતના આ મહાન રહબર અને માર્ગદર્શકને અકીદતની અંજલી પેશ કરી.

શાઈરોએ પણ વિવિધકાળમાં અકીદતના પુષ્પો પરોવીને, ગુલદસ્તા સજાવીને, પોતાના હૈયાની ભાવના અને લાગણીને પ્રગટ કરી. તથા દઅવત વને અઝીમત તેમજ ઈસ્લાહ અને તરબિયતના ઈતિહાસમાં એક ઉઝજવળ, સોનેરી પ્રકરણનો વધારો કર્યો.

**'ફ જઝાહુમુલ્લાહુ અ-ના વ અન જમીઉલ મુસ્લિમીન ખયરલ જઝાઅ.'**

અલ્લાહ તઆલા આપણા તરફથી અને તમામ મુસલમાનો તરફથી એ હઝરાતને તેમની ખિદમતોનો બેહતરીન બદલો અતા ફરમાવે. આમીન !

મારા માટે અલ્લાહ તઆલાની હમ્દ અને ષના તથા શુક્રગુઝારીનો ખાસ મોકો છે કે મારા મુહતરમ અને મુકર્રમ ફાઝિલ રફીક (વિદ્વાન મિત્ર) જનાબ અલહાજ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા ઝીદ મજદુહુમ એ આ ક્ષેત્રમાં કદર લાયક ખિદમતો અંજામ આપી છે. નકશબંદી બુઝુર્ગોના ક્રમવાર જીવનચરિત્રો જનાબ રિસાલત મઆબ હુઝૂરે પુરનૂર હઝરત રસૂલે કરીમ (અલયહિસ્સલાતુ વસ્સલામ)થી શરૂ કરીને સહાબા (રદિ.) અને તાબેઈન (રહ.)ના બાદ તરીકતના ઈમામો, અવલિયા અલ્લાહના હાલાતને 'નકશબંદી ઔલિયા' નામથી લખીને પ્રગટ કર્યા છે અને એક પછી એક ત્રણ ભાગોમાં નકશબંદી બુઝુર્ગોના જીવનચરિત્રો, હિન્દુસ્તાનના નકશબંદી મશાઈખના અગ્રેસર હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ રહિમહુલ્લાહુ સુધી પૂર્ણ કરીને

પ્રગટ કર્યા છે.

હવે ચોથા ભાગમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની શયખ અહમદ ફારૂકી સરહિન્દી રહમતુલ્લાહિ અલયહનું વિસ્તૃત જીવનચરિત્ર ખૂબ પરિશ્રમ પૂર્વક સંપાદિત કરીને ગુજરાતી ભાષાના ઈલ્મી અને સાહિત્યિક, જીવનચરિત્ર ભંડોળમાં એક મહત્વનો વધારો કર્યો છે. અને હકીકતમાં એ ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની મુબારક જિંદગી અને તાલીમાત અને રૂહાની ફૈઝો અને બરકતોનું કલમી (લિખિત) સ્વરૂપ છે; જે 'મિલ્લતકા નિગહબાન'ના નામથી પ્રગટ થઈ રહ્યું છે:

અલ્લાહ રબ્બુલ ઈઝઝત ફાઝિલ (વિદ્વાન) લેખકના આ નિસ્વાર્થ, સુંદર પ્રયાસને કુબૂલિયતના શરફથી નવાઝે અને હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી ખાસ રૂહાની સંબંધ ધરાવનારા નકશબંદી મુજદ્દિદી સિલસિલાના મુરીદોને અને સામાન્ય રીતે ઈમાની સંબંધ ધરાવનારા તમામ મુસલમાનોને આ મુબારક જીવનચરિત્રથી ફાયદો મેળવવાની અને જિંદગીની રાહોમાં એને માર્ગની મશાલ બનાવીને બંને જહાનની સલાહ અને ફલાહ, નેકી અને કલ્યાણની સઆદત હાસિલ કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન !

**ઈં દુઆ અઝમન વ અઝ જુમ્લહ જહાં આમીન બાદ.**

**દુઆગો,**

**મુહમ્મદ ફઝલુર્રહીમ મુજદ્દિદી**

**ઝિલ હજજહ, ૧૪૨૬ હિજરીસન**

**જાન્યુઆરી, ૨૦૦૬ ઈસ્વીસન**

# પ્રસ્તાવના

**અબ્દુલકાદિર ફાતીવાલા**

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલારસૂલિહિલ કરીમ**



'નકશબંદી ઓલિયા' ગ્રંથ પહેલાની પ્રસ્તાવનામાં :

આ ગ્રંથમાળા લખવાના હેતુઓ,

એની ફઝીલતો,

ગુજરાતમાં નકશબંદી સિલસિલાના આગમનનો ઈતિહાસ,

ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાનું સાહિત્ય,

વગેરે વિષે વિગતે વાતો લખેલી છે જેનું અહીં પુનરાવર્તન ન કરતાં માત્ર શુક્ર અને શુક્રિયા માટે થોડા શબ્દો લખવા પૂરતા થશે.

**શુક્રે બારી તઆલા**

અલ્લાહ તઆલાના અસીમ, અસંખ્ય, અગણ્ય શુક્ર અને અહેસાન છે જેણે માત્ર પોતાના ફઝલો કરમથી તથા પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને પોતાના મહબૂબ

બંદાઓના સદકા, તુફૈલ અને વસીલાથી મુજ ગુનેહગાર, નાકારહને ઝરીયો બનાવીને 'નકશબંદી ઔલિયા'નો આ ચોથો ગ્રંથ, 'ઉમ્મતના નિગહબાન' શીર્ષકથી વાચકોની ખિદમતમાં રજૂ કરવાનું પરમ સૌભાગ્ય અર્પણ કર્યું.

**ઝાલિ-ક ફઝલુલ્લાહિ યૂઅતીહી મંયયશાઉ વલ્લાહુ ઝુલ ફઝીલલ અઝીમ.'**

એ અલ્લાહનો ફઝલ છે, તે જેને ચાહે (તેને) આપે છે, અને અલ્લાહ ખૂબ ફઝીલતવાળો છે.

અલ્લાહ તઆલા બાકીના ગ્રંથો પણ પોતાની કુદરતે કામિલાથી, પોતાના ફઝલો કરમથી એ જ પ્રમાણે પૂર્ણ કરાવે અને એના માટે તમામ જરૂરિયાતો પૂરી ફરમાવે એવી દુઆ છે. વાચકોથી પણ દુઆની ગુઝારિશ છે.

**જો કુછ હુવા, હુવા કરમસે તેરે;**
**જો કુછ ભી હોગા, તેરે કરમસે હોગા.**

**આભાર દર્શન**

મારા મર્હૂમ પીરો મુરશિદ, પ્રખર આરિફ, આલિમ અને કેળવણીકાર, 'જામિઅતુલ હિદાયા', જયપુરના સ્થાપક, મિલ્લતના હિતચિંતક, હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ નવ્વરલ્લાહુ મરકદહૂની પ્રેરણા અને પ્રોત્સાહનથી નકશબંદી ઔલિયા ગ્રંથમાળાનું લેખન કાર્ય કરવાનું સાહસ આ નાચીઝે ઉપાડયું હતું. આપ હઝરતની હયાતે મુબારકમાં એના ત્રણ ગ્રંથો હઝરતની સરપરસ્તીમાં પ્રગટ થયા હતા; જેનો વિદ્વતાપૂર્ણ આમુખ પણ આપ (રહ.)એ

લખ્યો હતો.

હઝરતના ઈન્તેકાલ બાદ આપના બિલકુલ હૂબહૂ (સદશ્ય) અને સમરૂપ, આપના નકશે કદમ પર ચુસ્ત રીતે ચાલનારા, કાબિલે કદ્ર સાહબઝાદા, અગ્રેસર ખલીફા અને જાનશીન, જામિઅતુલ હિદાયાના અમીર, હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી દામત બરકાતુહૂમ પણ આ નાચીઝ તરફ હંમેશા એવી જ શફકત અને મુહબ્બત, માયા અને મમતા ફરમાવતા રહે છે. પ્રેરણા અને પ્રોત્સાહન આપતા રહે છે. આપની ભલી દુઆઓ પણ આ નાચીઝને હંમેશા મળતી રહે છે.

'નકશબંદી ઔલિયા'નો આ ચોથો ગ્રંથ આપ (દા.બ.)ની સરપરસ્તીમાં પ્રગટ થઈ રહ્યો છે. આપે પોતાની અનેક મશગૂલિયત અને મસરૂફિયતમાંથી સમય કાઢીને લખેલા વિસ્તૃત, કીમતી પેશ લફઝમાં પણ આ નાચીઝ પ્રત્યેની આપની મુહબ્બત અને શફકત જાહેર થાય છે. જે બદલ હું આપનો અત્યંત આભારી છું.

અલ્લાહ તઆલા આપની ઉમ્ર દરાઝ ફરમાવે, સંપૂર્ણ તંદુરસ્તી અને આફિયતથી નવાઝે, તથા મિલ્લતે ઈસ્લામિય્યહના ઉત્કર્ષ અને ઉન્નતીના માટે આપે જે અથાગ, મુબારક કોશિશો અને મહેનત તથા પરિશ્રમ ફરમાવી રહ્યા છે તેમાં અલ્લાહ તઆલા જવલંત સફળતા અને કામિયાબી અતા ફરમાવે. તમામ સહુલતો અને આસાની ફરમાવે અને બંને જહાનમાં એનો બહેતરીન બદલો અતા ફરમાવે અને આપના દરજાને ઉચ્ચ અતિ ઉચ્ચ બનાવે. આમીન.

આ ગ્રંથના લેખન અને પ્રકાશનમાં તમ, મન, ધનથી, લેખન અને વચનથી, પ્રત્યક્ષ અને પરોક્ષ, સહકાર અને સહાય આપનારા સૌનો હું અંતઃકરણથી આભારી છું. વિશેષ રીતે નીચેના મહાનુભાવો ખાસ ઉલ્લેખનીય છે :

[૧] મારા હઝરત સાહબ (રહ.)ના ખલીફા અને મજાઝ, પ્રખર આલિમ અને આરિફ, હઝરત મૌલાના ઈબ્રાહીમભાઈ ફુટવાલા સાહબ નવસારવી નદવી (દા.બ.) જેમણે સમગ્ર કિતાબનું પુનરાવલોકન કરીને જરૂરી સુધારા–વધારા ફરમાવ્યા છે.

[૨] જામિઅતુલ હિદાયા, જયપુરના ઉસ્તાદે હદીષ, પ્રખર આલિમ, મુહતરમ મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ સુરતી, નદવી (દા.બ.) જેમના માર્ગદર્શન અને પ્રોત્સાહન તથા સહકાર મારા લેખનકાર્યમાં હંમેશા મને મળતાં રહે છે.

[૩] હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)થી બયઅત અને ત્રણ પેઢીના બુઝુર્ગોની ખિદમત તથા સુહબતનો શરફ હાસિલ કરનાર, અંજુમને હિદાયત, સુરતના રૂહેરવાં તેમજ તમામ કિતાબોના પ્રકાશન, પ્રસારણ અને વિતરણની ભારે જવાબદારી આશરે ૮૦ (એંસી) વરસની ઉંમરે પણ ઉત્સાહ અને પરિશ્રમ તેમજ ખુલૂસથી નિભાવનાર, મારા રફીકે મુહતરમ જનાબ હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ સાહબના સાથ અને સહકારને ભૂલી શકાય એમ નથી.

[૪] મુંબઈના પ્રતિષ્ઠિત વેપારી, હઝરત અકદસ મૌલાના શાહ

મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા.બ.)ના મુખ્લિસ મુરીદ, મુહતરમ જનાબ હાજી બશીરભાઈ હારૂનભાઈ અઘાડીની આર્થિક સહાયથી આ કિતાબના પ્રકાશનમાં ઘણી આસાની થઈ છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી, બંને જહાનમાં એનો બેહતરીન બદલો અતા ફરમાવે. આમીન.

[૫] આ પહેલાં પ્રગટ થઈ ચુકેલી મારી મૌલિક, અનુદિત કે સંપાદિત, નાની–મોટી ૧૦૦ (એકસો) કરતાંયે વધારે કિતાબોને ખૂબ જ ઉષ્માપૂર્વક આવકાર આપી, તેના વિસ્તૃત અને વિદ્વતાપૂર્ણ અવલોકનો, સમીક્ષાઓ, પરિચયો, અભિપ્રાયો, પ્રતિભાવો લખી, છાપી મને પ્રોત્સાહિત કરવાબદલ અખબારો, સામયિકો, સાહિત્યકારો, સાક્ષરો, આરિફો, આલિમો તથા સુજ્ઞ વાચકોનો પણ હું અત્યંત આભારી છું. 'નકશબંદી ઔલિયા'ના આ ચોથા ગ્રંથ 'મિલ્લતના નિગહબાન'ને પણ સૌનો એવો જ સત્કાર અને આવકાર મળશે એવી આશા અને અપેક્ષા છે.

[૬] ખૂબ જ ટૂંક સમયમાં કિતાબનું સુદર, આકર્ષક મુદ્રણ કરી આપનારા મારા પીર ભાઈ મુહતરમ ડોકટર ગુલામ અહમદ કાપડીઆ સાહબના સૌજન્યશીલ, ખૂશઅખ્લાક અને મુદ્રણ કળામાં કુશળ સાહબઝાદાઓ શાહિદભાઈ તથા મઝહરભાઈનો પણ હું ખૂબ જ આભારી છું.

## કિતાબના નામ વિશે ખુલાસો

અંતમાં કિતાબના નામ વિશે થોડો ખુલાસો લખી દેવો જરૂરી જણાય છે જેથી કોઈને કંઈ ગેરસમજ ન થાય.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મુબારક જીવન અને ભવ્યતમ, વિશ્વવ્યાપી અને યુગપ્રર્વતક તજદીદી (નવનિર્માણ)ના કામ વિશે ઉર્દૂ, હિન્દી, ગુજરાતી તેમજ જગતની અન્ય ભાષાઓમાં અસંખ્ય અને અગણિત કિતાબો પ્રગટ થઈ છે, પ્રગટ થઈ રહી છે અને ઈન્શાઅલ્લાહ પ્રગટ થતી રહેશે પરંતુ એ કિતાબોના નામોમાં નીચે પ્રમાણે એકધારાપણું જોવા મળે છે :

- હયાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)
- સીરતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)
- સવાનેહ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)
- તઝકેરહ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)
- હાલાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

..... વગેરે.

મારો ઈરાદો આ ચીલાચાલુ નામોના બદલે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) વિશેની કિતાબનું નામ પણ કંઈક જદીદ (નવું) રાખવાનો હતો એટલે મૈં કિતાબનું નામ 'મિલ્લતકા નિગહબાન' પસંદ કર્યું. એ નામ પસંદ કરવાના કારણો નીચે પ્રમાણે છે :–

[૧]

ઉર્દૂના મહાન શાયર અલ્લામા ડોકટર મુહમ્મદ ઈકબાલ

(રહ.)એ સરહિંદ શરીફમાં હઝરત મુજદિદે અલ્ફેસાની (રહ.)ના મઝારે મુબારક પર હાજરી આપ્યા બાદ નીચેની પંક્તિઓ લખી હતી :

**હાઝિર હુવા મૈં શયખ મુજદ્દિદકી લહદ પર,**
**વોહ ખાક કે હૈ ઝેરે ફલક મત્લએ અનવાર.**
**ઈસ ખાકકે ઝરૌંસે હૈ શરમિન્દહ સિતારે,**
**ઈસ ખાકમેં પોશીદહ હૈ વોહ સાહિબે અસરાર.**
**ગરદન ન ઝુકી જિસકી જહાંગીર કે આગે,**
**જિસકે નફસે ગર્મસે હૈ ગર્મીએ અહરાર.**
**વોહ હિન્દમેં સરમાયએ મિલ્લતકા નિગહબાન,**
**અલ્લાહને બરવકત કિયા જિસકો ખબરદાર.**

આ પંક્તિઓ વાંચતાં જ સાહજિક રીતે મારા દિલમાં કિતાબનું નામ 'મિલ્લતકા નિગહબાન' રાખવાની કુદરતી સ્ફુરણા થઈ અને મેં એ નામ પસંદ કરી લીધું.

**'વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ'**

[તમામ તવફીકો અલ્લાહના તરફથી જ છે.]

**[૨]**

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ખલીફા હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી (રહ.) લખે છે કે :

(હઝરત મુજદ્દિદ સાહબ)ની વફાતના પાંચ–છ દિવસ પછી મેં ખ્વાબમાં જોયું કે :

હું કયાંક જઈ રહ્યો છું. રસ્તામાં શયખ ફરીદ ફારૂકી મળી ગયા. મેં તેમનાથી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂના વિષે પૂછપરછ કરી. તેમણે જવાબ આપ્યો કે,

"(અત્યારે) ખાનગી કમરામાં તશરીફ ફરમાવે છે અને હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)ને પત્ર લખે છે."

ફકીર (હું) પણ અંદર પહોંચ્યો. જોયું કે (ખરેખર) (આપ) પત્ર લખી રહ્યા છે. મેં પત્રનું અવલોકન કર્યું. તેમાં લખ્યું હતું કે :

"હું પોતે આ જહાન (દુનિયા)નો નિગહબાન છું. હું (આ) જહાન (દુનિયા)થી ગુઝરી ગયો અને પેલા જહાન (આખિરત)માં આવી ગયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન."

**['વિસાલે અહમદી' પા. ૩૮,**
**'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૯૭, ૨૯૮,**
**બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૨૩૭**
**લેખક : હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસયન શાહ સાહબ (રહ.)]**

**[૩]**

હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા.બ.) એક વખતે વલસાડ તશરીફ લાવ્યા હતા ત્યારે મેં આપને કિતાબના મજકૂર નામની વાત કરી. આપ ઘણાં ખૂશ થયા અને ફરમાવ્યું :

"ઈસ નામમેં તો હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)કા પુરા

પસમંઝર (બેક ગ્રાઉન્ડ) હે."

[૪]

શયખે તરીકત હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી (દા.બ.) એક દિવસ આ નાચીઝના મકાન પર તશરીફ લાવ્યા હતા ત્યારે મેં આપને કિતાબના મજકૂર નામની વાત કરી. જવાબમાં આપે જે ફરમાવ્યું હતું તેનો સારાંશ આ છે :

એક વખતે હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી મિયાં નદવી (રહ.)એ મને ફરમાવ્યું હતું કે :

હિન્દુસ્તાનમાં ઈસ્લામના પ્રવેશ અને પ્રસારનું કામ ચિશ્તિય્યહ સિલસિલાએ કર્યું હતું પરંતુ ઈસ્લામની નિગહબાનીનું કામ નકશબંદી સિલસિલાએ કર્યું હતું.



ઉમ્મીદ છે કે સુજ્ઞજનોને આ નવું નામ ગમશે.

**દુઆ**

અલ્લાહ તઆલા મારી આ અદના કોશિશને, પોતાની દરિયાએ રહમતથી કબૂલ ફરમાવી, આખિરતની નજાતનો અને માનવમાત્રની હિદાયતનો ઝરીયો બનાવે ! આમીન !

**રહમતે હક બહાના મી જૂયદ,**
**બહા નમી જૂયદ.**

[અલ્લાહની રહમત (બંદાની મગફિરત માટે) માત્ર બહાનું શોધે છે ; મૂલ્ય કે વળતર શોધતી નથી.]

રબ્બના તકબ્બલ મિન્ના
ઈન્ન-ક અન્તસ્ સમીઉલ અલીમ.

[હે અમારા પરવરદિગાર !
અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે !

અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,

**અબ્દુલકાદિર ફાતીવાલા**

ગુફિરલહૂ

મોટા ઘાંચીવાડ, વલસાડ ૩૯૬ ૦૦૧
ફોન નં. : (૦૨૬૩૨) ૨૫૦ ૧૫૦

૨૨, સફર, ૧૪૧૭ હિજરીસન
મુતાબિક
૨૩, માર્ચ, ૨૦૦૬ ઈસ્વીસન
જુમેરાત

# મુબારક જીવનચરિત્ર

અલ્ફેસાનીકે મુજદ્દિદ
શયખ અહમદ નામે પાક,

બખ્શ દે ઉસ આરિફોકે
પેશવાકે વાસ્તે.

## હઝરતનું જન્મ સ્થળ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)નો જન્મ સરહિંદ શરીફ શહેરમાં થયો હતો. એ શહેર ભારતમાં પંજાબ રાજયમાં અમૃતસર નજીક આવેલું છે.

## સહરન્દ : વાઘોનું વન

એક તુગલક સુલતાન પોતાના લાવલશ્કર સાથે દિલ્હી જઈ રહ્યો હતો. લશ્કર સહરન્દ નામના સ્થળે પહોંચ્યું. હિન્દી ભાષામાં સહરન્દનો અર્થ વાઘોનું વન થાય છે. વાઘ-સિંહ જેવા વિકરાળ પશુઓ અહીં રહેતા હતા. એ ભયાનક જંગલમાંથી ઉતાવળે આગળ વધવા બાદશાહે હુકમ આપ્યો. લશ્કર ખૂબ ઝડપથી એ જંગલ પાર કરી ગયું.

લશ્કર સહરન્દથી હજી થોડે જ દૂર પહોંચ્યું હતું ત્યારે ખબર પડી કે લશ્કરના એક બુઝુર્ગ એ ભયાનક જંગલમાં થોભી ગયા છે !

બાદશાહે તુરંત સૈનિકોની એક ટુકડી એ બુઝુર્ગને તેડી લાવવા મોકલી. બુઝુર્ગ બાદશાહના આદેશને માન આપી સૈનિકોની એ ટુકડી સાથે પરત આવ્યા.

''આવા ભયાનક બિહામણા જંગલમાં આપ એકલા શા માટે થોભી ગયા ?!''

બાદશાહે બુઝુર્ગને નવાઈપૂર્વક પૂછયું.

''જહાંપનાહ ! સહરન્દમાં મને અલ્લાહ તઆલા તરફથી અંતઃ પ્રેરણા (ઈલ્કા) થઈ કે અહીં એક મહાન બુઝુર્ગ જન્મશે. તે વહીદુલ ઉમ્મત હશે. તે દીનને તજદીદ (નવજીવન) બખ્શશે. તે દીનનો પુનરોદ્ધાર કરશે.

આ બશારતના કારણે મારા દિલમાં તમન્ના થઈ કે હું સહરન્દમાંથી વિકરાળ પશુઓને કાઢીને માનવોને વસાવું જેથી અહીં પેદા થનારા એ મહામાનવના મહાભગીરથ કાર્યમાં મારો પણ અલ્પ ફાળો થઈ જાય અને મારી નજાતનું કારણ બની જાય.''

''શું આપ એકલા આ ખતરનાક સ્થળને આબાદ કરી શકશો ?''

બાદશાહે હસીને પૂછયું.

''ઈન્શાઅલ્લાહ !''

બુઝુર્ગે દઢતાપૂર્વક ઉત્તર આપ્યો.

બુઝુર્ગની મકકમતા અને હિમ્મત પર બાદશાહ નવાઈ પામ્યા અને કહ્યું,

''આપ અમારી સાથે રહો. ખાતરી રાખો કે જો અલ્લાહને મંજૂર હશે કે સહરન્દ આબાદ થાય અને અહીં તેના એક મહેબૂબ બંદાનો જન્મ થાય તો આ સ્થળને તે અમારા મારફતે માનવ વસાહતમાં ફેરવી નાંખશે. મારાથી થઈ શકતા સર્વ પ્રયાસો અને મદદ હું કરીશ. એમાં હું જરાયે કચાશ રાખીશ નહિ.''

બાદશાહની આ ઉત્સાહજનક વાતોથી બુઝુર્ગ સંતોષિત થયા અને તેમની સાથે દિલ્હી ચાલ્યા ગયા.

એ સુલતાન કોણ હતા ?

એ હતા સુલતાન ફીરોઝશાહ તુગલક.[1]

---

[1] ઝિયા તસ્નીમ બિલગ્રામી લિખિત 'મહબૂબે સુબ્હાની'ના આધારે

## સુલતાન ફીરોઝશાહ તુગલક

ફીરોઝશાહ તુગલક મુહમ્મદ તુગલકનો કાકાનો દીકરો (પિત્રાઈ) ભાઈ હતો. મુહમ્મદ તુગલક પછી હિજરીસન ૭૫૨ મુતાબિક ઈસ્વીસન ૧૩૫૧માં ઠઠ્ઠામાં ગાદીએ બેઠો. તે પછી તે દિલ્હી આવી બીજી વખત તખ્તનશીન થયો.



આ બાદશાહ તે સમયના મહાન બુઝુર્ગ હઝરત સય્યિદ જલાલુદ્દીન બુખારી ઉર્ફે મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત (રહમતુલ્લાહિ અલયહ)નો મુરીદ અને ચાહક હતો. આ મહાન બુઝુર્ગની સુહબત અને ફૈઝના કારણે બાદશાહને જંગ અને ખૂનરેઝી (રકતપાત)થી સખ્ત નફરત હતી.

હિજરીસન ૭૮૮માં પીરો મુરશિદના ઈન્તેકાલ બાદ બાદશાહનું દિલ બાદશાહતમાંથી ઊઠી ગયું અને હુકમરાનીથી એવી નફરત થઈ ગઈ કે તેણે હિજરીસન ૭૮૯માં બાદશાહત છોડી દીધી અને પોતાના પુત્ર મુહમ્મદ શાહને 'નાસિરુદ્દીન'નો ખિતાબ આપીને બાદશાહ બનાવી દીધો અને પોતે ગોશાનશીની (એકાંતવાસ)નું જીવન અપનાવી લીધું.❶

## હઝરત સૈયદ જલાલુદ્દીન બુખારી ઉર્ફે મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત (રહ.)

આપ સાદાતે હુસયની છે. બુખારાના એક પ્રતિષ્ઠિત ખાનદાનમાંથી હતા. આપના દાદા શયખ જલાલુદ્દીન સુર્ખ

---

❶ 'મુકમ્મલ તારીખે ઈસ્લામ'
કર્તા : મુફતી શૌકતઅલી 'ફહમી' પા. ૯૫૫ ના આધારે.

બુખારી (રહ.) બુખારાથી હિજરત કરીને મુલતાન આવ્યા. અહીં હઝરત બહાઉદ્દીન ઝકરિય્યા (રહ.)ના મુરીદ થયા અને તેમનાથી ખિલાફત મેળવી. તેમજ પોતાના પીરો મુર્શિદના હુકમથી અવચામાં નિવાસ કર્યો. એમના ત્રણ પુત્રો પૈકી સય્યિદ અહમદ કબીરને ત્યાં ૧૫ મી શાબાન હિજરીસન ૭૦૭ ના દિવસે હઝરત સય્યિદ જલાલુદ્દીનનો મુબારક જન્મ થયો.

## નામ, ઉપનામ, લકબ વગેરે

આપનું નામ સય્યિદ જલાલુદ્દીન હુસયન છે. આપનું ઉપનામ અબૂ અબ્દુલ્લાહ છે અને આપનો લકબ 'મખ્દૂમ જહાંનિયાને જહાંગશ્ત' છે.

એક વરસે ઈદની રાતે આપ હઝરત બહાઉદ્દીન ઝકરિય્યા (રહ.)ના મઝારે મુબારક પર યાદે ઈલાહીમાં મશગૂલ રહ્યા. તે પછી સદરુદ્દીન આરિફ (રહ.) અને હઝરત રુકનુદ્દીન અબૂલ ફતહ (રહ.)ના મઝારો પર હાજર થયા. દરેક જગાએ આપે ઈદી માંગી. દરેક જગાથી આપને 'મખ્દૂમે જહાંનિયાં'નો ખિતાબ આપવામાં આવ્યો.❶

## તા'લીમ, તરબિયત, પ્રવાસ અને ભ્રમણ

પ્રાથમિક તા'લીમ અવચામાં મેળવીને આપ મુલતાન ગયા. ત્યાંથી મદીના મુનવ્વરહ જઈને વધુ તા'લીમ મેળવી. આપે ખૂબ પ્રવાસો ખેડયા અને ત્રણસો કરતાં વધારે બુઝુર્ગોથી મુલાકાત કરીને ફયઝ તથા બરકતો હાસિલ કરી. કેટલાયે વરસો મક્કા મુઅઝઝમા, મદીના મુનવ્વરહ, ઈરાક, શામ, મિસર, બલખ, ખુરાસાન વગેરે સ્થળોએ રહ્યા.

---

❶ 'સીરુલ આરિફીન', તથા 'સાલિકુસ્સાલિકીન' જિ-૨, પા-૪૨૭ બહવાલા : 'ખુમખાનએ તસવ્વુફ' પા. ૧૪૫

## બયઅત અને ખિલાફત

- O આપ (રહ.)ને ચઉદ (૧૪) ખાનવાદહમાં બયઅત અને ખિલાફત હાસિલ હતી.
- O પ્રથમ પોતાના વાલિદ સય્યિદ અહમદ કબીરથી સિલસિલએ સુહરવર્દિય્યહમાં બયઅત થયા અને ખિલાફત મેળવી તથા હઝરત શયખ બહાઉદ્દીન ઝકરિય્યહ (રહ.)નો ખિર્કહ મેળવ્યો.
- O તે પછી પોતાના ચાચા હઝરત સય્યિદ સદરુદ્દીન ઉર્ફે મુહમ્મદ ગવસ (રહ.) પાસે ખિર્કહ પહેર્યો.
- O હઝરત શયખ રુકનુદ્દીન અબૂલ ફતહથી પણ આપે ખિર્કએ ખિલાફત પહેર્યો.
- O આપ પોતે ફરમાવે છે કે આપે ખિર્કએ સયાદત હઝરત અલી (ક.વ.)થી પહેર્યો જે ખિર્કહ તેમને સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મળ્યો હતો.
- O આપ ફરમાવે છે કે, હઝરત શયખ નિઝામુદ્દીન અવલિયા (રહ.)થી ખ્વાબની હાલતમાં ખિર્કહ પહેર્યો જે જાગ્યા પછી જિસ્મ પર મોજૂદ હતો !
- O આપે હઝરત નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.)થી પણ ખિર્કએ ખિલાફત મેળવ્યો.

## ઈબાદત અને રિયાઝત

- O દિવસ-રાતમાં ૫૦૦ (પાંચસો) રકાત નમાઝ પઢવાનો આપનો મા'મૂલ (નિત્યક્રમ) હતો.
- O આપ સાતેય કિર્અતના કારી હતા.

- O આખિરી ઉંમરમાં પણ ૧૦૦ (એકસો) રકાત નમાઝ પઢતા હતા.
- O આપનો લિબાસ મા'મૂલી હતો.
- O આપમાં વિનમ્રતા એટલી હતી કે આપ ટોપી પહેરીને નમાઝ પઢતા હતા, ઈમામા (પાઘડી) બાંધતા ન હતા. આપ ફરમાવતા કે,

  'ઈમામા ખાસ મર્દો (અલ્લાહવાળાઓ)ના માટે છે જયારે હું તો મર્દ (અલ્લાહવાળો) નથી !'

### કશ્ફ અને કરામતો

એક વખતે અવચાના હાકિમ સુમરાએ દરવેશોને પરેશાન કર્યા. હઝરતે તેને ફરમાવ્યું કે,

"હે સુમરા ! શું તું દીવાનો થઈ ગયો છે કે દરવેશોને તંગ કરે છે ?"

આપનું આ ફરમાવવું હતું કે સુમરા ખરેખર દીવાનો થઈ ગયો !

સુમરાની માતા તેને લઈને હઝરતની ખિદમતમાં હાજર થઈ ખૂબ માફી માંગી અને વિનવણીઓ કરી.

હઝરતે દુઆ ફરમાવી તો તે ફરી પાછો સારો થઈ ગયો !

## વફાત

૧૦ મી ઝિલહજ્જ, હિજરીસન ૭૮૮ ના રોજ ૮૧ (એકયાંસી) વરસની ઉંમરે આપનો ઈન્તેકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## હઝરત દિલ્હી તશરીફ લાવ્યા

સહરન્દના વાઘોના વનમાં બુઝુર્ગના થોભી જવાના બનાવ પછી દિલ્હી પહોંચ્યાના થોડાં જ દિવસો પછી બાદશાહને જાણ કરવામાં આવી કે,

> ''અવચાથી જહાંપનાહના પીરો મુરશિદ હઝરત સય્યિદ જલાલુદ્દીન બુખારી મખ્દૂમે જહાંનિયાં જહાંગશ્ત દિલ્હી તશરીફ લાવી રહ્યા છે.''

બાદશાહ તેમને આવકારવા માટે અને સ્વાગત કરવા માટે દિલ્હીથી લશ્કર સાથે રવાના થયો. સોનીપતથી આગળ વધી ઠેઠ કન્વર સુધી પહોંચ્યો.

ત્યાં પોતાના પીરો મુરશિદનું ભવ્ય અને બાદશાહી સ્વાગત કર્યું. અદબથી મુસાફહ કરી હાથને બોસો આપ્યો. તે પછી અત્યંત વિનય, વિવેક અને અદબથી પૂછયું,

> ''હઝરત આપની મુબારક પધરામણીનો કયા મોઢે આભાર માનું ? આપના આ ખાદિમના લાયક કોઈ કામ હોય તો ફરમાવો !''

હઝરતે ફરમાવ્યું,

> ''સુલતાન ! અવચાની આસપાસના વિસ્તારના લોકોને મહેસૂલની રકમ દિલ્હી સુધી પહોંચાડવામાં ઘણી અગવડ અને મુશ્કેલી પડે છે. દિલ્હી અને અવચાની વચ્ચે એક નવું શહેર વસાવવામાં આવે એવી મારી ઈચ્છા છે જેથી શાહી મહેસૂલ એ નવા શહેરમાં લોકો આસાનીથી જમા કરાવી શકે.''

બાદશાહને સહરન્દનો પેલો બનાવ યાદ આવી ગયો. અર્થસૂચક સ્મિત કરતાં તેણે કહ્યું,

"હઝરતના હુકમનું પાલન કરવામાં આવશે. દિલ્હી અને અવચાની વચ્ચે સહરન્દ નામના વિસ્તારમાં એક નવી આબાદી વસાવી દેવામાં આવશે."

બાદશાહે તે જ વખતે ખ્વાજા ફત્હુલ્લાહ નામના પોતાના ખાસ અધિકારીને બે હજાર સવાર આપીને હુકમ કર્યો,

"જાઓ ! સહરન્દ જઈને તેને આબાદ કરવા માટે કિલ્લાનું બાંધકામ તરત જ શરૂ કરી દો !"

## કિલ્લાના બાંધકામમાં વિઘ્ન

ખ્વાજા ફત્હુલ્લાહ ઉતાવળે સહરન્દ પહોંચ્યા અને આસપાસના ગામોમાંથી મજૂરો ભેગાં કરી જંગલની સફાઈ શરૂ કરી દીધી. તેમાં ઘણાં માણસોને સૈનિકોએ વેઠે પકડી કામે લગાડી દીધાં હતા !

સફાઈ પછી કિલ્લો બાંધવાનું કામ શરૂ થયું. હઝારો માણસો કિલ્લાની ફસીલ સવારથી સાંજ સુધી બાંધતાં. પરંતુ બીજા દિવસે સવારે ફરી કામ આગળ વધારવા માટે ત્યાં પહોંચતા ત્યારે આગલા દિવસે બાંધેલી પાકી, મજબૂત ફસીલ ઝમીનદોસ્ત થઈ ગયેલી જોઈને સૌ નવાઈ પામતાં !

ત્રણ-ચાર દિવસ સુધી તો સૌ એમ જ સમજયા કે એ આકસ્મિક ઘટના છે પરંતુ જયારે અઠવાડિયા લગી આજ પ્રમાણે થતું રહ્યું ત્યારે ખાતરી થઈ ગઈ કે ચોકકસ એની પાછળ કોઈ ગયબી શકિત કામ કરી રહી છે ! એટલે ખ્વાજા ફત્હુલ્લાહે બાદશાહને વિગતવાર પત્ર લખ્યો.

બાદશાહે એ પત્ર પોતાના પીરો મુરશિદ હઝરત સય્યિદ જલાલુદ્દીન બુખારી મખ્દૂમ જહાંનિયા જહાંગશ્તની સેવામાં પેશ કરતાં અરજ કરી કે,

"હઝરત ! આ મુશ્કેલીનો ઉકેલ અમારા વશનો નથી ! એને આપ જ દૂર ફરમાવો !"

હઝરત આંખો મીચી મુરાકિબ થઈ ગયા. થોડીવાર પછી આંખો ખોલી અને પોતાના ખલીફા રફીઉદ્દીનને બોલાવી ફરમાવ્યું કે,

"રફીઉદ્દીન ! તમારા ભાઈ ખ્વાજા ફત્હુલ્લાહની પાસે સહરન્દ જાઓ અને તમારી પોતાની દેખરેખ હેઠળ કિલ્લાનું બાંધકામ અંજામ આપો !"

પોતાના પીરો મુરશિદનો હુકમ થતાં જ રફીઉદ્દીન સહરન્દ જવાની તૈયારી કરવા લાગ્યા. રવાનગીથી પહેલાં હઝરતે તેમને બોલાવ્યા અને તેમને એક ઈંટ આપીને ફરમાવ્યું,

"પાયામાં પ્રથમ આ ઈંટ મૂકજો ! એનાથી તમારી મુશ્કેલી દૂર થઈ જશે અને તે સાહબ પણ જાહેર થઈ જશે જેઓ ફસીલના બાંધકામને દરરોજ ઝમીનદોસ્ત કરીને કામને અટકાવી રહ્યા છે !"

રફીઉદ્દીન એ ઈંટ લઈને તેજ સમયે સહરન્દ રવાના થઈ ગયા. ત્યાં પહોંચીને કિલ્લાના પાયામાં પ્રથમ પોતાના પીરો મુરશિદે આપેલી પેલી ઈંટ મૂકી બાંધકામ શરૂ કરાવી દીધું.

## હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)

આપ જાહેરી અને બાતિની બંને પ્રકારના ઈલ્મથી આભૂષિત હતા. પોતાના વાલિદ શયખ નસીરુદ્દીનના જાનશીન અને ખલીફા હતા.

ઉપરાંત લગભગ ૪૦૦ (ચારસો) મહાન મશાઈખથી આપે

ફયઝ હાસિલ કર્યો હતો. અને એમાંથી મોટા ભાગના બુઝુર્ગોએ આપને ખિલાફતથી નવાઝયા હતા.

છેવટે હઝરત મખ્દૂમ સય્યિદ જલાલુદ્દીન બુખારી જહાંનિયા જહાંગશ્ત (રહમતુલ્લાહિ અલયહ)થી બયઅત થયા. આપથી વિશેષ બાતિની ફૈઝ હાસિલ કર્યો. ઉચ્ચ મકામાતો મેળવ્યા અને આપની ખિલાફતથી મુશર્રફ થયા.

હઝરત મખ્દૂમ (રહમતુલ્લાહિ અલયહ)એ આપના ઝુહદ અને તકવાના કારણે આપને પોતાના ઈમામે નમાઝ બનાવ્યા હતા. ઉપરાંત પોતાની સાહબઝાદી સાથે નિકાહ કરાવીને પોતાના દામાદ (જમાઈ) પણ બનાવ્યા હતા.

હઝરત ઈમામ રફીઉદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)ના જ વંશમાં છઠઠી પેઢીએ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહનો જન્મ થયો.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના ખાનદાનમાં આપ જ પહેલાં બુઝુર્ગ છે જેઓ વિદેશથી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને અહીં વસવાટ કર્યો.

ઉપરાંત આપ જ તે બુઝુર્ગ છે જેમણે સરહિંદ શરીફના કિલ્લા અને શહેરનું બાંધકામ પોતાની દેખરેખ હેઠળ કર્યું. અને પ્રથમ અહીં વસવાટ કરીને શહેરને આબાદ કર્યું.

એની વિગતો હવે આગળ વાંચો.

## કિલ્લાના બાંધકામનું વિઘ્ન દૂર થયું

હઝરત ઈમામ રફીઉદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)એ કિલ્લાનું બાંધકામ શરૂ કરાવ્યાના બીજા દિવસે ફસીલની દીવાલ

જેમની તેમ ખડી હતી. અગાઉની જેમ ધરાશાઈ થઈ ન હતી. એટલે બીજા દિવસે ફરી પાછા મજૂરો કામે લાગી ગયા.

ફસીલનું બાંધકામ ધમધોકાર ચાલવા લાગ્યું. હઝરત રફીઉદ્દીન (રહ.) પોતે કામનું નિરીક્ષણ કરતા હતા. તેમણે જોયું કે, એક માણસ તેમને ઘણાં જ ગુસ્સા ભરેલી નઝરે જોઈ રહ્યા છે ! હઝરત ઈમામ રફીઉદ્દીને કશ્ફથી તે બુઝુર્ગને ઓળખી લીધાં અને ખભે હાથ મૂકીને પોતાની તરફ ખેંચી લીધા અને કહ્યું,

''હઝરત ! આપ અહીં ક્યાં ? આપ મારી પાસે આવી જાઓ !''

પેલા માણસે ગુસ્સાથી જવાબ આપ્યો,

''મખ્દૂમ (સય્યિદ જલાલુદ્દીન બુખારી)ને કહી દેજો, મેં તમારો ખ્યાલ કર્યો છે, નહિંતર તમારી એક ઈંટની વિસાત જ શી છે ? તેને પણ ઉખેડી ફેંકી દેતા કોણ રોકી શકે એમ છે ?''

હઝરત રફીઉદ્દીને ખૂબ જ વિનમ્રતાથી કહ્યું,

''હઝરત ! આપ આટલા ગુસ્સે શાને છો ? શું આપ આ શહેરના બાંધકામથી નાખૂશ છો ?''

તે સાહબે જવાબ આપ્યો કે,

''એ ક્યાંનો ઈન્સાફ છે કે તારા ભાઈ ફત્હુલ્લાહના સૈનિકો અમને વેઠે પકડી લાવે ?''

હઝરત રફીઉદ્દીને વધુ વિનમ્રતાથી કહ્યું,

''હઝરત ! તેમની બદનશીબી છે કે તેઓ હઝરત શયખ શરફુદ્દીન બૂ અલી કલંદરથી વાકિફ નથી ! જો તેમને આપની મુબારક હસ્તીની જાણ હોત તો તેઓ આવી

ભૂલ હરગિઝ ન કરતે. હવે આપ તેમને માફ કરી દો અને કિલ્લાના બાંધકામને પૂરું થઈ જવા દો !''

હઝરત બૂ અલી શાહ કલંદરે ફરમાવ્યું,

''રફીઉદ્દીન ! તમે તે યોગ્ય માણસ છો, જે આ કામ પર નીમવામાં આવ્યા છો. તમને કદાચ ખબર નથી કે તે અલ્લાહના મહબૂબ બંદા, જેમના માટે આ કિલ્લો તૈયાર થઈ રહ્યો છે અને જેમના માટે અહીં શહેર આબાદ થશે તે તમારી જ નસલમાંથી પૈદા થશે !

હવે હું પોતે પણ આ કિલ્લા અને શહેરના બાંધકામમાં મદદ કરીશ.''

તે પછી હઝરત ઈમામ રફીઉદ્દીન (રહમતુલ્લાહિ અલયહ) અને હઝરત શૈખ શરફુદ્દીન બૂ અલી શાહ કલંદર (રહમતુલ્લાહિ અલયહ)ની દેખરેખ હેઠળ કિલ્લાનું અને શહેરનું બાંધકામ અંજામ પામવા લાગ્યું. અને જે અગાઉ સહરન્દ અર્થાત વાઘોનું વન હતું, થોડાં જ સમયમાં તેનું નામ સહરન્દના બદલે સરહિંદ થઈ ગયું અને તે પછી એક સમય એવો આવ્યો કે તે સરહિંદ શરીફ કહેવાયું.

## હઝરત શૈખ શરફુદ્દીન બૂ અલી શાહ કલંદર (રહ.)

### ખાનદાની હાલત

આપ હઝરત ઈમામે આ'ઝમ અબૂ હનીફા કૂફી (રહમતુલ્લાહિ અલયહ)ની ઔલાદમાંથી છે.❶ કહેવાય છે કે

---

❶ 'સીરુલ અકતાબ' (ફારસી) પા. ૧૯૦
બહવાલા : 'ખુમખાનએ તસવ્વુફ' પા.–૧૧૦

આપ (રહમતુલ્લાહિ અલયહ) અને હઝરત શયખ જમાલુદ્દીન હાંસવી (રહમતુલ્લાહિ અલયહ) બંને ખાલાઝાદ ભાઈ હતા.

આપના માનવંત પિતા શયખ ફખરુદ્દીન ઈરાકી (રહ.) ઘણાં મોટા આલિમ અને દરવેશ હતા. હમદાનના મશહૂર બુઝુર્ગ હઝરત સય્યિદ નેઅમતુલ્લાહ હમ્દાની કિરમાનીએ પોતાની બહેનની શાદી તેમની સાથે કરાવી હતી.

શયખ ફખરુદ્દીન ઈરાકી (રહ.) પોતાની બીવી સાથે હિન્દુસ્તાન તશરીફ લાવ્યા હતા અને પાનીપતમાં સ્થાયી થયા હતા.

### જન્મ

હઝરત શયખ બૂ અલી કલંદર (રહ.)નો જન્મ પાનીપતમાં થયો. આપનું નામ શરફુદ્દીન રાખવામાં આવ્યું. આપની જન્મની ચોક્કસ તારીખ વિષે ચરિત્ર લેખકોમાં મતભેદ છે પરંતુ સામાન્ય ધારણા એવી છે કે આપનો જન્મ હિજરીસન ૬૦૬ મુતાબિક ઈસ્વીસન ૧૨૦૯ માં કુત્બુદ્દીન અયબકના હુકૂમતના દવરમાં થયો હતો.

જન્મ થયા પછી ત્રણ દિવસ સુધી ન તો આપે દૂધ પીધું કે ન આપે આંખો ખોલી ! રાત-દિવસ રડતા રહ્યા ! ત્રણ દિવસ પછી જયારે શયખ ઈરાકી ઘરથી બહાર નીકળ્યા ત્યારે આપે જોયું કે દરવાજા પર એક મસ્ત કલંદર ચામડું ઓઢીને બેઠો છે ! આપે તે મસ્ત કલંદરને સલામ કરી.

કલંદરે સલામનો જવાબ આપી કહ્યું,

"હે શયખ ! તમને દીકરો મુબારક થાઓ ! મા'રિફતના એ ખઝાનાને જોવાની આરઝૂ છે જે ત્રણ દિવસથી તારા ઘરમાં આવ્યો છે !"

શયખ ઈરાકી એ કલંદરને ઘરમાં લઈ ગયા. કલંદરે

હઝરત શયખ બૂ અલી કલંદરને જોઈને તેની પેશાનીને ચુંબન કર્યું અને તેમના કાનમાં ધીમેથી આ આયત પઢી :—

'ફ અયનમા તુવલ્લૂ ફસમ્મ વજહુલ્લાહ'

(સૂરએ 'બકરહ', આયત : ૧૧૫)

[માટે જે દિશા તરફ તમે મુખ કરો, ત્યાં જ (તમારા તરફ) અલ્લાહ (પોતાની રહમતથી) લક્ષ આપે છે.]

આ આયત પઢતાં જ હઝરત શયખ બૂ અલી કલંદરનું રુદન બંધ થઈ ગયું. આપે આંખો પણ ખોલી દીધી અને દૂધ પણ પીવા લાગ્યા !

### જાહેરી ઈલ્મ

આપના પિતા પ્રખર આલિમ હોવાથી તેમની દેખરેખ હેઠળ આપ માત્ર અગિયાર–બાર વર્ષની ઉંમરમાં તો જાહેરી ઈલ્મમાં એટલા પ્રવીણ અને નિપુણ થઈ ગયા કે મોટા મોટા ઉલમા આપની સામે ટકી શકતા ન હતાં !

### રૂહાની ફયઝ

આપ (રહ.)ના પીર વિષે જુદી જુદી રિવાયતો મળે છે :—

- O એક રિવાયત અનુસાર આપે ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)થી બયઅત કરી હતી.
- O કેટલાકના મતે આપ હઝરત નજમુદ્દીન કલંદર (રહ.)ના મુરીદ અને ખલીફા હતા.
- O કેટલાકની નઝદીક આપ શયખ શિહાબુદ્દીન આશિકે ખુદાના મુરીદ અને ખલીફા હતા જેઓ હઝરત ઈમામુદ્દીન અબ્દાલના ખલીફા હતા અને તેઓ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના ખલીફા હતા.

O એક રિવાયત એવી પણ છે કે આપ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના મુરીદ અને ખલીફા હતા.

બાર વર્ષ સુધી આપે ભારે મુજાહદા અને રિયાઝત કરી હતી. હઝરત ખિઝર અલયહિસ્સલામથી પણ આપની મુલાકાત થઈ હતી.

આપ હરિયાણા રાજ્યમાં આવેલા પાનીપતના સાહબે વિલાયત હતા અને પાનીપતમાં રહેતા હતા પરંતુ હઝરત શમ્સુદ્દીન તુર્ક પાનીપતી (રહ.)ના તશરીફ લાવવા બાદ આપ બાગુતીના જંગલમાં ચાલ્યા ગયા. ત્યાંથી પછી બળાખીરહમાં જઈને રહેવા લાગ્યા.

## સુલતાન અલાઉદ્દીન ખિલજીની નઝરે અકીદત

સુલતાન અલાઉદ્દીન ખિલજી આપના રૂહાની તસર્રુફાત અને કરામતોની વિખ્યાતી સાંભળીને આપનો દિલોજાનથી શયદા અને અકીદતમંદ થઈ ગયો. તેણે આપની ખિદમતમાં તોહફા અને ભેટ મોકલવા ચાહી. આપના અમીરો હઝરત કલંદર સાહબ (રહ.)ની ખિદમતમાં જવાથી ગભરાતા હતા. સુલતાન અલાઉદ્દીન ખિલજીએ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)થી પરવાનગી લઈને હઝરત અમીર ખુસરૂને તોહફા આપીને આપની ખિદમતમાં રવાના કર્યા.[1]

હઝરત શાહ કલંદર (રહ.)એ હઝરત અમીર ખુસરૂને ફરમાવ્યું,

"પોતાનો કોઈ કલામ સંભળાવો."

---

[1] 'શરફુલ મનાકિબ' બહવાલા : 'ખુમખાનએ તસવ્વુફ' પા.-૧૧૩

હઝરત અમીર ખુસરૂએ પોતાની એક ગઝલ આપને સંભળાવી.❶

આપ ગઝલ સાંભળીને ઘણાં ખૂશ થયાં અને ફરમાવ્યું કે,

''અય ખુસરૂ ! ખૂશ ગોઈ, ખૂશ ખ્વાહી ગુફત વ ખૂશતર ખ્વાહી રફત.''❷

**ભાવાર્થ :** ''હે ખુસરૂ ! સુંદર કલામ કહો છો, (ભવિષ્યમાં પણ) કહેશો અને (દુનિયાથી) ખૂશહાલમાં જશો.''

તે પછી આપે ફરમાવ્યું,

''તમારો કલામ તો સાંભળી લીધો. હવે મારી પણ એક ગઝલ સાંભળો.''

હઝરત અમીર ખુસરૂ આપની ગઝલ સાંભળીને રડવા લાગ્યા. આપે ફરમાવ્યું,

''ખુસરૂ ! રડે છે શા માટે ? ગઝલમાં કંઈ સમજ પડી ?''

આપે જવાબ આપ્યો,

''એટલા જ માટે રડું છું કે કંઈ સમજ ન પડી !''

આપ એ સાંભળીને ઘણાં ખૂશ થયા. અમીર ખુસરૂને ત્રણ દિવસ ખાનકાહમાં મહેમાન રાખ્યા અને સુલતાન અલાઉદ્દીનના મોકલાવેલા તોહફાઓ આ પ્રમાણે કહીને કબૂલ ફરમાવ્યા કે,

---

❶ 'સિરતે નિઝામી' બહવાલા : 'ખુમખાનએ તસવ્વુફ' પા.–૧૧૩

❷ 'તઝકિરએ શમ્સુલ આરિફીન સદરૂદીન મુહમ્મદ તુર્ક બયાબાની' પા.–૧૮,
બહવાલા : 'ખુમખાનએ તસવ્વુફ' પા.–૧૧૩

"જો મૌલાના નિઝામુદ્દીન (અવલિયા)નો વાસ્તો દરમિયાનમાં ન હોત તો કબૂલ ન કરત."

હઝરત અમીર ખુસરૂ જયારે વિદાય થયા ત્યારે આપે તેમને બે પત્રો આપ્યા : એક હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના માટે અને બીજો સુલતાન અલાઉદ્દીન ખિલજીના માટે.

સુલતાનને લખ્યું હતું કે,

"અલાઉદ્દીન ફૌતદાર (મરણશીલન, નાશવંત)ને જણાવવાનું કે બંદગાને ખુદાની સાથે ભલાઈ કરજો !"

સુલતાનના અમીરોએ ટીકા કરી કે બાદશાહને ફૌતદાર તરીકે સંબોધન કરવું અપમાનજનક છે !

સુલતાને કહ્યું,

"તેમણે ભલે એ નામે પણ મને યાદ કર્યો એ જ મોટી વાત છે !"

## ઈબાદતે ઈલાહી

આપ હરેક વખતે ઈબાદતે ઈલાહીમાં મશગૂલ અને ડૂબેલા રહેતા હતા. આપ પર જઝબે ઈલાહી એટલા પ્રમાણમાં ગાલિબ હતો કે આપને પોતાની પણ ખબર ન હતી ! આપને મજઝૂબ અવલિયાની સિફતમાં આગવો દરજ્જો હાસિલ હતો.

## શરીઅતનો એહતિરામ

કલંદરાનહ વર્તણૂંક અને મજઝૂબ હોવા છતાં આપ શરીઅતનો ઘણો એહતિરામ કરતા હતા. એક વેળા એવું બન્યું કે આપની મૂંછોના બાલ વધી ગયા. કોઈની હિમ્મત ન હતી કે આપને એ વિષે કંઈ કહે. છેવટે મૌલાના ઝિયાઉદ્દીન સનાઈ થી

ન રહેવાયું. તેઓ શરીઅતના પ્રખર હામી હતા. તેમણે હઝરત શાહ કલંદરની દાઢી પકડી અને કાતર હાથમાં લઈને આપની મૂંછના બાલ કાપી નાંખ્યા ! આપે કોઈ વાંધો–વિરોધ ન કર્યો !

આ બનાવ પછી આપ પોતાની દાઢીને ચૂમ્યા કરતા હતા અને ફરમાવતા હતા કે,

> ''એ શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રસ્તામાં પકડાઈ ચૂકી છે !''[1]

## કિતાબો, કવિતાઓ, પત્રો

આપે ઘણી કિતાબો લખી છે. આપની એક કિતાબ 'હુકમ નામએ શરફુદ્દીન'ના નામથી મશહૂર છે.

આપ શાએર પણ હતા. આપનો કલામ હકાએક, મઆરિફ, તર્ક અને તજરીદ તથા ઈશ્ક અને મુહબ્બતની ચાશનીમાં ડૂબેલો છે.

આપના પત્રો મશહૂર છે. આ પત્રો આપે ઈખ્તિયારુદ્દીનના નામે લખેલાં છે. આપના પત્રો તસવ્વુફનો અમૂલ્ય ખઝાનો છે.

## કશ્ફો અને કરામતો

આપના કશ્ફો અને કરામતો અસંખ્ય છે જેમાંથી નમૂના તરીકે માત્ર થોડાંક અહીં લખવામાં આવે છે.

(૧)

સરહિંદ શરીફ શહેરની સ્થાપના વખતે એના કિલ્લાની ફસીલનું હઝારો કારીગરોએ કરેલું બાંધકામ દરરોજ એકલા

---

[1] 'અખબારુલ અખ્યાર' ઉર્દૂ અનુવાદ પા.–૨૭૨
બહવાલા : 'ખુમખાનએ તસવ્વુફ'પા.–૧૧૬

પોતાની બાતિની કુવ્વતથી રાતો રાત તોડી નાંખતા હતા એનાથી આપના પ્રચંડ બાતિની પ્રભાવ અને કુવ્વતનો ખ્યાલ આવે છે.

(૨)

સરહિંદ શરીફ શહેરની સ્થાપના વખતે જયારે એના કિલ્લાની ફસીલના પાયામાં હઝરત સય્યિદ જલાલુદ્દીન બુખારી (રહ.) ઉર્ફે 'મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત' એ મોકલાવેલી ઈંટ આવી તો તે વાત પણ આપ પોતાના કશ્ફથી જાણી ગયા અને હઝરત મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત (રહ.)નું માન જાળવવા માટે કિલ્લાની ફસીલનું બાંધકામ તોડવાથી થંભી ગયા.

(૩)

સરહિંદ શરીફ શહેરની સ્થાપના હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના કારણે થઈ રહી છે અને આપ ઈમામ રફીયુદ્દીન (રહ.)ની નસલમાં પયદા થનાર છે એ બાબતની પણ આપને કશ્ફથી જાણ થઈ ગઈ હતી અને એની જાણ આપે ઈમામ રફીયુદ્દીન (રહ.)ને પણ કરી હતી.

(૪)

અલ્લાહ તઆલાએ આપને પોતાના શરીરનું સ્વરૂપ બદલવાની શકિત પણ આપી હતી. આપ જંગલમાં ઘણી વખતે પોતાના શરીરનું સ્વરૂપ બદલીને વાઘના સ્વરૂપમાં રહેતા હતા !

### વફાત અને મઝારે મુબારક

આપ ૯, રમઝાનુલ મુબારક, ૭૨૪ હિજરીસનના રોજ વાસિલ બહક થયા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. મઝારે પુરઅનવાર ભારતમાં પાનીપત (હરીયાણા)માં છે.

આપનો મઝારે મુબારક જયાં છે તે કમ્પાઉન્ડમાં જ

ઉર્દૂના મહાન શાયર જનાબ મૌલાના અલતાફ હુસયન હાલી (રહ.)નો મઝાર છે.

પાનીપત શહેરમાં જ બીજા એક મહોલ્લામાં નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ અને આલિમ તથા આરિફ હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)નો મઝારે મુબારક પણ છે.

## એક તાર્કિક મુંઝવણ

પાકિસ્તાનના મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસયન શાહ સાહબ (રહ.)એ પણ પોતાની કિતાબ : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'ના પાના ૪૭ ઉપર હઝરત બૂ અલી શાહ કલંદર (રહ.)નો બનાવ નીચેની કિતાબોના હવાલાઓથી લખ્યો છે :–

(૧) 'ઝુબ્દતુલ મકામાત' પા.–૯૦
(૨) 'ઉમ્દતુલ મકામાત' પા.–૧૦૧
(૩) 'રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન અવ્વલ પા.–૨૩

તે પછી એ બનાવની ચર્ચા કરતાં આપે ફૂટનોટમાં લખ્યું છે,

> "આપની (હઝરત બૂ અલી શાહ કલંદર રહ.ની) વફાત હિજરીસન ૭૨૪ બતાવવામાં આવે છે અને સરહિંદના કિલ્લાનું બાંધકામ હિજરીસન ૭૬૦માં થયું હતું એટલે આ બનાવનો મેળ બેસતો નથી."

સુલતાન ફીરોઝશાહ તુગલકની હુકૂમતનો સમયગાળો હિજરીસન ૭૫૨ થી ૭૮૯ મુતાબિક ઈસવીસન ૧૩૫૧ થી ૧૩૮૮ હતો અને સરહિંદ શરીફની સ્થાપના એના હુકમથી થઈ હતી એટલે પણ હઝરત બૂ અલી શાહ કલંદર (રહ.)ની વફાતની સાલ સાથે મેળ બેસતો નથી ! અલ્લાહ બેહતર જાણનાર છે.

# ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)

O મહાન પૂર્વજો
O જન્મ પહેલાં બશારતો
O જયોતિષિઓની આગાહીઓ
O દરબારીઓના ખ્વાબો
O વાલિદા
O જન્મ
O જન્મ વખતના અદ્દભૂત બનાવો
O જન્મજાત વિશિષ્ટતાઓ
O વંશાવળી તથા પૂર્વજોનો પરિચય
O તા'લીમ અને તરબિયત
O અકબરાબાદ (આગ્રા)નો સફર

## હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)એ સરહિંદ શરીફમાં નિવાસ કર્યો

હઝરત ઈમામ રફીઉદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)ને બશારત મળી હતી કે અલ્લાહના પેલા મેહબૂબ બંદાનો જન્મ એમની નસલમાં થશે એટલે આપ સરહિંદ શરીફના રહેવાશી થઈ ગયા.

સુલતાન ફિરોઝશાહ તુલગકે હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)ને ઘણાં ગામો ભેટ આપ્યા અને સરહિંદની વ્યવસ્થા અને વહીવટ પણ તેમને જ સોંપ્યો.

અલ્લાહ તઆલા તરફથી બાતિની રિયાસત પણ તેમને મળેલી હતી. તેઓ એ વિસ્તારના કુત્બ હતા.

હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)નો મઝાર સરહિંદ શરીફમાં જ છે.

એમની છઠઠી નસલ (પેઢી)માં હઝરત શયખ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ)ના ઘરે ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની હઝરત શૈખ અહમદ સરહિંદી ફારૂકી (રહમતુલ્લાહિ અલયહ)નો મુબારક જન્મ થયો.

આ બંને બુઝુર્ગોના વચમાંથી પાંચ પેઢીઓના બુઝુર્ગોનો ટૂંકો પરિચય હવે મેળવી લઈએ.

### ૧ શયખ હબીબુલ્લાહ (રહ.)

આપ હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)ના સાહબઝાદા હતા. વાલિદના ઈન્તેકાલ બાદ ખાનકાહની મસ્નદનશીની આપને જ મળી. પોતાના ઝમાનાના વલી અને મશહૂર બુઝુર્ગ હતા.

## ૨ શયખ મુહમ્મદ (રહ.)

આપે બાતિની ફયઝ પોતાના વાલિદ બુઝુર્ગવારથી મેળવ્યો. તેમના ઈન્તેકાલ બાદ મસ્નદનશીન અને ખલીફા થયા અને સરહિંદ શરીફની જાહેરી તથા બાતિની રિયાસત આપને સોંપવામાં આવી.

## ૩ શયખ અબ્દુલ હય

આપ શયખ મુહમ્મદ (રહ.)ના ફરઝંદ અને સજ્જાદાનશીન હતા. પોતાના સમયના જય્યિદ આલિમ હતા. પોતાના વાલિદ માજીદની જેમ સામાન્ય લોકોને રાહે રાસ્ત પર લાવવા માટે હમેશાં પ્રયત્નો કરતા રહ્યા.

## ૪ શયખ ઝયનુલઆબિદીન

વાલિદના ઈન્તેકાલ બાદ સજ્જાદાનશીન થયા. પોતાના ઝમાનાના મહાન મશાઈખોમાં આપની ગણના થતી હતી. જાહેરી અને બાતિની બંને દૌલતથી આપ માલામાલ હતા.

## ૫ શયખ મખ્દૂમ શયખ અબ્દુલ અહદ કુદ્દિસ સિર્રહુલ અઝીઝ

આપ (રહ.) ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અલયહિર્રહમહના વાલિદ માજીદ (માનવંત પિતા) અને પીરે તરીકત હતા.

જાહેરી ઉલૂમ આપે બાળવય અને કિશોરવયમાં જ હાસિલ કર્યા.

આપને પોતાના બાપ–દાદા મારફતે સુરહવર્દિયહ ખિલાફત હાસિલ હતી.❶

## હઝરત શૈખ અબ્દુલકુદુસ ચિશ્તી ગંગોહી (રહ.)થી ફૈઝ હાસિલ કર્યો

યુવાનીમાં આપ હજુ જાહેરી ઈલ્મ હાસિલ કરવામાં મશગૂલ હતા ત્યારે જઝબએ ઈલાહી અને ઈશ્કે ખુદાવંદીના ગલ્બાના કારણે હઝરત કુત્બે આલમ શયખ અબ્દુલ કુદુસ ગંગોહી ચિશ્તી (રહ.)ની સેવામાં હાજર થયા અને બયઅતથી મુશર્રફ થયા.

બયઅત કર્યા પછી હઝરત ગંગોહી (રહ.)એ ફરમાવ્યું,

''ઈન્સાને પ્રથમ દીની ઈલ્મ હાસિલ કરવો જોઈએ અને શરીઅત પર બરાબર ચુસ્ત થયા પછી તરીકતમાં કદમ મૂકવો જોઈએ. તમે પણ એ જ પ્રમાણે કરો કારણકે ઈલ્મ વગરનો દરવેશ નમક વગરના ભોજન જેવો છે.''

હઝરત શૈખ સઅદી (રહ.)એ પણ ફરમાવ્યું છે,

**'પયે ઈલ્મ ચું શમા બાયદ ગુદાખ્ત,**
**કે બે ઈલ્મ ન તવાન ખુદારા શનાખ્ત.'**

[ઈલ્મ હાસિલ કરવા માટે પોતાની જાતને મિણબત્તીની જેમ પીગાળી નાંખવી જોઈએ કારણકે ઈલ્મ વગરનો આદમી અલ્લાહને ઓળખી શકતો નથી.]

હઝરત ગંગોહી (રહ.)ની મોટી ઉંમર જોતાં હઝરત અબ્દુલ અહદે અરજ કરી,

---

❶ 'સીરતે ઈમામે રબ્બાની' કર્તા : મૌ. અબૂલ બયાન પા. ૩૧

"હઝરત ! મને ડર છે કે હું દીની ઉલૂમમાં પરિપૂર્ણ થઈને પાછો આવું અને કયાંક આપની સુહબત ન મળે તો હું આ નેઅમતથી મહેરૂમ રહી જઈશ."

હઝરત ગંગોહી (રહ.)એ ફરમાવ્યું,

"જો એવું થશે તો મારા ફરઝંદ રુકનુદ્દીનની સુહબતમાં રહેજો. જે વસ્તુ મારી પાસેથી મેળવવા ચાહો છો તે જ વસ્તુ તેમની પાસેથી પામશો."

હુકમ પ્રમાણે આપ સરહિંદ શરીફ પાછા આવ્યા અને જાહેરી ઈલ્મ મેળવવામાં મશગૂલ હતા ત્યારે જ હઝરત ગંગોહી (રહ.)નો ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

હઝરત શયખ અબ્દુલ કુદુસ ગંગોહી (રહ.) આલિમ બાઅમલ તથા ઝવક હાલવાળા બુઝુર્ગ હતા. આપ હઝરત શયખ મુહમ્મદ બિન આરિફ બિન અહમદ અબ્દુલ હક ચિશ્તી સાબરીના મુરીદ હતા. 'અનવારુલ ઉયૂન' આપની કિતાબ છે.

## કાદિરિય્યહ, ચિશ્તિય્યહ અને સાબિરિય્યહ સિલસિલાની ખિલાફત મેળવી

જયારે આપને હઝરત શૈખ (રહમતુલ્લાહિ અલયહ)ના ઈન્તેકાલની ખબર મળી તો આપને ઘણો સદમો થયો. જાહેરી ઈલ્મ મેળવવામાંથી ફારિગ થયા ત્યારે વિવિધ દેશોનો પ્રવાસ કરીને અનેક બુઝુર્ગોથી ફૈઝ હાસિલ કરીને હઝરત શૈખના આસ્તાના પર હાજર થયા.

હઝરત શૈખ રુકનુદ્દીન (રહમતુલ્લાહિ અલયહ) પોતાના વાલિદ માજીદ હઝરત અબ્દુલ કુદુસ ગંગોહી (રહમતુલ્લાહિ

અલયહ)ની વસિય્યત પ્રમાણે ખૂબ જ આદરપૂર્વક મળ્યા, અને પોતાની સુહબતમાં રાખી ખાસ કાળજીપૂર્વક ફૈઝયાબ કર્યા. અને હિજરીસન ૯૮૯ માં આપને કાદિરિય્યહ, ચિશ્તિય્યહ અને સાબિરિય્યહ તરીકાની ખિલાફત ઈનાયત ફરમાવી.

### હઝરત શૈખ જલાલુદ્દીન ફારૂકી થાનેસરી કાબુલી (રહ.)

આપ ૧૭ (સત્તર) વરસની ઉંમરમાં હિફ્ઝે કુર્આન અને જાહેરી ઈલ્મ મેળવવાથી ફારિગ થઈ ગયા હતા. તે પછી આપ શીખવા શિખવવામાં મશગૂલ થઈ ગયા. તે પછી હઝરત અબ્દુલ કુદુસ ગંગોહી (રહ.)થી મુરીદ થઈને બાતિની કમાલાત હાસિલ કર્યા અને ૯૫ (પંચાણુ) વરસની ઉંમરે ૧૪, ઝિલ હિજ્જહ, ૯૮૯ હિજરીસનમાં થાનેસરમાં વફાત થઈ.❶

પોતાના પીરભાઈ હોવાના કારણે હઝરત મખ્દૂમ (રહ.) ઘણી વખત એમની ખિદમતમાં હાજર થતા હતા. એક દિવસે એમની મજલિસમાં હઝરત શાહ કમાલ કેથલી (રહ.)થી મુલાકાત થઈ ગઈ.

### હઝરત શાહ કમાલ કેથલી (રહ.)થી ખિલાફત મેળવી

હઝરત શાહ કમાલ કેથલી (રહ.) સરહિંદ શરીફથી ૧૨ (બાર) માઈલ (વીસ કિલોમીટર) દૂર પાઈલ નામના કસ્બામાં રહેતા હતા. આપ બુલંદ પાયાના કાદરી શૈખ હતા.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) તેમની શાનમાં ફરમાવે છે કે,

---

❶ 'ખઝીનતુલ અસ્ફિયા' પા.–૪૭૬
બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.–૫૦

"જ્યારે કાદિરિય્યહ તરીકાના હાલાતનો કશ્ફ થાય છે ત્યારે ગૌસુસ્સકલૈન (હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની) રહમતુલ્લાહિ અલયહ પછી શાહ કમાલ (રહ.) જેવો કોઈ શખ્સ નઝર નથી આવતો !"

ભારતમાં પંજાબમાં અંબાલા જિલ્લામાં કૈથલ નામનું એક ગામ છે તેના પરથી આપ કેથલી કહેવાયા.

હઝરત મખ્દૂમ (રહ.) હઝરત શાહ કમાલ કેથલી (રહ.)ની ખિદમતમાં પાઈલ ગામમાં હાજર થયા. અને શાહ સાહબની ખિદમતથી ફુયૂઝ અને બરકાત હાસિલ કર્યા. ખાસ કરીને નિસ્બતે ફરદિય્યત હાસિલ કરી અને સુલૂકે કાદિરિય્યહ પણ તય કર્યો.

હઝરત મુજદ્દિદ (રહ.) 'મબ્દઓ મઆદ' કિતાબમાં ફરમાવે છે કે,

"ફરદિય્યતની નિસ્બત મને મારા વાલિદ બુઝુર્ગવારથી હાસિલ થઈ અને તેમને એક મર્દે ખુદા સાહબે જઝબહથી."

અહીં મર્દે ખુદાથી મુરાદ શાહ કમાલ કેથલી જ છે.

શાહ કમાલ અને હઝરત મખ્દૂમ વચ્ચે એવી ગાઢ મુહબ્બત થઈ ગઈ કે બંને એક બીજાના ઘરે સહકુટુંબ મહેમાન થઈને કેટલાયે દિવસો સુધી રહેતા.

## શૈખ અલ્લાહદાદ (રહ.)થી મુલાકાત

હઝરત મખ્દૂમ (રહ.)એ કાબુલથી લઈ બંગાળા સુધી પ્રવાસ કર્યો. રોહતાસ શહેરમાં એક અતિ ઉંમરવાન, સાહબે હાલ, મર્દે ખુદા રહેતા હતા. એમનું નામ અલ્લાહદાદ હતું.

હઝરત મખ્દૂમ તેમની ખિદમતમાં હાજર થયા. અને કેટલોક સમય તેમની સુહબતમાં રહીને ફુયૂઝ અને બરકાત હાસિલ કર્યા.[1]

## સય્યિદ કવામ નિઝામી (રહ.)થી મુલાકાત

એક વખતે હઝરત મખ્દૂમ જોનપુર ગયા. ત્યાં સય્યિદ અલી કવામ નિઝામી (રહ.)ની ખિદમતમાં હાજર થયા. આપ સાહબે જઝબહ, સાહબે સુકર, સાહબે વજદ અને સાહબે સમાઅ હતા. આપનો સિલસિલો ચિશ્તિયા હતો. ત્રણ વાસ્તાથી શૈખ નસીરુદ્દીન મહમૂદ ચિરાગ દહેલ્વીથી મળે છે. હઝરત મખ્દૂમે આપની ખિદમતથી પુષ્કળ ફાયદો હાસિલ કર્યો.

## શૈખ બુરહાન (રહ.)થી ફૈઝ મેળવ્યો

હઝરત મખ્દૂમે બંગાળમાં શૈખ બુરહાન (રહ.)થી મુલાકાત કરી. તેઓ સામાન્ય રીતે આખી રાત જાગીને અલ્લાહની આગળ રુદન, તૌબા અને ઈસ્તિગ્ફારમાં રાત વિતાવી દેતા હતા.

હઝરત મખ્દૂમે તેમનાથી પણ ફૈઝ મેળવ્યો.

## શૈખ અબ્દુલગની (રહ.)થી મુલાકાત

હઝરત મખ્દૂમે સાંભળ્યું કે શૈખ અબ્દુલગનીએ એક દરવેશને મઅરિફતની કોઈ એવી વાત બતાવી કે તે દરવેશ સહન કરી શક્યો નહિ અને મરી ગયો !

હઝરત મખ્દૂમને એ રાઝની વાત ખુદ શૈખથી પૂછવાની ઘણી તમન્ના હતી.

એક વખતે શૈખ અબ્દુલગની (રહ.) સંજોગવશાત સરહિંદ

---

[1] 'સીરતે ઈમામે રબ્બાની' (રહ.) પા.–૩૪

આવી ચઢયા. હઝરત મખ્દૂમ આપને પોતાના ઘરે લાવ્યા. સેવા–સરભરા કરવા બાદ પૂછયું કે,

"હુઝૂર ! એ કઈ વાત હતી જેનાથી દરવેશનું મૃત્યું થયું ?"

શૈખ સાહબે ફરમાવ્યું કે,

"મેં તો માત્ર એટલું જ કહ્યું હતું કે,

આ તમામ આલમ જે દેખાય છે તે હકીકી પરવરદિગારની ઝાતે વાહિદ છે, જે વહદતથી કસરતમાં આવી (એકમાંથી અનેકમાં વિસ્તરી). તે ભોળા દિલનો હતો એટલે આ વાતને સહન કરી શકયો નહિ અને મરી ગયો !"

('સીરતે ઈમામે રબ્બાની' પા. : ૩૫)

## હઝરત મખ્દૂમ અબ્દુલઅહદ (રહ.)ની કરામતો

હઝરત મખ્દૂમ (રહ.)થી ઘણાં ખવારિક અને કરામતો જાહેર થયાં છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પોતાના મકતુબાત શરીફ (પવિત્ર પત્રો)ના પહેલા ભાગમાં ફરમાવે છે કે,

"અમારા વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં ઘણાં લોકો આવતા રહેતા હતા. અને કહેતા હતા કે,

અમે તમને મકકા મુઅઝઝમામાં જોયા છે !"

કોઈ કહેતું કે,

"મેં બગદાદમાં જોયા છે ! અને તેઓ પોતાની ઓળખાણ જતલાવતા."

પરંતુ વાલિદ સાહબ ફરમાવતા હતા કે,

''યારો ! હું તો કદી મારા ઘરમાંથી બહાર નથી નીકળ્યો ! અને તમે કહો છો કે, અમે ફલાણા શહેરમાં જોયા છે અને પોતાના ઓળખિતા બનો છો ! આ કયા પ્રકારની તોહમત (આરોપ) મારા પર લગાવો છો !''

એ જ પ્રમાણે ખ્વાજા હાશિમ કશ્મી (રહ.) પોતાની કિતાબ 'ઝુબ્દતુલ મકામાત, બરકાતે અહમદિય્યહ'માં કય્યૂમે ષાની (દ્વિતીય કય્યૂમ) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)થી નકલ કરે છે કે :–

આપે ફરમાવ્યું કે,

''એક દિવસે હઝરત મખ્દૂમ (રહ.)નો સાચો મુખ્લિસ (મુરીદ) જયારે આપના હુજરામાં દાખલ થયો તો શું જુએ છે કે, હઝરત મખ્દૂમના (શરીરના) તમામ અંગો અલગ–અલગ પડેલાં છે ! તેણે ખ્યાલ કર્યો કે કદાચ કોઈ દુશ્મને અથવા કોઈ ચોરે આ કૃત્ય કર્યું હોવું જોઈએ.

તે શખ્સ બેઈખ્તિયાર રડતો, કકળતો બહાર નીકળ્યો. લોકોને જાણ કરી. લોકો અંદર ગયા તો શું જુએ છે કે, હઝરત મખ્દૂમ (રહ.) સહીહ સાલિમ જીવંત છે અને તસ્બીહ તથા તહલીલમાં મશગૂલ છે ! પોતાની જગાએ મુરાકિબ થઈને બેઠા છે !

લોકોએ એમના પગો પકડી લીધાં.''

હઝરત મખ્દૂમ (રહ.)એ ફરમાવ્યું કે,

''જયાં સુધી હું હયાત રહું ત્યાં સુધી આ રાઝ જાહેર ન કરશો.''

## આપ (રહ.) નકશબંદી તરીકાની તારીફ કરતા હતા

હઝરત મખ્દૂમ (રહ.) બહુધા નકશબંદી તરીકાની તારીફ કરતા રહેતા હતા.

આપ ફરમાવતા હતા કે,

"કશ્ફી નિગાહથી જાણવા મળે છે કે આ તરીકો મરકઝ અને શાહરાહ પર આવેલો છે. પરંતુ મારી નિગાહમાં કોઈ આ તરીકાનો સાહબ (વલી) નથી જેની હમનશીનીથી આ તરીકાની બરકતો હાસિલ કરવામાં આવે !"

## સુન્નતની પાબંદી

હઝરત મખ્દૂમ (રહ.)નો મશરબ વહદતુલ વુજૂદ હતો અને આ મકામના સખ્ત મગ્લૂબુલ હાલ હતા, છતાં કિતાબ (કુર્આન) અને નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતોનો બાલ બરાબર પણ ભંગ કરતા ન હતા.

જો કોઈ દરવેશને જરા પણ શરીઅતના ખિલાફ જોતા તો તેની સુહબતને તુરંત છોડી દેતા હતા. અને હરગિઝ તેનો વલી હોવાનો વિશ્વાસ કરતા ન હતા.

## મુરીદો અને શાગિર્દો

આપના હઝારો મુરીદો અને સેંકડો શાગિર્દો હતા. આપ જાહેરી ઈલ્મમાં વિશાળ અને ઊંડો ઈલ્મ ધરાવતા હતા. પોતાના જમાનાના ઈમામ હતા. તે સમયના ઉલમા આપને પોતાના ઉસ્તાદ માનતા હતા. શૈખ મીરક લાહોરી ઉલમા અને ફુકરાના પેશવા હતા. શાહઝાદા દારાશિકોહના ઉસ્તાદ હતા. 'શતહિય્યાત' અને 'સફીનતુલ ઔલિયા' વગેરે કિતાબોના લેખક હતા તેઓ જાહેરી અને બાતિની ઈલ્મમાં હઝરત મખ્દૂમ (રહ.)ના શાગિર્દ હતા.

## આપ (રહ.)ની કિતાબો

શરીઅત અને તરીકતના ઈલ્મ વિષે આપે અનેક કિતાબો લખી હતી જેમાં આ બે કિતાબો ખૂબ જ મશહૂર છે :–

(૧) અસરારુલ તશહહુદ

(૨) કનૂઝુલ હકાઈક❶

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના જન્મ પહેલાં ઔલિયાએ કિરામની બશારતો

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના જન્મ પહેલાં અનેક ઔલિયાએ કિરામ (રહ.)એ બશારતો આપી હતી જેમાંથી કેટલીક અહીં આપવામાં આવે છે :–

### હઝરત ગૌસે આઝમ (રહ.)નો કશ્ફ અને વસિય્યત

એક દિવસે હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની (રહ.) મુરાકબહ ફરમાવી રહ્યા હતા. એકા એક આસમાનથી એક નૂર જાહેર થયું. તમામ આલમ એનાથી મુનવ્વર થઈ ગયું. ત્યારે આપને ઈલ્કા (અંતઃ પ્રેરણા) થઈ કે આપના પછી ૫૦૦ (પાંચસો) વરસ બાદ આલમમાં અંધકાર અને ગુમરાહી તેમજ શિર્ક અને બિદઅતનો દૌર દૌરહ હશે. ત્યારે એક બુઝુર્ગ પૈદા થશે. તેઓ વહીદે ઉમ્મત હશે. તેઓ દુનિયામાંથી ઈલ્હાદ (નાસ્તિકતા) અને ઝિન્દિકહ (ગૈરુલ્લાહની પૂજા), શિર્ક અને બિદઅતનું નામોનિશાન મિટાવી દેશે. દીને મુહમ્મદી (સલ્લલ્લાહુ

---

❶ 'સીરતે ઈમામે રબ્બાની' (રહ.) પા.– ૩૧ થી ૩૭

અલયહિ વ સલ્લમ)ની તજદીદ કરીને એને નવાશિરે તાઝગી બખ્શસે. તેમની સુહબત કીમિયાએ સઆદત હશે. તેમના ફરઝંદ અને ખલીફાઓ બારગાહે અહદિય્યતના સદરનશીન હશે.

આ ઈલ્કા (અંતઃ પ્રેરણા) બાદ મહબૂબે સુબ્હાની હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની (રહ.)એ પોતાના ખાસ ખિરકાને પોતાના કમાલાત વડે ભરપૂર કરીને અમાનત તરીકે પોતાના સાહબઝાદા સય્યિદ તાજુદ્દીન અબ્દુર્રઝઝાક (રહ.)ના હવાલે કર્યો. અને વસિય્યત ફરમાવી કે,

> ''જયારે એ બુઝુર્ગ જાહેર થાય, તો આ (ખિરકો) મારા તરફથી તેમને આપી દેજો !''

ત્યારથી આપના સાહબઝાદા (રહ.)ની ઔલાદમાં એ ખિરકો એક પછી બીજાને સોંપતા સોંપતા અમાનત તરીકે ચાલી આવતો હતો. છેવટે શાહ કમાલ કેથલી (રહ.)ના પુત્ર શાહ સિકન્દર (રહ.)એ તજદીદના બીજા વરસે તે ખિરકો હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં પહોંચાડયો જેની વિગતો ઈન્શાઅલ્લાહ આગળ આવશે.

### હઝરત શૈખ અહમદ જામ (રહ.)નો ઈર્શાદ

'મકામાતે શૈખુલ ઈસ્લામ અહમદ જામ (રહ.)' (કિતાબ)માં છે કે :–

શૈખ (રહ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે,

> ''મારા પછી ૧૭ (સત્તર) આદમી મારા હમનામ (સમનામ) પેદા થશે. તેમાં સૌથી છેલ્લા શખ્સ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હિજરતના ૧૦૦૦ (એક હઝાર) વરસ બાદ જાહેર થશે; જે સૌથી અફઝલ હશે.''

શૈખ (રહ.)ના ફરઝંદ ઝહૂરુદ્દીન (રહ.)એ પોતાની કિતાબ 'રમૂઝુલ આશિકીન'માં લખ્યું છે કે,

આખરી ઉંમર સુધી મારા પિતાજીના હાથ પર ૬ (છ) લાખ આદમીયોએ તૌબા કરી હતી. મેં તેમનાથી અરજ કરી કે,

> ''ઘણા મહાન મશાઈખ્‌ના હાલાત કિતાબોમાં લખાયેલા છે. પરંતુ આપના હાલાત સૌથી ચઢિયાતા દેખાય છે !''

આપે ફરમાવ્યું કે,

> ''મારા પછી ૪૦૦ (ચારસો) વરસ બાદ અલ્લાહનો એક એવો બરગુઝીદહ બંદો પેદા થશે, જેના હાલાત મારા કરતાં વધારે અફઝલ હશે.''

'નફહાતુલ ઉન્સ' કિતાબમાં મૌલાના જામી (રહ.)એ પણ શૈખ અહમદ જામ (રહ.)નો મજકૂર કૌલ નકલ કર્યો છે. અને શૈખની વફાત છઠ્ઠી સદી હિજરી લખી છે. હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)નો ઝહૂર (આવિષ્કાર) ૧૦૦૦ હિજરીમાં થયો, જે શૈખના જમાનાથી પૂરા ૪૦૦ (ચારસો) વરસ બાદ છે. એનાથી સાબિત થયું કે તે બુઝુર્ગ આપ જ છે.

### હઝરત શૈખ ખલીલુલ્લાહ બદખ્શી (રહ.)નો પત્ર

'મકામાતે શૈખ ખલીલુલ્લાહ બદખ્શી (રહ.)'માં લખ્યું છે,

શૈખ (રહ.)એ એક દિવસ ફરમાવ્યું કે,

> ''સુબ્હાનલ્લાહ ! ખ્વાજગાને નકશબંદિય્યહ સિલસિલામાં એક શખ્સ હિન્દુસ્તાનમાં પેદા થનાર છે. તેઓ પોતાના સમયના મુજદ્દિદ હશે. પરંતુ અફસોસ કે, જિંદગીનો કોઈ ભરોસો નથી, નહિંતર હું મુલાકાતનો

શરફ હાસિલ કરવા માટે તેમની ખિદમતમાં જરૂર હાજર થતે."

તેમણે એક પત્ર લખીને પોતાના મોટા ખલીફા ખ્વાજા અબ્દુર્રહમાન બદખ્શીને આપ્યો અને ફરમાવ્યું કે,

"આ પત્રને હિફાઝતથી રાખશો. જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) (દુનિયામાં) તશરીફ લાવે ત્યારે આ પત્ર ખૂબ જ વિનમ્રતાપૂર્વક તેમની ખિદમતમાં રજૂ કરજો, જેથી મારા હકમાં દુઆએ ખૈર કરે."

ખ્વાજા અબ્દુર્રહમાન (રહ.)એ તજદીદના દસમાં વરસે મજકૂર પત્ર હઝરતની ખિદમતમાં પેશ કર્યો. હઝરત મુજદ્દિદ (રહ.)એ શૈખ સાહબના હકમાં દુઆએ ખૈર ફરમાવી અને ફરમાવ્યું કે,

"શૈખ ખલીલુલ્લાહ ઉમ્મતના મોટા મશાઈખમાંથી નઝર આવે છે."

## હઝરત શૈખ અબ્દુલકુદ્દુસ ગંગોહી (રહ.)નું ફરમાન

જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના માનવંત વાલિદ સાહબ હઝરત મખ્દૂમ (રહ.) હઝરત શૈખ અબ્દુલકુદ્દુસ (રહ.)ની ખિદમતમાં બયઅતની ગરઝથી હાજર થયા તો આપે ફરમાવ્યું કે,

"તમારી પેશાનીમાં એક વલીયે બરહકનું નૂર જલ્વાગર છે. તેનાથી બિદઅત અને ગુમરાહીનો ખાતમો થઈ જશે. જો મારી જિંદગીએ ત્યાં સુધી વફા કરી તો તેની ખિદમતને બારગાહે ઈલાહીના કુર્બ (નઝદીકી)નો વસીલો સમજીશ."

## હઝરત શૈખ સલીમ ચિશ્તી (રહ.)નો કશ્ફ

હઝરત શૈખ સલીમ ચિશ્તી (રહ.) એક દિવસે મુરાકબહમાં ડૂબેલાં હતા. આપ શું જુએ છે કે, સરહિંદની ધરતીથી એક નૂર જાહેર થયું. તેની રોશની ચોમેર ફેલાઈ ગઈ. શૈખ (રહ.) ખૂબ જ નવાઈ પામ્યા.

ગૈબથી ઈલ્કા (અંતઃ પ્રેરણા) થઈ કે,

> ''ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માંથી એક શખ્સ આ શહેરમાં પેદા થશે. તેના ફૈઝથી ખુદાની ઘણી મખ્લૂક હિદાયત પામશે. અને શરીઅતના અહકામ તેના તુફૈલથી ફરી પાછાં તાજાં થશે.''

## હઝરત શૈખ નિઝામ નારનોલીનો ઈર્શાદ

જ્યારે હિન્દુસ્તાનના મુસલમાનોમાં કુફ્રની રસમો પેદા થઈ ગઈ, બાદશાહ મુરતદ થઈ ગયો (ઈસ્લામથી ફરી ગયો) અને ઈસ્લામ રાત-દિવસ કમજોર અને નબળો થવો શરૂ થઈ ગયો, ત્યારે પોતાના સાચા મઝહબનું દર્દ ધરાવનારા મુસલમાનો હઝરત શૈખ નિઝામ નારનોલી (રહ.)ની ખિદમતમાં હાજર થયા. અને કુફ્રના જોરને દૂર કરવા માટે દુઆની વિનંતી કરી.

આપે ઘણી તવજ્જુહ બાદ લોકોને જણાવ્યું કે,

> ''ટૂંકમાં જ એક શખ્સ પેદા થનાર છે. તે આવતા વેંત જ અંધકારને અજવાળાથી અને કુફ્રને ઈસ્લામથી બદલી નાંખશે.''

એ આગાહીના થોડા અરસા બાદ હઝરત મુજદ્દિદ (રહમતુલ્લાહિ અલયહ)નો જન્મ થયો.

## હઝરત શૈખ અબ્દુલ્લાહ અલાઉદ્દીન સુહરવરદી (રહ.)નો ઈર્શાદ

લોકો આપની પાસે પણ દુઆના માટે ગયા. આપે બાતિની તવજ્જુહ બાદ લોકોને ખૂશખબરી આપી કે,

> ''ટૂંકમાં એક ઈમામે વકત, મુજદ્દિદે ઈસ્લામ જાહેર થશે. આવતાંની સાથે જ તે અંધકાર અને ગુમરાહીના કિલ્લાને તોડીને તથા શિર્ક અને બિદઅતની રસ્મોને વિચ્છેદ કરીને લોકોને અલ્લાહના આસ્તાના તરફ લઈ આવશે.''

## હઝરત મૌલાના અબ્દુર્રહમાન (રહ.)નો હેરતનાક બનાવ

મૌલાના અબ્દુર્રહમાન પોતાના જમાનાના પ્રખર આલિમ અને નેક લોકોના સરદાર હતા.

તેઓ ફરમાવે છે કે,

એક વખતે હું અકબરાબાદ (આગ્રા)થી દિલ્હી આવતો હતો. અચાનક એક મંઝિલ પર મારા પેટમાં દુઃખાવો થયો. હું જંગલમાં થોભી ગયો. મારા સહપ્રવાસીઓ મને એકલો છોડીને આગળ ચાલ્યા ગયા. અતિશય દુઃખાવાના કારણે હું વારંવાર કુદરતી હાજત માટે જતો હતો.

એમ કરતાં રાત થઈ ગઈ. એ જંગલમાં નજીકમાં જ એક નિર્જન અને પડતર મહેલ હતો. ઠંડીની તીવ્રતાના કારણે હું ત્યાં ચાલ્યો ગયો. હજુ અરધી રાત વીતી ન હતી કે, શું જોઉં છું કે, એક મોટી ફોજ જાહેર થઈ ! એ ફોજ મહેલની નજીક આવી પહોંચી. તે પછી મહેલમાં એક આલીશાન જાજમ બિછાવવામાં આવી. તેના પર એક તખ્ત મૂકવામાં આવ્યો. તે પછી એક

નવયુવાન આવીને તેના ઉપર બેઠો. હઝારો લોકો તેની આસપાસ અદબપૂર્વક ઊભા રહી ગયા.

મને જાણ થઈ કે, આ જિન્નાતના બાદશાહની ફોજ છે. એ વાત જાણતાં જ મારું શરીર ભયથી કાંપવા લાગ્યું.

એટલામાં જિન્નાતના બાદશાહે કહ્યું કે,

''એવું લાગે છે કે અહીં આપણી કોમ સિવાય ગૈર કૌમનો કોઈ શખ્સ હાજર છે.''

જિન્નાત મને પકડીને તેની પાસે લઈ ગયા.

તેણે પૂછયું,

''તું કોણ છે?''

મેં કહ્યું,

''હું આદમની ઔલાદમાંથી એક મુસલમાન મૌલવી છું.''

તેણે કહ્યું,

''અલ્હમ્દુલિલ્લાહ ! અમે પણ મુસલમાન છીએ. ઠીક છે, થોડીક ઈલ્મી વાતો કરો કે તમારા ઈલ્મથી અમે પણ લાભ મેળવીએ.''

મેં કેટલીક હદીસો ફિકહ અને અહલે સુન્નત વલ જમાઅતના અકીદાઓ વિષે બયાન કરી.

તે પછી કહ્યું કે,

''અત્યારે અમારો આ ઈલ્મ ઘણો કમજોર થઈ ગયો છે.''

તેણે પૂછ્યું કે,

''શા માટે ?''

મેં કહ્યું,

''અમારો બાદશાહ મુરતદ થઈ ગયો છે. (ઈસ્લામથી ફરી ગયો છે.)''

તેણે કહ્યું,

''અમે પણ આ બાબતમાં તેનાથી સખ્ત નારાઝ છીએ અને અમને અમારા ઈલ્મથી માલૂમ થયું છે કે, ટૂંકમાં એક શખ્સ પેદા થનાર છે જેની બરકતથી અલ્લાહ તઆલા કુફ્રના અંધકારને સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નૂરથી બદલી નાંખશે. તેના તરીકા, તેની રીતભાત, તેના વચનો અને કામો સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તાબે હશે. તમે જરૂર તેની મુલાકાત કરજો.''

મૌલાના અબ્દુર્રહમાન તે દિવસથી હઝરત મુજદિદ (રહ.)ના અકીદતમંદ થઈ ગયા અને તજદીદના પહેલાં જ વરસે આપની કદમબોસીથી મુશર્રફ થયા.

### હઝરત મખ્દૂમ (રહ.)નો કશ્ફ

હઝરત મુજદિદ (રહ.)ના માનવંત વાલિદ હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ (રહ.)એ એક દિવસે મુરાકબહમાં જોયું કે,

દુનિયામાં અંધકાર ફેલાઈ ગયો છે.

વરૂ, વાંદર અને રીંછ લોકોને હલાક કરી રહ્યા છે.

એક નૂર તેમના સીનામાંથી નીકળ્યું

તેની રોશની ચારેય તરફ ફેલાઈ ગઈ.

એક વીજળી ત્રાટકી અને તમામ હિંસક પ્રાણીઓને બાળીને રાખ કરી દીધાં !

તે પછી જોયું કે :–

એક તખ્ત પર કોઈ બુઝુર્ગ બેઠા છે.

તેમની ચારેય તરફ ઘણાં નૂરાની આદમી ઊભા છે.

મુલ્હિદો (નાસ્તિકો), ઝિન્દીકો (ગૈરુલ્લાહના પૂજારીઓ), ઝાલિમો અને અત્યાચારીઓને તેમની સામે લાવી લાવીને બકરીઓની જેમ ઝબહ કરી રહ્યા છે !

મુનાદી એલાન કરી રહ્યો છે :–

'જાઅલ હક્કુ વ–ઝ–હ–કલ બાતિલુ ઈન્નલ બાતિ–લ કા–ન ઝહૂકા.'

[ હક (સત્ય) આવ્યું અને બાતિલ (અસત્ય) ભાગ્યું ! બેશક અસત્ય તો એમજ નીકળી નાસનાર છે.]

(સૂરએ 'બની ઈસ્રાઈલ' : ૮૧)

આપે આ બનાવ શાહ કમાલ કેથલી (રહ.)ને કહ્યો. આપે તવજ્જુહ ઈલલ્લાહ કરીને ફરમાવ્યું કે,

''આપને ત્યાં એક ફરઝંદ પેદા થશે. તે અંધકાર અને ગુમરાહીને મિટાવી દેશે. તેમના જમાનામાં દીનની ઉન્નતી થશે.''❶

---

❶ 'સીરતે ઈમામે રબ્બાની' (રહ.) પા.–૪૪ થી ૫૦

# જયોતિષીઓની આગાહીઓ

અકબરના જમાનામાં ખાન આઝમ બાદશાહનો દરબારી હતો. તેના દિલમાં હજુ મઝહબી લાગણી અને ગૈરત બાકી હતી. બાદશાહના મુરતદ થઈ જવાના અને કુફ્રના ગલબાના કારણે તેમના દિલને અફસોસ અને દુ:ખની આગ દિવસ રાત સળગાવતી હતી.

તેણે સલ્તનતના જયોતિષીઓ અને ભવિષ્યવેત્તાઓને બોલાવીને પૂછયું કે,

''બતાવો ! આ ફિત્નો કયારે દૂર થશે ?
આ આફત કયારે ટળશે ?''

જવાબ માટે તેમણે ચાલીસ દિવસની મુદત માંગી. ચાલીસ દિવસ પછી આવીને કહ્યું કે,

''ગ્રહો અને નક્ષત્રોથી એવું જાણવા મળે છે કે, ટૂંકમાં એક શખ્સ પેદા થશે. તેમના પ્રયાસોથી દીને ઈસ્લામને તરોતાઝગી હાસિલ થશે અને કુફ્ર તથા શિર્ક તેમજ અંધકાર અને બિદઅત મગ્લૂબ થઈ જશે.''

શાહી જયોતિષીઓના વડાએ કહ્યું કે,

''ત્રણ દિવસથી એક તારો ઊગ્યો છે, જે છેલ્લા હઝાર વરસમાં ઊગ્યો નથી. જો અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનાથી પહેલા એ તારો ઊગતે, તો કોઈ ઊલૂલ અઝમ નબીની પેદાઈશ માટે સંકેત કરતે. હવે આ ઉમ્મતમાં પૈગમ્બરનું પેદા થવું શકય નથી એટલે જરૂરી છે કે, કોઈ એવા શખ્સ પેદા થશે જે જનાબ પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નાયબ

થશે અને જે તમામ બાતિલ અને ગુમરાહ મઝહબોને બરતરફ કરીને દીને ઈસ્લામને રિવાજ આપશે.''

તે જ દિવસથી ખાન આઝમ રાત-દિવસ ઈન્તેઝાર કરવા લાગ્યો. તજદીદના બીજા વરસે તેને ખાતરી થઈ ગઈ કે, તે બુઝુર્ગ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની જ છે. એટલે તે જ વરસે આપની ખિદમતમાં હાજર થઈને ઝિયારતથી મુશર્રફ થયો.

**ચેતવણી :**

ગૈરમુસ્લિમો સાથે સતત સંપર્ક અને સહવાસના પ્રભાવના કારણે ભૂતકાળમાં કેટલાક મુસ્લિમો જ્યોતિષીઓને ભવિષ્યની વાતો પૂછતાં હતાં અને તેને સાચી માનતા હતા. આજના કેટલાક મુસ્લિમોમાં પણ આ મનોવૃત્તિ જોવા મળે છે પરંતુ ફુકહાએ કિરામ આ બાબતથી સખત મનાઈ ફરમાવે છે. હઝરત મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહબ (રહ.) લખે છે કે :

''ઈસ્લામી બુન્યાદી અકીદો સમજો કે, અલ્લાહ સિવાય બીજો કોઈ પણ ગયબની વાત જાણતો નથી. માટે જેઓ એ કહેવાતા બાવા (જયોતિષી) પાસે જાય છે, અને તેને ગયબની વાતો પૂછે છે, અને તે બતાવે છે, તેને સાચી માને છે, તેઓ પોતાના ઈમાનને કમઝોર કરી રહ્યા છે, બલકે કહી શકાય કે તે બેઈમાન પણ બની રહ્યા છે, તેમણે એવી હરકતથી અવશ્ય બચવું જોઈએ.''

['મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ' (૧૯૯૪ ની આવૃત્તિ) ભાગ-૧ પા. ૧૬૮]

## રાજદરબારીઓના ખ્વાબો

### શૈખ સુલતાન (રહ.)નો ખ્વાબ

શૈખ સુલતાન અકબર બાદશાહના દરબારી હતા. એક

રાતે તેમણે ખ્વાબમાં જોયું કે, એક જબરદસ્ત બળવાન હાથી લોકોને હલાક કરી રહ્યો છે. એટલામાં એક મર્દે ખુદા ઘણાં માણસો સહિત પ્રગટ થયો. તેણે આવતાંની સાથે જ હાથી પર એક ગઝબની નિગાહ કરી. નિગાહ પડતાં જ હાથી જમીન પર પટકાયો અને મરી ગયો.

ખ્વાબની તાબીર બતાવનારા નિષ્ણાંત લોકોએ કહ્યું કે,

> ''ટૂંકમાં એક શખ્સ પેદા થશે. તે અકબરના ઈલ્હાદ (બેદીની) અને ઝિન્દિકા (કુફ્ર)ને બિલકુલ મિટાવી દેશે.''

શૈખ સુલતાન (રહ.)એ આ ઉપરાંત પણ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અલયહિર્રહમહ વિષે ઘણાં બનાવો જોયા. એટલે આપે પોતાની બેટીની શાદી પણ આપની સાથે કરી દીધી. એની વિગતો ઈન્શાઅલ્લાહ આગળ આવશે.

## ખાન આઝમનો ખ્વાબ

ખાન આઝમે ખ્વાબમાં જોયું કે, એક ઘણું મોટું જંગલ છે. તેમાં એક કાળી નદી વહી રહી છે. તેમાંથી સાપ, વીંછી, હઝારપગા.....વગેરે નીકળી રહ્યા છે.

જે તરફ નદીનું પાણી વહેતું જાય છે, ત્યાંની જમીન બિલ્કુલ કાળી થઈ જાય છે. વનસ્પતિઓ બળીને રાખ થઈ જાય છે. એટલામાં આકાશમાંથી એક આદમી ઊતર્યો. તે નખશીખ નૂર જણાતો હતો. તે જયાં એડી મારે છે ત્યાં ઝરણું ફૂટી નીકળે છે. હઝારો પંખીઓ તેમાંથી પાણી પીએ છે અને નહાય છે. તેનું પાણી ચોતરફ ફેલાઈ ગયું. વનસ્પતિ ફરી પાછી જીવંત થઈ ગઈ. વૃક્ષો ફરી પાછાં લીલાંછમ થઈ ગયા. અને પેલી કાળી નદી બિલ્કુલ નષ્ટ થઈ ગઈ.

ખ્વાબની તાબીર બતાવનારાઓએ કહ્યું કે,

"કાળી નદી કુફ્રનો ગલ્બો દર્શાવે છે. સાપ, વીંછી, હઝારપગા...વગેરે મુલ્હિદ અને બેદીન લોકો છે. આકાશમાંથી આદમીનું ઉતરવું કોઈ વલીનો જન્મ છે. તે કુફ્ર અને બેદીનીને નષ્ટ કરી દેશે."

## સય્યિદ સદર જહાંનો ખ્વાબ

સય્યિદ સદરજહાં અકબર બાદશાહના દરબારી અને ઉચ્ચ અધિકારી હતા. બાદશાહના બેદીન થઈ જવાથી આપ હંમેશા ઉદાસ રહેતા હતા. એક રાતે આપે ખ્વાબમાં જોયું કે :–

O ચક્રવાત અને ધૂળની ડમરીના કારણે આકાશ વાદળોની જેમ કાળું થઈ ગયું છે.

O વાવાઝોડાંના કારણે વૃક્ષો અને ઈમારતો ધરાશાઈ થઈ ગઈ છે.

O ચક્રવાતની સાથે વીંછીઓ પણ ઊડીને આવી રહ્યા છે.

O ઘણા લોકો એમના દંખ મારવાથી મરણ પામે છે.

O એ જ વખતે સરહિંદની જમીનથી એક રોશની પ્રગટ થઈ જે ચારે તરફ ફેલાઈ ગઈ.

O રોશનીના નીકળતાં જ ચક્રવાત ગુમ થઈ ગયો અને વીંછીઓ હલાક થઈ ગયા.

O એ રોશનીમાંથી હઝારો ખૂબસૂરત અને ખૂશરંગ પક્ષીઓ મોટા અવાજે પોકારવા લાગ્યા :–

'જાઅલ હક્કુ વ–જ–હ–કલ બાતિલ'

[હક (સત્ય) આવી ગયું અને બાતિલ (અસત્ય) જતું રહ્યું.

બેશક અસત્ય તો એમજ નીકળી નાસનાર છે.]

(સૂરએ 'બની ઈસ્રાઈલ' : ૮૧)

સય્યિદ સાહબે આ ખ્વાબ શૈખ અબ્દુલ કુદુસ (રહમતુલ્લાહિ અલયહ)ના ખલીફા શૈખ જલાલુદ્દીન કુદ્દિસ સિર્રુહૂલ અઝીઝની ખિદમતમાં બયાન કર્યો, અને તાબીર પૂછી.

આપે ફરમાવ્યું કે,

– ચક્રવાતથી મુરાદ બિદઅત, ગુમરાહી અને કુફ્રનો ગલ્બો (વર્ચસ્વ) છે જે આજે ફેલાયેલો છે.

– વીંછીઓથી મુરાદ બિદઅત અને ગુમરાહીના ફેલાવનારાઓ છે. તેઓ લોકોને બાતિલ પરસ્તી (અસત્યની પૂજા)નું પોત્સાહન આપી રહ્યા છે.

– સરહિંદથી જે રોશની પ્રગટ થઈ તેનાથી મુરાદ તે મર્દે ખુદા છે જે એ શહેરમાં પેદા થશે. જેના કારણે અંધકાર દૂર થઈ જશે.

આ સાંભળીને સય્યિદ સાહબના દિલમાં મુલાકાતનો શોખ પેદા થયો. તજદીદના બીજા વરસે સય્યિદ સાહબ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં હાજર થયા અને મુલાકાતનો શરફ હાસિલ કર્યો.❶

## હઝરતના વાલિદા (માતા)

હઝરત મુજદ્દિદ અલયહિર્રહમહના વાલિદ માજિદ હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ)ને સફર અને સૈર (ભ્રમણ કરવા)માં વધારે રસ અને રુચિ હતા.

❶ 'સીરતે ઈમામે રબ્બાની' (રહ.) પા.–૪૪ થી ૫૩

ખ્વાજા હાશિમ કશ્મી (રહમતુલ્લાહિ અલયહ) પોતાની કિતાબ 'ઝુબ્દતુલ મકામાત'માં લખે છે કે :–

એક વખતે હઝરત મખ્દૂમ, સિકન્દરા નામના કસ્બામાં ગયા. એ કસ્બો દિલ્હીથી ૨૧ (એકવીસ) માઈલ (લગભગ ૩૪ કિલોમીટર) દૂર છે. ત્યાંના આલિમોથી આપે હદીસની કિતાબો પઢી. લોકોએ આપમાં સલાહિય્યતના અનવાર જોયા. તેઓ આપના ચાહક થઈ ગયા. આપનો ખૂબ આદર કરવા લાગ્યા.

એ જ અરસામાં ત્યાંની એક પાકદામન, સય્યિદાએ ખ્વાબમાં જોયું કે, હઝરત મખ્દૂમના સીનામાંથી એક નૂર નીકળ્યું, તેમાં એક તખ્ત પ્રગટ થયો. તેના પર એક શખ્સ તકિયો લગાવીને બેઠા છે. લોકો તેની ચારે તરફ ઊભા છે. તેમાંથી એક શખ્સ કહી રહ્યો છે કે,

"આ મખ્દૂમ અબ્દુલ અહદના ફરઝંદ છે."

સવારે પેલી સય્યિદાએ પોતાના ખાવિંદને ખ્વાબની વાત કરી. તેણે હસરત અને અફસોસથી એક ઠંડો નિ:શ્વાસ નાંખીને કહ્યું,

"અફસોસ ! મારે ત્યાં કોઈ બેટી નથી, નહિતર આ અનંત સઆદત (સૌભાગ્ય) હુંજ હાસિલ કરતે !"

સય્યિદાએ કહ્યું,

"મારી એક ખૂબ જ નેક બહેન છે. તેની શાદી એમની સાથે કરી દેવી જોઈએ."

તેના ખાવિંદે હઝરત મખ્દૂમ (રહમતુલ્લાહિ અલયહ)થી એ વિષે વાત કરી. પ્રથમ તો આપે ઈન્કાર કરી દીધો. પરંતુ ઘણી વિનંતીઓ બાદ આપે કબૂલ કરી લીધું અને નિકાહ કરીને

સરહિંદ લઈ આવ્યા.

એ પાક દામન, નેક બીવીને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અલયહિર્રહમહની વાલિદા (માતા) બનવાનો શરફ હાસિલ થયો.

## મુબારક જન્મ

૧૪ મી શવ્વાલ, ૯૭૧ હિજરી સન (મુતાબિક ૨૬, જૂન, ૧૫૬૩ ઈસ્વીસન)માં જુમ્આની રાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)નો મુબારક જન્મ થયો.

નાઈબે ખયરુલવરા પયદા હૂએ,
નૂરે ચશ્મે મુરતઝા પયદા હૂએ.

મુહીએ અહકામે દીન પયદા હૂએ,
હામીએ શરએ મતીન પયદા હૂએ.

આજ વોહ પયદા હૂએ હકકે વલી,
જિનકે થે મુસ્તાક સબ શૈખો સબી.

આપના વાલિદ માજિદે :–

– આપનું નામ શયખ અહમદ
– આપની કુન્યત❶ અબૂલ બરકાત અને
– આપનો લકબ બદરુદ્દીન રાખ્યો.

## જન્મ વખતના અદ્‌ભુત બનાવો

હઝરતના જન્મ વખતે ઘણાં અદ્‌ભુત બનાવો બન્યા. જે પૈકી કેટલાક નીચે પ્રમાણે છે :–

---

❶ કુન્યત તે નામને કહે છે જેમાં અરબી પ્રણાલિકા પ્રમાણે પોતાના પિતા, માતા, પુત્ર કે પુત્રીનો અથવા અન્ય સંબંધ દર્શાવેલો હોય.

### ૧ વાલિદાનું અવલોકન

આપની વાલિદા માજિદા ફરમાવે છે કે,

"મારા ફરઝંદ શયખ અહમદના જન્મ પછી મને ગશી (તંદ્રા) જેવી આવી ગઈ, તો જોયું કે, ઘણાં ઔલિયાએ ઉમ્મત મારા ઘરે આવ્યા, અને મને મુબારકબાદ આપી રહ્યા છે."

### ૨ વાલિદનો કશ્ફ

હઝરતના વાલિદ માજિદ મખ્દૂમ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

"મેં મારા સઆદતમંદ (ભાગ્યશાળી) ફરઝંદના જન્મના દિવસે કશ્ફની હાલતમાં જોયું કે, રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા છે, અને મારા પુત્રના કાનોમાં અઝાન અને તકબીર કહી રહ્યા છે."

### ૩ શયખ અબ્દુલ અઝીઝ (રહ.)નો કશ્ફ

શયખ અબ્દુલ કુદુસ ગંગોહી કુદ્દિસ સિર્રુહુલ અઝીઝના ખલીફા શયખ અબ્દુલ અઝીઝ આપના જન્મ વખતે સરહિંદ શરીફમાં હાજર હતા. આપે ત્યાં કશ્ફની હાલતમાં ફરિશ્તાઓનો મોટો સમૂહ જોયો.

### ૪ શયખ અબૂલ હસન ચિશ્તી (રહ.)નો ખ્વાબ

શયખ અબૂલ હસન ચિશ્તી કુદ્દિસ સિર્રુહુલ અઝીઝ પણ આપના જન્મ વખતે સરહિંદ શરીફમાં હાજર હતા.

તેઓ ફરમાવે છે કે,

"જન્મની રાતે મેં ખ્વાબમાં જોયું કે, આ શહેરમાં ઘણાં ઔલિયાઉલ્લાહ ભેગાં થયેલા છે, અને એક શખ્સ મિમ્બર પર ચઢીને કહી રહ્યો છે કે,

લોકો ! તમને મુબારક થાય ! આજે તમારામાં એક એવાં શખ્સ પેદા થયા છે, જેમના કારણે દીને ઈસ્લામ નવાશિરે તાઝો થશે."

૫ અકબર બાદશાહનો ખ્વાબ

આપના જન્મના દિવસે અકબર બાદશાહનો તખ્ત (રાજગાદી) ઊંધો થઈ ગયો. કેટલાયે પ્રયત્નો અને પુરુષાર્થ કરવા છતાં અસલ સ્થિતિમાં ન આવ્યો.

એ જ સમયે બાદશાહે એક ડરામણો ખ્વાબ જોયો કે, ઉત્તર દિશા તરફથી એકાએક હવાની આંધી આવી, અને તખ્તને બાદશાહ સહિત ઊંચકીને જમીન પર પછાડી દીધા.

આ ખ્વાબથી બાદશાહ ઘણો ગભરાયો. તેણે તાબીર બતાવનારાઓને બોલાવીને એનો અર્થ પૂછયો.

તેમણે ડરતાં ડરતાં કહ્યું કે,

"આજે કોઈ એવા બુઝુર્ગનો જન્મ થયો છે, જે મોટા થઈને આપની સલ્તનતને ડગમગાવી નાંખશે."

## આપની જન્મજાત વિશિષ્ટતાઓ

O આપ સુન્નત મુતાબિક ખત્ના કરેલા પયદા થયા હતા.

O સામાન્ય બાળકોની જેમ આપ કદી નગ્ન થતા ન હતા.

O આપ ક્યારેય રડતા ન હતા. હરેક વખતે આપ ખૂશ, આનંદી અને મુસ્કુરાતા રહેતા હતા.

O આપનું શરીર કે કપડાં કદી ગંદા થતા ન હતા.

## હઝરતની મુબારક વંશાવળી

આપનો મુબારક શજરએ નસબ (વંશાવળી) ૨૯ (ઓગણત્રીસ) વાસ્તાઓથી હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ) સુધી પહોંચે છે. એટલે આપને 'ફારૂકી' કહેવામાં આવે છે. આ પવિત્ર નસબ પર ખૂદ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ને પણ નાઝ હતો.

આપના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પહેલા ભાગમાં પત્ર નં.૧૦૦ મુલ્લા હુસૈન કશ્મિરી (રહમતુલ્લાહિ અલયહ)ને લખેલો છે.

મજકૂર પત્રમાં આપ ફરમાવે છે કે :–

''શૈખ અબ્દુલ કરીમ યમનીએ જે કહ્યું છે કે હક તઆલા આલિમુલ ગૈબ નથી, ફકીરને (મને) એ પ્રકારની વાત સાંભળવાની તાબ નથી. બેઈખ્તિયાર મારી રગે ફારૂકી (ફારૂકી વંશનું ખૂન) ઉકળી ઊઠે છે. અને એમાં તાવીલ અને તૌજીહની મુહલત નથી આપતી. (એવી) વાતો કહેનારા ભલેને શૈખ કબીર યમની હોય કે શૈખ અકબર શામી હોય, આપણને તો મુહમ્મદ અરબી અલયહિસ્સલાતો વસ્સલામનો કલામ જરૂરી છે.....

ખુદા તઆલા કુર્આન મજીદમાં પોતાની તારીફ ઈલ્મે

ગૈબથી કરે છે અને પોતે પોતાને આલિમુલ ગૈબ હોવાનું ફરમાવે છે. એટલે હક તઆલાના ઈલ્મે ગૈબનો ઈન્કાર કરવો હકીકતમાં હક તઆલાના (કલામને) જૂઠાડવા બરાબર છે જે નાના મોઢે મોટી વાત કરવા સમાન છે.''

('મકતૂબાત શરીફ', ભાગ-૧, પત્ર નં. ૧૦૦)

જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)એ સાંભળ્યું કે, લુધિયાના જિલ્લાના સામાના નામના કસ્બાના ખતીબે જુમ્આના ખુત્બામાં ખુલ્ફાએ રાશિદીન (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)નો ઝિક્ર ઈરાદાપૂર્વક છોડી દીધો, તો આપે પોતાના એક પત્રમાં લખ્યું કે,

''આ વહશત અંગેઝ સમાચારે તબીઅતમાં એક ઉશ્કેરાટ પેદા કરી દીધો અને મારી રગે ફારૂકી (ફારૂકી વંશનાં ખૂન)ને ભડકાવી દીધી.''

('મકતૂબાત શરીફ' ભાગ-૨, પત્ર નં. ૧૫)

નસબ તહરીર કરતા હૂં ઉસ
શહે ગરદૂં મકામીકા,
શરફ ખૂરશીદ પા સકતા નહીં
જિસકી ગુલામીકા.
શહેનશાહોંકે દિલ હયબતસે જિસકે
હો ગયે પાની,
વોહી ફારૂકે આઝમ નામ હય
જદ્દે ગિરામીકા.

ચરિત્ર લેખકોમાં એક મતભેદ છે :—

O કેટલાક લેખકોનો મત એવો છે કે હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ)ના મોટા પુત્ર હઝરત અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)ના વંશમાં હઝરત મુજદ્દિદ સાહબ

પેદા થયા હતા.

O બીજા કેટલાક લેખકોનો મત એવો છે કે, હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ)ના ત્રીજા પુત્ર હઝરત આસિમ (રદિયલ્લાહુ અન્હુ)ના વંશમાં હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) પેદા થયા હતા.

પાકિસ્તાનના વિખ્યાત વિદ્વાન, લેખક અને સંશોધક માનનીય પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ સાહબ પણ એ જ મત ધરાવે છે. તેમણે આ વિષે ઊંડું સંશોધન કર્યું છે. અનેક કિતાબોના હવાલાઓ અને દલીલોથી તેમણે પોતાના મતનું સમર્થન કર્યું છે.

તેમની સંશોધિત કિતાબ 'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'ના પૃષ્ઠ—૪૩ ઉપર આપેલી વંશાવળીના આધારે નીચે વંશાવળી લખી છે. હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ)થી શરૂ કરી નીચે ઉતરતા ક્રમમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ સુધીના બુઝુર્ગોના મુબારક નામો નીચે પ્રમાણે છે :—

(૧) હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહુ અન્હુ)
(૨) હઝરત આસિમ (રદિયલ્લાહુ અન્હુ)
(૩) હઝરત હફસ (રદિયલ્લાહુ અન્હુ)
(૪) હઝરત ઉમર બિન હફસ (રદિયલ્લાહુ અન્હુ)
(૫) હઝરત શયખ અબ્દુલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)
(૬) હઝરત શયખ નાસિર (રહમતુલ્લાહિ અલયહ)
(૭) હઝરત શયખ ઈબ્રાહીમ (રહમતુલ્લાહિ અલયહ)
(૮) હઝરત શયખ ઈસ્હાક (રહમતુલ્લાહિ અલયહ)
(૯) હઝરત શયખ અબૂલ ફત્હ (રહમતુલ્લાહિ અલયહ)

(૧૦) હઝરત શયખ અબ્દુલ્લાહ (વાઈઝુલ અકબર) (રહ.)
(૧૧) હઝરત શયખ અબ્દુલ્લાહ (વાઈઝુલ અસગર) (રહ.)
(૧૨) હઝરત શયખ મસ્ઊદ (રહમતુલ્લાહિ અલયહ)
(૧૩) હઝરત શયખ સુલયમાન (રહમતુલ્લાહિ અલયહ)
(૧૪) હઝરત શયખ મહમૂદ (રહમતુલ્લાહિ અલયહ)
(૧૫) હઝરત શયખ નસીરુદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)
(૧૬) હઝરત શયખ શિહાબુદ્દીન ફર્રુખ શાહ કાબુલી (રહ.)
(૧૭) હઝરત શયખ યૂસુફ (રહમતુલ્લાહિ અલયહ)
(૧૮) હઝરત શયખ અહમદ (રહમતુલ્લાહિ અલયહ)
(૧૯) હઝરત શયખ શુઅયબ (રહમતુલ્લાહિ અલયહ)
(૨૦) હઝરત શયખ અબ્દુલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)
(૨૧) હઝરત શયખ ઈસ્હાક (રહમતુલ્લાહિ અલયહ)
(૨૨) હઝરત શયખ યૂસુફ (રહમતુલ્લાહિ અલયહ)
(૨૩) હઝરત શયખ સુલયમાન (રહમતુલ્લાહિ અલયહ)
(૨૪) હઝરત શયખ નસીરુદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)
(૨૫) હઝરત શયખ ઈમામ રફીયુદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)
(૨૬) હઝરત શયખ હબીબુલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)
(૨૭) હઝરત શયખ મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહ)
(૨૮) હઝરત શયખ અબ્દુલ હય (રહમતુલ્લાહિ અલયહ)
(૨૯) હઝરત શયખ ઝયનુલ આબિદીન (રહમતુલ્લાહિ અલયહ)
(૩૦) હઝરત શયખ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ)
(૩૧) હઝરત શયખ અહમદ મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

ઉપરોકત વંશાવળીમાંથી થોડાંક બુઝુર્ગોનો ટૂંકો પરિચય અત્રે વાચકોની જાણ માટે આપવામાં આવે છે.

વંશાવળીમાં લખેલો અનુક્રમ નંબર, જે તે બુઝુર્ગના નામની આગળ લખવામાં આવ્યો છે.

## ૧ હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)

### જન્મ

મશહૂર રિવાયત પ્રમાણે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુનો જન્મ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હિજરતથી ૪૦ (ચાલીસ) વરસ પહેલાં થયો હતો.❶

અર્થાત હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ઉમરમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કરતાં ૧૩ (તેર) વરસ નાના હતા.

### હુઝૂર (સલ.)ની દુઆ

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બિઅસત (રિસાલત)ના ૬ (છ) વર્ષ બાદ સુધી આપ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સખ્તતરીન (કટ્ટર) વિરોધીઓમાંથી હતા. અહીં સુધી કે એક દિવસે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શહીદ કરવા માટે ઘરથી રવાના પણ થઈ ગયા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપના હકમાં દુઆ ફરમાવી હતી કે,

> ''હે અલ્લાહ ! અબૂજહલ બિન હિશામ અને ઉમર બિન ખત્તાબ એ બંનેમાંથી આપની નઝદીક જે વધારે પસંદપાત્ર હોય, તેનાથી દીને ઈસ્લામને ઈઝ્ઝત અતા ફરમાવ !''

❶ 'અલ–ફારૂક' પા– ૨૬

આ દુઆ માંગ્યાની બીજી જ સવારે આપ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને ઈસ્લામ સ્વીકારી લીધો.

પછી જેવી રીતે આપ હાલતે કુફ્ર પર સખ્ત હતા તેવી જ રીતે ઈસ્લામ લાવવા બાદ ઈસ્લામી અકાઈદ અને આ'માલના પણ સખ્તીથી પાબંદ રહ્યા.

## કુન્યત અને લકબ

સ્વભાવમાં શિદત (સખ્તી)ના કારણે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપની કુન્યત (ઉપનામ) 'અબૂ હફસ' રાખ્યું, કારણ કે હફસ અરબીમાં વાઘને કહે છે.

આપનો લકબ 'ફારૂક' અર્થાત 'તે શખ્સ જે હક અને બાતિલમાં ફર્ક કરતો હોય', રાખવામાં આવ્યો.

કેટલાકનું કહેવું છે કે આ લકબ અહલે કિતાબ (યહૂદી, ઈસાઈ... વગેરે)એ આપ્યો હતો.

અને કેટલાકે કહયું છે કે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આ લકબ આપ્યો હતો.

## ગઝવાત, ખિલાફત, વિજયો વગેરે

આપ ગઝવએ બદર અને બીજા તમામ ગઝવાતમાં હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે શરીક રહ્યા.

હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)ના ઈન્તેકાલ બાદ આપની

❶ 'હઝરત મુજદિદે અલ્ફેસાની (રહ.)' પા.– ૩૮
બહવાલા : મિશ્કાત અસ્માઉર્રિજાલ

વસિય્યત પ્રમાણે તમામ સહાબાએ કિરામ (રદિ.)ની રઝામંદીથી આપ ખલીફા બન્યા. આપ પહેલા ખલીફા છે જેમને 'અમીરુલ મુઅમિનીન' કહીને પુકારવામાં આવ્યા.❶

આપની ખિલાફતના ઝમાનામાં મિસર, શામ, બયતુલ મુકદ્દસ, અંતાકિય્યહ, ઈરાકે અરબ, ઈરાકે અજમ, જઝીરહ, ઈરાનનો મોટો ભાગ, આરમેનિયાનો કેટલોક ભાગ, મકરાન જેમાં બલુચિસ્તાનનો પણ કેટલોક ભાગ આવી જાય છે, ફતેહ થઈને ઈસ્લામી સામ્રાજયમાં શામેલ થયા.❶



આપની ખિલાફતની મુદ્દત દસ વરસ, છ મહિના અને ચાર દિવસ હતી.❷

## આપ (રદિ.)ની બુલંદ શાન

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપની શાનમાં ઈર્શાદ ફરમાવ્યો :

> ''જો મારા પછી કોઈ નબી થતે તો ઉમર થતે.''



વળી આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :—

> ''અલ્લાહ તઆલાએ હઝરત ઉમર (રદિ.)ની ઝબાન અને દિલ પર હક જારી ફરમાવ્યો છે.''



વળી એ પણ ફરમાવ્યું :—

---

❶ ❷ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.– ૩૬, ૩૭

"ઉમર ખુદાઈ અહકામ જારી કરવામાં સખ્તીની સાથે કારબંદ છે."



હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

"જયારે પણ લોકોને કોઈ વાત પેશ આવી અને તેમાં તેમણે પોતાની રાય જાહેર કરી તો હમેશાં જે કંઈ ઉમર (રદિ.)એ કહ્યું તે જ પ્રમાણે કુર્આન નાઝિલ થયું."



જે બાબતોમાં હઝરત ઉમર (રદિ.)ની રાય પ્રમાણે કુર્આન શરીફ નાઝિલ થયું તેની સંખ્યા ૨૦ (વીસ) કરતાં પણ વધારે છે.❶



રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :–

"તમારાથી પહેલાંના લોકોમાં મહદસ હતા અર્થાત જેમને ઈલ્હામ થતો હતો પરંતુ તેઓ નબી નહિ હતા, એટલે જો મારી ઉમ્મતમાં કોઈ મહદસ અર્થાત સાહબે ઈલ્હામ થશે તો બેશક તે ઉમર થશે."

[આ હદીસને બુખારી અને મુસ્લિમે રિવાયત કરી છે.]



---

❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.– ૩૬, ૩૭

હઝરત ઉમર ફારૂક (રદિ.)થી સિહાહની તમામ કિતાબોમાં ૫૩૯ (પાંચસો ઓગણચાલીસ) હદીસો રિવાયત થયેલી છે.

## આપ (રદિ.)ની કરામતો

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની કરામતોમાંથી તબર્રૂક તરીકે માત્ર બે કરામતો નકલ કરવામાં આવે છે :–

[૧]

હઝરત ઉમર ખત્તાબ (રદિ.) (એક દિવસે) જુમ્આના ખુત્બા દરમિયાન એકાએક પોકારી ઊઠયા :

**'યા સારિયતુલ જબલ !'**

[હે સારિયહ (રદિ.) ! પહાડ તરફ ધ્યાન કેન્દ્રિત કરો !]



હઝરત સારિયહ (રદિ.) (મુસલમાનોના લશ્કરના સરસેનાપતિ હતા અને) સેંકડો કિલોમિટર દૂર (યુધ્ધના મોરચે કાફિરો સાથે લડી રહ્યા હતા) છતાં આપે ત્યાં અમીરુલ મોમિનિન હઝરત ઉમર ખત્તાબ (રદિ.)નો અવાજ સાંભળ્યો. લશ્કરમાંના તમામ સહાબા (રદિ.)એ પણ અવાજ સાંભળ્યો અને તમામ હઝરત અમીરુલ મોમિનિનના હુકમ પ્રમાણે પહાડ તરફ રવાના થઈ ગયા. કાફિરોએ પોતાના પેંતરા અને વ્યૂહરચના પ્રમાણે ઈસ્લામના લશ્કરને વચમાં ઘેરી લઈ સૌને શહીદ કરવાનું કાવતરું કર્યું હતું પરંતુ ખુદાએ અમીરુલ મોમિનિન (રદિ.)ને (સેંકડો કિલોમિટર દૂરથી) યુધ્ધનો મોરચો બતાવી દીધો અને તેમના અવાજને સેંકડો કિલોમિટર દૂર પહોંચાડી દીધો અને અંતે મુસલમાનોનો વિજય થયો.

એ કયો રેડિયો, કયો તાર, કયો વાયરલેસ અને કયું દૂરબિન હતું જેના વડે સેંકડો કિલોમિટર દૂરથી અમિરુલ મોમિનિન હઝરત ઉમર ફારૂક (રદિ.)એ યુધ્ધનો મોરચો જોયો અને વળી ત્યાં અવાજ પહોંચાડયો ?![1]

[૨]

મિસરના વિજય બાદ જયારે મિસરીઓની મશહૂર રસ્મ બૂનહ મનાવવાનો મહિનો આવ્યો–જે નાઈલ નદીમાં પાણી ઓછું થઈ જવાના કારણે મનાવવામાં આવતી હતી તો ત્યાંના લોકો પોતાના હાકિમ હઝરત અમ્ર ઈબ્નુલ આસ (રદિ.)ની પાસે ગયા અને કહ્યું કે,

"હે અમીર ! અમારી આ નાઈલ નદીના માટે એક રસ્મ નક્કી થયેલી છે. જેના વગર એનું પાણી જારી નથી થતું."

આપે પૂછયું,

"તે રસ્મ શું છે ?"

લોકોએ કહ્યું,

"જયારે આ મહિનામાં બાર રાતો વીતી જાય છે ત્યારે અમે એક કુંવારી કન્યાના માતા–પિતાને રાઝી કરીને તેની કન્યાને ઘણાં જ ઉમદા ઘરેણાં અને લિબાસ વડે શણગારીને તેને નાઈલ નદીમાં નાંખી દઈએ છીએ."

હઝરત અમ્ર ઈબ્નુલ આસ (રદિ.)એ ફરમાવ્યું,

"આ (બૂરી) રસ્મ ઈસ્લામમાં થઈ નથી શકતી.

---

[1] 'અહસનુત્તકવીમ' (ગુજરાતી) પા.– ૨૮, ૨૯

બેશક ઈસ્લામે પોતાના અગાઉની તમામ (બૂરી) રસ્મોને ખત્મ કરી દીધી છે.''

છેવટે જ્યારે બૂનહની રસ્મ મનાવવાનો સમય આવ્યો ત્યારે નાઈલના પાણી બિલકુલ સૂકાઈ ગયા. એટલે લોકોએ હિજરત કરીને મિસર છોડી જવાનો ઈરાદો કર્યો.

હઝરત અમ્ર ઈબ્નુલ આસ (રદિ.)એ હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ને આ હકીકતો લખી જણાવી.

હઝરત ફારૂકે આઝમ (રદિ.)એ જવાબ આપ્યો કે,

''તમે જે કંઈ કર્યું તે બિલકુલ દુરૂસ્ત છે. (બેશક ઈસ્લામમાં આ રસ્મ યોગ્ય નથી.) હું તમારી પાસે મારા આ પત્રની સાથે એક ચિઠ્ઠી મોકલું છું. તમે મારી એ ચિઠ્ઠી નાઈલ નદીમાં નાંખી દેજો !''

હઝરત અમ્ર ઈબ્નુલ આસ (રદિ.)એ જોયું તો તે ચિઠ્ઠીનું લખાણ આ પ્રમાણે હતું :–

''આ ચિઠ્ઠી અલ્લાહ તઆલાના એક બંદા ઉમર (રદિ.)ના તરફથી જે મુસલમાનોનો અમીર છે, નાઈલ નદીને સંબોધીને લખે છે :–

અમ્મા બાદ ! (હે નાઈલ નદી !) જો તું પોતાના તરફથી અને પોતાના હુકમ (અને ઈરાદા)થી વહે છે તો ન વહે. અમને તારી કોઈ જરૂરત નથી. અને જો ખુદાએ વાહિદ અને કહહારના હુકમ (અને ઈરાદા)થી વહેતી હોય, અને સાચી વાત તો એ જ છે કે તે જ તને વહેવડાવે છે, તો હું અલ્લાહ તઆલાથી દુઆ કરું છું કે તે તને ફરી પાછી વહેવડાવે !''

જયારે એ ચિઠ્ઠી નાઈલ નદીમાં નાંખવામાં આવી ત્યારે એક જ રાતમાં નાઈલ નદીમાં સોળ (૧૬) હાથ ઊંડું પાણી વહેવા માંડયું અને ત્યારથી આજ સુધી અલ્લાહ તઆલાએ એ બૂરી રસ્મને મિસરવાસીઓમાંથી હમેશાંના માટે ખત્મ કરી દીધી.❶

## શહાદત અને દફન

બુધવાર, ૨૬ ઝિલહજ, હિજરીસન ૨૩ ના દિવસે મુગીરહ બિન શુઅબહના ગુલામ અબૂ લૂઅલૂઅ મજૂસીએ મસ્જિદે નબવી, મદીના મુનવ્વરહમાં બિલકુલ ફજરની નમાઝની હાલતમાં આપને ઝખ્મી કર્યા.

રવિવાર, પહેલી મુહર્રમુલ હરામ, હિજરીસન ૨૪ ના દિવસે ૬૩ (તેસઠ) વર્ષની ઉંમરે શહાદતનો જામ પી લીધો.

હઝરત સુહયબ (રદિ.)એ જનાઝાની નમાઝ પઢાવી.

ઝખ્મી થયા બાદ આપની હયાતીમાં અને વફાત બાદ ફરીથી હઝરત આઈશા (રદિ.)ની પરવાનગી લઈને આપને આપની ઈચ્છા પ્રમાણે હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુજરએ શરીફમાં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની બાજુમાં આપને દફન કરવમાં આવ્યા.

આપ (રદિ.)ની ખિલાફતની મુદ્દત દસ વર્ષ, છ મહિના અને ચાર દિવસ છે.



❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.– ૩૮, ૩૯
બહવાલા : 'તર્જુમાનુસ્સુન્નહ' જિલ્દ : ૪, પા.– ૩૪૦, ૩૪૧

## અવલાદ

આપ (રદિયલ્લાહુ અન્હુ)ના પુત્રના નામો નીચે પ્રમાણે છે,

(૧) હઝરત અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)
(૨) હઝરત ઉબયદુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)
(૩) હઝરત આસિમ (રદિયલ્લાહુ અન્હુ)
(૪) હઝરત અબ્દુર્રહમાન અકબર (મોટા) (રદિયલ્લાહુ અન્હુ)
(૫) હઝરત ઝયદ (રદિયલ્લાહુ અન્હુ)
(૬) હઝરત ઝયદ અસગર (નાના) (રદિયલ્લાહુ અન્હુ)
(૭) હઝરત અબ્દુર્રહમાન અસગર (નાના) (રદિયલ્લાહુ અન્હુ)
(૮) હઝરત અયાઝ (રદિયલ્લાહુ અન્હુ)
(૯) હઝરત અબ્દુલ્લાહ અસગર નાના (રદિયલ્લાહુ અન્હુ)
(૧૦) હઝરત અબ્દુર્રહમાન અવસત (વચલા) (રદિયલ્લાહુ અન્હુ)
(૧૧) હઝરત અબ્દુલ્લાહ અવસત (વચલા)❶ (રદિયલ્લાહુ અન્હુ)

## ૨ હઝરત આસિમ (રદિયલ્લાહુ અન્હુ)

હઝરત ઉમર (રદિ.)ના ત્રીજા બેટા આસિમ નિહાયત પાકીઝા નફસ, આલિમ અને ફાઝિલ હતા. તેઓ નિહાયત ઊંચા કદના અને કદાવર બાંધાના હતા.

તેઓ શઅર (કાવ્યો) ઘણાં ઉમદા કહેતા હતા. સાહિત્યકારોનું કહેવું છે કે,

> ''દરેક શાયરને કંઈ ન કંઈ તે શબ્દો પણ લાવવા પડે છે જે જરૂરી ન હોય પરંતુ આસિમ એમાં અપવાદ છે !''

---

❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' કર્તા : હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસયન શાહ સાહબ (રહ.) : પા.– ૪૦

મશહૂર ખલીફા અને નેક રાજયકર્તા હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રદિ.) હઝરત આસિમ (રદિ.)ના નવાસા હતા.

હિજરીસન ૭ (સાત)માં જયારે હઝરત આસિમ (રદિ.)નો ઈન્તેકાલ થયો ત્યારે (આપના મોટા ભાઈ) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ તેમનો મરસિયો લખ્યો હતો. તેના એક શએરનો ભાવાર્થ આ પ્રમાણે છે :–

કાશ ! મોત આસિમને છોડી જતે !
જેથી અમે બધાં સાથે રહેતે !
અથવા લઈ જતે તો બધાંને લઈ જતે !❶

## ૩ હઝરત મસઊદ કુદ્દિસ સિર્રુહૂ

હઝરત આસિમ બિન ઉમર (રદિ.) પછી દસમી પેઢીએ હઝરત શયખ મસઊદ (રદિ.)નો જન્મ થયો હતો.

જાહેરી ઈલ્મ હાસિલ કર્યા બાદ બાતિની ફયઝ પોતાના વાલિદ બુઝુર્ગવાર શયખ અબ્દુલ્લાહ વાઈઝે અસગર (રહ.)થી હાસિલ કર્યો.

આપ ખૂબ જ આબિદ અને ઝાહિદ બુઝુર્ગ હતા. અબ્બાસી વંશના ખલીફાઓ આપના ખૂબ જ અકીદતમંદ હતા અને તેમની જ અકીદતે આપને મકકએ મુકર્રમાથી ખિલાફતની રાજધાની બગદાદ સ્થળાંતર માટે મજબૂર કરી દીધા નહિતર એનાથી પહેલાં આપનું ખાનદાન હિજાઝમાં જ રહેતું હતું.❷

---

❶ 'અલ–ફારૂક' જિલ્દ : ૨, પા.– ૩૦૬

❷ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.– ૪૩

## ૧૩ હઝરત શયખ સુલયમાન (રહ.)

જાહેરી ઈલ્મથી ફારિગ થઈને આપ તે વખતના મશહૂર બુઝુર્ગ હઝરત સિર્રી સકતી (રહ.) (વફાત: હિજરીસન ૨૫૩)ની ખિદમતમાં હાજર થયા અને ટૂંક સમયમાં ખિર્કએ ખિલાફત હાસિલ કર્યો. એ સિલસિલાનું નામ 'સિર્રી સકતીય્યહ' છે.❶

હઝરત શયખ સિર્રી સકતી (રહ.) હઝરત જુનયદ બગદાદી (રહ.)ના પીર અને હઝરત મઅરૂફ કરખી (રહ.)ના મુરીદ હતા.

હઝરત જુનયદ (રહ.) ફરમાવે છે કે,

''મેં હઝરત સિર્રી સકતી (રહ.)ને મોતની બીમારી સિવાય કયારેય સૂતેલા જોયા નથી !''

આપ (રહ.)નો ઈર્શાદ છે કે,

''બુરાઓની સુહબતથી બચો ! અને નેક લોકોની સુહબતમાં પણ અલ્લાહની યાદથી ગાફિલ ન રહો !''

આપનો ઈન્તેકાલ મંગળવારના દિવસે, ૩, રમઝાનુલ મુબારક, હિજરીસન, ૨૫૩માં થયો. બગદાદમાં આપનો મઝારે પુરઅનવાર છે.❷

## ૧૪ હઝરત શયખ મહમૂદ (રહ.)

આપે પોતાના વાલિદ શયખ સુલયમાન (રહ.)થી બાતિની

---

❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.–૪૩
હવાલો : 'જવાહરે મુજદ્દિદીય્યહ' પા.– ૩

❷ 'નફહાતુલ ઉન્સ' પા. ૫૫, 'ખઝીનતુલ અસ્ફિય્યહ' પા.–૭૩

ફયઝ હાસિલ કર્યો. આપની દિલેરી અને બહાદુરીથી પ્રભાવિત થઈને તે વખતના ખલીફાએ જે લશ્કર તુર્કસ્તાન મોરચે મોકલ્યું હતું તેના સેનાપતિ આપને બનાવ્યા. ત્યાંથી આપ વિજેતા અને કામિયાબ વાપસ આવ્યા. તે પછી ગિઝનીનો કિલ્લો ફતેહ કર્યો. ખલીફાએ આપને ત્યાંના હાકિમ બનાવ્યા.❶

## ૧૫ હઝરત શયખ નસીરુદ્દીન (રહ.)

આપના વાલિદની વફાત બાદ ગિઝનીના કિલ્લાની હુકૂમત આપના હાથમાં આવી. કેટલાયે હુમલાઓ કરીને આપે અંતે કાબુલ જીતી લીધું અને તેને પોતાની રાજધાની બનાવી. આપ કાબુલમાં જ સ્થાયી થયા.

## ૧૬ સુલતાન શયખ શિહાબુદ્દીન ઉર્ફે ફર્રુખ શાહ કાબુલી (રહ.)

આપ બાળપણથી જ મુત્તકી, પરહેઝગાર અને શરીઅતના પાબંદ હતા. વાલિદના ઈન્તેકાલ બાદ તખ્તનશીન થયા. અફઘાનો અને મુગલો વચ્ચેનો કુસંપ દૂર કરીને રાજ્યનો યોગ્ય બંદોબસ્ત કર્યો.

દુન્યવી બાદશાહતની સાથે આપ બાતિની દવલતથી પણ માલામાલ હતા અને ઘણાં લોકોએ આપથી ફયઝ મેળવ્યો. ઘડપણમાં આપે હુકૂમતની લગામ પોતાના સાહબઝાદા શયખ યૂસુફના હવાલે કરીને એક દર્રહ (ઘાટ)માં જે કાબુલથી થોડા અંતરે છે અને આપના જ નામથી 'દર્રએ ફર્રુખશાહ' (ફર્રુખશાહ ઘાટ) તરીકે મશ્હૂર છે, તેમાં એકાંત વાસ અપનાવી લીધો. ત્યાં જ આપનો મઝાર છે.

---

❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.- ૪૩

O આપ હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ના પણ પૂર્વજ છે.

O હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.)નો સિલ-સિલએ નસબ–વંશાવળી પણ આપથી જ જોડાય જાય છે.

O હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મકકી (રહ.)ની વંશાવળી પણ આપથી જઈ મળે છે.❶

હઝરત શયખ ફરીદુલ હક વદ્દીન ગંજશકર અજોધની ઉર્ફે હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ના પિતા શયખ જમાલુદ્દીન, સુલતાન મહમૂદ ગઝનવીની બહેનના દિકરા (ભાણેજ) હતા, સુલતાન શિહાબુદ્દીન ઘોરીના ઝમાનામાં કાબુલથી લાહોર તશરીફ લાવ્યા, અને કહોતવાલ, જિલ્લા મુલતાનમાં હિજરીસન ૫૮૫ માં હઝરત બાબા ગંજશકર (રહ.)નો જન્મ થયો. આપ મુલતાનના એક મદ્રસામાં તાલીમ હાસિલ કરતા હતા ત્યારે અચાનક હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) તશરીફ લાવ્યા. આપ ત્યાં જ બયઅત થઈ ગયા અને સુલૂકની મંઝિલો પૂરી કર્યા પછી ખિલાફત મેળવી. હિજરીસન ૬૬૪ માં પાકપટ્ટન નામના સ્થળે વફાત થઈ.❷

## ૧૭ હઝરત શયખ યૂસુફ (રહ.)

જાહેરી ઈલ્મ હાસિલ કરીને બાતિની ફયઝ પોતાના વાલિદ બુઝુર્ગવાર સુલતાન ફર્રુખશાહથી મેળવ્યો અને વાલિદના એકાંતવાસ બાદ સલતનતની લગામ પોતાના હાથમાં લીધી.

---

❶ 'તજલ્લિયાતે રબ્બાની' જિલ્દ ૧, પા.– ૩

❷ 'ખઝીનતુલ અસ્ફિયા' પા.– ૨૭૨

'સિરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.– ૪૪

આપ ખૂબ ન્યાયી, નેક અને દીનદાર હતા. આપે પણ આખરી ઉંમરમાં સલતનત છોડી દઈને એકાંતવાસ અપનાવી લીધો. અને હુકૂમતની લગામ પોતાના સાહબઝાદા (શયખ અહમદ)ને સોંપી દીધી.

## ૧૮ હઝરત શયખ અહમદ (રહ.)

શયખ અહમદ (રહ.) પોતાના વાલિદની જેમ મુત્તકી, આલિમ અને સાહબે હાલ બાદશાહ થયા છે. આપે સલતનત બિલકુલ છોડી દીધી. અવલાદને પણ એનાથી દૂર રહેવાની વસિય્યત કરી અને થોડોક સરસામાન બાળ બચ્ચાંઓના માટે રાખીને બાકી તમામ માલ ગરીબોમાં વહેંચી દીધો !

આપે પોતાના વાલિદ માજિદ ઉપરાંત હઝરત શયખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)થી પણ ફયઝ હાસિલ કર્યો અને ખિલાફત મેળવી.

હઝરત શયખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.) હઝરત અબૂબક્ર (રદિ.)ની અવલાદમાંથી હતા. તરીકતમાં આપની નિસ્બત પોતાના ચાચા શયખ અબૂન્નજીબ સુહરવર્દી (રહ.)થી હતી. હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની (રહ.) અને બીજા ઘણાં મશાઈખની સુહબત મેળવી. હઝરત ખિઝર અલયહિસ્સલામથી પણ મુલાકાત થઈ. 'અવારિફુલ મઆરિફ' આપની કિતાબોમાંથી એક કિતાબ છે.

જન્મ રજબ મહિનામાં હિજરીસન ૫૩૯માં થયો હતો અને ઈન્તેકાલ હિજરીસન ૬૩૨માં બગદાદમાં થયો.❶

---

❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.-૪૪
હવાલો : 'નફહાતુલ ઉન્સ' પા.-૪૨૦, 'ખઝીનહ' પા.-૬૮૩

## ૧૯ હઝરત શયખ શુઅયબ (રહ.)

પોતાના વાલિદની વફાત પછી ખાનકાહની સજ્જાદાનશીની મળી. આપ દુરવેશ સિફત, ફરિશ્તા ખસલત અને સાહબે કશ્ફો કરામત બુઝુર્ગ હતા.

## ૨૦ હઝરત શયખ અબ્દુલ્લાહ (રહ.)

પોતાના વાલિદ શયખ શુઅયબ ઉપરાંત હઝરત શયખ બહાઉદ્દીન ઝકરિય્યા મુલતાની (રહ.)થી પણ ફયઝ મેળવ્યો અને ખિલાફત હાસિલ કરી.

હઝરત શયખ બહાઉદ્દીન ઝકરિય્યા મુલતાની અલ કુરેશી અલ અસદી હિન્દુસ્તાનના સુહરવર્દી સિલસિલાના મહાન અવલિયા અને મશાઈખમાંથી હતા. પંજાબના કિલ્લા કોટકરોડમાં હિજરીસન ૫૭૮માં જન્મ થયો.

ખુરાસાન, બુખારા થઈને હરમયન શરીફયન પહોંચ્યા. હજ્જે બયતુલ્લાહ અને ઝિયારતે રોઝએ મુનવ્વરાથી મુશર્રફ થયા. તે પછી બગદાદ તશરીફ લઈ ગયા. ત્યાં હઝરત શયખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)થી બયઅત થયા અને ખિલાફત મેળવી.

હિજરીસન ૬૬૧ માં મુલતાનમાં વફાત થઈ.[1]

## ૨૧ હઝરત શયખ ઈસ્હાક (રહ.)

પોતાના વાલિદથી બાતિની ફયઝ અને ખિલાફત મેળવી.

---

[1] 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.–૪૫

## ૨૨ હઝરત શયખ યૂસુફ (રહ.)

પોતાના વાલિદના ઈન્તેકાલ બાદ સજ્જાદાનશીન થયા. પોતાના ઝમાનાના મોટા મુત્તકી અને પરહેઝગાર બુઝુર્ગ હતા.

## ૨૩ હઝરત શયખ સુલયમાન (રહ.)

પોતાના વાલિદે બુઝુર્ગવારના ઈન્તેકાલ બાદ મસ્નદે ખિલાફત પર બેઠા. ખૂબ જ ફૈઝવંત બુઝુર્ગ હતા.

## ૨૪ હઝરત શયખ નસીરુદ્દીન (રહ.)

બાતિની ફયઝ પોતાના વાલિદ ઉપરાંત બીજા ચિશ્તિય્યા બુઝુર્ગોથી પણ મેળવ્યો. પોતાના ઝમાનાના પ્રખર આલિમો અને મહાન મશાઈખોમાંથી હતા.

## ૨૫ હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)

આપનો અને આપના પછીના બીજા પાંચ બુઝુર્ગોનો પરિચય અગાઉ આવી ગયો છે.

# બાળપણમાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ કાદિરિય્યહ નિસ્બત ગ્રહણ કરી

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) હજુ ધાવણાં બાળક હતા ત્યારની વાત છે. એક દિવસે આપ માંદા પડયા. આપના વાલિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) હઝરત સય્યિદ શાહ કમાલ કેથલી (રહ.)ને, આપના ઉપર દમ કરાવવા માટે ઘરે લાવ્યા.

બાળકને નિહાળતાં જ આપે જોશમાં આવીને ફરમાવ્યું કે,

"અલ્લાહ તઆલા એની ઉંમર લાંબી કરે ! એ તો આલિમે બા અમલ અને આરિફે કામિલ થશે. આપ અને મારા જેવા અસંખ્ય બુઝુર્ગો એમનાથી ફૈઝ મેળવશે. કિયામત સુધી એમની હિદાયત અને ઈર્શાદનું નૂર રોશન રહેશે. એ બિદઅત અને ગુમરાહીને દૂર કરશે. સુન્નતે નબવીને જીવંત કરશે."

તે પછી હઝરત સય્યિદ શાહ કમાલ (રહ.)એ પ્રેમપૂર્વક પોતાની મુબારક જીભ આપના મુબારક મુખમાં મૂકી. (કેટલીક કિતાબોમાં આંગળી મૂકયાનો ઉલ્લેખ મળે છે.)

હઝરતે શાહ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની જીભને પોતાના મુખમાં દબાવી રાખી અને ખૂબ ચૂસી.

છેવટે શાહ કમાલ (રહમતુલ્લાહિ અલયહ)એ પોતાની જીભ ખેંચી લઈને ફરમાવ્યું કે,

"બાબા, બસ કરો ! આટલું જ બસ છે. કંઈક અમારી ઔલાદના માટે પણ બાકી રાખો. આપે અમારી સમગ્ર કાદિરિય્યહ નિસ્બત ખેંચી લીધી !"

## પ્રાથમિક દીની તાલીમ

હઝરતે કુર્આને પાક અને પ્રાથમિક દીની કિતાબો ઘણી નાની વયમાં પઢી લીધી હતી.

## હિફ્ઝે કુર્આન

ખ્વાજા મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) અને બીજા ચરિત્ર

લેખકોએ પણ લખ્યું છે કે, હઝરતે બાળપણમાં જ કુર્આને પાક હિફઝ કરી લીધું હતું, પરંતુ ખૂદ હઝરતના એક પવિત્ર મકતૂબ (પત્ર)થી અનુમાન થાય છે કે, હિફઝની આ દૌલત ગ્વાલિયરના કિલ્લામાં નઝરબંદીના ઝમાનામાં (હિજરીસન ૧૦૨૮–૧૦૨૯) માં, આશરે ૫૮ (અઠ્ઠાવન) વરસની ઉંમરે નસીબ થઈ હતી.

આપે પોતાના એક પત્રમાં, પોતાના સાહબઝાદાઓ, ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન)ને લખ્યું છે કે :–

> ''બીજી વાત આ કે, કુર્આન પાક સૂરએ અન્કબૂત સુધી ખત્મ થઈ ગયો છે. રાતે જયારે (જહાંગીર બાદશાહની) આ મજલિસમાંથી પાછો આવું છું તો તરાવીહમાં મશગૂલ થઈ જાઉં છું. **હિફઝની આ મહાન દૌલત** આ પરેશાનીમાં હાસિલ થઈ જે જાને જમીઅત હતી. અલ્હમ્દુલિલ્લાહિ અવ્વલન વલ આખિરા.''

('મકતૂબાત શરીફ', ભાગ–૩, પત્ર નં. ૪૩)

## વાલિદ અને અન્ય બુઝુર્ગોથી મેળવેલો ઈલ્મ

O હઝરતે પોતાના વાલિદ માજિદ શૈખ અબ્દુલ અહદ અલયહિર્રહમહથી મોટા ભાગનો મઅકૂલ❶ અને મન્કૂલ❷નો ઈલ્મ હાસિલ કર્યો.

---

❶ **મઅકૂલ** : મઅકૂલ શબ્દ અકલથી બન્યો છે. તર્કશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર... વગેરે જે વિદ્યાઓનો સીધો સંબંધ અકલ (બુદ્ધિ) સાથે છે તેને મઅકૂલાત કહે છે.

ફૂટનોટ નં. ❷ આગળના પાના ઉપર ચાલુ...

O મૌલાના કમાલ કશ્મીરી અલયહિર્રહમહથી કેટલીક મુશ્કેલ કિતાબો જેવી કે : અઝદી... વગેરે પઢી.

O હઝરત મૌલાના શૈખ યઅકૂબ કશ્મીરી અલયહિર્રહમહથી હદીસની કિતાબો પઢી, અને સનદ મેળવી.

હઝરત મૌલાના શૈખ યઅકૂબ કશ્મીરી, શૈખ હુસૈન ખ્વારઝમી અલયહિર્રહમહના મહાન ખલીફા હતા અને હરમૈન શરીફૈન (મક્કા મુઅઝઝમા અને મદીના મુનવ્વરા)ના મહાન મુહદ્દિસોથી હદીસની સનદ હાસિલ કરી હતી.

O કાઝી બહલૂલ બદખ્શી અલયહિર્રહમહથી નીચેની કિતાબો પઢી :–

(૧) તફસીરે વાહિદી તેમજ એના વિષે લખાયેલી અને સંપાદિત કિતાબો : તફસીરે બસીત, તફસીરે વસીત, અસ્બાબુલ નુઝૂલ... વગેરે.

(૨) તફસીરે બૈઝાવી તેમજ એના વિષે લખાયેલી અને સંપાદિત કિતાબો : મિન્હાજુલ વુસૂલ, અલ ગાયતુલ કિસ્વા... વગેરે.

(૩) બુખારી શરીફ અને એના વિષે લખાયેલી કિતાબો : સલાસિયાત, અદબુલ મુફર્રદ, અફઆલુલ ઈબાદ... વગેરે.

(૪) મિશ્કાતે તબરેઝી

---

ફૂટનોટ નં. ❷ પાછળના પાનાની ચાલુ...

❷ મન્કૂલ : એ શબ્દ નકલથી બનેલો છે. હદીસ શરીફ વગેરે વિદ્યાઓ જે પૂર્વજોથી ક્રમાનુક્રમે નકલ થતી આવેલી છે તેને મન્કૂલાત કહે છે.

(૫) શમાઈલે તિરમિઝી
(૬) જામિઅ સગીર સુયૂતી
(૭) કસીદા બુરદા શરીફ બૂ સઈદ બૂસીરી
(૮) કાઝી બહલૂલ બદખ્શી અલયહિર્રહમહએ હદીસે મુસલસલ

'ઈરહમૂ મન ફીલ અર્દ યરહમુકુમ ફીસ્સમાઅ'

ની સાથે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની અલયહિર્રહમહને મિશ્કાતુલ મસાબીહની ઈજાઝત અર્પણ કરી.

ઈજાઝત હાસિલ કરવા બાદ હઝરત મુજદ્દિદ (રહમતુલ્લાહિ અલયહ)એ ફરમાવ્યું,

"એવું મેહસૂસ થાય છે જેમ કે મને મુહદ્દિસોના તબકામાં દાખલ કરી લેવામાં આવ્યો છે."

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૩૦)

## સનદે મુસાફહા

મુલ્લા બદરુદ્દીન (રહ.) 'હઝરાતુલ કુદસ'માં લખે છે કે :–

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અલયહિર્રહમહને ચાર શખ્સોના વસીલાથી જનાબ પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુસાફહા નસીબ થયો. એની તરતીબ નીચે પ્રમાણે છે :

(૧) આપે હાજી અબ્દુર્રહમાન બદખ્શીથી મુસાફહા કર્યો.
(૨) તેમણે હાફિઝ સુલતાન અવહમીથી મુસાફહા કર્યો. (તેમની ઉંમર એકસો દસ વરસ હતી.)
(૩) તેમણે શૈખ મહમૂદ અલ ઝરારી રહમતુલ્લાહિ અલયહથી મુસાફહા કર્યો.

(૪) તેમણે શૈખ સઈદ રહમતુલ્લાહિ અલયહથી મુસાફહા કર્યો.
(૫) અને તેમણે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુસાફહા કર્યો.

સુલતાનુલ ઔલિયા હઝરત મુહમ્મદ ઝુબૈર કુદ્દિસસિર્રુહૂલ અઝીઝ ફરમાવે છે કે,

> "સનદે મુસાફહામાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની અલયહિર્રહમહ અને જનાબ પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વચ્ચે ચાર શખ્સ છે. જેમાં એક જિન્ન છે."

(બહવાલા 'સીરતે ઈમામે રબ્બાની' પા. ૫૯, ૬૦)

## હવે પોતે શિક્ષણ આપવાનું શરૂ કર્યુ

ઉપર દર્શાવેલી કિતાબોની ઈજાઝત હાસિલ કરી લેવા બાદ એક દિવસે આપ (રહ.)એ ફરમાવ્યું કે,

> "એવું મહેસૂસ થાય છે કે મને મુહદ્દીષોના તબકામાં દાખલ કરવામાં આવ્યો છે."

ગરઝકે ૧૭ (સત્તર) વરસની યુવાન વયે આપ ઈલ્મ પ્રાપ્તિથી ફારિગ થવા બાદ, પોતે શિક્ષણ આપવાનું શરૂ કર્યુ.

વિવિધ મુલ્કોથી સેંકડો વિદ્યાર્થીઓના સમૂહના સમૂહ સરહિંદ શરીફ આવવા શરૂ થયા. રાત દિવસ દર્સ અને તદરીસ (શીખવા–શિખવવા)ની પ્રવૃત્તિ ચાલુ હતી. હદીષ અને તફસીરના શિક્ષણના વર્ગો ગતિમાન હતા. આપ (રહ.)ની દર્સગાહથી વિપુલ સંખ્યામાં લોકો ઈલ્મ હાસિલ કરી ફારિગ થયા.❶

---

❶ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' : પા. ૧૪૩

## અકબરાબાદ (આગ્રા)નો સફર

સરહિંદ શરીફમાં પાંચ વરસ શિક્ષણ કાર્ય કરવા બાદ લગભગ ૨૨ (બાવીસ) વરસની યુવાન વયે હઝરત અકબરાબાદ (આગ્રા) તશરીફ લઈ ગયા.

અકબરાબાદ તે વખતે અકબર બાદશાહની રાજધાની અને પાટનગર હતું. એટલે હઝરતના અકબરાબાદના સફરની વિગતો જાણવા પહેલાં અકબર બાદશાહ વિષે માહિતી મેળવી લઈએ.



## અકબરના પૂર્વજો

અકબર કિરાનના બાદશાહ અમીર તૈમૂર ગોરગાનના વંશમાં પેદા થયો હતો. અમીર તૈમૂર સુધીના એના પૂર્વજોના નામો નીચે પ્રમાણે છે :–

(૧) અકબર (૨) હુમાયૂં (૩) બાબર
(૪) ઉમર (૫) સુલતાન અબૂ સઈદ
(૬) સુલતાન મુહમ્મદ (૭) મીરાન શાહ
(૮) કુત્બુદ્દીન (૯) અમીર તૈમૂર ગોરગાન

## અકબરનો જન્મ અને ઉછેર

રવિવાર, પાંચમી રજબ, ૯૪૯ હિજરીસન મુતાબિક ૧૫ મી ઓક્ટોબર, ૧૫૪૨ ઈસ્વીસનના રોજ હમીદાબાનુના પેટે કિલ્લા અમરકોટ, જિલ્લા થરપારકર, સિંધમાં અકબર ત્યારે પેદા થયો જયારે એનો બાપ હુમાયૂં, શેરશાહ સૂરીથી પરાજિત થઈને ભટકતો ફરતો હતો.

છેવટે હુમાયૂં ઈરાન ચાલ્યો ગયો અને અકબર કાબુલમાં પોતાના કાકા મિરઝા અસ્કરીની છત્રછાયામાં ઉછરતો રહ્યો.

જયારે હુમાયૂંએ ચાર વરસ બાદ શાહ તહાસબ સફવીની મદદથી કાબુલ જીતી લીધું ત્યારે અકબર પોતાના પિતાથી મળ્યો. હુમાયૂંએ પોતાના વઝીર બીરમખાંને અકબરનો શિક્ષક બનાવ્યો. બીરમખાંની દેખરેખ હેઠળ અકબરે યુદ્ધકળા અને શાસન વ્યવસ્થા વિષે તાલીમ મેળવી પરંતુ લખવા–વાંચવાનું શિક્ષણ મેળવી ન શકયો.

ઈ.સ. ૧૫૫૫ માં હુમાયૂંએ પોતાની ગુમાવેલી સલ્તનત પાછી મેળવી લીધી.

## હુમાયૂંનો ઈન્તેકાલ

બાબરનો પુત્ર અને અકબરનો બાપ નસીરુદ્દીન મુહમ્મદ હુમાયૂં દીનદાર અને ખુદાથી ડરનારો બાદશાહ હતો. તેના મોતના બનાવથી એના દીની વલણનો અંદાઝો થાય છે.

નિઝામુદ્દીન અહમદ 'તબ્કાતે અકબરી'માં લખે છે કે :–

૫ (પાંચ) રબીઉલ અવ્વલ, ૯૬૩ હિજરીસનના રોજ સાંજના સમયે હુમાયૂં બાદશાહ લાયબ્રેરીની છત પરથી નીચે ઉતરી રહ્યો હતો. અચાનક મગરિબની અઝાન શરૂ થઈ. તરત જ દાદરના પગથિયા પર બેસી ગયો. અઝાન પૂરી થઈ ત્યારે પોતાની અસા (હાથ લાકડી) ઉપર ટેકો લગાવીને ઊભો થવા ગયો. પગથિયાં આરસ પહાણના હોવાથી લીસાં હતા. ઉઠતાંની સાથે જ લાકડી સરકી ગઈ અને હુમાયૂં નીચે પટકાયો. ભારે ચોટ લાગી. તેના કારણે ૧૧, રબીઉલ અવ્વલ, હિજરીસન ૯૬૩ ના રોજ દિલ્હીમાં ઈન્તેકાલ થઈ ગયો.

### અકબર માત્ર ૧૪ વરસની ઉંમરે બાદશાહ બન્યો

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના મુબારક જન્મના આઠ વરસ પહેલાં, હુમાયૂં બાદશાહના અવસાન બાદ હિજરીસન ૯૬૩ માં અકબર ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર માત્ર ૧૪ વરસની હતી. હુકૂમતની લગામ જો કે ખરેખર પરદા પાછળ બીરમખાંના હાથમાં હતી.

રાજ ચલાવવા માટે જ્યાં અકકલ અને હોશિયારીની જરૂરત છે ત્યાં ઈલ્મ અને હિકમત પણ જરૂરી છે. એટલે બીરમખાંએ ઈલ્મ હાસિલ કરવા તરફ અકબરનું ધ્યાન દોરવા પ્રયાસ કર્યો પરંતુ અકબરે એની કંઈ દરકાર ન કરી.

એનાથી પહેલાં :–

O મુલ્લા ઈસામુદ્દીન,
O મુલ્લા ઈબ્રાહીમ,
O મુલ્લા બાયઝીદ,
O મુલ્લા અબ્દુલકાદિર,
O મુલ્લા પીર મુહમ્મદ...વગેરે એ

અકબરને ભણાવવા–પઢાવવાની ઘણી કોશિશ કરી હતી પરંતુ તેઓ નાકામ રહ્યા. આમ અકબર બાદશાહ અભણ જ રહ્યો. તેને માત્ર સહી કરતા આવડતી હતી. પરંતુ અભણ હોવા છતાં તેનામાં રાજવહીવટની ઘણી ખુદાદાદ સલાહિય્યતો હતી. એના ચાલીસ વરસના લાંબા શાસનકાળથી એનો અંદાઝો થાય છે.

## અકબરની બાદશાહતના ત્રણ દૌર

પ્રખ્યાત વિદ્વાન, કેળવણીકાર, સંશોધક અને ચરિત્ર લેખક પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસ્ઊદ અહમદ પોતાની સંશોધિત કિતાબ 'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' (પ્રકાશન વર્ષ : હિ.સ. ૧૩૯૬ મુતાબિક ઈ.સ. ૧૯૭૬)માં પાના ૮૬ ઉપર લખે છે કે,

અકબર બાદશાહ ગાદીએ બેઠો પછી ચાર વરસ બાદ હિ.સ. ૯૬૭ માં બીરમખાંને અઝીમાબાદમાં શહીદ કરી દેવામાં આવ્યો. ત્યારે અમલી રીતે તેણે પોતે હુકૂમત શરૂ કરી.

અકબરના હુકૂમતના દૌરને ત્રણ દૌરમાં વહેંચી શકાય. દરેક દૌર પોતાની કેટલીક વિશિષ્ટતાના કારણે અલગ નઝર આવે છે.

## અકબરની હુકૂમતનો પ્રથમ દૌર
## એક નેક, સાલેહ,
## ખુદાથી ડરનાર મુસ્લિમ બાદશાહનો દૌર

**હિ.સ. ૯૬૩ થી ૯૮૩ મુતાબિક ઈ.સ. ૧૫૫૬ થી ૧૫૭૫**
**[ સમયગાળો : ૨૦ (વીસ) વરસ ]**

### પિતા અને માતા તરફથી ઈસ્લામી સંસ્કારોનું સિંચન

અકબરના પિતા કેટલા ચુસ્ત મુસ્લિમ હતા તેનો અંદાઝો તેમના અવસાનના બનાવમાંથી સહેજે આવી શકે છે. પિતાના એ ઉચ્ચ સંસ્કારો અકબરને વારસામાં મળ્યા હતા.

અકબરને ઔલિયાએ કિરામની સાથે જે અકીદત હતી તે તેની માતા હમીદાબાનુ બેગમ તરફથી વારસામાં મળી હતી. હમીદાબાનુ બેગમ મશહૂર સૂફી અને શાઈર હઝરત શૈખ અહમદ જામ ઝિંદાદિલ (રહમતુલ્લાહિ અલયહ)ની ઔલાદમાંથી હતી. હઝરત શૈખ અહમદ જામ (રહમતુલ્લાહિ અલયહ) તે બુઝુર્ગ છે કે જેમનો એક શએર મહેફિલે સમાઅમાં સાંભળીને હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી કુદ્દિસ સિર્રુહુલ અઝીઝની રૂહે મુબારક એવી તડપી ઊઠી કે, પોતાનું શરીર રૂપી ભૌતિક પીંજરુ છોડીને આલમે આખિરત તરફ ઊડી ગઈ !

(ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન)

રૂહને તડપાવી દેનાર એ ફારસી શએર નીચે પ્રમાણે છે :

**'કુશ્તગાને ખંજરે તસ્લીમરા,**
**હર ઝમાં અઝ ગૈબ જાને દીગર અસ્ત.'**

[તસ્લીમની ખંજર વડે કત્લ થયેલાંઓને,
પ્રત્યેક પળે ગૈબથી એક નવો પ્રાણ અર્પણ થાય છે.]

અકબરની ઔલિયાએ કિરામ સાથેની ભારે અકીદતના કેટલાક બનાવો નીચે પ્રમાણે છે :–

## હઝરત બાબા ફરીદ ગંજશકર (રહ.)ના મઝાર પર હાજરી

અકબર કેટલીયે વખત પાક પટ્ટનમાં હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર કુદ્દિસ સિર્રહૂના મઝારે પુર અનવાર પર ખિરાજે અકીદત પેશ કરવાની ગરઝથી હાજર થયો.

## અજમેર શરીફની હાજરી

અજમેર શરીફમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી સંજરી કુદ્દિસ સિર્રહૂના રોઝએ અત્હર પર દર વરસે હાજરી તો તેનો નિયમ થઈ ગયો હતો.

પોતાના નિયમ પ્રમાણે હિજરી સન ૯૭૦ માં અકબર અજમેર શરીફ ગયો અને હઝરત ખ્વાજા સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના આસ્તાના પર હાજરી આપીને પાછા ફરતી વખતે જયપુર ગયો ત્યારે અકબર માત્ર ૨૧ (એકવીસ) વરસની ઉંમરનો નવયુવાન હતો.

જયપુરના રાજા બિહારીમલએ કદાચ વફાદારી દર્શાવવા માટે પોતાની રાજકુંવરીને પેશ કરી જે ગૈર શરઈ નિકાહ બાદ શાહી બેગમોના સમૂહમાં દાખલ કરી લેવામાં આવી.

અકબરની બેગમોને નર ઔલાદ થતી ન હતી એટલે તેણે મન્નત માની હતી કે, પુત્ર થશે ત્યારે તે અજમેર શરીફ પગે ચાલીને હાજર થશે.

૧૭, રબીઉલ અવ્વલ, ૯૭૭ હિજરીસનમાં જયપુરના રાજા બિહારીમલની પુત્રી અને અકબરની બેગમ કછવાહાની

કૂખે જહાંગીર પેદા થયો. મન્નત પૂરી કરવા માટે અકબર આગ્રાથી અજમેર શરીફનું આશરે ૩૦૦ કિલોમિટરનું અંતર પગે ચાલીને ગયો. એક બાદશાહનું આટલું લાંબુ અંતર પગે ચાલીને જવું અપાર અકીદત વગર શકય નથી.[1]

## દિલ્હીમાં બુઝુર્ગોના મઝારો પર હાજરી

ખાન ઝમાનની બગાવતના કારણે તેનાથી મુકાબલો કરવા માટે નીકળવાથી પહેલાં અકબર દિલ્હીના તમામ ઔલિયા અલ્લાહના મઝારો પર દુઆની ગરઝથી હાજર થયો.

સલીમના જન્મ બાદ દિલ્હીના બુઝુર્ગોના મઝારો પર ફાતિહા ખ્વાનીના માટે ગયો હતો.

## હુમાયૂંના મકબરામાં દુરવેશો માટે વ્યવસ્થા

અકબરના વાલિદ હુમાયૂં બાદશાહના દિલ્હીમાં આવેલા મકબરામાં સેંકડો દરવેશો અને હાફિઝો રહેતા હતા. તેમના ખાવા, પીવા અને પોશાક વગેરેની તમામ વ્યવસ્થા સરકાર તરફથી થતી હતી.

## હઝરત શૈખ નિઝામુદ્દીન નારનોલીની ખિદમતમાં હાજરી

હઝરત શૈખ નિઝામુદ્દીન નારનોલી કુદ્દિસ સિર્રુહૂ તે દિવસોમાં હયાત હતા. એક વખતે અજમેર જતી વખતે અકબર તેમની ખિદમતમાં હાજર થયો હતો.

---

[1] આ બનાવનો ઉલ્લેખ પ્રખ્યાત ઈતિહાસકાર અબ્દુલ બાકી નહાવન્દીએ 'મઆસિરે રહીમી' જિલ્દ : ૧, પા. ૭૬૮ ઉપર કરેલો છે.

## હઝરત કુત્બ જમાલ (રહ.)ના મઝાર પર હાજરી

અકબરે હાંસીમાં હઝરત કુત્બ જમાલ કુદ્દિસ સિર્રહૂના મઝારે પુર અનવાર પર પણ હાજરી આપી હતી.

## હઝરત સલીમ ચિશ્તી (રહ.)થી ભારે અકીદત

હઝરત શૈખ સલીમ ચિશ્તી (રહમતુલ્લાહિ અલયહ)ની સાથે અકબરને જે ભારે અકીદત હતી તે બયાનની મોહતાજ નથી. અકબરની બેગમોને કોઈ નર ઔલાદ થતી ન હતી. તેણે જાતે ફતેહપૂર સીકરીમાં હઝરત શૈખ સલીમ ચિશ્તી (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં હાજર થઈ દુઆની દરખ્વાસ્ત કરી.

હઝરતની દુઆની બરકતથી ૧૭, રબીઉલ અવ્વલ, ૯૭૭ હિજરીસનના દિવસે જયપુરના મહારાજા બિહારીમલની કુંવરી અને અકબરની બેગમ કછવાહાના પેટે જહાંગીર પેદા થયો. તેનું નામ હઝરતના નામ પ્રમાણે સલીમ રાખવામાં આવ્યું.

હઝરત સલીમ ચિશ્તી (રહમતુલ્લાહિ અલયહ)ના પડોશમાં રહેવાની ગરઝથી અકબરે ફતેહપૂર સિકરીને દારુલ સલ્તનત (રાજધાની) બનાવી લીધી.

હિજરીસન ૯૭૭ માં હઝરત સલીમ ચિશ્તી (રહમતુલ્લાહિ અલયહ)નો ઈન્તેકાલ થયો ત્યારે અકબરે લખલૂટ ખર્ચ કરીને હઝરતનો એવો ખૂબસુરત રોઝો નિર્માણ કરાવ્યો કે જે નિર્માણ કળાનો શાહકાર અને હઝરતથી તેની અકીદતનો મોઢે બોલતો પુરાવો છે.

## હઝરત મૌલાના મીર કલાં હરવી મુહદ્દિસ (રહ.)થી અકીદત

હઝરત મૌલાના મીર કલાં હરવી (રહમતુલ્લાહિ અલયહ)

અકબર બાદશાહના જમાનાના મશહૂર મુહદ્દિસ હતા. અકબરને તેમનાથી ઘણી અકીદત હતી. શાહઝાદા સલીમની બિસ્મિલ્લાહ ખ્વાની તેમનાથી સલ્તનતના અમીર ઉમરાવો અને દરબારીઓની હાજરીમાં કરાવવામાં આવી.

### શાહઝાદા સલીમની તાલીમ અને તરબિયતની વ્યવસ્થા

શાહઝાદા સલીમની બિસ્મિલ્લાહ ખ્વાની બાદ તેની તાલીમ અને તરબિયતની જવાબદારી કુદવતુલ મુહદ્દિસીન મીરક શાહ બિન મીર જમાલુદ્દીન મુહદ્દિસ (રહમતુલ્લાહિ અલયહ)ને સોંપવામાં આવી.

### હઝરત શૈખ અબ્દુન્નબી (રહ.)થી અકીદત

હઝરત શૈખ મૌલાના અબ્દુન્નબી (રહમતુલ્લાહિ અલયહ) હઝરત શાહ અબ્દુલ કુદ્દુસ ગંગોહી (રહમતુલ્લાહિ અલયહ)ના પૌત્ર હતા. અકબરના સમયના સૌથી વિખ્યાત આલિમ અને મુહદ્દિસમાં એમની ગણના થાય છે.

અકબરે શાહઝાદા સલીમને હુકમ આપ્યો કે, શયખ અબ્દુન્નબીના ઘરે જઈને તેમનાથી હદીસની તાલીમ હાસિલ કરે. અકબર પોતે પણ બહુધા તેમના ઘરે જઈને હદીસના દર્સમાં શરીક થતો હતો. અકબર એમની તઅઝીમ અને તકરીમની એટલી કાળજી રાખતો હતો કે, એક દિવસ તો બાદશાહે શૈખ મૌસૂફના જોડાં પણ સીધા કર્યા હતા.

('મુન્તખબુત્તવારીખ' ભાગ-૨, પા. ૩૧૫)

### હઝરત મુહમ્મદ ગૌસ ગ્વાલયરી (રહ.)થી અકીદત

હઝરત મુહમ્મદ ગૌસ ગ્વાલયરી કુદ્દિસ સિર્રૂહૂથી હુમાયૂં

બાદશાહને ઘણી અકીદત હતી એટલે અકબરને પણ તેમનાથી અકીદત પેદા થઈ ગઈ હતી. અકબરે તેમના ગુઝારા (જીવન નિર્વાહ)ના માટે એક કરોડ (દામ) વાર્ષિક આવક ધરાવતી જાગીર ભેટ આપી દીધી હતી.

## નકશબંદી બુઝુર્ગોથી અકીદત

અકબરના પૂર્વજોને નકશબંદી સિલસિલાના ગુલે સરસબ્ઝ હઝરત ખ્વાજા નાસિરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરારી (રહમતુલ્લાહિ અલયહ)થી ભારે અકીદત હતી. એમનું વિસ્તૃત જીવન ચરિત્ર 'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૩ માં પાના નંબર ૮૯ થી ૧૭૨ ઉપર આપેલું છે.

એમની ઔલાદમાંથી હઝરત ખ્વાજા યહ્યા હિન્દુસ્તાન તશરીફ લાવ્યા તો અકબરે તેમને ભારે આવકાર આપ્યો અને તેમના ખર્ચના માટે એક જાગીર પેશ કરી.

## વાર્ષિક એક લાખ રૂપિયા વઝીફો

મખ્દૂમુલ મુલ્ક મૌલાના અબ્દુલ્લાહ સુલ્તાનપુરીનો વાર્ષિક એક લાખ રૂપિયા વઝીફો મુકર્રર હતો. આજના અતિ મોંઘવારીના જમાનામાં પણ એક લાખ રૂપિયા ઘણી મોટી રકમ ગણાતી હોય, તો સાડા ચારસો વરસ પહેલાં એ કેટલી મોટી રકમ હશે તે કલ્પી શકાય છે.

## હઝરત શૈખ તાહિર પટણી (રહ.)ની ખિદમતમાં હાજરી

ગુજરાતના મશહૂર આલિમ અને બુઝુર્ગ હઝરત શૈખ તાહિર પટણી (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં પણ અકબર હાજર થયો હતો.

## શૈખ સિર્રી (રહ.)ની ખિદમતમાં

કાશ્મીર પર લશ્કરી આક્રમણ કરવાથી પહેલાં ગુજરાત (પંજાબ)ના મશહૂર સૂફી શૈખ સિર્રીની ખિદમતમાં દુઆના માટે અકબર હાજર થયો હતો.

કાશ્મીરની ફતેહ બાદ ૧૫૦૦ (પંદરસો) વીઘા જમીન નઝરાણા તરીકે તેમની ખિદમતમાં પેશ કરી.

## નમાઝ, રોઝહની પાબંદી

- O અકબર નમાઝ અને રોઝહનો ચુસ્ત પાબંદ હતો.
- O જમાઅતથી નમાઝ પઢવાની ખાસ કાળજી રાખતો હતો.
- O તેણે સપ્તાહના સાત દિવસોના માટે સાત ઈમામો મુકર્રર કર્યા હતા. તેઓ તેમના નક્કી કરેલાં દિવસે નમાઝની ઈમામત કરતા હતા.
- O બુધવારના દિવસની ઈમામત મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંનીને સોંપવામાં આવી હતી. એમનો ટૂંકો પરિચય આગળ આવે છે.
- O અકબર ખુલ્લા દરબારમાં નમાઝ બા જમાઅત પઢવા માટે તાકીદ કરતો હતો.
- O સફરમાં નમાઝના માટે એક ખાસ તંબૂ અલગ રાખવામાં આવતો હતો. તેમાં બાદશાહ જમાઅતની સાથે નમાઝ અદા કરતો હતો.
- O કેટલીક વખત પોતે અઝાન પણ આપતો હતો.
- O કેટલીક વખતે મસ્જિદમાં પોતે ઝાડુ પણ દેતો હતો.

O મળસ્કે ઊઠીને તહજ્જુદ પઢતો, દુઆઓ માંગતો, મુરાકબહ કરતો.

O આજિઝી અને નિયાઝ મંદીની સાથે વઝીફા પઢતો.

## અકબરના દરબારના સત્યનિષ્ઠ ઈતિહાસકાર મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંની (રહ.)

ઉપર ઉલ્લેખ થઈ ગયો છે કે, મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંની (રહમતુલ્લાહિ અલયહ) અકબરના દરબારમાં પેશ ઈમામના મન્સબ પર બિરાજમાન હતા. ચાલીસ વરસ સુધી ફયઝી અને અબૂલ ફઝલના સાથે શાહી દરબારમાં રહ્યા. તેમણે 'મુન્તખબુત્તવારીખ' નામનો પોતાના કાળનો ઈતિહાસ અનેક ગ્રંથોમાં લખ્યો છે. તેમણે જે કંઈ પોતાની સગી આંખે જોયું તે જ લખ્યું છે. બીજાથી સાંભળેલી વાતો લખી નથી. એમના લખેલા ઈતિહાસની સત્યતાની એનાથી વધારે કઈ દલીલ હોઈ શકે કે, અકબર બાદશાહની ચાલીસ વરસની બાદશાહતના બનાવોને એટલી હિંમતપૂર્વક લખ્યા છે કે, બાદશાહની નારાઝગી અને ખફગીની પણ જરાયે દરકાર કરી નથી. એમની મોટી ખૂબી આ છે કે, સાચી હકીકત લખવામાં દોસ્ત કે દુશ્મનનો જરાયે ભેદભાવ રાખ્યો નથી. એટલે આ કિતાબમાં મોટા ભાગના બનાવો અને વિગતો એમના મશહૂર ઈતિહાસ ગ્રંથ 'મુન્તખબુત્તવારીખ' માંથી લેવામાં આવી છે.

## પોતાના ખર્ચે દર વરસે સેંકડો લોકોને અકબર હજ માટે મોકલતો હતો

O અકબર દર વરસે હજના માટે એક અમીરે હાજ નકકી કરતો હતો.

- O અમીરે હાજના તાબા હેઠળ સેંકડો લોકોને પોતાના ખર્ચે તે હજ્જ પઢવા માટે મોકલતો.
- O અમીરે હાજ મારફતે શરીફે મકકા માટે કિંમતી તોહફાઓ મોકલતો.
- O હરમ શરીફના રહેવાસીઓ માટે રોકડ રકમ અને વસ્તુઓ ભેટ તરીકે મોકલતો.
- O હાજીઓના કાફલાની રવાનગીનો મંઝર જોવા જેવો હતો. તે દિવસે બાદશાહ પોતે પણ હાજીઓની જેમ એહરામ બાંધીને માથાના વાળ કતરાવતો અને તકબીર કહેતો કહેતો, ઉઘાડા માથે અને ઉઘાડા પગે, હાજીઓને વિદાય કરવાના માટે દૂર સુધી તેમની સાથે જતો.

### મુકદ્દમાઓના ચુકાદા શરીઅતના કાનૂન પ્રમાણે

અકબરે દરેક ઠેકાણે કાઝીઓ અને મુફતીઓ મુકર્રર કર્યા હતા. સલ્તનતના મુકદ્દમાઓના ચુકાદા તેઓ શરીઅતના કાનૂન અને ફતવા પ્રમાણે આપતા હતા.

## અકબરની હુકૂમતનો બીજો દૌર ગુમરાહી તરફ પ્રયાણ કરતા બાદશાહનો દૌર

**હિ.સ. ૯૮૩ થી ૯૯૦ મુતાબિક ઈ.સ. ૧૫૭૫ થી ૧૫૮૨**
**[ સમયગાળો : ૭ (સાત) વરસ ]**

અકબરની હુકૂમતના પ્રથમ દૌર વિશે ઉપર લખેલી હકીકતોથી આ વાત સ્પષ્ટ થાય છે કે, શરૂઆતના ૨૦ (વીસ) વરસમાં અર્થાત તેની ઉંમર ૩૪ (ચૌત્રીસ) વરસની થઈ ત્યાં સુધી તે નેક, પરહેઝગાર, નમાઝ–રોઝહનો પાબંદ, આલિમો

અને બુઝુર્ગો પ્રત્યે અપાર અકીદત ધરાવતો, સાચા અર્થમાં મુસલમાન બાદશાહ હતો.

પરંતુ તે પછી
કેટલાક વિષમ સંજોગો અને પરિબળોએ,
તેની ગૈર મુસ્લિમ બેગમોએ,
પૈસા, પદ તથા પ્રતિષ્ઠાના લાલચુ અને લોભી તેમજ અદેખા અને વેરવૃત્તિવાળા, બદ અકીદાવાળા આલિમોએ અકબરનું માનસિક અને વૈચારિક પરિવર્તન કરીને ઈસ્લામથી ગુમરાહ કરીને કુફની ગર્તામાં ધકેલવામાં અગત્યનો ભાગ ભજવ્યો. એની થોડીક વિગતો હવે જોઈએ.

## અકબરની ગુમરાહીમાં
## તેની ગૈરમુસ્લિમ બેગમોનો ફાળો

અકબરે અનેક ગૈરમુસ્લિમ ઔરતોની સાથે શાદીઓ કરી હતી. પુરુષ અને સ્ત્રી જયારે શાદી કરે છે ત્યારે માત્ર એ બે વ્યક્તિઓ નજીક નથી આવતી બલ્કે બંનેના પરિવારો, ખાનદાનો અને સમગ્ર સમાજ અને તેના સહધર્મીઓ પણ એક બીજાના નિકટના સંપર્કમાં આવે છે. એટલે બંને પક્ષોના વિચારો, વર્તનો, અકીદાઓ, આસ્થાઓ અને ધર્મોની એક બીજા પર અસર થાય છે.

અને સામાન્ય નિયમ આ છે કે, જે પક્ષ વધારે બળવાન હોય છે તે નબળાને પોતાની તરફ ખેંચીને સાથે વહાવી લઈ જાય છે. આગળ આવી ગયું તેમ અકબર તદ્દન અભણ માણસ હતો એટલે તેની ગૈર મુસ્લિમ બેગમો, તેમના પરિવારો, તેમના ખાનદાનો, તેમના સમાજો, ધર્મો, અકીદાઓ અને વિચારો તથા ક્રિયાકાંડો અને રીત રિવાજોનો પ્રચંડ પ્રભાવ અકબરના માનસ પર પડયો જે તેની ગુમરાહીનો એક મહત્વનો સબબ બન્યો.

હિજરીસન ૯૭૦ માં જયપુરના મહારાજાની કુંવરી સાથે શાદી કરવાના માત્ર બે જ વરસ બાદ હિજરીસન ૯૭૨ માં અકબરે ગૈરમુસ્લિમો પાસે લેવામાં આવતો જઝિયાવેરો માફ કરી દીધો જે તેની ગૈરમુસ્લિમ બેગમ અને પરિવારનો સ્પષ્ટ પ્રભાવ સૂચવે છે.

## અકબરની ગુમરાહીમાં ઉલમાનો ફાળો

બંગાળના હાકિમ સુલયમાન કર્રાની વિષે અકબરે સાંભળ્યું હતું કે,

તે પાછલી રાતે ઊઠીને દોઢસો મશાઈખ અને ઉલમાની સાથે તહજ્જુદની નમાઝ બાજમાઅત અદા કરતો હતો.

અને ફજરની નમાઝ સુધી આલિમોની મજલિસમાં તફસીર વગેરેમાં મશગૂલ રહેતો હતો.

ફજરની નમાઝ બાદ મુલ્કી બાબતો અને ફૌજ તેમજ લશ્કર તથા હિસાબ, કિતાબ વગેરેમાં સમય વિતાવતો હતો.

તેના દરરોજના આ નિયમમાં કદી ફેર પડતો ન હતો. તેનું અનુકરણ કરીને અકબરે પણ પોતાનો એ જ પ્રમાણે નિયમ બનાવી લીધો હતો.

તે દિવસોમાં બદખ્શાનના હાકિમ સુલયમાનના આવવાના પણ સમાચાર મળ્યા હતા. મિરઝા સુલયમાન સૂફી સ્વભાવનો, સાહિબે હાલ બાદશાહ હતો. સાહિબે બૈઅત પણ હતો. લોકો તેના હાથ પર બૈઅત થતા હતા.

આ વાતોથી અકબરના દિલમાં પણ સ્વાભાવિક રીતે એવા બનવાની ઈચ્છા પેદા થઈ જેથી તેણે હિજરીસન ૯૮૩ માં ફતેહપૂર સીકરીમાં શૈખ અબ્દુલ્લાહ નિયાઝીના ઈબાદતના

હુજરાની જગાએ એક મોટી ઈબાદતગાહ બંધાવી. એ ઈબાદતગાહના ચારે તરફ ઈમારતો બનાવી અને અનૂપ તળાવ નામનો હોઝ તૈયાર કરાવ્યો.

અકબરની હુકૂમતનો બીજો દૌર આ ઈબાદતગાહની પ્રવૃત્તિઓથી શરૂ થાય છે.

અકબરનો નિયમ હતો કે, દરેક જુમ્આના દિવસે નમાઝ બાદ શૈખુલ ઈસ્લામની નવી ખાનકાહથી આ ઈબાદતખાનામાં આવીને મજલિસ ભરતો હતો. એ મહેફિલમાં નામી ગિરામી ઉલમા અને મશાઈખો તથા કેટલાક ખાસ સલાહકારો અને નદીમ જ શરીક થતા હતા. બીજાઓને આવવાની પરવાનગી ન હતી. એ મહેફિલમાં ઈલ્મી ચર્ચાઓ થતી હતી.

એ જ ઈબાદતખાનામાં દરેક જુમ્આની રાતે પણ મહેફિલ થતી હતી. તેમાં સાદાત, મશાઈખ, ઉલમા, અમીરો વગેરે બધાં જ હાજર રહેતા હતા. બાદશાહ આખી આખી રાત એ મહેફિલમાં વિતાવી દેતો હતો. એ મોકા પર જાતજાતની ખૂશબૂઓથી પૂરી મજલિસ મહેકી ઊઠતી હતી.

અકબરે શૈખ મુહમ્મદ ગૌસ ગ્વાલિયરી (રહમતુલ્લાહિ અલયહ)ના ફરઝંદ શૈખ ઝિયાઉલ્લાહને આગ્રાથી બોલાવીને એ જ ઈબાદતખાનામાં તેમના રહેવાનો ઈન્તેઝામ કરાવી દીધો.

બાદશાહની નજીક બેઠક મેળવવા માટે આલિમો વચ્ચે વહેલાં-મોડાંનો ઝઘડો શરૂ થયો તો અકબરે બેઠકોને નકકી કરી દીધી કે :—

- અમીરો પૂર્વ તરફ બેસે.
- સાદાત પશ્ચિમ તરફ બેસે.
- ઉલમા ઉત્તર તરફ બેસે અને
- મશાઈખો દક્ષિણ તરફ બેસે.

અકબર વારા ફરતી દરેક બેઠકો તરફ જઈને તેમની ચર્ચાઓમાં હિસ્સો લેતો હતો.

('મુન્તખબુત્તવારીખ' ઉર્દૂ અનુવાદ પા. ૪૩૪, ૪૩૫)

આ મજલિસમાં ૧૦૦ (સો) કરતાં પણ વધારે આલિમો અને ફાઝિલો શરીક થતા હતા. એમાં દરેક વિચારસરણીના લોકો હતા. વિવિધ સમસ્યાઓ પર ચર્ચા થતી. બાદશાહ ઈન્આમ અને ઈકરામથી નવાઝતો હતો. એનાથી આલિમોમાં હરિફાઈનો જઝબો પેદા થઈ ગયો. અને વાત દુશ્મની તેમજ વેરવૃત્તિ સુધી પહોંચી. વિવિધ સમસ્યાઓ પર વિદ્વતાપૂર્ણ વિચાર વિમર્શ કરવાના બદલે લડવા-ઝઘડવાનું શરૂ કરી દીધું. લડાઈ પણ મામૂલી નહિ, એવું લાગતું હતું કે જાણે એકબીજાને ખાય જશે.

મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંનીએ આંખો દેખ્યો હાલ આ પ્રમાણે બયાન કર્યો છે :-

- ''ઝબાનરૂપી તલવાર ખેંચીને આપસમાં મુકાબલા પર આવી જતા,
- એક બીજાને ખુલ્લમ ખુલ્લા કાફિર અને ગુમરાહ કહેતા.
- ગુસ્સામાં પોતાનો કાબૂ ગુમાવી બેસતા.
- ન પોતાનો હોશ રહેતો કે ન શાહી આદાબનું ભાન રહેતું.
- જાહિલ અને સામાન્ય લોકોની જેમ ગુસ્સામાં આલિમોની રગો ફૂલી જતી અને પછી ખૂબ ધાંધલ ધમાલ મચતી.''

('મુન્તખબુત્તવારીખ' જિલ્દ : ૨, પા. ૪૬૫)

## એક બીજાની વિરુદ્ધ ફતવાબાઝી

એ જ દિવસોમાં મખ્દૂમુલ મુલ્ક (મૌલાના અબ્દુલ્લાહ સુલતાનપૂરી)એ શૈખ અબ્દુન્નબીની વિરુદ્ધ રિસાલો લખ્યો અને તેમાં ફતવો આપ્યો કે,

શૈખ અબ્દુન્નબી એ :–

- O ખિઝરખાં સરવાનીને તેમજ મીર હબસને નાહક કતલ કરાવી દીધાં હોવાથી તેના પાછળ નમાઝ નથી થઈ શકતી. ઉપરાંત :
- O તેના બાપે તેને નાફરમાનીના કારણે પુત્ર તરીકેના હકથી મહરૂમ કરી દીધો હતો. અને
- O તેને ખૂની બવાસીર (હરસમસા)નો રોગ થયેલો છે (એટલે પણ ઈમામતના લાયક નથી.)

શૈખ અબ્દુન્નબીએ પણ તેની જહાલત અને ગુમરાહી સાબિત કરવા માટે ભારે જોર લગાવ્યું.

## આલિમોના બે જૂથ બની ગયા

દરબારી મુલ્લાઓમાંથી કેટલાક આ તરફ અને કેટલાક પેલી તરફ થઈ ગયા. અને એક બીજાને ગુમરાહ સાબિત કરવા લાગ્યા. ઉલમાના આ મતભેદ અને ઝઘડાના કારણે બિદઅતીઓને ખેલ ખેલવાનો સુંદર મોકો મળી ગયો. તેમણે હકીકતોને વિકૃત કરીને બાદશાહની સમક્ષ રજૂ કરી. બાદશાહ અભણ હોવાથી એની બારીકીઓ સમજી શકતો ન હતો. તે અસલ દીનથી જ દૂર થતો ગયો.

અકબરના દરબારમાં કેવા પ્રકારના આલિમો ભેગાં થયા

હતા તેનો ખ્યાલ આવે તે માટે કેટલાક જાણિતા આલિમોની બોધદાયક ઘટનાઓ જાણી લઈએ.

## મુલ્લા અબ્દુલ્લાહ સુલતાનપૂરી

મુલ્લા અબ્દુલ્લાહ સુલતાનપૂરી મખ્દૂમુલ મુલ્ક❶ના હોદ્દા પર બિરાજમાન હતા. તેમણે માત્ર એટલા માટે કે હજ ન કરવી પડે, તત્કાલીન સંજોગોમાં હજ ફરજ ન હોવાનો ફત્વો (વટહુકમ) આપ્યો.

મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંની લખે છે કે :–

એક વખતે એ જ રાતની મહેફિલમાં ખાન જહાનએ કહ્યું કે, મખ્દૂમુલ મુલ્કએ ફતવો આપ્યો છે કે, અત્યારના સંજોગોમાં હજ માટે જવું ફર્ઝ નથી બલ્કે એક પ્રકારનો ગુનાહ છે.

જયારે લોકોએ કારણ પૂછયું તો તેમણે આ દલીલ આપી કે,

O હજ માટે જમીન માર્ગે જવા માટે ગુજરાત અને ઈરાકમાંથી જવું પડે છે જે માર્ગ ત્યાંના લોકોની લૂંટમારથી ભયભરેલો છે. અને

O દરિયાઈ માર્ગે જવા માટે ફિરંગીઓથી પરવાનગી લેવાની ઝિલ્લત ઊઠાવવી પડે છે. વળી તેમના પરવાનગીના પત્ર પર ક્રોસનું નિશાન અને હઝરત ઈસા અને મરયમ અલયહિમુસ્સલામની તસવીર ચોંટાડેલી હોય છે જે મૂર્તિપૂજાની એક રીત છે.

આમ બંને રસ્તા હજના માટે બંધ છે અને એ સિવાય બીજી કોઈ રીતે હિજાઝ પહોંચવું શકય નથી એટલે હજ ફર્ઝ નથી.

O એના વિષે ખાન ઝમાનએ એક વાત આ પણ બતાવી કે,

---

❶ મખ્દુમુલ મુલ્ક : રાષ્ટ્રપતિ

તે ઝકાતથી બચવાના માટે આ હીલો કરે છે કે, દર વરસના પૂરા થવાથી પહેલાં પોતાનો બધો માલ પોતાની બીવીના નામે બખ્શિશ કરી દે છે. અને એ જ પ્રમાણે બીજા વરસે વરસ પૂરું થવાથી પહેલાં બીવીના નામ પરથી પોતાના નામ પર ફેરવી દે છે.

ઝકાત ફર્ઝ થવા માટે સંપૂર્ણ એક વરસ પૂરું થવાની જે શરત છે તે પૂરી થતી નથી એટલે તેના પર ઝકાત ફર્ઝ થતી નથી.

ગરજ કે, ખાન ઝમાનએ મખ્દૂમુલ મુલ્કની કંજૂસી, નીચતા, ખબાસત, લુચ્ચાઈ અને દુનિયાદારીના ઘણાં કિસ્સા સંભળાવ્યા. પછી તો શું હતું. ઘણાં લોકોની ઝબાનો ખુલી ગઈ અને લોકો તેને અપમાનિત કરવા માટે એકથી વધીને એક કિસ્સાઓ સંભળાવવા લાગ્યા.

છેવટે એવું નક્કી થયું કે, તેને હજના માટે જબરદસ્તી મક્કા મુઅઝઝમા મોકલી દેવામાં આવે.

('મુન્તખબુત્તવારીખ' પા. ૪૩૫, ૪૩૬, 'દીને ઈલાહી ઔર ઉસકા પસ મંઝર' પા. ૫૦, ૫૧)

મખ્દૂમુલ મુલ્કના ઈન્તેકાલ વિષે મુલ્લા બદાયૂંની લખે છે,

હિજરીસન ૯૯૦ માં મખ્દૂમુલ મુલ્કનો અમદાવાદમાં ઈન્તેકાલ થઈ ગયો. તેના માલ અને અસબાબની તપાસ કરાવવાના માટે ફતેહપૂરથી કાઝી અલીને મુકર્રર કરવામાં આવ્યા. તેણે લાહોર જઈને તપાસ કરી તો, મખ્દૂમુલ મુલ્કના એટલા ખઝાના અને દફીના (જમીનમાં દાટેલું ધન) મળ્યા કે તેની ગણતરી કરવી શકય ન હતી.

મખ્દૂમુલ મુલ્કના ખાનદાની કબ્રસ્તાનમાંથી સોનાની ઈંટોથી ભરેલી કેટલીયે પેટીઓ નીકળી જે તેણે મૈયિતોના બહાનાથી

દફન કરાવી રાખી હતી. તદ ઉપરાંત તેણે જે માલ લોકોની પાસે મૂકાવી રાખ્યો હતો તેની સંખ્યા તો અલ્લાહ તઆલા જ બહેતર જાણે છે. સોનાની ઈંટો અને તેની તમામ કિતાબો શાહી ખઝાનામાં દાખલ કરી લેવામાં આવી.

તેની ઔલાદ મુસીબતમાં ગિરફતાર થઈને રોટી સુદ્ધાંના માટે મોહતાજ થઈ ગઈ.

## મૌલાના શૈખ અબ્દુન્નબી મુહદ્દિસ

મૌલાના શૈખ અબ્દુન્નબી મુહદ્દિસ હઝરત શૈખ અબ્દુલકુદુસ ગંગોહી (રહમતુલ્લાહિ અલયહ)ના પૌત્ર હતા અને અકબરના દરબારના અગ્રેસર આલિમ હતા. બાદશાહે તેમને સદરુસ્સુદૂર❶ના હોદ્દા પર નિયુક્ત કર્યા હતા. લોકોના પગાર અને પેન્શન વગેરે નક્કી કરવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. શરૂઆતમાં તો તેમણે લોકોને પુષ્કળ ઈનામો અને પગારો તથા પેન્શનો આપ્યા પરંતુ બાદમાં એના કરતાં બિલકુલ વિરુદ્ધ વ્યવહાર કરવા માંડયો.

મખ્દૂમુલ મુલ્કનો સિતારો આથમી ગયો ત્યારે શાહી દરબારમાં શૈખ અબ્દુન્નબીનો સૂરજ પ્રકાશવા લાગ્યો. બાદશાહ તેમનો ખૂબ આદર કરતો હતો. હદીસ સાંભળવા માટે કદી અકબર પોતે તેમના ઘરે જતો હતો. એક બે વખત તો અકબરે તેમના જોડાં (પગરખાં) પણ તેમની સામે મૂકયા. શાહઝાદાને પણ તાલીમના માટે તેમની પાસે મોકલતા હતા.

જયારે શૈખ અબ્દુન્નબી સદારતની ખુરશી પર બેઠા અને બાદશાહે હુકમ આપ્યો કે જયાં સુધી બાદશાહની સત્તા હેઠળના પ્રદેશના તમામ ઈમામો પોતાના વઝાઈફ (પેન્શન) અને પગારના

❶ સદરુસ્સુદૂર : સર્વોચ્ચ ન્યાયાધિશ

હુકમો પર સદર (શૈખ અબ્દુન્નબી)ની મુહર (સિકકો, રબર સ્ટેમ્પ) લગાવડાવે નહિ (અર્થાત એમની કાઉન્ટર સાઈન કરાવે નહિ) ત્યાં સુધી તિજોરીના અધિકારી એ રકમ ચુકવે નહિ.

આ હુકમના કારણે આખા હિન્દુસ્તાનના દૂર દૂરના ઉલમા શૈખની ખિદમતમાં હાજર થવા લાગ્યા. લાગવગ ધરાવનારા લોકોના કામો થઈ જતા જયારે બીજા લોકો શૈખના કર્મચારીઓ પાસે ધકકા ખાતા રહેતાં. પટાવાળાથી લઈને ઉચ્ચ અધિકારીઓ સુધીના બધાં કર્મચારીઓને ભારી ભારી લાંચ-રુશ્વત આપીને કામ કરાવવું પડતું. અને જેની એવી શકિત ન હોય તેમણે દરબાનોના દંડા ખાવા પડતાં.

શૈખ આલિમોની સાથે તોછડાઈથી અને અપમાનજનક વાત અને વર્તન-વ્યવહાર કરતા. તેમના પેન્શન અને પગારમાં ઘટાડો કરતા જયારે જાહિલ, કમીનાઓ બલ્કે હિન્દુઓ સુદ્ધાંને મબલખ પેન્શન અને પગાર બાંધી આપતા.

મખ્દૂમુલ મુલ્કની જેમ તેમણે પણ ઝકાત અદા કરવાથી બચવાના માટે કેટલાક હીલા તલાશ કરી લીધા હતા. છેવટે તેમનો અંજામ પણ મખ્દૂમુલ મુલ્કના જેવો જ થયો.

હિજરીસન ૯૮૬ માં અકબરે શૈખ અબ્દુન્નબીને જબરદસ્તી હજ પઢવા માટે મોકલી આપ્યા. હજથી જયારે ફારિગ થઈને પાછા હિન્દુસ્તાન આવ્યા ત્યારે અકબરને તેમણે ઘણાં સખ્ત શબ્દો કહ્યા. અકબરે ગુસ્સે થઈને શૈખના મોઢા ઉપર એક જોરદાર મુકકો માર્યો.

અકબરે તેમને અબૂલ ફઝલના હવાલે કરી દીધા કે તેમને જેલમાં નાંખીને તેમનાથી ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) રૂપિયાનો હિસાબ માંગવામાં આવે જે મકકા મુઅઝઝમા જતી વખતે તેમને આપવામાં આવ્યા હતા.

ઘણાં લાંબા સમય સુધી જેલમાં રાખવા બાદ હિ.સ. ૯૯૨ માં તેમનું ગળું દબાવીને તેમને જિંદગીની જેલથી મુકત કરી દેવામાં આવ્યા. તેમની લાશ બીજા દિવસે કફન-દફન વગર મિનારાવાળા મેદાનમાં પડી રહી. એમની વફાત વિષે સમીક્ષા કરતાં કેટલાંક લોકોએ કહ્યું છે કે, અબૂલ ફઝલે આગલા-પાછલા વેર લેવા માટે તેમને જાત જાતનો ત્રાસ અપાવીને મરાવી નાંખ્યા.

('મુન્તખબુત્તવારીખ' પા. ૪૭૫ અને ૫૦૩, 'દીને ઈલાહી ઔર ઉસકા પસ મંઝર' પા. ૫૩)

## શૈખ મુબારક નાગોરી

અકબરના વિચાર પરિવર્તનમાં શૈખ મુબારક નાગોરી અને તેમના બે સાહબઝાદાઓ

(૧) અબુલ ફૈઝ ફૈઝી તેમજ

(૨) અબુલ ફઝલનો મહત્વનો ફાળો હતો.

શૈખ ખિઝર નાગોરીના પુત્ર શૈખ મુબારક નાગોરી પ્રખર ઉલમામાં ગણાતા હતા. મોટા ગજાના લેખક હતા.

મૌલાના ગુલામઅલી આઝાદ બિલગ્રામી લખે છે કે :–

"શૈખ મુબારક નાગોરીએ પાંચસો દળદાર ગ્રંથો પોતાના હાથે લખ્યા હતા. આખરી ઉંમરમાં આંખે દેખાતું ન હતું છતાં માત્ર યાદશક્તિના આધારે 'તફસીરે ઉયૂનુલ મઆની' ના ચાર ગ્રંથો લહિયા મારફતે લખાવ્યા હતા."

('મઆસિરુલ કલમ' પા. ૧૯૮)

પરંતુ આવો પ્રખર ઈલ્મ હોવા છતાં ઈલ્હાદ અને બેદીનીને ઉભારવામાં તેમણે જે ભાગ ભજવ્યો હતો તેની વિગતો પણ

આગળ આવે છે.

શૈખ મુબારક નાગોરીનો હિજરીસન ૧૦૦૧ માં ઈન્તેકાલ થયો.

## શૈખ અબુલ ફૈઝ ફૈઝી

મૌલાના ગુલામઅલી આઝાદ બિલગ્રામીના જણાવ્યા પ્રમાણે શૈખ અબુલ ફૈઝ ફૈઝી બુહાને ફઝીલત (વિદ્વતાંની દલીલ) હતા. જયારે તેમની ઈલ્મી લિયાકતોની જાણ અકબરને થઈ તો તેણે હિ.સ. ૯૭૩માં તેમને દરબારમાં બોલાવ્યા. દરબારમાં શાહી ઈનાયતો અને 'મલિકુલ શુઅરા' (કવિઓના રાજા)ના ખિતાબથી નવાઝવામાં આવ્યા.

ફૈઝીએ માત્ર બે વરસમાં નુકતા વગરની તફસીર 'સવાતિઉલ ઈલ્હામ' લખી. ઈલ્મી દુનિયામાં આ કૃતિ ફૈઝીની જબરદસ્ત શાહકાર છે.

મજકૂર તફસીરનું લેખનકામ ચાલુ હતું ત્યારે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ આગ્રામાં હતા. હઝરતની ખ્યાતી સાંભળીને ઉલમા અને મશાઈખ ઉપરાંત સલ્તનતના ઉચ્ચ અધિકારીઓ અને શાહી દરબારીઓ તેમજ વઝીરો પણ હઝરતની ખિદમતમાં હાજરી આપતા હતા. એ જોઈને અબૂલ ફઝલ અને ફૈઝીને પણ આપની મુલાકાતની ઝંખના જાગી.

બંને ભાઈઓએ ઘણી કોશિશ કરી કે કોઈ રીતે હઝરત તેમના ઘરે તશરીફ લાવે પરંતુ બધાં ઉપાયો નિષ્ફળ ગયા. છેવટે બંને ભાઈઓ પોતે હઝરતની પવિત્ર સેવામાં હાજર થયા અને ઘણી લાગણી દર્શાવી.

સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રમાણે

હઝરતે પણ તેમની સાથે શફકત અને મહેરબાનીનો વર્તાવ કર્યો. બંને ભાઈઓએ આપને દાવત કબૂલ ફરમાવવા આગ્રહ કર્યો. આપે દાવત કબૂલ ફરમાવી.

બીજા દિવસે હઝરત તેમના ઘરે તશરીફ લઈ ગયા. બંને ભાઈઓએ આપની ઘણી આગતા સ્વાગતા કરી અને આપના શાગિર્દો હોય તે પ્રમાણે ખિદમત કરી. તે પછી બંને પક્ષે આવ-જા અને ભેટ-સોગાદની આપ-લેનો સિલસિલો જારી થઈ ગયો.

['ઝુબ્દતુલ મકામાત' પા. ૧૩૧, બહવાલા 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)' પા. ૧૪૪]

## તફસીરના લેખનમાં ફૈઝીને મદદ કરી

તે વખતે ફૈઝી નુકતા વગરના અક્ષરો વડે કુઆર્ન શરીફની તફસીર લખતા હતા. એક જગાએ પહોંચીને અટકી ગયા. આગળ લખાણ કેવી રીતે લખવું તે સમજાતું ન હતું. ઘણાં ઉલમાથી મશ્વરો કર્યો પરંતુ સફળતા ન મળી. છેવટે મજબૂર થઈને હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં વિનંતી કરી.

જો કે હઝરતને નુકતા વગરના અક્ષરો વડે લખાણ લખવાનો કદી મોકો આવ્યો ન હતો છતાં ફૈઝીની વિનંતીથી આપે તત્કાળ કેટલુંક લખાણ લખી આપ્યું. તે પછી ફૈઝી માટે આગળ લખવું આસાન થઈ ગયું.

('ઝુબ્દતુલ મકામાત')

## મુહબ્બતનું નફરતમાં પરિવર્તન

ફૈઝી અને અબુલ ફઝલ સાથે વારંવાર મુલાકાતના કારણે હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને તેમની સાથે ગાઢ સંપર્ક થયો અને હઝરતને તેમના બાતિલ અકીદાઓની

જાણ થઈ. તે પછી હઝરતને તેમનાથી ઈખ્તિલાફ થઈ ગયો અને એ ઈખ્તિલાફ ધીરે ધીરે નફરતમાં બદલાઈ ગયો.

જાહેર છે કે, પોતાના પ્યારા અને માનવંત બુઝુર્ગોની શાનમાં ગુસ્તાખી કોણ બરદાશ્ત કરે ? અને જો કોઈ શખ્સ એનાથીયે આગળ વધી જાય અને મર્યાદા ઓળંગીને ઈસ્લામ અને પવિત્ર શરીઅતના ખિલાફ બકવાસ કરવા લાગે તેમજ કુફ્રની હિમાયત કરવા લાગે તો હઝરતની ઝાતે ગિરામી જે કામિલ અને મુકમ્મલ સુન્નતને જીવંત કરનાર અને બિદઅતોને મિટાવનાર હોય, તે એ કેવી રીતે બરદાશ્ત કરી શકે ?

અબુલ ફઝલે પોતાના બાતિલ અકીદાઓ અને બેદીનીના કારણે એક વખતે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ સાથે તોછડાઈ ભરેલું અને અણછાજતું વર્તન કર્યું હતું જેની વિગતો ઈન્શાઅલ્લાહ આગળ આવશે.

## હઝરત અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)નો ફૈઝી વિષે અભિપ્રાય

ઈસ્લામી આલમના મહાન અને વિખ્યાત આલિમ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી રહમતુલ્લાહિ અલયહને ફૈઝી સાથે મિત્રતા ભરેલાં સંબંધો હતા પરંતુ જયારે તેણે ગુમરાહી તરફ કૂચ કરવા માંડી તો આપે તેનાથી અલગ થવાનું પસંદ કર્યું.

ફૈઝી વિષે આપ રહમતુલ્લાહિ અલયહ લખે છે કે :–

આગ્રાનો ફૈઝી શાઈર અને શબ્દકાર (લેખક) છે. ભાષા અને શૈલીમાં અનન્ય છે. પરંતુ અફસોસ ગુમરાહીના ખાડામાં એવો પડયો (કે હવે તો એ જ કહી શકાય છે કે) અલ્લાહ તઆલા દીન અને મિલ્લતના લોકોને તેનું નામ લેવાથી અને તેની બદબખ્ત

જમાઅતથી સુરક્ષિત જ રાખે.

['તઝકેરહ મુસન્નીફીન' પા. ૨૦ બહવાલા : સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પા. ૯૦,૯૧]

## શયખ અબુલ ફઝલ

શૈખ અબુલ ફઝલ પ્રખર સાક્ષર અને સાહિત્યકાર હતા. ફૈઝી મારફતે હિજરીસન ૯૮૧ માં અકબરના દરબારમાં હાજરીનો મોકો મળ્યો. તે પછી બીજી વખત હિજરીસન ૯૮૨માં દરબારમાં હાજરીનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. એ વખતે અકબરની આંખોમાં વસી ગયા.

'હફત અકલીમ' કિતાબના લેખક, અમીન અહમદ રાઝી, શૈખ અબુલ ફઝલ વિષે લખે છે કે :–

> ''આજે બુદ્ધિ અને સૂઝ-સમજમાં અબુલ ફઝલ અજોડ છે. તે શાહી ખિદમતમાં પ્રત્યેકપળે એવો હાજર રહે છે જેમ કે વસ્તુની સાથે તેનો પડછાયો. તેમ છતાં જયારે પણ સમય મળે છે ત્યારે ઈલ્મ મેળવવામાં અને સંશોધનમાં લાગેલો રહે છે અને લેખનકળામાં તો યદે બયઝા (ચમત્કારીક હાથ) ધરાવે છે.''

[બહવાલા : મુહમ્મદ હુસૈન આઝાદ કૃત 'દરબારે અકબરી' પા.૯]

## અબુલ ફઝલનું હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) સાથે અવિવેકી વર્તન

એક વરસે રમઝાન ઈદના ચાંદમાં મતભેદ થયો. શરઈ સાબિતિથી પહેલાં જ અકબર બાદશાહે ઈદનું એલાન કરાવીને લોકોના રોઝહ તોડાવી નાંખ્યા. એ જ દિવસે હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) અબુલ ફઝલને મળવા માટે તેના

ઘરે ગયા. હઝરતે રોઝહ રાખ્યો હતો. અબુલ ફઝલે રોઝહ રાખવાનું કારણ પૂછયું.

આપે ફરમાવ્યું કે,

''ઈદનો ચાંદ દેખાયાની શરઈ શહાદત હજુ મળી નથી.''

અબુલ ફઝલે કહ્યું કે,

''બાદશાહે તો હુકમ કરી દીધો છે. હવે શું ઉજર છે ?''

હઝરતના મુખમાંથી સહસા આ શબ્દો સરી પડયા,

''બાદશાહ બેદીનસ્ત, એતિબારે ન દારદ.''

[બાદશાહ બેદીન છે એટલે વિશ્વાસપાત્ર નથી.]

આ જવાબ સાંભળીને અબુલ ફઝલ ડઘાઈ ગયો. તેણે પાણીનો પ્યાલો લીધો અને હઝરતને પીવડાવવા હઝરતના મુખ પાસે લઈ ગયો. હઝરતે હાથનો ઝટકો મારીને પ્યાલો હડસેલી કાઢયો અને ગુસ્સામાં તરત જ ઊભા થઈને પોતાના ઘરે ચાલ્યા ગયા.

ઘરેથી અબુલ ફઝલને કહેવડાવ્યું કે,

''ઈલ્મવાળાઓ સાથે હળવા મળવાનો શોખ છે, તો તેમને મળવાના તરીકા (રીતભાત) શીખો !''

['તઝકેરએ ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (કુ.સિ.)' પા.૯૪]

તે પછી હઝરતને તેમનાથી ઈખ્તિલાફ થઈ ગયો અને એ ઈખ્તિલાફ ધીરે ધીરે નફરતમાં બદલાઈ ગયો.

## વેરના વાવેતર

શૈખ મુબારક નાગોરી અને તેમના બંને સાહબઝાદાઓ ફૈઝી અને અબુલ ફઝલે ઈલ્મ અને વિદ્યાની પ્રખરતા છતાં

ઉલમાએ ઈસ્લામની કુવ્વતને તોડી અને તેમને ભર્યા દરબારમાં અપમાનિત કરાવ્યા. તેમની આ કાર્ય પદ્ધતિથી ખુદ ઈસ્લામને પૂર્તિ ન થઈ શકે એવું નુકસાન થયું. આવા વિદ્વાનોથી આવી હરકતો ખરેખર નવાઈજનક બાબત છે પરંતુ જયારે એની પાછળના કારણો તપાસવામાં આવે છે તો જાણવા મળે છે કે, મનોવિકાર ધરાવનારા ઉલમાઓ એના માટે જવાબદાર છે. એની વિગતો આ પ્રમાણે છે :–

શૈખ અબ્દુન્નબી અને મખ્દુમુલ મુલ્ક દરબારમાં ઘણો પ્રભાવ ધરાવતા હતા. અકબર તેમનો દિલથી આદર કરતો હતો. આ બંને મહાશયોએ શૈખ મુબારક નાગોરી વિરુદ્ધ અકબરના કંઈક એવા કાન ભંભેર્યા કે શાહી ગુસ્સો નાઝિલ થયો. શૈખ મુબારક નાગોરીને દરબારમાંથી કાઢી મૂક્યા.

શૈખ મુબારક નાગોરી સિફારિશ કરાવવા માટે હઝરત શૈખ સલીમ ચિશ્તી (રહમતુલ્લાહિ અલયહ)ની પાસે પહોંચ્યા. અકબરને તેમનાથી ઘણી અકીદત હતી પરંતુ તેમણે જલાલે શાહીના કારણે સિફારિશ કરવી મુનાસિબ ન સમજી. તેમણે શૈખ મુબારકને સલાહ આપી કે, સીધા ગુજરાત ચાલ્યા જાય.

શૈખ મુબારક દર બદરની ઠોકરો ખાતા ફરતા રહ્યા. છેવટે મિરઝા અઝીઝ કૌકાના વસીલાથી અકબરના દરબારમાં ફરી પાછું સ્થાન મેળવ્યું. ખોવાયેલો પ્રભાવ ફરી પાછો પ્રાપ્ત થયો. હવે તેમણે ઉલમાથી ઈન્તેકામ (બદલો) લેવાનો નિર્ધાર કર્યો. બંને પુત્રો પણ તેમની સાથે હતા.

આ ત્રણે મહાશયોની વેરવૃત્તિએ અકબરને બેદીની તરફ ધકેલ્યા અને છેવટે હિજરીસન ૯૯૦ માં 'દીને ઈલાહી' નામના નવા ધર્મની સ્થાપનાનું એલાન કરી દેવામાં આવ્યું જેની વિગતો આગળ આવે છે.

શૈખ મુબારક નાગોરી, ફૈઝી અને અબુલ ફઝલે આ નવા ધર્મને કબૂલ કરી લીધો કારણકે તેમની જ કોશિશોનું એ ફળ હતું. અકબરના દરબારી રાજા બીરબલનો પણ એમાં સાથ અને સહકાર હતો.

અબુલ ફઝલના વિશે ખુદ જહાંગીરનો પ્રતિભાવ આ પ્રમાણે હતો :–

> ''જેણે પોતાના ઝાહિરને ઈખ્લાસના આભુષણોથી સજાવીને ઘણી ભારે કિંમત પર મારા બાપના હાથે વેચ્યો હતો.''

(મુહમ્મદ મઅશૂક હુસેન કૃત : હાલાતે નૂરુદ્દીન જહાંગીર બહવાલા : સીરતે મુજદ્દિદે અલ્ફેસાની પા.૯૩)

જહાંગીરને અબુલ ફઝલથી એટલી નફરત થઈ ગઈ હતી કે, છેવટે બીર સિંઘ દેવ બુંદેલાના હાથે હિ.સ. ૧૦૧૧ માં તેને શિરચ્છેદ કરાવીને શિર ઈલાહાબાદ મંગાવ્યું અને આ વ્યક્તિગત ધિક્કારનો પૂરેપૂરો ઈન્તેકામ લીધો.

તૈગે એઅજાઝે રસૂલ (સલ.)
સરે બાગી બરીદ.

[રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આદરની તલવારે બળવાખોરનો શિરચ્છેદ કર્યો.]

## રાજપૂત રાણીઓના પ્રભાવનો એક બનાવ

હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલીમિયાં નદવી સાહબ (રહ.) પોતાની મશહૂર કિતાબ 'તારીખે દઅવત વ અઝીમત'માં લખે છે :

મથુરાના કાઝી અબ્દુર્રહીમે એક મસ્જિદ બાંધવા માટે

સામાન ભેગો કર્યો. પરંતુ નજીકના એક બ્રાહ્મણે રાતોરાત તે સામાન ઊંચકી જઈને મંદિરના બાંધકામમાં લગાવી દીધો. જ્યારે મુસલમાનોએ તેની પૂછપરછ કરી તો તે ઈસ્લામ અને સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં ગુસ્તાખી કરવા લાગ્યો.

કાઝી અબ્દુર્રહીમે શયખ અબ્દુન્નબી સદ્દસ્સુદૂર (સર્વોચ્ચ ન્યાયાધિશ)ની અદાલતમાં દાવો દાખલ કર્યો. શયખ અબ્દુન્નબીએ તેને હાજર કરવાનું ફરમાન જારી કર્યું. તપાસ કરતાં બનાવ સાબિત થયો. સદ્દસ્સુદૂરે મોતની સજાનો હુકમ જારી કર્યો.

પેલો બ્રાહ્મણ રાણી જોધાબાઈનો પુરોહિત હતો. રાણી અકબર પર દબાણ કરી રહી હતી કે તે પેલા બ્રાહ્મણને સજાથી બચાવી લે. બાદશાહ અદાલતની કાર્યવાહીમાં દખલ કરવા અને સદ્દસ્સુદૂરને નારાઝ કરવા ચાહતો ન હતો.

સદ્દસ્સુદૂરે સજા લાગુ કરી પરંતુ આ મામલો ખત્મ થવાના બદલે વધારે નાજુક સ્વરૂપ ધારણ કરી ગયો.

(મુલ્લા અબ્દુલકાદિર) બદાયૂનીના શબ્દોમાં :

''હિન્દુસ્તાનના મોટા રાજવીઓની કુંવરીઓએ બાદશાહની કાન ભંભેરણી કરી કે તેણે મુલ્લાઓને એવા ચઢાવી દીધા કે સુલતાનની ઈચ્છાની પણ પરવા નથી કરતા.

દરબારમાં આ સવાલ ઉપસ્થિત થયો કે હનફી મઝહબમાં રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બૂરું કહેનાર (બદનક્ષી કરનાર)ની સઝા મોત નથી. એટલે આ પગલું આ મઝહબના પણ ખિલાફ છે, જેનો કાનૂન આ મુલ્કમાં ચાલે છે.''

**('તારીખે દઅવત વ અઝીમત' ૪/૧૦૭)**

## ઈજતિહાદ અને ઈમામતનું સોગંદનામુ

આ બનાવે શયખ મુબારકને આ મોકો પણ પૂરો પાડયો કે તે અકબરને ઈસ્લામના ઉલમાની પયરવીથી પીછો છોડાવવાનો તરીકો બતાવી શકે.

જયારે અકબરે આ બાબતમાં તેનો અભિપ્રાય પૂછયો તો તેણે જવાબ આપ્યો કે,

> "જહાંપનાહ ઈમામ અને મુજતહિદે વકત છે. આપને પોતાનું ફરમાન લાગુ કરવામાં, ભલે તે દીની હોય કે દુન્યવી, કોઈ આલિમે દીનની મદદની શી જરૂરત છે ?"
>
> ('મુન્તખબુત્તવારીખ' ૩/૮૩)

આજ મોકો હતો જયારે મુલ્લા મુબારકે બાદશાહની મદદ કરી અને તે મહત્વનું અને ઐતિહાસિક સોગંદનામુ (Affidavit) તૈયાર કર્યું, જે અકબર અને તેના શાસનના રુખને બદલવામાં પાયાનો પથ્થર સાબિત થયો. અને જેને માનસિક અને સાંસ્કૃતિક ઈન્કારના મહેલનો મુખ્ય દરવાજો કહી શકાય છે.

મજકૂર સોગંદનામામાં સાફ સાફ કહેવામાં આવ્યું છે કે :

> "ખુદાની નઝદીક આદિલ (ન્યાયી) સુલતાનનો મરતબો મુજતહિદના મરતબા કરતા વધારે છે અને હઝરત સુલતાન કહફુલ અનામ અમીરુલ મુમિનીન ઝિલ્લુલ્લાહ અલલ આલમીન અબૂલ ફત્હ જલાલુદ્દીન મુહમ્મદ અકબર બાદશાહ ગાઝી બધાં કરતાં વધારે અદલવાળા (ન્યાયી), અકકલવાળા (બુદ્ધિશાળી) અને ઈલ્મવાળા (જ્ઞાની) છે. એ બુનિયાદ પર એવા દીની મસાઈલ (સમસ્યાઓ)માં જેમાં મુજતહિદો આપસમાં

ઈખ્તિલાફ ધરાવે છે, અગર તે (બાદશાહ) પોતાની દિવ્ય બુદ્ધિ અને પરિશુદ્ધ અભિપ્રાયની રોશનીમાં માનવોની આસાનીઓને નઝર સમક્ષ રાખીને કોઈ એક પહેલૂને સરસાઈ આપીને તેને જ નક્કી કરી દે, અને તેનો ફેસલો કરે તો એવી પરિસ્થિતિમાં બાદશાહનો ફેસલો કત્ઈ (અંતિમ) અને ઈજમાઈ (સર્વમાન્ય) ગણાશે અને પ્રજાએ તથા અન્ય તમામે (સ્વીકારવું) જરૂરી અને અનિવાર્ય હશે.''

આ સોગંદનામુ રજબ ૯૮૭ હિજરીસનમાં તૈયાર કરવામાં આવ્યું અને એને મુલ્કમાં લાગુ કરવામાં આવ્યું. બાદશાહના આગ્રહથી તમામ ઉલમાએ એ સોગંદનામા પર દસ્તખત (હસ્તાક્ષર) કર્યા અને એની રૂએ બાદશાહ ઈમામ, મુજતહિદ, વાજિબુલ ઈતાઅત અને ખલીફતુલ્લાહ નિયત થયો અને એ જ તે સફરની શરૂઆત છે જે ન માત્ર દીને ઈસ્લામના ઈન્કાર બલકે તેનાથી દુશ્મની અને વિરોધ પર જઈને પરિપૂર્ણ થયો.

('તારીખે દઅવત વ અઝીમત' ૪/૧૦૮,૧૦૯)

એ હતું તે સોગંદનામું જેણે હદીસ, ઈજમાએ ઉમ્મત (ઉમ્મતના ઉલમાનું કોઈ શરઈ બાબતમાં સર્વસંમત હોવું) અને કિયાસ (ઉમ્મતના મુજતહિદોનો કોઈ શરઈ બાબત વિષે તાર્કિક નિર્ણય) વગેરેના મહત્વને નષ્ટ કરીને ઉલમાએ ઈસ્લામની કુવ્વત અને શૌકતને ધૂળમાં મેળવી દીધાં અને એક અભણ બાદશાહને 'સુલતાને આદિલ' અને 'ઈમામે આદિલ' બનાવી દીધો !

## વિરોધીઓને નષ્ટ કરી દેવામાં આવ્યા

દીની બાબતોમાં અકબરની આ અયોગ્ય દખલગીરીને જોઈને હિ.સ. ૯૮૮ માં જોનપુરના કાઝીયુલ કુઝાત (વડા

ન્યાયાધિશ) મુલ્લા મુહમ્મદ યઝદીએ આ ફતવો આપ્યો કે, બાદશાહ બદમઝહબ થઈ ગયો છે. તેના ખિલાફ જિહાદ વાજિબ છે. અને પોતે દરબારમાં પણ અકબરનો વિરોધ કર્યો. તેમના ઉપરાંત બીજા ઉલમાએ પણ વિરોધ કર્યો અને કેટલાક દરબારીઓ પણ વિરોધી થઈ ગયા, પરંતુ તેમને કયાં તો જેલમાં મોકલી આપવામાં આવ્યા, કયાં વતનમાંથી હદપાર કરવામાં આવ્યા, કયાં કતલ કરી દેવામાં આવ્યા.

## બધા ધર્મોના ઉપદેશકો માટે દરવાજા ખૂલી ગયા

તે ઈબાદતખાનું જેની મજલિસોમાં માત્ર મુસલમાન ઉલમા શરીક થતા હતા, હવે દરેક મઝહબ અને મિલ્લતના ઉલમાના માટે દરવાજા ખોલી દેવામાં આવ્યા. જૈન, હિન્દુ, પારસી, બુદ્ધ, ઈસાઈ...વગેરે બધાં મઝહબના આલિમોને ઈબાદતખાનાની મજલિસોમાં હાજર થવાની અને ધાર્મિક ચર્ચામાં ભાગ લેવાની તેમજ પોતાના ધાર્મિક વિચારો રજૂ કરવાની પરવાનગી મળી ગઈ.

## ઈસાઈ મિશનરીઓનું આગમન

ઈસાઈ મિશનરીઓના એક પછી એક અનેક પ્રતિનિધિ મંડળો અકબરના દરબારમાં આવ્યા અને તેને ઈસાઈ (ખ્રિસ્તી) ધર્મ સાચો અને શ્રેષ્ઠ ધર્મ હોવાનું સાબિત કરવા પ્રયત્નો કર્યા. જેમાંથી કેટલાક પ્રતિનિધિ મંડળોની વિગતો આ પ્રમાણે છે,

(૧)

મિશનરીઓની એક જમાઅત હિ.સ. ૯૮૮ મુતાબિક ઈ.સ. ૧૫૮૦ માં ગોવાથી આવી. એ જમાઅત દરબારમાં હાજર થઈ, ઈબાદતખાનાની મહેફિલમાં શરીક થઈ. તેમણે ઈસ્લામના ખિલાફ ઘણું ઝેર ઓકયું પરંતુ અકબર ખામોશીથી તમાશો જોતો

રહ્યો બલ્કે તેમની તકરીરોથી એટલો પ્રભાવિત થયો કે શાહઝાદા સલીમ (જહાંગીર) અને શાહઝાદા મુરાદને હુકમ આપ્યો કે એ લોકોની પાસે ઈન્જિલ (બાઈબલ)ના કેટલાક સબક (પાઠ) શીખે. એ પાઠો શીખવવા માટે અબુલ ફઝલે દુભાષિયાનું કામ કર્યું.

(૨)

હિ.સ. ૯૯૩-૯૪ મુતાબિક ઈ.સ. ૧૫૮૫-૮૬ માં ઈસાઈ વેપારીઓની એક જમાઅત રાણી એલીઝાબેથનો સંદેશો લઈને આગરા પહોંચી.

(૩)

હિ.સ. ૧૦૦૦ મુતાબિક ઈ.સ. ૧૫૯૧ માં ગોવાથી ઈસાઈ મિશનરીઓની બીજી જમાઅત આવી.

(૪)

હિ.સ. ૧૦૦૪ મુતાબિક ઈ.સ. ૧૫૯૫ માં ઈસાઈ મિશનરીઓની વળી પાછી એક જમાઅત ગોવાથી આવી.

પાદરીઓની વાતોથી પ્રભાવિત થઈને અકબરે ઈન્જિલ (બાઈબલ)નો અનુવાદ કરવા માટે અબૂલ ફઝલને હુકમ આપ્યો.

### હિન્દુ અને બૌદ્ધ ઋષિઓની હાજરી

હિન્દુ અને બૌદ્ધ ઋખિઓ પણ વારંવાર બાદશાહી દરબારમાં હાજર થવા લાગ્યા. તેમની એ જ કોશિશ રહેતી હતી કે, અકબરની નિગાહોમાં ઈસ્લામને બાતિલ (અસત્ય) મઝહબ હોવાનું ઠસાવે અને પોતાના ધર્મને સાચો સાબિત કરે. એટલે એ લોકો ઈસ્લામ મઝહબ પર નિડરતાથી હુમલા કરતા અને અકબર શાંતિથી સાંભળતો રહેતો.

આ ઋષિઓથી પ્રભાવિત થઈને અકબરે હિન્દુઓના ધાર્મિક ગ્રંથો : અથર્વવેદ, રામાયણ, મહાભારત...વગેરેના સંસ્કૃતમાંથી ફારસી ભાષામાં અનુવાદો કરવાનો હુકમ કર્યો.

હિન્દુ પરિવારો સાથે સામાજિક સંબંધો તો પહેલાથી હતા જ, ઉપરાંત રાજ્ય વ્યવસ્થામાં પણ હિન્દુઓનો હાથ હતો. હવે હિન્દુ ઋષિઓની કાયદેસર તાલીમથી સોનામાં સુગંધ મેળવવાનું કામ કર્યું. અરબી ભાષાથી અકબરને નફરત થઈ ગઈ. તેણે હોતમ નામના એક બ્રાહ્મણ પાસે ચીઝોના અરબી નામોના બદલે સંસ્કૃત નામો નકકી કરાવ્યા અને અરબી ઉચ્ચારોને રદ કરી દીધા.

## નવસારી (ગુજરાત)થી પારસી ધર્મગુરુઓ આવતા હતા

ગુજરાત રાજ્યના નવસારી શહેરમાંથી અગ્નિ પૂજકો (પારસીઓ) આવતા હતા. તે લોકોએ બાદશાહની સમક્ષ જરથોસ્તની સચ્ચાઈને સાબિત કરી. અગ્નિપૂજાની રીત શીખવી.

પારસીઓના પ્રભાવથી શાહી મહેલમાં દિવસ-રાત સતત આગ સળગતી રહેતી હતી અને તેની દેખરેખનું કામ અબુલ ફઝલને સોંપવામાં આવ્યું હતું.

['મુન્તખબુત્તવારીખ' જિલ્દ : ૨, પા.૪૮૧,
બહવાલા : સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (૨૯.) પા.૧૦૧]

## ઈસ્લામ અને ઈમાનની મહામૂલી દૌલતથી વંચિત થઈ ગયો

વિવિધ પ્રકારના લોકો અને ધર્મગુરુઓ દરબારમાં આવતા અને બાદશાહની સાથે ચર્ચાઓ કરતા. દિવસ-રાત બાદશાહને એ સિવાય બીજી કોઈ બાબતમાં રસ ન હતો. એનું

પરિણામ એ આવ્યું કે, ઈમાનરૂપી અમૂલ્ય પૂંજી લુંટારાઓને સોંપી દીધી અને અકબર બાદશાહ સંપૂર્ણ રીતે ઈસ્લામથી દૂર થઈ ગયો બલ્કે તે ઈસ્લામનો વિરોધી થઈ ગયો.

વિધર્મીઓમાંથી જેની જે વાત પસંદ પડતી તેને અપનાવી લેતો અને જે ચીઝો સ્વભાવ અને ખ્વાહિશના ખિલાફ હોય તેનાથી દૂર રહેતો હતો. ખ્વાહિશની એ બંદગીએ એવી હાલત કરી કે, પાંચ–છ વરસની અંદર ઈસ્લામનું નામો નિશાન બાકી ન રહ્યું.

('મુન્તખબુત્તવારીખ' જિ : ૨, પા. ૪૬૬)

**અકબરની હુકૂમતનો ત્રીજો દૌર**
**નવા ધર્મના સ્થાપક અને પોતે ઈશ્વરનો અવતાર હોવાનો દાવો કરનાર બાદશાહનો દૌર**

**હિ.સ. ૯૯૦ થી ૧૦૧૪ મુતાબિક ઈ.સ. ૧૫૮૨ થી ૧૬૦૫**
**[ સમયગાળો : ૨૩ (ત્રેવીસ) વરસ ]**

## દીને ઈલાહીની સ્થાપના

ત્રીજા દૌરની શરૂઆત 'દીને ઈલાહી' નામના નવા ધર્મની સ્થાપનાથી થાય છે. આ નવા મઝહબનો પાયો હિ.સ. ૯૯૦ માં નાંખવામાં આવ્યો. આ ત્રીજા દૌરમાં અકબરે અમલી તૌર પર સર્વધર્મોના અકીદાઓને અપનાવી લીધા હતા. એ નવા મઝહબની નવાઈજનક ઈબાદતો અને રિયાઝતોની રસીક વિગતો નીચે પ્રમાણે છે.

## સૂરજની પૂજા

સવારે, બપોરે, સાંજે અને અરધી રાતે (ચાર વખત) સૂરજની પૂજા કરવું અકબરે પોતાના ઉપર લાઝિમ કરી લીધું હતું. સૂરજના ૧૦૦૧ (એક હજાર એક) નામો યાદ કરી લીધા

હતા. બપોરે, સૂરજની તરફ ધ્યાનિત થઈ એ નામોનો જાપ કરતો હતો. (એને ગાયત્રીપૂજા કહે છે.)

પોતાના બંને કાન પકડીને, પરિભ્રમણ કરીને, કાનની બુટ ઉપર થપ્પડ મારતો હતો. એવી જ બીજી પણ ઘણી ક્રિયાઓ કરતો હતો. અરધી રાતે અને સૂરજ ઊગે ત્યારે નૌબત અને નગારા વગાડવાનો પણ હુકમ આપ્યો હતો.

## નાની મોટી દરેક વસ્તુની પૂજા

માત્ર સૂરજની જ નહિ બલ્કે દરેક વસ્તુની પૂજા શરૂ કરી દીધી. અકબરની દૃષ્ટિ ભટકી ગઈ હતી. તે આગ, પાણી, ઝાડ, પથ્થર, વિશ્વની તમામ વસ્તુઓ, અહીં સુધી કે, ગાય-ભેંસના ગોબર (છાણ)ની પણ પૂજા કરતો હતો. કોઈએ સરસ કહ્યું છે :

**'જે એક અલ્લાહની સામે ઝુકવાનું છોડી દે છે, તે દુનિયાની દરેક વસ્તુ સામે ઝુકતો થઈ જાય છે.'**

O અકબર તિલક કરતો હતો,

O જનોઈ પહેરતો હતો,

O સૂરજને પ્રસન્ન કરવાનો જાપ (ગાયત્રી મંત્ર) વઝીફાના તૌર પર અરધી રાતે અને સૂર્યોદય વખતે જપતો હતો.

O અકબરનો અકીદો હતો કે,
સૂરજ મહાન ગ્રહ છે, તમામ જહાનોનો દાતા છે, બાદશાહોનો પાલનહાર છે અને બાદશાહો તેના નામલેવા છે.

O ઈસ્લામ વિરોધી અકીદાઓથી જિસ્મ અને જાનની સાથે સાથે લિબાસ પણ બદલાઈ ગયો અને સાત સિતારાઓના સાત વિશિષ્ટ રંગો પ્રમાણે દર રોજનો લિબાસ અલગ હતો.

## ઈસ્લામના કલિમહ (મૂળ મંત્ર)માં ફેરફાર

મુશરિકો અને કાફિરોના વિચારો અને ખ્યાલોનું પરિણામ

એ આવ્યું કે કલિમએ તય્યિબા :–

'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'ની સાથે
'મુહમ્મદુર્રસૂલુલ્લાહ'ના સ્થાને
'અકબર ખલીફતુલ્લાહ' પઢવાનો હુકમ કર્યો.

આ ફેરફારના કારણે અકબર માત્ર નુબુવ્વતનો જ દાવેદાર નહિ બલ્કે ખુદાઈનો પણ દાવેદાર હોવાનું સ્પષ્ટ થાય છે.

## ભૂંડ અને કૂતરાને પવિત્ર પ્રાણી ગણવામાં આવ્યા

ઈસ્લામના ખિલાફ અકબરના મનમાં એક પ્રકારનો વિરોધ પેદા થઈ ગયો હતો એટલે ઈસ્લામે નાપસંદ કરેલી દરેક વસ્તુને તે પસંદ કરવા લાગ્યો.

તે ઈસ્લામના વિરોધમાં સુવ્વર (ભૂંડ) અને કૂતરાને નાપાક (અપવિત્ર) સમજતો ન હતો. ઝનાનખાના અને મહેલમાં તેને રાખવામાં આવતા હતા અને દરરોજ સવારે તેના દર્શન કરવાને ઈબાદત ગણવામાં આવતી હતી.

હિંદુ ઋષિઓએ તેના મગજમાં ઠસાવ્યું હતું કે, સુવ્વર (ભૂંડ) તે ૧૦ (દસ) મઝાહિર (સ્વરૂપો)માંથી છે જેમાં ભગવાનનો વાસ છે.

ફૈઝીની હાલત એ હતી કે, સફરમાં કેટલાક કૂતરાંને સાથે રાખતો હતો અને તેની સાથે ભોજન કરતો હતો. કેટલાક કવિઓ તો કૂતરાની જીભ પોતાના મોઢામાં મૂકતા હતાં !

## હલાલ જાનવરોના વધ પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો

ગાય, ભેંસ, ઘેટા, બકરા, ઊંટ વગેરે હલાલ જાનવરોના

વધ પર અકબરે પ્રતિબંધ મૂકી દીધો અને હુકમ આપ્યો કે,

જો કોઈ એવા શખ્સની સાથે ભોજન કરે જેનો ધંધો જાનવરોને ઝબહ (વધ) કરવાનો છે, તો તેના હાથ કાપી નાંખવામાં આવે અને જો તે જ ખાનદાનની કોઈ વ્યક્તિ હોય, તો તેના હાથની આંગળીઓ કાપી નાંખવામાં આવે.

## સુવ્વર (ભૂંડ) અને વાઘ–સિંહનું ગોશ્ત હલાલ કરવામાં આવ્યું

જંગલી સુવ્વર (ભૂંડ) અને વાઘ-સિંહનું ગોશ્ત એટલા માટે હલાલ કરી દેવામાં આવ્યું કે, એનાથી આદમીમાં બહાદુરીની સિફત પેદા થાય છે.

## જુગાર અને વ્યાજને હલાલ કરવામાં આવ્યા

જુગારને એવી શાનથી હલાલ કરી દીધો કે :–

- O દરબારની અંદર જુગારખાના બનાવવામાં આવ્યા.
- O જુગારીઓને શાહી ખઝાનામાંથી વ્યાજે રૂપિયા આપવામાં આવતા હતા. એ રીતે બાદશાહની દૌલત વધવા લાગી.

## શરાબને પણ હલાલ કરવામાં આવ્યો

શરાબને હકીમી કારણો દર્શાવીને હલાલ કરવામાં આવ્યો.

- O જો હકીમોની જેમ શરીરની તંદુરસ્તીના માટે શરાબ પીવામાં આવે અને તેનાથી કોઈ ફિત્નો કે ફસાદ પેદા ન થાય, તો જાઈઝ છે.

શરાબ વેચવા માટે આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી.

- O શરાબની દુકાન દરબારમાં ખોલવામાં આવી.
- O મહિલા દરબાન (દ્વારપાળ)ને શરાબની દુકાનની વ્યવસ્થા

સોંપવામાં આવી.

O શરાબનો ભાવ પણ બાદશાહ તરફથી નકકી કરી દેવામાં આવ્યો.

## દાઢી મુંડાવવું જાઈઝ કરવામાં આવ્યું

શરાબને જાઈઝ કરવા બાદ દીને ઈલાહીમાં જે ચીઝ પર વધારે જોર આપવામાં આવતું હતું તે દાઢી મુંડાવવાનો મસ્અલો હતો.

જે લોકો દાઢી મુંડાવતા હતા તેમને બાદશાહ વધારે પસંદ કરતો હતો એટલે દાઢી મુંડાવવાનો રિવાજ થઈ ગયો. અને દાઢી મુંડાવવાના માટે અજીબ અને ગરીબ દલીલ પેદા કરવામાં આવી.

દરબારે અકબરીના મોટા મોટા વિદ્વાનો અને આલિમો પોતાની દાઢીઓનું બાદશાહના કદમો પર બલીદાન આપતા હતા.

## ઔરતોને પરદાની મનાઈ કરવામાં આવી

**ઝમાના આયા હે બે હિજાબીકા,**
**આમ દીદારે યાર હોગા.**

ઔરતોને પરદાની મનાઈ કરવામાં આવી અને પરદા વગર ફરવાની પૂરી આઝાદી આપી દેવામાં આવી. બલ્કે બુરકો પહેરનારી ઔરતોનું આવી બનતું. હુકમ કરવામાં આવ્યો કે જે જવાન ઔરત મહોલ્લા કે બજારમાં નીકળે તેણે બુરકો પહેરવો નહિ અને જો પહેરે તો મોઢું ખુલ્લું રાખવું.

## મય્યિતની અંતિમ ક્રિયાની વિચિત્ર રીત

O સરકારી અધિકારી મરનારના વારસાની પ્રથમ તપાસ કરતો. મરનારે છોડેલાં વારસામાં શંકા થાય તો તેને જપ્ત

કરીને સરકારી તીજોરીમાં જમા કરાવી દેવામાં આવતો.

O બૈતુલ માલ (સરકારી તીજોરી)ના અધિકારીની પરવાનગી વગર મય્યિતની અંતિમ ક્રિયા થઈ શકતી ન હતી.

O મય્યિતની અંતિમ ક્રિયાની વિચિત્ર રીત નક્કી કરવામાં આવી. હુકમ આપવામાં આવ્યો કે :–

O થોડું કાચું અનાજ એક પાકી ઈંટની સાથે બાંધીને મય્યિતના ગળામાં નાંખવામાં આવે અને પછી તેને પાણીમાં ફેંકી દે.

O જો પાણી ન હોય, તો મય્યિતને સળગાવી દેવામાં આવે અથવા ગુનેહગારોની જેમ ઝાડ ઉપર લટકાવી દેવામાં આવે.

અને જો જમીનમાં દફન કરવું જ હોય, તો :–

O મય્યિતનું માથું પૂર્વ દિશાની તરફ અને પગો પશ્ચિમ દિશાની તરફ કરીને દફન કરવામાં આવે (જેથી ઈસ્લામી રીતભાતની વિરુદ્ધ બગાવતનો હક અદા થઈ જાય.)

## તઅઝીમી સિજદહ ફરજિયાત કરી દેવામાં આવ્યો

અકબરનો શાહી ઘમંડ એ હદે પહોંચી ગયો હતો કે શાહી આદાબમાં તઅઝીમી સિજદહને ફરજિયાત કરી દેવામાં આવ્યો. અને એનું નામ 'ઝમીન બોસ' રાખવામાં આવ્યું. સૂફી શૈખ તાજુલ આરિફીન નામના દરબારીએ શાહી આદાબમાં સિજદએ તઅઝીમીને ફર્ઝે ઐનનો દરજ્જો આપ્યો.

O અકબરના ચહેરાને **'કઅબએ મુરાદાત'** અને **'કિબ્લએ હાજાત'** કહેવાનો રિવાજ ચાલુ કરવામાં આવ્યો.

## સને ઈલાહી શરૂ કરવામાં આવ્યો

અકબરે સને હિજરીને મોકૂફ કરાવી દીધો અને તેની

જગાએ પોતાના રાજ્યાભિષેક (હિજરીસન ૯૬૩)થી નવો સન શરૂ કરાવ્યો. એને સને ઈલાહી નામ આપવામાં આવ્યું. મહિનાને માહે ઈલાહી નામ આપ્યું.

પારસીઓના તરીકા પ્રમાણે ૧૪ (ચૌદ) ઈદો નક્કી કરવામાં આવી. મુસલમાનોની ઈદોની રોનક ખત્મ થઈ ગઈ.

## સિક્કાઓ પર અલીફ કોતરાવ્યો

સિક્કાઓ પર 'અલીફ' તારીખ કોતરાવવામાં આવી. એનો એ હેતુ હતો કે દીને મુહમ્મદીની ૧૦૦૦ (એક હજાર) વરસની મુદ્દત હતી તે પૂરી થઈ ગઈ છે અને એ મઝહબ હવે રદ થઈ ગયો છે અને તેનું સ્થાન 'દીને ઈલાહી'એ લઈ લીધું છે.

## જુમ્આના ખુત્બામાં બાદશાહનું નામ લેવામાં આવતું

જુમ્આ એટલા માટે બાકી રાખી કે જુમ્આના ખુત્બામાં બાદશાહનું નામ પઢવામાં આવતું હતું.

## ઈતિહાસ ફરીથી લખાવ્યો

અકબરે 'તારીખે અલ્ફી' (એક હજાર વરસનો ઈતિહાસ) નામથી એક નવો ઈતિહાસ લખાવ્યો. એના લેખન માટે કેટલાક આલિમોને નિયુક્ત કરવામાં આવ્યા.

## જનાબતના ગુસલનો હુકમ રદ કરવામાં આવ્યો

સંભોગ, સ્વપ્નદોષ, ઉત્તેજક વિચારો કે બીજા કોઈ કારણે વિર્યનું સ્ખલન થઈ જાય તો ઈસ્લામી કાનૂન પ્રમાણે ગુસલ કરવું ફરજ થઈ જાય છે.

અકબરના નવા મઝહબ 'દીને ઈલાહી'માં નાપાકીના આ ગુસલનું ફરજિયાતપણું સંપૂર્ણ રીતે રદ કરવામાં આવ્યું. એના

સમર્થનમાં દલીલ કરવામાં આવી કે, પેશાબ, ઝાડો, થવાથી તો ગુસલ વાજિબ નથી થતું તો આ પાકીઝા, લતીફ વિર્ય, જેનાથી બાળકનું સર્જન થાય છે, તેના નીકળવાથી ગુસલ વાજિબ કરી દેવું અજબ જેવી વાત છે બલ્કે મુનાસિબતો આ છે કે, પ્રથમ ગુસલ કરે અને પછી સંભોગ કરે.

## નિકાહના કાનૂન

(૧) કાકા, મામા, ફોઈ, માસી વગેરે નજીકના સગાઓની છોકરીઓ સાથે નિકાહ કરવા હરામ કરી દેવામાં આવ્યા.

(૨) નિકાહના માટે વય મર્યાદા પણ નક્કી કરવામાં આવી. મર્દના માટે ૧૬ (સોળ) વરસ અને ઓરતના માટે ૧૪ (ચૌદ) વરસની ઉંમરથી પહેલાં નિકાહ કરવાની મનાઈ કરવામાં આવી.

(૩) એક કરતાં વધારે પત્નીઓ કરવા પર પણ પ્રતિબંધ મૂકી દેવામાં આવ્યો.

(૪) જે ઔરતનું માસિક આવવું બંધ થઈ ગયું હોય, તેના નિકાહ પર પણ પ્રતિબંધ મૂકી દેવામાં આવ્યો.

(૫) જયાં સુધી કોટવાલી (પોલીસખાતા)માંથી ઉંમરની તપાસ કરવાનું પ્રમાણપત્ર મેળવવામાં ન આવે ત્યાં સુધી નિકાહ થઈ શકતા ન હતા. આ કાનૂનથી લોકોને બેફામ લૂંટવાનું, હેરાન કરવાનું અને ગેરફાયદો ઊઠાવવાનું બહાનું મળી ગયું.

## વ્યભિચારની છૂટ અને શૈતાનપુરાની સ્થાપના

કાયદેસર બીજી પત્ની કરવાની મનાઈ હતી પરંતુ આજની ભાષામાં જેને 'મૈત્રી કરાર' કહે છે તેવા કરાર કરીને (રખાત રાખીને) વ્યભિચાર કરવાની છૂટ હતી.

તે જમાનામાં પાટનગર ફતેહપૂરમાં દુનિયાના વિવિધ મુલ્કોમાંથી આકર્ષાઈને તવાઈફ (વેશ્યાઓ, ગણિકાઓ) અને દુરાચારી ઓરતો મોટી સંખ્યામાં આવી ગઈ હતી. શાહી હુકમ પ્રમાણે એ ઓરતોને શહેરની બહાર વસાવવામાં આવી અને તેમની વસ્તીનું નામ 'શૈતાનપુરા' રાખવામાં આવ્યું. એ વેશ્યાઓને તેમના ધંધા માટે કાયદેસર લાયસન્સ આપવામાં આવ્યા.

### હિન્દુમાંથી મુસલમાન થયેલા લોકોને ફરી પાછા હિન્દુ થઈ જવાની અને મંદિરો બનાવવાની છૂટ આપવામાં આવી

જે લોકો મૂળ હિંદુ હતા પરંતુ ધર્મ પરિવર્તન કરીને મુસલમાન થયા હતા તેમને છૂટ આપવામાં આવી કે જો તેઓ ઈચ્છે તો ફરી પાછા હિન્દુ થઈ જાય. ધર્મ પરિવર્તન પર કોઈ પ્રતિબંધ ન હતો. દરેક શખ્સ પોતાની ઈચ્છા પ્રમાણે ધર્મ અપનાવી શકતો હતો.

જો કોઈ હિન્દુ ઓરત કોઈ મુસલમાન મર્દ પર આશિક થઈને મુસલમાન થઈ જાય તો તેણીને પકડીને જબરદસ્તીથી તેના ઘરવાળાઓના હવાલે કરવાનો હુકમ કરવામાં આવ્યો.

મંદિર, ગિરજા (ચર્ચ)કે અગિયારી વગેરે પૂજાસ્થાનો બનાવવાની ગૈરમુસ્લિમોને સંપૂર્ણ છૂટ આપવામાં આવી.

### પોતાના બાળકોને વેચવાની પરવાનગી

ભૂખ અને બેચેનીની હાલતમાં મા-બાપને પરવાનગી આપવામાં આવી કે તેઓ પોતાના બાળકોને વેચી દે. અને જ્યારે નાણાની તંગી દૂર થઈ જાય ત્યારે રૂપિયા પરત કરીને પોતાના બાળકોને પાછા લઈ લે.

## અકબરના મુરીદો તેના શજરહ (વંશાવળી)ના બદલે તેની તસવીર રાખતા હતા

જે લોકો અકબરના મુરીદ બનીને નવા ધર્મ દીને ઈલાહીમાં દાખલ થતા હતા તેમને અકબર શજરહના બદલે પોતાની તસવીર ઈખ્લાસ અને રુશદો હિદાયતની અલામત તરીકે આપતો હતો.

## સોનું અને રેશમ મરદો માટે હલાલ કરવામાં આવ્યું

સોનું અને રેશમ મરદો માટે માત્ર હલાલ જ કરવામાં ન આવ્યું બલ્કે તેનો ઉપયોગ કરવો ફર્ઝે એન ઠેરવવામાં આવ્યો.

## હિન્દુ તહેવારોને પ્રોત્સાહન

હિન્દુ તહેવારોને ખૂબ પ્રોત્સાહન આપવામાં આવતું હતું.

O રાખીના તહેવાર વખતે અકબર બાદશાહ પોતે હાથમાં રાખી બંધાવતો હતો.

O શીવરાત્રીના તહેવાર વખતે બાદશાહ આખી રાત જોગીઓની સાથે જાગરણ કરતો.

## ખ્રિસ્તીઓના ક્રોસની પૂજા

હિન્દુઓના રિવાજોની જેમ નસારા (ઈસાઈ, ખ્રિસ્તી) લોકોના રિવાજોનો પણ આદર કરવામાં આવતો હતો. ખ્રિસ્તીઓના ત્રણ ખુદાની તસવીરોની ઝિયારત પણ થવા લાગી. જાત જાતના કુરિવાજો શરૂ થઈ ગયા.

## નવરોઝના જશનની મહેફિલો

અકબર બાદશાહને શરાબની બાબતમાં એટલો રસ હતો

કે, નવરોઝના જશનની મજલિસોમાં મોટા ભાગના ઉલમા, સુલહા, બલ્કે કાઝી અને મુફતી સુદ્ધાં શરાબ પીતા હતા. નવા મઝહબ 'દીને ઈલાહી'ના મુજતહિદ, ખાસ કરીને મલિકુલ શુઅરા (શાયરોના શહેનશાહ) ફૈઝી તો એવું કહીને પીતો હતો કે,

"હું આ પ્યાલો ફકીહો અને આલિમોની આંધળી તકલીદના નામ પર પીવું છું."

['મુન્તખબુત્તવારીખ' પા.૪૯૮, બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (કુ.સિ.) પા.૩૧૮]

## મજલિસે ચહલગાનહ

બાદશાહ અકબરે હુકમ આપ્યો કે, તેની રાતની મહેફિલોમાં ૪૦ (ચાલીસ) નિકટના માણસો શિર્કત કરતા રહે, એ ૪૦ (ચાલીસ) અકલમંદોમાંથી દરેક શખ્સ જે કંઈ જાણતો હોય તે કહે અને જે કંઈ ચાહે બાદશાહને પૂછે. એ રીતે સવાલ-જવાબનો ક્રમ ચાલુ રહેતો. જો કોઈ શખ્સ કોઈ દીની મસ્અલા વિષે પૂછતો તો તેને કહેવામાં આવતું કે, એવી વાતો મુલ્લાઓને પૂછો. જે મસાઈલ અકલ અને હિકમતના હોય, તે મને પૂછવામાં આવે.

મજકૂર મહેફિલમાં જયારે સીરતની કિતાબો વાંચવામાં આવતી ત્યારે બાદશાહ અને હાજરજનો સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનની શાનમાં એવી એવી બેઅદબીની વાતો કરતા કે તેને સાંભળવાના બદલે કાન બહેરા હોય તો સારું થાય.

શીઆ લોકોને ઘણું પ્રભુત્વ હાસિલ થઈ ગયું હતું. સુન્ની આજિઝ અને મગ્લૂબ થઈ ગયા હતા. મુલ્લા શીરીનો એ વિષે

એક શે'ર નીચે પ્રમાણે છે :–

**બાદશાહ ઈમસાલ દઅવએ નુબુવ્વત કર્દહ અસ્ત,**
**ગર ખુદા ખ્વાહદ પસ અઝ સાલે ખુદા ખ્વાહદ શુદન.**

[બાદશાહે આ વરસે નુબુવ્વતનો દાવો કર્યો છે.
જો ખુદાને મંઝૂર હશે તો આવતા વરસે ખુદાઈનો દાવો કરશે.]

## મહેલમાં અઝાન અને નમાઝ બંધ કરાવી દીધી

પહેલાં બાદશાહના મહેલમાં પાંચ વખતની નમાઝ જમાઅતની સાથે થતી હતી અને અઝાન પણ આપવામાં આવતી હતી. પરંતુ હવે અઝાન અને નમાઝ બંને બંધ કરી દેવામાં આવ્યા.

## મેઅરાજના અને ચાંદના ટુકડા કરવાના તથા બીજા મોઅજિઝાઓથી ઈન્કાર

અકબર કહેતો કે :–

આ વાતને અકલ કેવી રીતે માની શકે કે એક શખ્સ પોતાના શરીરના બોજ સાથે પળવારમાં આસમાન પર જાય, ત્યાં અલ્લાહ તઆલા સાથે વાતો કરે અને એટલો જલ્દી પાછો આવી જાય કે, તેની પથારી પણ હજુ ગરમ હોય !

એ જ પ્રમાણે ચાંદના ટુકડા કરવાના તેમજ બીજા મોઅજિઝાઓ પણ અકલના ખિલાફ જણાય છે.

## ઈસ્લામી ઉલૂમની મુખાલિફત

અરબી શીખવું અને અરબી જાણવું ઐબ ગણાવા લાગ્યું. ફિકહ, હદીસ, તફસીર વગેરે ઈસ્લામી ઉલૂમ શીખનારાઓ પર ટીકાઓ થવા લાગી. જયોતિષ, તત્વજ્ઞાન, વૈદકશાસ્ત્ર,

ગણિતશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, ઈતિહાસ, વાર્તાકળા વગેરે શીખવું ફરજિયાત કરવામાં આવ્યું.

## આં હઝરત (સલ.)ના મુબારક નામોથી નફરત

બહારના કાફિરો અને અંદરની કાફિર મહારાણીઓને ખૂશ કરવા માટે અકબર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક નામો : અહમદ, મુહમ્મદ, મુસ્તફા...વગેરેથી નફરત કરવા લાગ્યો. તેણે પોતાના કેટલાક ખાસ લોકોના નામો પણ બદલી નાંખ્યા. દાખલા તરીકે યાર મુહમ્મદ અને મુહમ્મદખાંને તે રહમતખાં નામથી જ બોલાવતો અને લખતો હતો.

## બાળકોની ખત્ના કરાવવા પર પ્રતિબંધ

છોકરો બાર વરસની ઉમરનો થાય તે પહેલાં તેની ખત્ના કરાવવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. ૧૨ (બાર) વરસની ઉમર બાદ છોકરો પોતે ચાહે તો ખત્ના કરાવે ન ચાહે તો ન કરાવે. જાહેર છે કે ૧૨ (બાર) વરસની ઉમર બાદ ભાગ્યે જ કોઈ આ તકલીફને સહન કરવા માટે તૈયાર થાય જયારે કે સલ્તનતના તરફથી ખત્ના કરાવવા માટે નિરૂત્સાહ કરવામાં આવતા હોય.

હિન્દુઓને ખૂશ કરવા માટે ખત્નાની સુન્નતને મિટાવવા માટે આ એક છુપી યુક્તિ હતી.

## સલામનો નવો તરીકો

બાદશાહે હુકમ આપ્યો કે લોકો જયારે એક બીજાને મળે ત્યારે સલામના બદલે 'અલ્લાહુ અકબર' કહે. અને સામેવાળો એના જવાબમાં 'જલ્લ જલાલહૂ' કહે.

સલામનો આ નવો તરીકો શરૂ કરવાનો મૂળ હેતુ તો ઈસ્લામની મુખાલિફત કરવાનો હતો. ઉપરાંત એ નવા તરીકામાં

બાદશાહના નામ 'જલાલુદ્દીન અકબર' ના શબ્દોનો ઉપયોગ થતો હતો.

## સામાન્ય લોકોને શિક્ષણ મેળવવા પર પ્રતિબંધ

સામાન્ય સ્થિતિના લોકોને શહેરોમાં ઉચ્ચ શિક્ષણ મેળવવા પર અકબરે પ્રતિબંધ મૂકયો કારણકે તેના ખ્યાલમાં એ જ લોકો ઉચ્ચ શિક્ષણ મેળવીને ફિત્નો અને ફસાદ કરતા રહે છે.

## હિન્દુઓના મુકદ્દમા ચલાવવા માટે બ્રાહ્મણ કાઝીની વ્યવસ્થા

હિન્દુઓના મુકદ્દમા ચલાવવા માટે અને ફેસલો કરવા માટે અકબરે અલગ વ્યવસ્થા કરી અને તે માટે બ્રાહ્મણ કાઝી (ન્યાયધિશ)ની નિમણૂંક કરવામાં આવી. મુસ્લિમ કાઝીઓને હિન્દુઓના મુકદ્દમા ચલાવવાની મનાઈ કરવામાં આવી.

## ઈખ્લાસના ચાર દરજ્જા

તે દિવસોમાં બાદશાહની સાથે ઈખ્લાસના ચાર દરજ્જાઓ નકકી કરવામાં આવ્યા હતા :–

(૧) તર્કે માલ (૨) તર્કે જાન
(૩) તર્કે નામૂસ (૪) તર્કે દીન

અર્થાત માલ, જાન, નામૂસ (ઈજ્જત–આબરૂ) તેમજ ઈસ્લામને દીને ઈલાહી માટે સમર્પણ કરવા.

જે શખ્સ આ ચારેય દરજ્જાઓ તય કરી લેતો તેનો ચાર ગણો સત્કાર કરવામાં આવતો.

## દીને ઈલાહીના ઈકરારનામા

થોડાં જ વરસોમાં આ હાલત થઈ ગઈ કે, મોટા ભાગના ગુમરાહ લોકોએ, જેમકે ઠઠા (સિંધ)ના હાકિમ (ગવર્નર) અને બીજા મુર્તદ અમીરોએ પોતાના હાથે ઈકરારનામા (સંમતિપત્રક) લખ્યા હતા કે,

> ''હું પોતાની ખૂશી અને મરજીથી, મજાઝી (ભ્રામક) અને તકલીદી (પરંપરાગત) દીને ઈસ્લામનો, જેને હું મારા બાપ દાદાથી જોતો અને સાંભળતો આવ્યો છું, તેનો ઈન્કાર કરું છું અને હવે હું દીને ઈલાહીએ અકબર શાહીમાં દાખલ થઈ ગયો છું અને ઈખ્લાસના ચારેય મરતબાઓને અર્થાત માલ, જાન, ઈઝઝત–આબરૂ અને દીન (ઈસ્લામ) ચારેયને દીને ઈલાહી માટે સમર્પિત કરું છું.''

આ ઈકરારનામા નવા મઝહબના મુજતહીદો (ધર્મ પ્રર્વતકો)ને સુપ્રદ કરવામાં આવતા હતા અને બાદશાહ ઈકરાર કરનારાઓની સાથે ઘણી મહેરબાનીનો વર્તાવ કરતો હતો.

## દિવ્યજ્ઞાન મળ્યાનો ઢોંગ

અકબર શિકાર માટે જંગલમાં ગયો હતો. તે એક વૃક્ષની નીચે બેઠો હતો ત્યારે અચાનક તેની કૈફિયત બદલાઈ ગઈ. ગૌતમ બુદ્ધની જેમ તેને પણ વૃક્ષ નીચે દિવ્યજ્ઞાન મળ્યાનો તેણે ઢોંગ કર્યો.

હઝરત મૌલાના સૈયદ મનાઝિર અહસન ગીલાની (રહમતુલ્લાહિ અલયહ) લખે છે કે :–

> ''કોણ કહી શકે છે કે (અકબરનો દિવ્યજ્ઞાન

મળ્યાનો દાવો) ગયાના હોલી ટ્રી (Holy tree) પવિત્ર વૃક્ષની નકલ ન હતી ?''

['તઝકેરહ મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૫૩]

[નોંધ : 'ગયા' બિહારના એક ગામનું નામ છે. કહેવાય છે કે ત્યાં પીપળાના એક વૃક્ષની નીચે ગૌતમ બુદ્ધને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું હતું.]

પોતે બુદ્ધનો અવતાર હોવાનું હિન્દુઓને ઠસાવવા માટે પણ અકબરે આ ઢોંગ કર્યો હોવાની શકયતા છે.

## અકબર પરમેશ્વરનો અવતાર

લુચ્ચા અને ચાલાક બ્રાહ્મણોએ પોતે અકબરના ૧૦૦૧ (એક હજાર એક) નામો ઉપજાવીને કહ્યું કે,

''રામ અને કૃષ્ણની જેમ આપ પણ એક અવતાર છો અને પરમેશ્વરે આપના સ્વરૂપમાં જન્મ લીધો છે.''

પંડિતો હિન્દુસ્તાનના પ્રાચીન વિદ્વાનોના હિન્દી દોહા નકલ કરીને રજૂ કરતા રહેતા હતા. તેનો ભાવાર્થ આ હતો કે :–

''હિન્દુસ્તાનમાં એક મહાન બાદશાહ થશે જે બ્રાહ્મણોનો રક્ષક હશે. ગાયની રક્ષા કરશે. સમગ્ર વિશ્વ પર અદલ અને ઈન્સાફથી રાજ કરશે.''

આ બધી ઉપજાવેલી વાતો જૂના કાગળો ઉપર લખીને પંડિતો અકબરની સમક્ષ રજૂ કરતા હતા અને અકબર એને સાચી માનતો હતો.

## મહાબલી અકબરના દર્શન

સામાન્ય લોકો, જેમાં અધિકતર લુચ્ચા અને મકકાર શામેલ

હતા, તેઓ શાહી દરબારમાં જઈ શકતા ન હતા એટલે દરરોજ સવારે સૂરજ પૂજાના સમયે ઝરૂખાની સામે જઈને ઊભા રહી જતા હતા અને જ્યાં સુધી બાદશાહના દર્શન કરી ન લે ત્યાં સુધી ખાતા–પીતા ન હતા.

### લોકોની હાજતોને પૂરી કરનારને સિજદો

ધીરે ધીરે બાદશાહની પવિત્રતા અને દિવ્યતાનો એવો રંગ જામ્યો કે, દરેક રાતે અંધશ્રદ્ધાળુ ઓરતો અને મરદો, તંદુરસ્ત અને બીમાર, પોતપોતાની હાજતો પૂરી કરાવવાના માટે શ્રદ્ધાપૂર્વક બાદશાહની હુઝૂરમાં હાજર થતા હતા. એ વખતે દરેકને હાજરીની આમ ઈજાઝત હતી. લોકોનું મોટું ટોળું ભેગું થઈ જતું હતું.

બાદશાહ સૂરજના ૧૦૦૦ (એક હજાર) નામો (ગાયત્રી મંત્ર)નો જાપ કરીને પરદા પાછળથી જેવો બહાર આવતો કે તરત જ લોકો સિજદામાં ઢળી પડતા હતા !

### આલિમો, મસ્જિદો, મદ્રસાઓની દુર્દશા

- O 'દીને ઈલાહી'નો સ્વીકાર નહિ કરનાર મોટા મોટા આલિમો, ઈમામો, અમીરોના ખાનદાની પ્રભાવ અને મોભાને ઘટાડી દેવામાં આવ્યા.
- O ઘણાં આલિમો વતન છોડીને ચાલ્યા ગયા.
- O મસ્જિદો, મદ્રસાઓ વેરાન થઈ ગયા.

### વિરોધીઓનો ખાત્મો

- O મુલ્લા યઝદીએ બાદશાહની વિરુદ્ધ બગાવત કરવું જાઈઝ હોવાનો ફત્વો આપ્યો હતો. બાદશાહે તેને દરિયામાં ડૂબાવીને મારી નખાવ્યો.

- O કાઝી યાકૂબને પણ એ જ પ્રમાણે મરાવી નાખ્યો.
- O અકબરને જે આલિમો વિશે શંકા હતી તે દરેકને એક પછી એક ખત્મ કરાવી દીધા.
- O લાહોરના ઉલમાને વતનમાંથી હદપાર કરીને વેરવિખેર કરી દીધા.

## 'આઈને અકબરી'નું સમર્થન

ઉપર લખેલી વાતો અકબરના દરબારી અને સત્યનિષ્ઠ ઈતિહાસકાર મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંનીના પ્રખ્યાત ગ્રંથ 'મુન્તખબુત્તવારીખ'માંથી લેવામાં આવી છે. ઉપરાંત અબુલ ફઝલ જે અકબરનો વઝીરે આઝમ અને મુરીદે ખાસ હતો, તેના લખેલા ગ્રંથ 'આઈને અકબરી'થી પણ અકબરના ઉપર લખેલા તમામ હાલાતનું સમર્થન થાય છે.

## આપણે 'મુહમ્મદી (સલ.)' છીએ કે 'અકબરી' ?!
## આજના મુસલમાનો માટે એક વેધક વાત

'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' કિતાબના વિદ્વાન લેખક પ્રોફેસર ડોક્ટર મુહમ્મદ મસઊદ અહમદ સાહબે આજના મુસલમાનો માટે એક ખૂબ જ વેધક વાત કરી છે જે દરેક મુસલમાને ગંભીરતાથી વિચારવા જેવી છે.

તેઓ લખે છે કે :–

- સગપરસ્તી (કૂતરાં પાળવા અને તેનું માન સન્માન કરવું),
- જુગાર રમવું,
- શરાબ પીવું,
- દાઢી મુંડાવવી,

– પરદાનો ત્યાગ કરવો...વગેરે

અકબરી ખુરાફાત (નકામા, વ્યર્થ, ગૈર ઈસ્લામી કામો) આજે આપણા સમાજના અંશ બની ગયા છે ! આપણે સભાનતાપૂર્વક કે અભાનતાપૂર્વક 'અકબરી' (અકબરના અનુયાયી) છીએ, 'મુહમ્મદી' (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુયાયી) નથી.

'આંચે મા કરદીમ બરખૂદ,
હેચ નાબીના નેહ કર્દ.'

[આપણે આજે જે ગૈર ઈસ્લામી કામો
(ગૈર મુસ્લિમોનું આંધળું અનુકરણ કરીને) કરી રહ્યા છીએ,
તેવા કામો તો કોઈ આંધળો માણસ પણ ન કરે.]

શાયદ કેટલાક રોશન દિમાગ (કહેવાતા સુધરેલા આધુનિક મુસ્લિમો) અકબરી દૌરની આ વિગતો વાંચીને અકબરને દિલથી દુઆ આપતા હશે કે તેણે ૪૦૦ (ચારસો) વરસ પહેલાં તે સર્વ કંઈ જોઈ લીધું હતું જે આજે થવાનું હતું !

['સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૧૦૮]

## બાતિલ અકીદાઓના જવાબમાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ ત્રણ કિતાબો લખી

અકબરના દૌરના હાલાત જોઈને હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની અંદર એક ઈન્કિલાબ બર્પા હતો. બાતિલ અકીદાઓના જવાબમાં આપે નીચે પ્રમાણે ત્રણ કિતાબો લખી :–

(૧) ઈસ્બાતુન્નુબુવ્વહ (૨) રદ્દે રવાફિઝ (૩) તહલીલિય્યહ

આપ આ ફીત્નાઓની સામે બાથ ભીડવાનો ઈરાદો કરી રહ્યા હતા પરંતુ કદાચ હજી તે સમય પાકયો ન હતો કેમકે આપનું

દરેક કામ અલ્લાહના ઈશારાને આધિન હતું. અને એટલે જ આપને આગ્રાથી સરહિંદ શરીફ ખસેડવાનો ગૈબથી ઈન્તેઝામ થઈ ગયો.

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની આગ્રાથી વતન વાપસી

### હઝરતને લેવા માટે આપના વાલિદ સાહબ પોતે આવ્યા

નવયુવાન અપરિચિત પુત્રને અકબરાબાદ (આગ્રા)માં રહેતા જયારે લાંબી મુદ્દત વીતી ગઈ તો હઝરત શૈખ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ)નો પિતૃપ્રેમ વધુ વિયોગ સહન કરવા તૈયાર ન થયો.

અકબરની બેદીની, તેના બાતિલ અકીદાઓ, નવા મઝહબ 'દીને ઈલાહી'ની સ્થાપના, દરબારીઓ, આલિમો અને અવામના મુર્તદ થઈ જવાના બનાવો પણ આપને પહોંચ્યા હશે. ઉપરાંત યુવાન પુત્રના નિકાહની સુન્નત અદા કરવાની પણ ફિકર-ચિંતા હશે એટલે હઝરત શૈખ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ) ઝઈફ ઉંમરે પણ ઠેઠ સરહિંદ શરીફથી આગ્રાનો લાંબો પ્રવાસ ખેડીને પુત્રને લેવા માટે અહીં તશરીફ લાવ્યા.

આગ્રામાં પણ આપની બુઝુર્ગી અને ફઝીલતના અકીદતમંદ લોકોનું એક મોટું વર્તુળ હતું. હઝરત શૈખ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહ)ની આસપાસ લોકો પતંગિયાની જેમ ભેગાં થવા લાગ્યા.

કેટલાકે અદબપૂર્વક અરજ કરી કે,

''હઝરત આ વૃદ્ધાવસ્થામાં આવી લાંબી મુસાફરીનો

શ્રમ શાને ઉપાડયો ?''

આપે ઉત્તર આપ્યો કે,

''શું કરું ? પુત્રનો પ્રેમ અહીં ખેંચી લાવ્યો !''

થોડા દિવસ આગ્રામાં રહ્યા બાદ, હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને સાથે લઈને આપ સરહિંદ શરીફ જવા માટે રવાના થયા.

## રસ્તામાં થાનેસરમાં રોકાણ

સરહિન્દ શરીફ પાછા ફરતી વેળા રસ્તામાં બંનેએ થાનેસર નામના સ્થળે મુકામ કર્યો. શૈખ હાજી સુલતાન ત્યાંના હાકિમ અને રઈસ હતા.

શૈખ સુલતાન ઈલ્મ અને ફઝીલતમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. સુન્નતે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાબંદ હતા. બિદઅતો અને ખોટા રીત-રિવાજોથી આપને બેહદ નફરત હતી.

આપને સંસ્કૃત ભાખા ઉપર પણ સારો કાબૂ હતો. અકબરના દરબારમાં હતા ત્યારે, અકબરની ફરમાઈશથી આપે 'મહાભારત'નો સંસ્કૃત ભાખામાંથી 'રઝમનામા' (યુદ્ધ કથા) નામથી ફારસી ભાખામાં સુંદર અનુવાદ કર્યો હતો.

બાદશાહે ખૂશ થઈને શૈખ સુલતાનને કહ્યું કે,

''મારા માટે કુર્આન લખો જેમાં દીને ઈલાહીની શરીઅત હોય.''

શૈખ સુલતાને કલમ હાથમાં લીધી. તે પછી કદી બાદશાહની તરફ જોવા લાગ્યા અને કદી આસમાનની તરફ જોવા લાગ્યા.

બાદશાહે નવાઈ પામી પૂછયું કે,

"તમે મારા મુખ પર અને આસમાનમાં શું જુઓ છો ? મારું કુર્આન લખો !"

શૈખ સુલતાને જવાબ આપ્યો કે,

"હું એ જોવું છું કે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ આસમાનમાંથી વહી લઈને તમારી પાસે આવે તો હું તેને લખી લઉં."

બાદશાહ આ સાંભળીને ઘણો શરમાયો.

તેણે શૈખ સુલતાનને કહ્યું કે,

"જાઓ, મેં લાહોર અને દિલ્હીના દરમિયાની ઈલાકાની હુકૂમત તમને સોંપી. એ પ્રદેશનો બંદોબસ્ત કરો."

શૈખ સાહબની પણ ઈચ્છા હતી કે આ બેદીન બાદશાહની ખિદમતથી દૂર રહે. એટલે આપ થાનેસર આવી ગયા.

('રવઝતુલ કૈયૂમિય્યહ' ભાગ ૧, પા. ૯૪)

### શૈખ સુલતાનને ખ્વાબમાં હુઝૂર (સલ.)નો હુકમ

હઝરત મુજદ્દિદ સાહબ અને આપના માનનીય વાલિદ સાહબ હઝરત શૈખ અબ્દુલ અહદ (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન)ના થાનેસર પહોંચવાથી પહેલાં શૈખ સુલતાને ખ્વાબમાં જોયું કે, રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને ફરમાવી રહ્યા છે કે,

"શૈખ સુલતાન ! તમારી પુત્રી આ કાળની સૌથી વધારે નેક ખાતૂન છે. તમે તેના નિકાહ મારા ફરઝંદ અને નાયબ શૈખ અહમદની સાથે કરી દો ! એમાં ખુદ તમારા માટે અને તમારી પુત્રીના માટે ભારે સઆદત છે."

શૈખ સુલતાન હઝરત મુજદ્દિદ સાહબને ઓળખતા ન હતા.

ફરી પાછું બીજી અને ત્રીજી રાતે પણ આજ સ્વપ્નું આવ્યું.

શૈખ સુલતાને ખ્વાબમાં જ પૂછયું,

"હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ ગુનાહગાર શૈખ અહમદને ઓળખતો નથી. કૃપા કરી તેમની સાથે મુલાકાત કરાવી દો અને તેમને અહીં પહોંચાડી દો."

સ્વપ્નામાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શૈખ અહમદને તેમની સામે ખડા કરી દીધા અને ફરમાવ્યું કે,

"આ છે મારો ફરઝંદ અને નાયબ શયખ અહમદ!"

## હઝરતનું થાનેસરમાં આગમન અને નિકાહ

જયારે હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) પોતાના માનવંત વાલિદ સાહબ સાથે થાનેસર તશરીફ લાવ્યા ત્યારે શૈખ સુલતાને તેમને ઓળખી લીધા. તેમનું ભારે સ્વાગત કર્યું અને પોતાના મહેમાન બનાવી ઘણી મહેમાન નવાઝી કરી.

બે-ત્રણ દિવસ વીત્યા પછી શૈખ સુલતાને હઝરત શૈખ અબ્દુલ અહદને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમની વાત કરી.

આપે માથું ઝુકાવી દેતા કહ્યું કે,

"કોનામાં એટલી હિમ્મત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમનો અનાદર કરે !"

આ પ્રમાણે આપની સંમતિ મળી જતાં હઝરત મુજદ્દિદ સાહબની

સાથે શૈખ સુલતાનની પુત્રીના નિકાહ કરી દેવામાં આવ્યા. નિકાહ વખતે હઝરત મુજદ્દિદ સાહબની ઉમર ૨૫ (પચ્ચીસ) વરસની હતી.

ઉમ્મુલ મોમિનીન હઝરત ખદીજા રદિયલ્લાહુ તઆલા અન્હા સાથે નિકાહ વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમર પણ ૨૫ (પચ્ચીસ) વરસની હતી.

## પુત્રીના નિકાહ બાદ શૈખ સુલતાનને ખ્વાબમાં બશારત

શૈખ સુલતાને પોતાની પુત્રીના નિકાહ બાદ ખ્વાબમાં જોયું કે, જનાબ સરવરે કાએનાત સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ આલિહી વ સલ્લમ મિમ્બર ઊપર ઊભા રહીને ખુત્બો પઢી રહ્યા છે અને ફરમાવે છે કે,

> ''મને આ વાત પર ફખ્ર (ગર્વ) છે કે, મારી ઉમ્મતમાં શૈખ અહમદ સરહિન્દી પૈદા થયા છે.''

તે પછી ખુત્બા દરમિયાન એક કાગળ ઉપર લખ્યું કે,

> ''મારા ચાર અસ્હાબે રાશિદ છે. પાંચમાં દોસ્ત શૈખ અહમદ છે.''

પછી ફરમાવ્યું કે,

> ''જે શખ્સ આ બાબતમાં શક કરશે તેના ઈમાનમાં પૂરેપૂરો ફર્ક આવી જશે.''

શૈખ સુલ્તાને ખ્વાબના શુક્રિયામાં બે રકાત નમાઝ અદા કરી અને ફકીરો તથા મિસ્કીનોને ઘણાં રૂપિયા આપ્યા. અને આ વાતનો પણ શુક્રિયા અદા કર્યો કે એવા શખ્સથી રિશ્તો થયો જેઓ ઉમ્મતમાં અફઝલ છે. ('રવઝતુલ કૈયૂમિય્યહ' ભા.૧, પા.૧૩૫)

## નિકાહ બાદ હઝરત માલદાર થઈ ગયા

નિકાહ બાદ શૈખ સુલતાને પોતાની વહાલી પુત્રી અને જમાઈને પુષ્કળ માલ અસબાબ ભેટ આપીને થાનેસરથી વિદાય કર્યા. આ રીતે નિકાહ બાદ હઝરત મુજદ્દિદ સાહબ માલદાર થઈ ગયા.

જનાબ રસૂલે ખુદા સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ સલ્લમની આ સુન્નત પણ હઝરત મુજદ્દિદે અલ્ફેસાનીના હિસ્સામાં આવી. જનાબ સરવરે કાએનાત સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ સલ્લમને હઝરત ખદીજા રદિયલ્લાહુ તઆલા અન્હાથી નિકાહ કરવા બાદ પુષ્કળ માલ દૌલત મળ્યા હતા.

અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં ફરમાવ્યું છે :—

'વ–વ–જ–દ–ક આઈલન ફ–અગ્ના.'

[અને તમને તંગદસ્ત જોયા તો ગની (માલદાર) કરી દીધાં.]

(સૂરએ 'ઝુહા' ૮)

એ જ પ્રમાણે હઝરત મુજદ્દિદ સાહબ શાદી બાદ માલદાર થઈ ગયા. ('રવઝતુલ કૈયૂમિય્યહ' ભા.૧, પા.૧૩૪)

## નવી હવેલી બંધાવી

હઝરત મુજદ્દિદ સાહબે પોતાના વાલિદે બુઝુર્ગવારની હવેલી છોડીને એક નવી હવેલી બનાવી જયાં આજે આં જનાબનો મુબારક રોઝો અને આં જનાબની ઔલાદનો મહોલ્લો છે.

હવેલીની નજીક એક મસ્જિદ બંધાવી.

પોતાના ભાઈઓને મળવા માટે આપ પુરાની હવેલીએ જતા રહેતા હતા.

એના કારણે આં જનાબના ભાઈઓની ઔલાદનો લકબ 'પુરાની હવેલીવાલા' પડી ગયો.

('રવઝતુલ કૈયૂમિય્યહ' ૧/૧૩૪)

## હઝરતની બીમારી અને આપની નેક બીવીની દુઆ

તજદીદ પહેલાં, યુવાનવયે એક વખતે હઝરત કૈયૂમે અવ્વલ મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ ઘણાં કમઝોર થઈ ગયા. અશકિતમાં એટલો વધારો થયો કે જીવવાની ઉમ્મીદ બાકી ન હતી.

આપની બીવી સાહિબા (શૈખ સુલતાન થાનેસરીની પુત્રી)એ વુઝૂ કરીને બે રકાત નમાઝ અદા કરી. તે પછી અત્યંત આજિઝી અને વિનમ્રતાથી બારગાહે ઈલાહીમાં આં જનાબની શિફાના માટે દુઆ કરી.

દુઆ કરતાં કરતાં જ ખ્વાબનો ગલ્બો થયો. શું જુએ છે કે, એક શખ્સ કહી રહ્યો છે કે,

> ''દિલમાં સંતોષ રાખો. હજુ અલ્લાહ તઆલાએ આં જનાબથી હઝારો કામો લેવાના છે જેમાં હજુ એક કામ પણ જાહેર થયું નથી.''

એ પછી ટૂંક સમયમાં હઝરત તંદુરસ્ત થઈ ગયા અને આપને કુર્બે ઈલાહીના જે દરજ્જા ઈનાયત થયા તેની કલ્પના પણ કરી શકાતી નથી.

('રવઝતુલ કૈયૂમિય્યહ' ૧/૧૩૫)

## હઝરતના સસરાને અકબરે કત્લ કરાવી દીધા

આગળ ઉલ્લેખ થઈ ગયો છે કે, અકબરે ગાય, ઊંટ, બકરાં, ઘેટાં...વગેરે હલાલ જાનવરોને વધ કરવાની મનાઈ

કરી દીધી હતી અને સુવ્વર (ભૂંડ), કૂતરા...વગેરે હરામ જાનવરોને વધ કરવાની છૂટ આપી હતી.

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના સસરા શૈખ સુલતાન થાનેસરી શરીઅત અને સુન્નતના પાબંદ હતા. એટલે પોતે પણ શરીઅત વિરુદ્ધના કાનૂનોનું પાલન કરતા ન હતા અને પોતાની હુકૂમત હેઠળના ઈલાકાના લોકોને પણ શરીઅત વિરુદ્ધના કાનૂનો પર અમલ કરવાથી રોકતા હતા.

ગૈરમુસ્લિમોએ બાદશાહને એ વિષે ઘણી ફરિયાદો કરી. બાદશાહે શૈખ સુલતાનને દેશ નિકાલ કરી દીધા. પરંતુ કેટલોક સમય વીત્યા બાદ બાદશાહના દરબારી અબ્દુર્રહીમ ખાનખાનાનની સિફારીશથી દેશ નિકાલનો હુકમ રદ કરી ફરી પાછા વતનમાં બોલાવ્યા અને થાનેસરના ફરી પાછા હાકિમ બનાવ્યા. પરંતુ અકબરનું દિલ તેમનાથી સાફ ન હતું. અકબરના માટે તેમણે કુર્આન શરીફ લખવાનો સિફતપૂર્વક ઈન્કાર કરી દીધાનો બનાવ અગાઉ આવી ગયો છે.

એક વખતે બાદશાહ અકબર લાહોર ગયો હતો. ત્યાંથી અકબરાબાદ પાછા ફરતી વખતે રસ્તામાં થાનેસરમાં રોકાયો.

અકબરે શૈખ સુલતાનને પૂછ્યું,

''તમે કેટલાયે વરસોથી શાહી ખઝાનામાં મહેસૂલ કેમ જમા કરાવ્યું નથી?''

શૈખ સુલતાને બેનિયાઝી અને દિલેરીથી જવાબ આપ્યો કે,

''તમે મુર્તદ થઈ ગયા છો. ઈસ્લામથી ફરી ગયા છો. ઈસ્લામી શરીઅત પ્રમાણે મુર્તદનો માલ આલિમો, ફકીરો, ગરીબો અને હાજતમંદોમાં વહેંચી દેવો જોઈએ છે એટલે મેં એ જ પ્રમાણે કર્યું છે.''

અકબરના દુષ્ટ વિચારની ગંધ હાજી સુલતાનને આવી ગઈ હતી એટલે તેઓ પોતાના પહેરણમાં એક મોટો પથ્થર લઈને જ આવ્યા હતા.

શૈખ સુલતાનનો જવાબ સાંભળીને અકબર ધૂંઆ-ફૂંઆ થઈ ગયો. હજુ તો કંઈ આગળ કહે તે પહેલાં તો હાજી સુલતાને પહેરણમાંથી પથ્થર કાઢીને બાદશાહના મોઢા પર ખૂબ જ જોરદાર પ્રહાર કર્યો. બાદશાહનું મોઢું લોહીલોહાણ થઈ ગયું. અત્યંત આવેશમાં આવીને તેણે હાજી સુલતાનને તત્કાળ કતલ કરાવી દીધા.

ઈસ્લામી શરીઅતની પાબંદી માટે હાજી સુલતાન શહીદ થઈ ગયા.

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને સસરાના કતલના સમાચાર સાંભળીને ઘણો આઘાત લાગ્યો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

### હઝરતના વાલિદ સાહબ તરફથી ખિલાફત અને જાનશીની

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) નિકાહ બાદ થાનેસરથી સરહિંદ શરીફ પાછા આવ્યા બાદ પોતાના વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં સરહિંદ શરીફમાં જ રહ્યા અને બાતિની કમાલાતનો ફૈઝાન હાસિલ કર્યો.

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના સસરા હાજી શૈખ સુલતાનની શહીદીને હજુ ૨૫ (પચ્ચીસ) દિવસો જ વીત્યા હતા કે, હઝરતના વાલિદ માજીદના ઈન્તેકાલનો સમય નજીક આવી ગયો.

ઈન્તેકાલથી પહેલાં હઝરતના વાલિદ સાહબે પોતાના

તમામ પુત્રો, પરિવારજનો અને મુરીદોને બોલાવી બધાંની રૂબરૂ નીચે પ્રમાણે તરીકતના ત્રણ મહાન સિલસિલાઓની નિસ્બત ઈલ્કા ફરમાવીને ખિલાફત અને ખિર્કાઓ હઝરતને ઈનાયત ફરમાવીને પોતાના જાનશીન બનાવ્યા.

**(૧) સિલસિલએ સુહરવર્દિયા**

સુહરવર્દિયા સિલસિલાની નિસ્બત અને ખિલાફત હઝરતના વાલિદ સાહબને આપના પૂર્વજો પાસેથી મળેલી હતી. આપે એ સિલસિલાની નિસ્બત ઈલ્કા ફરમાવીને ખિલાફત અને ખિર્કહ હઝરતને ઈનાયત ફરમાવ્યા.

**(૨) સિલસિલએ ચિશ્તિય્યહ**

ચિશ્તિય્યહ સિલસિલાની નિસ્બત અને ખિલાફત હઝરતના વાલિદ સાહબને શૈખ રુકનુદ્દીન ગંગોહી (રહમતુલ્લાહિ અલયહ) પાસેથી મળી હતી. આપે એ નિસ્બત ઈલ્કા ફરમાવી તથા ખિલાફત અને ખિર્કો હઝરતને ઈનાયત ફરમાવ્યો.

**(૩) સિલસિલએ કાદિરીય્યહ**

કાદિરીય્યહ સિલસિલાની નિસ્બત અને ખિલાફત હઝરત વાલિદ સાહબને હઝરત શાહ કમાલ કૈથલી (રહમતુલ્લાહિ અલયહ) પાસેથી મળી હતી. બાળપણમાં હઝરત કમાલ કૈથલી (રહમતુલ્લાહિ અલયહ)ની જીભ ચૂસીને આપથી ફૈઝ ગ્રહણ કર્યાનો બનાવ અગાઉ આવી ગયો છે.

હઝરતના વાલિદ સાહબે હવે કાદિરીય્યહ સિલસિલાની નિસ્બત ઈલ્કા ફરમાવી તથા ખિલાફત અને ખિર્કો કાયદેસર ઈનાયત ફરમાવ્યો.

## પિતા પાસે મળેલી અન્ય અમૂલ્ય બાતિની દૌલત

### (૧) નિસ્બતે ફર્દિય્યત

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) પોતાના રિસાલા (કિતાબ) 'મબ્દઓ મઆદ'માં ફરમાવે છે કે :—

> "મને નિસ્બતે ફર્દિય્યતની દૌલત મારા વાલિદે બુઝુર્ગવારથી મળી. અને તેમને એક મર્દે ખુદાથી (મળી હતી) જેઓ અત્યંત જઝબહ, કરામતો અને ખ્વારિકવાળા હોવાનું મશહૂર હતું."

(અહીં મર્દે ખુદાથી ઈશારો હઝરત શાહ કમાલ કેથલી રહમતુલ્લાહિ અલયહ તરફ છે.)

### (૨) ઈબાદતે નાફિલહની તૌફીક

એ જ રિસાલામાં આપ આગળ ફરમાવે છે કે :—

> "આ દરવેશને ઈબાદતે નાફિલહની તૌફીક હાસિલ હતી. નાફિલહ નમાઝ અદા કરવાની તૌફીક મારા વાલિદ માજિદથી હાસિલ થઈ. અને તેમને આ સઆદત (સૌભાગ્ય) પોતાના શૈખથી નસીબ થઈ જેઓ ચિશ્તિય્યહ સિલસિલામાં હતા."

(અહીં શૈખથી ઈશારો હઝરત શૈખ અબ્દુલ કુદ્દુસ ગંગોહી રહમતુલ્લાહિ અલયહની તરફ છે.)

('રવઝતુલ કૈયૂમિય્યહ' ૧/૧૩૬)

## હઝરતના વાલિદ સાહબનો દુઃખદ ઈન્તેકાલ

હઝરત મુજદ્દિદ સાહબને તરીકતના ત્રણ મહાન સિલસિલાઓ સુહરવર્દિય્યહ, ચિશ્તિય્યહ અને કાદિરિય્યહની

નિસ્બતો ઈલ્કા ફરમાવીને તથા ખિલાફત અને ખિર્કા ઈનાયત ફરમાવીને ફારિગ થવા બાદ૧૭, રજબ, ૧૦૦૭ હિજરીસનમાં ૮૦ (એંસી) વરસની ઉંમરે હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ સાહબનો દુઃખદ ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝાર શરીફ સરહિન્દ શરીફમાં ઉત્તર દિશા તરફ આશરે દોઢ કિલોમિટર દૂર આવેલો છે.

## આપની ઔલાદ

સિકન્દરાની નજીક ઈટાવામાં એક નેક ઘરાનામાં હઝરત શૈખ અબ્દુલ અહદના નિકાહ થયા હતા. આપને ત્યાં ૭ (સાત) સાહબઝાદા પૈદા થયા. હઝરત મુજદ્દિદ સાહબ ચોથા સાહબઝાદા છે. એ તમામે તમામ ભાઈઓ ઈલ્મ અને ફઝલવાળા હતા.

હઝરત મુજદ્દિદ સાહબના મોટા ભાઈ હઝરત શાહ મુહમ્મદ અલયહિર્રહમહ હતા. તેઓ આપથી એક વરસ મોટા હતા. કાલ અને હાલમાં વાલિદ માજિદના પટ્ટ શિષ્ય હતા.

બીજા ભાઈ શૈખ મસઊદ અલયહિર્રહમહ હતા. આપે હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ અલયહિર્રહમહ (વફાત હિ.સ. ૧૦૧૨ મુતાબિક ઈ.સ. ૧૬૦૩)થી ઝિક્રની તલ્કીન હાસિલ કરી હતી.

નાના ભાઈઓમાં એક શૈખ ગુલામ મુહમ્મદ હતા અને બીજા શૈખ મૌદૂદી. મકતૂબાતે ઈમામે રબ્બાનીમાં એ બંને ભાઈઓના નામે પત્રો મોજૂદ છે.❶ એ બંને ભાઈઓની હઝરત

❶ શેખ ગુલામ મુહમ્મદ (રહ.)ના નામે જિ. ૧ પત્ર નં. ૨૮૭ અને જિ. ૨ પત્ર નં. ૧૨ છે.
શેખ મુહમ્મદ મૌદૂદ (રહ.)ના નામે જિ. ૧ પત્ર નં. ૨૨૬, જિ. ૨ પત્ર નં. ૧૦ અને જિ. ૩ પત્ર નં. ૧૧૯ છે.

મુજદ્દિદ સાહબે તરબિય્યત ફરમાવી. બંને ઝાહિરી અને બાતિની ખૂબીઓથી આભૂષિત હતા.

['ઝુબ્દતુલ મકામાત' પા.૧૨૩,૧૨૬ બહવાલા : 'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.૪૮]

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ) અને આપના પીર હઝરત ખ્વાજા અમકંગી (રહમતુલ્લાહિ અલયહ)ના વિસ્તૃત જીવન ચરિત્રો 'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૩ માં આવી ગયા છે, છતાં થોડી વિગતો ટૂંકમાં ફરી પાછી તાજી કરી લઈએ.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહ નસબથી ખિલજી તુર્ક હતા. આપના વાલિદ માજીદનું મુબારક નામ કાઝી અબ્દુસ્સલામ હતું. હિ.સ. ૯૭૧ અથવા ૯૭૨ મુતાબિક ઈ.સ. ૧૫૬૩ અથવા ૧૫૬૪ માં કાબુલ (અફઘાનિસ્તાન)માં હઝરત ખ્વાજાનો મુબારક જન્મ થયો હતો.

મૌલાના સાદિક હલવાઈથી રસ્મી ઉલૂમ હાસિલ કર્યા અને તેમની જોડે કાબુલથી માવરાઉન્નહર તશરીફ લઈ ગયા. ટૂંક સમયમાં પોતાના સમકાલીન પ્રખર ઉલમામાં આપની ગણના થવા લાગી પરંતુ રૂહાની તલબ અને શોખે મજબૂર કર્યા એટલે જાહેરી શિક્ષણ આપવામાં પ્રવૃત્ત થવાના બદલે કામિલ પીરની તલાશમાં નીકળી પડયા.

હિન્દુસ્તાન તશરીફ લાવ્યા. અહીંના લોકોની ઈચ્છા હતી કે આપ શાહી લશ્કરમાં નોકરી મેળવી લે અને એ રીતે અકબર બાદશાહની નવાઝિશો પ્રાપ્ત કરે પરંતુ આપે હંગામી અને ફાની હોદ્દાને પસંદ ન કર્યા. જોનારા કહે છે કે, લાહોર શહેરમાં આપ

દીવાનાવાર ફરતા હતા. આપની માનવંત વાલિદા સાહિબા પણ આપની હાલત જોઈને બેચેન થઈ જતી અને દુઆ ફરમાવતી કે,

"ઈલાહી ! કયાં તો મારા બેટાને આ હૈરાની અને પરેશાનીમાંથી મુક્તિ આપ કયાં તો મને ઊઠાવી લે !"

ખૂદ હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

"વાલિદા સાહિબા રાતે ઊઠીને મારા માટે દુઆ ફરમાવતી હતી, અલ્હમ્દુલિલ્લાહ કે તેમની દુઆઓએ અસર કરી અને અલ્લાહ તઆલાએ કશાઈશથી નવાઝયો અને હું હઝરત ખ્વાજા અમકંગી અલયહિર્રહમહની ખિદમતમાં હાજર થયો."

['ઝુબ્દતુલ મકામાત' પા. ૮
બહવાલા : સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પા.૬૨,૬૩]

હઝરત ખ્વાજા અમકંગી રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં હાજર થવાથી પહેલાં આપે નીચેના બુઝુર્ગોથી પણ ફૈઝ મેળવ્યો :–

(૧) હઝરત ખ્વાજા ઉબૈદ રહમતુલ્લાહિ અલયહ
(૨) હઝરત ખ્વાજા ઈફતેખાર શૈખ રહમતુલ્લાહિ અલયહ
(૩) હઝરત અમીર અબ્દુલ્લાહ બલ્ખી રહમતુલ્લાહિ અલયહ
(૪) હઝરત ખ્વાજા બહાઉદીન નકશબંદ રહમતુલ્લાહિ અલયહના દસ્તે હક પરસ્ત પર ખ્વાબમાં તૌબા કરી.
(૫) હઝરત શૈખ બાબાએ વાલી કશ્મીરી રહમતુલ્લાહિ અલયહ

## માત્ર ત્રણ દિવસમાં તરબિયત પરિપૂર્ણ થઈ ગઈ

હઝરત ખ્વાજા અમકંગી રહમતુલ્લાહિ અલયહએ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહને માત્ર ત્રણ દિવસ-રાત પોતાની ખિદમતમાં રાખ્યા અને તે પછી ફરમાવ્યું કે,

"અલ્લાહની ઈનાયત અને આ મહાન સિલસિલાના અકાબિરની રૂહાનિય્યતની બરકતથી તમારી તરબિયત પરિપૂર્ણ થઈ ગઈ. (હવે) હિન્દુસ્તાન જાઓ, ત્યાં આ મહાન સિલસિલો તમારાથી ખૂબ ફેલાશે."

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૩)

## ખ્વાબમાં ઈશારો

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે,

"જયારે ફકીરને (મને) શૈખે તરીકત ખ્વાજા અમકંગી રહમતુલ્લાહિ અલયહએ હિન્દુસ્તાન જવાનો હુકમ આપ્યો તો પોતાને એ સફરના લાયક નહી જોતાં કંઈક આનાકાણી કરી. ખ્વાજા સાહબે ઈસ્તેખારાના માટે ફરમાવ્યું. તો ખ્વાબમાં જોયું કે, એક ડાળી ઉપર પોપટ બેઠો છે. દિલમાં આ ખ્યાલ આવ્યો કે જો આ પોપટ ડાળી ઉપરથી ઊડીને હાથ ઉપર આવીને બેસે તો આ સફરમાં કંઈક સહૂલત થઈ જાય. તુરંત તે પોપટ ઊડીને ફકીરના હાથ ઉપર આવીને બેઠો. ફકીરે પોતાનું થૂંક તેના મોઢામાં નાંખ્યું અને તેણે (પોપટે) ફકીરના મોઢામાં ખાંડ નાંખી."

બીજા દિવસે ખ્વાજા અમકંગી (રહ.)થી જયારે આ ખ્વાબ અરજ કર્યો તો આપે ફરમાવ્યું કે,

"પોપટ હિન્દુસ્તાની પક્ષી છે. હિન્દુસ્તાનમાં તમારા દામનથી એક એવો અઝીઝ જોડાશે જેનાથી દુનિયા મુનવ્વર થશે. અને તમે પણ તેનાથી મુસ્તફીઝ થશો (ફૈઝ મેળવશો.)"

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૪૦, ૧૪૧)

## હિન્દુસ્તાન જવા રવાના થયા

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહ પોતાના પીરના આદેશ પ્રમાણે હિન્દુસ્તાન જવા માટે કાબુલથી રવાના થયા. પ્રથમ લાહોર પહોંચ્યા. ત્યાં એક વરસ રોકાયા. તે પછી દિલ્હી જતાં રસ્તામાં સરહિન્દમાંથી પસાર થયા.

હઝરત ખ્વાજા સાહેબે હઝરત મુજદ્દિદ સાહેબને એ પ્રવાસ વિષે ફરમાવ્યું હતું કે,

> ''જ્યારે ફકીર (હું) તમારા શહેર સરહિન્દમાં પહોંચ્યો તો જોયું કે કુત્બના કરીબ ઉતર્યો છું. એ કુત્બનો હુલિયો (દેખાવ) પણ દેખાડવામાં આવ્યો. એટલે બીજા દિવસે એ શહેરના દરવેશો અને ગોશાનશીનો (એકાંત-વાસીઓ)ની તલાશમાં નીકળ્યો પરંતુ કોઈને પણ આ હુલિયા પ્રમાણે નહીં જોયો અને કોઈના ઉપર કુત્બીય્યતના ચિન્હો દેખાયા નહીં. લાચાર થઈને એવો ખ્યાલ કર્યો કે કદાચ શહેરવાસીઓમાંથી ભવિષ્યમાં કોઈ એના લાયક થશે. ફકીરે જેવા આપને જોયા તો આપનો હુલિયહ પેલા હુલિયાના બિલ્કુલ સમાન જોયો અને એ કાબિલિય્યતના ચિન્હો પણ તમારામાં જોયા.''

આપે એક બીજો બનાવ આ રીતે દર્શાવ્યો,

> ''ફકીરે (મેં) જોયું કે, એક મોટો ચિરાગ રોશન કરવામાં આવ્યો છે અને જોતજોતામાં એની રોશની વધતી ગઈ, લોકો હજારો ચિરાગ એનાથી રોશન કરી રહ્યા છે, જ્યારે હું સરહિન્દ પહોંચ્યો તો સર્વ સ્થળો ચિરાગોથી મુનવ્વર જોયા. એ ઈશારો પણ તમારા જ તરફ હતો.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૪૧)

દિલ્હી પહોંચીને ફીરોઝી કિલ્લામાં ઉતારો કર્યો. અહીં એક શાનદાર મસ્જિદ પણ હતી. છેવટ સુધી આપ અહીં જ રહ્યા.

## હઝરત મુજદ્દિદ સાહબનો દિલ્હીનો પહેલો સફર

વાલિદ સાહબના ઈન્તેકાલના બીજા વરસે હિ.સ. ૧૦૦૮માં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ હરમૈન શરીફૈનની ઝિયારત અને હજજે બૈતુલ્લાહના ઈરાદાથી સરહિંદ શરીફથી રવાના થયા. સફર દરમિયાન જયારે દિલ્હી પહોંચ્યા તો આપના ખાસ મિત્ર મૌલાના હસન કશ્મીરીએ ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહની મુલાકાત કરવા માટે આગ્રહ કર્યો. એટલે આપ હઝરત ખ્વાજા સાહબની બરકતવંત ખિદમતમાં હાજર થયા. અને આપને જોતાં જ હઝરત ખ્વાજા સાહબે આપને ઓળખી લીધાં કે જેની તલાશ માટે આવ્યા છે એ આજ વ્યક્તિ છે.

હઝરત ખ્વાજા સાહબે આપના ઉપર ઘણી શફકત ફરમાવી. અને ફરમાવ્યું કે,

> ''જો કે આપ એક મુબારક સફર પર જઈ રહ્યા છો પરંતુ જો થોડાં દિવસ ફકીરની (મારી) સુહબતમાં રહો તો કેવું સારું થાય, વધારે દિવસ નહિ તો ઓછામાં ઓછો એક મહિનો કે એક અઠવાડિયું (રહો તો) એમાં શું વાંધો છે?''

આપે હઝરત ખ્વાજા સાહબની વાત માન્ય રાખી અને આપની ખિદમતમાં ત્રણ મહિના ઉપરાંત થોડાં દિવસ રોકાયા અને આપથી બૈઅત થઈને બાતિની ફૈઝ હાસિલ કર્યો.

અહીં એક વાત ધ્યાનમાં રાખવાની જરૂરત છે કે, હઝરત મુજદ્દિદ સાહબ હઝરત ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર થયા ત્યારે કોઈ સામાન્ય શખ્સ ન હતા બલ્કે પોતે એક શૈખે તરીકત હતા. આપે પોતાના વાલિદ સાહબ પાસેથી ત્રણ સિલસિલાઓ :

સુહરવર્દિય્યહ, ચિશ્તિય્યહ અને કાદિરિય્યહની ખિલાફત, ખિર્કહ અને જાનશીની મેળવી હતી. સુલૂક અને મઅરિફતની ઘણી મંઝિલો પાર કરી ચુકયા હતા. એટલે આપે હઝરત ખ્વાજા સાહબ પાસેથી ટૂંક મુદ્દતમાં તે સર્વ કંઈ મેળવી લીધું જે સામાન્ય તાલિબોને વરસોની ખિદમત અને રિયાઝત પછી પણ મળતું નથી.

## નકશબંદી સિલસિલાની ખિલાફત અને ઈજાઝત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહએ ત્રણ મહિનાની ટૂંક મુદ્દતમાં ફુયૂઝ અને બરકાતથી માલામાલ ફરમાવીને હઝરત મુજદ્દિદ સાહબને નકશબંદી સિલસિલાની ઈજાઝત અર્પણ કરી અને ખિર્કહ શરીફથી મુશર્રફ ફરમાવીને સરહિન્દ શરીફ રુખ્સત કર્યા.

જયારે આપ સરહિન્દ પહોંચ્યા તો આપે નાઝ અને ફખ્રથી ફરમાવ્યું કે,

'બાઝ આમદીમ બા સદ હઝાર ખિલ્અત વ ફુતૂહ'

[લાખ ખિલ્અત અને ફુતૂહ સાથે હું પાછો આવ્યો છું.]

પોતાના પીરના ઈર્શાદ પ્રમાણે આપ મુરીદોની તઅલીમ અને તરબિયતમાં તન્મય થઈ ગયા. થોડા અરસામાં હઝારો તાલિબોને પોતાના ફૈઝના ઝરણાંથી તૃપ્ત કર્યા અને સિલસિલો ફેલાતો ગયો.

## દિલ્હીનો બીજો સફર

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહને પોતાના મુરશિદે કામિલની ઝિયારતની લગન લાગી તો આપ ફરી પાછા સરહિન્દ શરીફથી દિલ્હી તશરીફ લાવ્યા. હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહએ પોતાના ખલીફાઓ અને મુરીદો સહિત

આપનું ભવ્ય સ્વાગત કર્યું અને ખૂબ જ આદર અને સન્માન સહિત ખાનકાહ શરીફમાં રાખ્યા.

આ વખતે આપ પોતાના પીર બુઝુર્ગવારની ખિદમતમાં લાંબો સમય રહ્યા અને હઝરત ખ્વાજાની બરકતવંત સુહબતથી મકામ અને મરતબાને વધારે બુલંદ કર્યા અને અગાઉ કરતાં પણ ઘણી વધારે તરક્કી હાસિલ કરી.

આ બુલંદ મકામો અને ફઝીલતો છતાં આપ પોતાના પીર બુઝુર્ગવારનો અદબ એટલા પ્રમાણમાં કરતા હતા કે એનાથી વધારેની કલ્પના પણ થઈ શકતી નથી.

કેટલોક સમય દિલ્હીમાં રહ્યા બાદ આપ સરહિન્દ શરીફ વાપસ તશરીફ લાવ્યા. અને મુરીદોની બાતિની ઈસ્લાહમાં મશગૂલ થઈ ગયા.

### ચોથા પુત્રનો જન્મ

હિજરીસન ૧૦૧૦ માં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહના ચોથા પુત્ર ખ્વાજા મુહમ્મદ ફર્રૂખનો મુબારક જન્મ થયો.

એ પહેલાંના ત્રણ સાહબઝાદાઓ અને તેમના જન્મની સાલ નીચે પ્રમાણે છે :–

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) હિ.સ. ૧૦૦૦
(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) હિ.સ. ૧૦૦૨
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) હિ.સ. ૧૦૦૭

### મકામાતે મુજદ્દિદ (રહમતુલ્લાહિ અલયહ)

મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી રહમતુલ્લાહિ અલયહ પોતાની

મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં ફરમાવે છે કે,

"હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહની બરકતવંતી ઝાત ઉમ્મતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં એક કલ્પનાતીત નેઅમત છે જેનો બદલો આપના અનુગામીઓ અદા કરી શકે એમ નથી."

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

"હઝરત શૈખની ઝાત આ અલ્ફેસાની ❶ના માટે બુનિયાદ છે અને ઉમ્મત પર આપનો ઘણો અહેસાન છે જેનો બદલો ચૂકવી શકાય એમ નથી. આપની વિલાયતનો ઈન્કાર કરનાર ફાસિક છે."

('મેઅયારુસ્સુલૂક' પા.૩૬૬)

## દુનિયામાં નબીઓનું આગમન

અલ્લાહની સુન્નત અનુસાર દરેક ઝમાનામાં નબી થયાં છે. હદીસ શરીફમાં અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામની સંખ્યા ૧,૨૪,૦૦૦ (એક લાખ ચોવીસ હજાર) સુધી આવી છે જેમાં ૩૧૩ (ત્રણસો તેર) મુર્સલ (રસૂલો) અને ૫ (પાંચ) નબીયે ઉલૂલ અઝમ થયાં છે. અલયહિમુસ્સલાતો વસ્સલામ.

O દરેક ઝમાનામાં કંઈ કેટલાયે નબીઓ હરેક શહેરમાં અને કસબામાં તેમજ દરિયામાં પહોંચીને બારી તઆલાની તૌહીદનો પ્રચાર કરતા હતા.

---

❶ અલ્ફેસાની : અલ્ફ = હઝાર, સાની = બીજા, દ્વિતીય અર્થાત હિ.સ.ના એક હજાર વરસ પૂરાં થયા પછી શરૂ થયેલો બીજા હજાર વરસનો સમયગાળો (હિ.સ.૧૦૦૦ થી ૨૦૦૦)

O ૧૦૦ (સો) વરસ યા એનાથી ઓછા વધતાં સમયગાળામાં દુનિયામાં નબીયે મુર્સલ (રસૂલ) મોકલવામાં આવતા હતા જેથી (તેઓ) પોતાના નૂરે બાતિન અને સત્ય દલીલો વડે દિલોને મુનવ્વર કરે અને ઉલૂલ અઝમ પૈગમ્બરની શરીઅતમાં લોકોએ જે ખરાબીઓ પેદા કરી લીધી હોય તેને દૂર કરે.

O વળી ૧૦૦૦ (એક હઝાર) વરસ યા એના કરતાં ઓછા વધતા સમયગાળામાં નબીયે ઉલૂલ અઝમ, સાહબે કિતાબ, સાહબે શરીઅત મોકલવામાં આવતા હતા. એ નબીયે ઉલૂલ અઝમનો નવો કલિમહ અને નવી શરીઅત ચાલુ થતા હતા. તેના અગાઉની કિતાબ અને શરીઅત રદ થતી હતી.

O દુનિયામાં મોકલવામાં આવેલા ૫ (પાંચ) નબીયે ઉલૂલ અઝમના મુબારક નામો નીચે પ્રમાણે છે :–

(૧) હઝરત આદમ અલયહિસ્સલામ
(૨) હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ
(૩) હઝરત મૂસા અલયહિસ્સલામ
(૪) હઝરત ઈસા અલયહિસ્સલામ
(૫) હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલવાતુલ્લાહિ અલયહિમ અજમઈન

## હવે નબીઓનું આગમન બંધ છે પરંતુ અલ્લાહની સુન્નત જારી છે

હવે નુબુવ્વત સમાપ્ત થઈ ચૂકી હોવાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પછી નબીઓનું આવવું તો બંધ થઈ ગયું છે છતાં અલ્લાહની સુન્નત અનુસાર :–

O હવે દરેક ઝમાનામાં દુનિયાના દરેક સ્થળે નબીઓની જગાએ અનેક અવલિયાએ કિરામ અને ઉલમાએ રબ્બાનીને લોકોની હિદાયતના માટે મોકલવામાં આવે છે.

O લગભગ ૧૦૦ (એક સો) વરસના સમયગાળા (સદી)માં એક વલીએ અકમલ, મુજદ્દિદે સદીને મોકલવામાં આવે છે.

O હવે લગભગ ૧૦૦૦ (એક હઝાર) વરસના સમયગાળા (અલ્ફ)માં નબીએ ઉલૂલ અઝમના બદલે અલ્લાહ તઆલા પોતાના ખાસોમાં પણ ખાસ બંદાને મુજદ્દિદે અલ્ફ તરીકે મોકલે છે.

O હઝરત શૈખ અહમદ સરહિન્દી રહમતુલ્લાહિ અલયહ મુજદ્દિદે અલ્ફેસાની છે કારણકે હિ.સ. ૧૦૦૦ (એક હઝાર)થી હિ.સ. ૨૦૦૦ (બે હઝાર)ના દ્વિતીય હઝાર વર્ષના સમયગાળાના આપ મુજદ્દિદ છે.

## આપ મુજદ્દિદે અલ્ફેસાની હોવાની દલીલો

[૧]

જદીદ એટલે નવું, નૂતન, અભિનવ.

જે પ્રમાણે નબીએ ઉલૂલ અઝમ નવા (જદીદ) અહકામ, અને નવી શરીઅત લાવતા હતા તે જ પ્રમાણે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહએ પણ ઈલ્મે તસવ્વુફમાં નવા મઆરિફ, નવા નિકાત, નવા અસરાર, નવા હાલાત અને નવા મકામાત ફરમાવ્યા. નુબુવ્વતકાળથી લઈને આપના ઝમાના સુધી બીજા કોઈ બુઝુર્ગથી એ સાબિત નથી.

[૨]

આપના મકતૂબાત શરીફ (મુબારક પત્રો) ઈલ્મે શરીઅતમાં અને ઈલ્મે તરીકતમાં ઉમ્મતના માટે માર્ગદર્શક છે અને મશાલનું કામ આપે છે.

[૩]

અકબર બાદશાહના ઝમાનામાં જે ખરાબીઓ ઉત્પન્ન થઈ ગઈ હતી, જેનો વિગતવાર ઉલ્લેખ અગાઉ આવી ગયો છે, તેને આપે શરીઅતની દલીલો વડે અને નૂરે બાતિનના પ્રભાવ વડે અલ્લાહ તઆલાના ફઝલથી દૂર કરી દીધી. એની વિગતો ઈન્શાઅલ્લાહ હવે પછી આવશે.

[૪]

આપે જે જદીદ (નવા, નૂતન) મઆરિફ ફરમાવ્યા તેને સમજવા માટે મોટા મોટા ઔલિયા પણ હયરાન રહી ગયા. પરંતુ આપે જે મકામાતની ખબર આપી હતી તેના પર પોતાના મુરીદોને પહોંચાડી દીધા અને એ હાલાતનો તેઓને અનુભવ કરાવી દીધો. મુજદ્દિદી સિલસિલાના હઝારો સાલિકો અને આરિફોએ એનું સમર્થન કર્યું છે.

[૫]

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે,

''આપની વિલાયતનો ઈન્કાર કરનાર ફાસિક છે.''

## હશ્ર સુધીના મુરીદો વિષે માહિતી

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ પોતે

ફરમાવે છે કે,

"મારા સિલસિલામાં હશ્ર સુધી જે મુરીદો થશે તેમના નામો, સૂરતો અને રહેઠાણો અલ્લાહ તઆલાએ મને બતાવી દીધાં છે અને કેટલીયે વખત ઈલ્હામ પણ થયો છે કે :–

હે શૈખ અહમદ ! જે કોઈએ તારી ઝાતની સાથે વાસ્તો પકડયો તેને અમે બખ્શી દીધો."

## તે પીર ખૂશકિસ્મત છે જેમને આવા મુરીદ મળે

આપ રહમતુલ્લાહિ અલયહની મુબારક ઝાત તે ઝાત છે કે જયારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહએ પોતાનાં મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ અમકંગી રહમતુલ્લાહિ અલયહથી સાંભળ્યું કે :–

"આ અલ્ફેસાની (હિ.સ.ના ૧૦૦૦ થી ૨૦૦૦ના સમયગાળા)માં ખુદાના એક મહાન અને ખાસ બંદા થનાર છે, જેમની બુઝુર્ગો ખબર આપતા આવ્યા છે. તે પીર ખૂશકિસ્મત છે જેમને આવા મુરીદ મળે."

એટલે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહ પોતાના મુરશિદના ઈર્શાદ અનુસાર અને બાતિની ઈશારા પ્રમાણે આ બંદાએ ખાસની શોધમાં હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને દિલ્હીમાં નિવાસ કર્યો.

## શેખ અહમદ સૂર્ય છે...

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ દિલ્હીમાં આપના દસ્તે મુબારક પર બૈઅત થયા. હઝરત ખ્વાજા બાકી

બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહએ ટૂંક સમયમાં આપને નકશબંદી તરીકાની ઈજાઝત (ખિલાફત) અતા ફરમાવી અને પોતે લોકોને બૈઅત કરવાનું બંધ કર્યું.

હઝરત ખ્વાજા સાહબે પોતાના તમામ ખલીફાઓ અને મુરીદોને હિદાયત ફરમાવી કે,

"તમે (બધાં) મિયાં શૈખ અહમદની પાસે જાઓ અને બાતિની ફૈઝાન ગ્રહણ કરો. એમની સુહબતમાં રહો. હવે આવા શખ્સની સામે મારા માટે બૈઅત કરવું યોગ્ય નથી. હિન્દુસ્તાનમાં આવવાનો મારો હેતુ એમની તરબિયત કરવાનો હતો (જે કામ પૂરું થઈ ગયું.)"

હઝરત ખ્વાજાના કેટલાક ખાદિમો અને ખલીફાઓએ કંઈક ઈન્કાર કર્યો કે આપને છોડીને અમે એમની ખિદમતમાં જવાને યોગ્ય નથી સમજતા.

એના જવાબમાં હઝરત ખ્વાજા સાહબે ફરમાવ્યું કે,

**'મિયાં શૈખ અહમદ આફતાબ અસ્ત વ મા હમચું સિતારગાં દર, વે ગુમ અન્દ.'**

[શૈખ અહમદ સૂર્ય છે અને આપણે તારાઓની જેમ એમની રોશનીમાં વિલીન થઈ ગયા છીએ.]

**('મેઅયારુસ્સુલૂક' ગુજરાતી ત્રીજી આવૃત્તિ ૧૯૯૯ પા. ૩૬૬ થી ૩૬૯ ના આધારે)**

## તજદીદે અલ્ફેસાનીનો ખિલ્અત અર્પણ થયો

એક દિવસે સવારે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ હલ્કા (મુરીદોના વર્તુળ)માં બેઠા હતા ત્યારે આપે કશ્ફની હાલતમાં જોયું કે :—

જનાબ સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઔલિયાની જમાઅત સહિત તશરીફ લાવ્યા અને ખૂદ પોતાના મુબારક હાથ વડે એક અત્યંત ઉમદા ખિલ્અત (પોશાક) આપને પહેરાવ્યો. અને ફરમાવ્યું કે,

"આ તજદીદે અલ્ફેસાનીનો ખિલ્અત છે."

મજકૂર ખિલ્અત આપને જુમ્આના દિવસે, રબીઉલ અવ્વલ મહિનામાં, હિજરીસન ૧૦૧૦માં અર્પણ થયો.

('સીરતે ઈમામે રબ્બાની' પા. ૭૮)

## કૈયૂમિય્યત

એક દિવસે ઝોહરની નમાઝ બાદ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ મુરાકબામાં બેઠેલા હતા. એક હાફિઝ આપની પાસે કુર્આન શરીફ પઢતો હતો. એટલામાં એક આલા દરજાનો નૂરી ખિલ્અત પોતાના પર જોયો. તે જ વખતે ઈલ્કા થયો કે,

"આ કૈયૂમિય્યતનો ખિલ્અત છે જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પરિપૂર્ણ ઈત્તિબાઅના કારણે આપને આપવામાં આવ્યો છે."

કૈયૂમિય્યતનો મન્સબ પણ આપને હિ.સ. ૧૦૧૦ માં આપવામાં આવ્યો.

('ઝુબ્દતુલ મકામાત' અને 'રવઝતુલ કૈયૂમિય્યહ')

## તજદીદનું પહેલું વરસ

[જુમ્આ ૧૨, રબીઉલ અવ્વલ હિ.સ. ૧૦૧૧ થી
૧૧, રબીઉલ અવ્વલ હિ.સ. ૧૦૧૨ સુધી]

## મુજતહિદનો ખિતાબ મળ્યો

તજદીદના પહેલાં વરસે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહને મુજતહિદનો ખિતાબ અર્પણ થયો. આપ પોતાની કિતાબ 'મબ્દઅ વ મઆદ'માં ફરમાવે છે કે :–

''આ ફકીરને તવસ્સુતે અહવાલમાં જનાબ પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખ્વાબમાં ફરમાવયું કે,

'તમે મારી ઉમ્મતના મુજતહિદોમાંથી છો.'

ત્યારથી ઈલ્મે કલામમાં મારી એક ખાસ રાય (અભિપ્રાય, મત) છે અને મને એમાં એક મખ્સૂસ ઈલ્મ હાસિલ છે.''

## દિલ્હીનો ત્રીજો સફર

હિ.સ. ૧૦૧૧ અને ૧૦૧૨ ના દરમિયાન હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ સરહિન્દ શરીફથી ત્રીજી વખત દિલ્હી તશરીફ લઈ ગયા. હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહને જયારે આપની તશરીફ આવરીની જાણ થઈ તો આપ ખલીફાઓ અને મુરીદો સંગાથે પગે ચાલીને શહેરની બહાર સત્કાર કરવા માટે તશરીફ લાવ્યા. ઘણાં માન સન્માનની સાથે આપને ખાનકાહમાં લાવ્યા અને રહેવાની વ્યવસ્થા કરી.

આ વખતે હઝરત મુજદ્દિદ સાહબને પીર બુઝુર્ગવારની સુહબતથી ઓર વધારે તરકકી અને કમાલ હાસિલ થયા.

## હઝરત ખ્વાજા સાહબના સાહબઝાદાઓ પર તવજજુહ ફરમાવી

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહના

બે સાહબઝાદાઓ હતા.

(૧) ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ
(૨) ખ્વાજા મુહમ્મદ અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં.

બંનેની માતાઓ અલગ હતી અને બંને હજુ દૂધ પીતા નાના બાળકો હતા. હઝરત ખ્વાજા સાહબે બંને સાહબઝાદાઓને હઝરત મુજદ્દિદ સાહબની રૂબરૂ પેશ કર્યા અને બંને પર તવજ્જુહ ફરમાવવા માટે ઈર્શાદ ફરમાવ્યો. આપે તવજ્જુહ ફરમાવી જેના આસાર (ચિન્હો) તત્કાળ જાહેર થયા.

હઝરત ખ્વાજા સાહબના હુકમથી એ બંને સાહબઝાદાઓની માતાઓ પર પણ ગાઈબાના (પરોક્ષ) તવજ્જુહ ફરમાવી.

મજકૂર તવજ્જુહનું વર્ણન ખૂદ હઝરત મુજદ્દિદ સાહબે પણ પોતાના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના દફતર અવ્વલના મકતૂબ નં. ૨૬૬ માં કરેલું છે.

મજકૂર બંને સાહબઝાદાઓનો વિસ્તૃત પરિચય 'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૩ માં આવી ગયો છે.

પીરો મુરશિદની સુહબતમાં કેટલોક સમય રહી, ફૈઝયાબ થઈને હઝરત મુજદ્દિદ સાહબ સરહિન્દ શરીફ વાપસ તશરીફ લાવ્યા. પીરો મુરશિદ સાથેની આપની આ છેલ્લી મુલાકાત હતી.

આ વરસે અનેક અગ્રગણ્ય લોકો આપથી મુરીદ થયા જે પૈકી પ્રખર આલિમ મુલ્લા અબ્દુર્રહમાન પણ એક હતા.

## ખાનએ કઅબાનો નુઝૂલ

હઝરત મુજદ્દિદ સાહબ રેહમતુલ્લાહિ અલયહને હંમેશા કઅબાતુલ્લાહ શરીફની ઝિયારતનો ઘણો શોખ રહ્યો પરંતુ

કેટલાક વિપરિત સંજોગોના કારણે એ શોખ પૂરો નહિ થઈ શકયો. આ વરસે એ શોખ ઘણો વધારે થઈ ગયો અને બેકરારી વધારે થઈ ગઈ.

એક દિવસે એ જ બેકરારીમાં કશ્ફી હાલતમાં આપ શું જુએ છે કે, જિન્નાતો, ઈન્સાનો, ફરિશ્તાઓ વગેરે બધી મખ્લૂકાત નમાઝ અદા કરી રહી છે અને હઝરત મુજદ્દિદ સાહબની તરફ રુખ કરીને સિજદા કરી રહી છે !

જયારે આપે તવજ્જુહ કરી તો માલૂમ થયું કે, કઅબાએ મુઅઝ્ઝમાની મિસાલી સૂરતે આપ પર નુઝૂલ ફરમાવ્યું છે. એ જ કારણે જે શખ્સ કઅબાએ મુઅઝ્ઝમાની તરફ સિજદો કરે છે તેનું રુખ આપની તરફ જ હોવાનો આભાસ થાય છે.

એ જ વખતે ઈલ્હામ થયો કે,

> ''તમે હંમેશા કઅબાના મુશ્તાક રહેતા હતા, અમે કઅબાને તમારી મુલાકાતના માટે મોકલ્યો છે.''

તે પછી કઅબાએ મુઅઝ્ઝમાએ હઝરતની ખાનકાહમાં હુલૂલ કર્યો અને ખાનકાહ શરીફ તથા મસ્જિદની ઝમીનને બૈતુલ્લાહ શરીફની ઝમીનથી પૂરેપૂરી ફના અને બકા હાસિલ થઈ ગઈ એટલે બાદમાં આ મુબારક જગાને, જયાં કઅબાએ મુઅઝ્ઝમાની મિસાલી સૂરતે હુલૂલ કર્યો હતો, નિશાનીરૂપે બાકી હિસ્સાથી ઊંચી કરીને અલગ કરી દીધી હતી. આજ સુધી એ સુફ્ફહ (ચોતરો) આમ અને ખાસ લોકોની ઝિયારતગાહ છે.

['રવઝતુલ કૈયૂમિય્યહ' જિ. ૧, પા. ૧૦૧ (ટૂંકાવીને) બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.૧૭૧/૧૭૨]

હઝરતે પોતાના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના બીજા દફતરમાં મકતૂબ (પત્ર) નં. ૭૨ માં આ બનાવનો ઉલ્લેખ કરેલો છે.

## તજદીદનું બીજું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, ૧૦૧૨ થી
૧૧, રબીઉલ અવ્વલ, ૧૦૧૩ સુધી]

### લાહોરનો સફર

પીર બુઝુર્ગવારના ઈશારા અને ઈર્શાદ મુજબ દીનની તબ્લીગના માટે હઝરત મુજદ્દિદ સાહબ લાહોર તશરીફ લઈ ગયા. લાહોરના નાના મોટા મશાઈખ અને ઉલમાએ આપનું ભવ્ય સ્વાગત કર્યું અને ખૂબ જ માન-સન્માનથી પેશ આવ્યા.

મૌલાના તાહિર લાહોરી,
મૌલાના હાજી મુહમ્મદ,
મૌલાના જમાલુદ્દીન તલવી
...વગેરે અગ્રેસર આલિમો આપથી બૈઅત થયા.

('રવઝતુલ કૈયૂમિય્યહ' પા. ૧૧૭)

### ખ્વાજા ફર્રૂખહુસૈન બૈઅત થયા

ખ્વાજા ફર્રૂખહુસૈન રહમતુલ્લાહિ અલયહ બદખ્શાન અને માવરાઉન્નહરના મહાન મશાઈખમાંથી હતા. ખ્વાબમાં ઈશારો થવાથી આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહથી ફૈઝયાબ થવા માટે હિન્દુસ્તાન આવ્યા અને લાહોરમાં હઝરતની ખિદમતમાં હાજર થઈને બૈઅત થયા.

## મીર નસીરઅહમદ રૂમી (રહ.)નો કશ્ફ

મીર નસીરઅહમદ રૂમી રહમતુલ્લાહિ અલયહ રૂમના સહીહુન્નસબ સય્યિદ અને મોટા શૈખ હતા. એક દિવસે હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુનવ્વર રોઝા પર બેઠા હતા તો શું જોયું કે, રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુનવ્વર રોઝા પર બેઠા હતા તો શું જોયું કે, રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે કે,

> ''હે નસીર ! સરઝમીને હિન્દમાં એક વલીયુલ્લાહ જાહેર થયા છે (તમે) (તેમની પાસે) જઈને તેમના હાથ પર તૌબા કરો !''

એટલે મીર સાહેબ મુશ્કિલ મંઝિલો તય કરીને હિન્દુસ્તાનના પ્રાચીન શહેર લાહોરમાં પહોંચ્યા અને હઝરતની ખિદમતમાં હાજર થઈને બૈઅત થયા.

('સીરતે ઈમામે રબ્બાની' પા. ૯૦, ૯૧)

## વહદતુલ વુજૂદનું રહસ્ય પળવારમાં સમજાવી દીધું

મૌલાના જમાલુદ્દીન તલવી રહમતુલ્લાહિ અલયહએ એક દિવસે હઝરતને પૂછયું કે,

> ''આપની નઝદીક વહદતુલ વુજૂદના મસ્અલાનો હલ શું છે ?''

આપે મૌલાના જમાલુદ્દીન તલવીના કાનમા ધીમેથી કંઈક ફરમાવ્યું. તે જ વખતે મૌલાનાની આંખોમાંથી આંસૂ ટપકવા લાગ્યા અને હાલવાળાઓની જેમ ચહેરાના ભાવો બદલાઈ ગયા. મોડે સુધી ખામોશ બેસી રહ્યા અને છેવટે ચૂપચાપ રુખ્સત થઈ ગયા. કોઈ જાણી ન શકયું કે હઝરતે તેમને શું કહ્યું અને મૌલાનાએ

શું સાંભળ્યું !

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૫૭)

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ સાહબનો ઈન્તેકાલ

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ હજુ લાહોરમાં જ હતા ત્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ સાહબનો ૨૫, જમાદિલ આખિર, હિ.સ. ૧૦૧૨ ના શનિવારના રોજ દિલ્હીમાં દુઃખદ ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપના ઈન્તેકાલની ખબર લાહોરમાં હઝરતને આપવામાં આવી. આ આઘાતજનક સમાચાર મળતાં જ આપ લાહોરથી દિલ્હી જવા માટે રવાના થઈ ગયા. સરહિન્દ શરીફ રસ્તામાં આવતું હોવા છતાં ઘરે ન જતાં આપ સીધા જ દિલ્હી તશરીફ લઈ ગયા અને ત્યાં પહોંચીને મુરશિદે બરહકના પુરઅનવાર મઝારની ઝિયારત કરી.

ખ્વાજા સાહબના સાહબઝાદાઓ, સગાં–સ્નેહીઓ તથા પીરભાઈઓ વગેરેની તઅઝિયત કરી અને દિલાસો આપ્યો. થોડા દિવસ દિલ્હીમાં રહીને પછી સરહિંદ શરીફ તશરીફ લાવ્યા. તે પછી માત્ર એક વખત ખ્વાજા સાહબના ઉર્સ વખતે આપ દિલ્હી તશરીફ લઈ ગયા.

## હઝરત ગૌસુલ આઝમ (રહ.)નો ખિર્કહ અર્પણ થયો

પાકિસ્તાનના મશહૂર નકશબંદી બુઝુર્ગ અને પ્રખર આલિમ તથા ફકીહ હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) પોતાની વિખ્યાત કિતાબ 'સિરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'માં લખે છે કે :–

તે પવિત્ર ખિર્કહ જે હઝરત ગૌસુલ આઝમ મુહ્યુદ્દીન શૈખ અબ્દુલકાદિર જીલાની કુદ્દિસ સિર્રુહૂએ પોતાના સાહબઝાદહ સય્યિદ તાજુદ્દીન અબ્દુર્રઝ્ઝાક (કુદ્દિસ સિર્રુહૂ)ને સોંપીને ઈર્શાદ ફરમાવ્યો કે,

> ''એક જમાનો આવશે જેમાં એક બુઝુર્ગ વહીદે ઉમ્મત પૈદા થશે જે દીને ઈસ્લામને ફરીથી તાજગી આપશે તેમજ શિર્ક અને ઈલ્હાદને નાબુદ કરી દેશે. આ ખિર્કહ તે બુઝુર્ગને પહોંચાડશો.''

એટલે એ ખિર્કહ (ઝુબ્બહ, ઝબ્ભો) સય્યિદ તાજુદ્દીન સાહબના જાનશીનોમાં એક પછી એક (પેઢી દર પેઢી) અમાનત રૂપે ચાલ્યો આવતો હતો.

જયારે હઝરત મુજદ્દિદ કુદ્દિસ સિર્રુહૂને તજદીદ અને કૈયૂમિય્યતના ખિલ્અતથી નવાઝવામાં આવ્યા ત્યારે હઝરત શાહ કમાલ (કૈથલી) રહમતુલ્લાહિ અલયહએ પોતાના પૌત્ર હઝરત શાહ સિકન્દર (કુદ્દિસ સિર્રુહૂ)ને સ્વપ્નામાં ફરમાવ્યું કે,

> ''કૈયૂમિય્યતના મકામથી સન્માનિત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (શૈખ અહમદ સરહિન્દી)ને (ગૌસુલ આઝમ રહમતુલ્લાહિ અલયહનો અમાનત રૂપે ચાલી આવતો) આ ખિર્કહ આપ પહોંચાડી દો !''

હઝરત શાહ સિકન્દર (રહમતુલ્લાહિ અલયહ) (પોતાના દાદા સાહબના હુકમ પ્રમાણે) આ મુબારક ખિર્કહ લઈને કૈથલથી સરહિન્દ શરીફ આવ્યા અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં હાજર થયા.

તે વખતે હઝરત પોતાના મુરીદોની સાથે મુરાકિબ થઈને બેઠા હતા. શાહ સિકન્દર (રહમતુલ્લાહિ અલયહ)એ પેલો

મુબારક ખિર્કહ હઝરતના ખભા ઊપર મૂકી દીધો. હઝરતે આંખો ખોલી અને શાહ સિકન્દરને જોયા ત્યારે તેમને ભેટી પડયા.

શાહ સિકન્દરે હઝરતને ખિર્કહ વિષે વિગતે વાત કરી. હઝરતે એ મુબારક ખિર્કહ પહેર્યો અને એકાંતવાસમાં ચાલ્યા ગયા. થોડા સમય પછી ફરી પાછા બહાર તશરીફ લાવ્યા.

## હઝરત શાહ સિકન્દર (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત શાહ સિકન્દર બિન શાહ ઈમાદુદ્દીન બિન હઝરત શાહ કમાલ કેથલી કુદ્દિસલ્લાહુ અસરારહુમનો જન્મ કેથલ (ગામમાં) થયો હતો. બાળપણમાં જ પોતાના મહાન દાદા સાહબની સુહબતમાં રૂહાની અને બાતિની ઉલૂમ પરિપૂર્ણ કર્યો. આપના અહવાલ અને મવાજિદ તથા ખર્કે આદાત (કરામતો)માં હઝરત શાહ કમાલ કુદ્દિસ સિર્રુહૂનો વારસો હાસિલ હતો અને એક મુદ્દત સુધી જઝબાત અને હાલાતે અઝીમાનો ફૈઝ જારી રહ્યો.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે,

> ''સૂરજને જોવું આસાન છે પરંતુ હઝરત શાહ સિકન્દરના દિલને, નૂરાનિય્યતના ગલ્બાના કારણે, આંખોને જોવાની તાબ નથી.''

આપની વફાત હિ.સ.૧૦૨૩માં થઈ અને આપનો પુર અનવાર મઝાર કસ્બા કેથલ, જિલ્લા કરનાલ (હરિયાણા) (ભારત)માં છે.

['સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૧૭૫]

## કાદિરિય્યહ અને નકશબંદિય્યહ સિલસિલાના અકાબિરોની રૂહો વચ્ચે વાદ—વિવાદ

હઝરત ગૌસુલ આઝમ રહમતુલ્લાહિ અલયહનો ખિર્કહ

(ઝભ્ભો) પહેરીને એકાંતવાસમાંથી બહાર આવ્યા બાદ હઝરતે પોતાના એક મહરમે અસરાર (રાઝદાર) મિત્રથી ફરમાવ્યું કે,

હઝરત શાહ કમાલ કુદ્દિસ સિર્રુહૂ (મારફતે મળેલા) આ મુબારક ખિર્કહ (ઝભ્ભા)ને પહેરવા પછી અજબ મામલો પેશ આવ્યો. મારા પર કાદિરિય્યહ નિસ્બતનો એટલો ગલ્બો થયો કે તે નકશબંદિય્યહ નિસ્બત પર ગાલિબ આવી ગઈ. તે પછી થોડા વકફા પછી નકશબંદિય્યહ નિસ્બત તેના પર ગાલિબ આવી ગઈ. કેટલીક વખત એવું જ બન્યું કે ક્યારેક પેલી નિસ્બત ગાલિબ આવી જતી, ક્યારેક આ નિસ્બત ગાલિબ આવી જતી !

એટલામાં હઝરત ગૌસુલ આઝમ સય્યિદ અબ્દુલકાદિર જીલાની કુદ્દિસ સિર્રુહૂ હઝરત શાહ કમાલ (કેથલી) રહિમહુલ્લાહ સુધીના પોતાના તમામ ખુલ્ફા હઝરાત સંગાથે તશરીફ લાવ્યા. મારા દિલને પોતાના તસર્રુફમાં કર્યું અને પોતાના અનવાર તથા અસરાર અને ખાસ નિસ્બતોથી મને નવાઝ્યો.

હું એ અનવાર અને અહવાલમાં ગર્ક થઈને એ નૂરના દરિયામાં ડૂબકીઓ મારવા લાગ્યો. કેટલોક સમય એ જ હાલતમાં પસાર થયો તો મને ખ્યાલ આવ્યો કે, હું તો નકશબંદિય્યહ (સિલસિલા)ના અકાબિરોનો પરવર્દહ છું. હવે આ સૂરત શું થઈ ગઈ છે ?

આ ખ્યાલના આવતાં જ નકશબંદિય્યહના મશાઈખ અને ખુલ્ફા હઝરાત પણ હઝરત ખ્વાજા અબ્દુલખાલિક કુદ્દિસ સિર્રુહૂથી લઈને મારા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ કુદ્દિસ સિર્રુહૂ સુધીના તશરીફ લાવ્યા અને હઝરત ખ્વાજા સય્યિદ બહાઉદ્દીન કુદ્દિસ સિર્રુહૂ ખૂબ જ અદબની સાથે હઝરત સય્યિદના શૈખ અબ્દુલકાદિર જીલાની કુદ્દિસ સિર્રુહૂની બાજુમાં બેઠા અને બંને સિલસિલાના હઝરાતમાં વાદ–વિવાદ થવા લાગ્યો.

નકશબંદિય્યહના મશાઈખ રહિમહુલ્લાહ એ ફરમાવ્યું,

"આ તો અમારો પરવર્દહ છે. અમારી તરબિયતથી આ ઝૌક, હાલ તથા કમાલ અને આ'માલ સુધી પહોંચ્યા છે. આપ હઝરાતને એમના પર કેવી રીતે હક હાસિલ છે ?"

કાદિરિય્યહના અકાબિર રહિમહુલ્લાહએ ફરમાવ્યું કે,

"બાળપણના દિવસોથી જ અમારી નઝર એના પર રહી છે અને એ અમારા જ ખ્વાને નેઅમતની ચાશની ચાખેલ છે અને હવે અમે પણ એને અમારો ખિર્કહ પહેરાવ્યો છે."

આ વાદ-વિવાદ ચાલુ જ હતો કે એટલામાં કુબરિવિય્યહ (સિલસિલાના) મશાઈખ અને ચિશ્તિય્યહ (સિલસિલાના) મશાઈખ રહિમહુલ્લાહની જમાઅત પણ આવી પહોંચી. તેમણે બંને પક્ષો વચ્ચે સમાધાન કરાવ્યું.

['ઝુબદતુલ મકામાત' પા. ૧૩૪, ૧૩૫
બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.૧૭૫,૧૭૬]

હઝરત ખ્વાજા હાશિમ કશ્મી અને મૌલાના બદરુદ્દીન સરહિન્દી અલયહિમુર્રહમા પોતાની તારીખો (ઈતિહાસ ગ્રંથો)માં લખે છે કે :–

"તે દિવસે એટલા પ્રમાણમાં ઉમ્મતના ઔલિયાની રૂહો સરહિન્દ શરીફ તશરીફ લાવી કે દરેક જગાએ, દરેક તરફ તે (રૂહો) જ નઝર આવતી હતી અને સવારથી ઝોહર સુધી એ જ મુનાઝરહ અને મુઝાકરહ (વાદ-વિવાદ) થતો રહ્યો. છેવટે બધાંએ હઝરત સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ રજૂઆત કરી."

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ લુત્ફો કરમ ફરમાવીને દરેકને તસલ્લી (સાંત્વન) અને દિલાસો આપ્યો અને ફરમાવ્યું કે,

> "તમે બધાં પોતપોતાની નિસ્બતો આ અઝીઝ (હઝરત મુજદ્દિદ સાહબ)ને આપી દો. જે શખ્સ આ (નકશબંદી) સિલસિલામાં દાખલ થશે તેનો અજ્ર તમને પણ મળશે અને એમના ઝરિયાથી સિલસિલએ આલિયહ નકશબંદિય્યહની ઈશાઅત (ફેલાવો) વધારે થશે કારણકે, એમને 'નિસ્બત મઅહૂદ' આ જ સિલસિલા (નકશબંદિય્યહ)થી હાસિલ થઈ છે અને આ (નકશબંદિય્યહ) સિલસિલાના સરદાર હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહુ અન્હુ છે જેઓ હઝરાતે અંબિયા અલયહિમુસ્સલામના બાદ તમામ મખ્લૂકથી અફઝલ છે. ઉપરાંત આ (નકશબંદિય્યહ) તરીકામાં સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ) તેમજ બિદઅતના કામોથી હદ દરજા દૂર રહેવામાં આવે છે."

આ બનાવ સોમવારના દિવસે, ૧૫, શાબાન, હિ.સ. ૧૦૧૨ માં તજદીદ અને કૈયૂમિય્યતના બીજા વરસે બન્યો.

['રવઝતુલ કૈયૂમિય્યહ' પા. ૧૦૯, ૧૧૧ બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.૧૭૭]

## સુન્નતની પાબંદી વિષે અદભુત બનાવ

નકશબંદી સિલસિલામાં સુન્નતની પાબંદીનો ખૂબ આગ્રહ હોવા તરફ ઉપરના બનાવમાં ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈશારો ફરમાવ્યો છે એટલે એના વિષે એક અદભુત બનાવ અહીં લખવો મુનાસિબ લાગે છે.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપુરી

રહમતુલ્લાહિ અલયહ 'દુર્રે લાસાની' (કિતાબ)માં લખે છે કે,

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં એક ચિશ્તી બુઝુર્ગ હાજર થયા.

તે બુઝુર્ગે આપથી અરજ કરી કે,

"મને ઘણાં વરસોથી નિસ્બતે હકમાં કબ્ઝ હતો. હું આપના (પીરો મુરશિદ) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં હાજર થયો અને (મારા) કબ્ઝની શિકાયત કરી. હઝરત ખ્વાજાની તવજ્જુહ અને દુઆથી મારી કબ્ઝની હાલત બસ્તમાં ફેરવાઈ ગઈ!

આપ પણ કંઈક ઈનાયત ફરમાવી દો કારણકે, હઝરત ખ્વાજા રહમતુલ્લાહિ અલયહએ પોતાના તમામ ખલીફાઓ અને મુરીદોને આપના હવાલે કરી દીધાં છે."

હઝરતે ફરમાવ્યું કે,

"મારી પાસે તો સુન્નતની પાબંદી સિવાય બીજું કશું જ નથી!"

હઝરતના આ શબ્દો સાંભળતાં જ પેલા ચિશ્તી બુઝુર્ગ પર હાલ તારી થઈ ગયો! તેમની કસરતે નિસ્બત અને કુવ્વતે બાતિનીના પ્રભાવથી સરહિન્દ શરીફની ધરતી ધ્રુજવા લાગી!

હઝરતે એક ખાદિમને ફરમાવ્યું કે,

"પેલા ગોખમાંથી મારું મિસ્વાક લઈ આવો!"

ખાદિમે તુરંત મિસ્વાક લાવીને પેશ કર્યું.
હઝરતે મિસ્વાક લઈને તેને જમીન ઉપર પછાડયું.
મિસ્વાક જમીન ઉપર પડતાં જ ધરતીનું ધ્રુજવાનું બંધ થઈ ગયું!

પેલા ચિશ્તી બુઝુર્ગની જઝબની કૈફિય્યત પણ ખત્મ થઈ ગઈ !

હઝરતે પેલા ચિશ્તી બુઝુર્ગને ફરમાવ્યું કે,

''તમારી કરામતથી સરહિન્દની ધરતી ધ્રુજવા લાગી. જો આ ફકીર દુઆ કરે તો સરહિન્દના મુર્દાઓ ફરીથી જીવતા થઈ જાય !

પરંતુ ધરતી ધ્રુજાવવાની તમારી કરામતના કરતાં અને મુર્દાઓને ફરીથી જીવતા કરવાની મારી દુઆના કરતાં વુઝૂ કરતી વખતે સુન્નતની પાબંદી તરીકે મિસ્વાક કરવાને હું કેટલાયે દરજજે અફઝલ ગણું છું !''

('દુર્રે લાસાની' ભાગ-૩, પ્રસ્તાવના)

અલ્લાહો અકબર !

આવો હતો સુન્નતની પાબંદીનો હઝરતનો આગ્રહ !

આપના નઝદીક ઈન્સાનની ઝિંદગીનો મકસદ નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ સિવાય બીજો કંઈ નથી.

ખ્વાજા જહાનને આપે એક પત્રમાં લખ્યું છે કે,

''તમામ કમાલાત હાસિલ થવાનો આધાર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની ઈત્તિબાઅ પર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખુલ્ફાએ રાશિદીનની ઈત્તિબાઅ પર છે કારણકે, (તેઓ) હિદાયતના સિતારાઓ છે અને વિલાયતના આફતાબ (સૂરજ) છે. જેણે તેઓની પૈરવી કરી તેણે હિદાયત મેળવી અને જેણે મુખાલિફત કરી તે ગુમરાહ થયો.''

('મક્તૂબાત શરીફ' ભાગ-૧, પત્ર નં. ૨૫)

## અકબરના બે નિકટના વઝીરો મુરીદ થયા

તજદીદના બીજા વરસે અકબર બાદશાહના બે નિકટના વઝીરો હઝરત મુજદ્દિદ સાહબના મુરીદ થયા.

(૧) સચ્યિદ સદર જહાન (૨) ખાન આઝમ

એ બંનેનો ટૂંકો પરીચય નીચે પ્રમાણે છે :–

### (૧) સચ્યિદ સદર જહાન

મુફતી સદર જહાન પહાનવી બિન અબ્દુલ મુકતદિરે શૈખ અબ્દુન્નબીની ખિદમતમાં ઈલ્મ હાસિલ કર્યો. કેટલાક દિવસો મુમાલિકે મહરૂસા (બાદશાહના તાબા હેઠળના પ્રદેશ)ના મુફતી રહ્યા બાદ તૂરાનના પ્રવાસે ગયા. ત્યાંથી પાછા ફરીને ઉચ્ચ હોદ્દા પર નીમાયા.

અકબરના જમાનામાં 'બે હઝારી' (બે હઝારની સેનાના સેનાપતિ)નો હોદ્દો મળ્યો. જહાંગીરના જમાનામાં 'ચાર હઝારી'નો હોદ્દો મેળવ્યો. કનોજ એમને જાગીર તરીકે આપવામાં આવ્યું. હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહના કરતાં ઉંમરમાં લગભગ ૭૦ (સીત્તેર) વરસ મોટા હતા.

તજદીદના બીજા વરસે હઝરતથી બૈઅત થયા. હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ની જિલ્દ–૩ માં સદર જહાનના નામે લખેલા બે પત્રો નં. ૧૯૪ અને ૧૯૫ લેવામાં આવેલા છે.

હિજરીસન ૧૦૨૭ માં ૧૨૦ (એકસો વીસ) વરસની ઉંમરે કનોજ નજીક પહાન નામના ગામમાં આપનો ઈન્તેકાલ થયો.

(૨) ખાન આઝમ

એમનું મૂળ નામ મિર્ઝા અઝીઝ (કૌકલ્તાશ) હતું. 'કૌકા' તુર્કી ભાષામાં દૂધ શરીક ભાઈને કહે છે. તેઓ અકબર બાદશાહના દૂધ ભાઈ હતા. તેમની માતા જીજી બેગમ અકબરની દૂધ માતા હતી.

તેઓ બાદશાહના શ્રેષ્ઠ સેનાપતિઓ પૈકી હતા. બુદ્ધિ અને બહાદુરી બંનેમાં કામિલ (પરિપૂર્ણ) હતા.

સન ૧૬ જુલૂસે અકબરીમાં તેમને 'ખાન આઝમ'નો ખિતાબ મળ્યો. ઘણાં વરસો સુધી ગુજરાતના સુબેદાર (ગવર્નર) રહ્યા. અબૂલ ફઝલ સાથે તેમને બનતું ન હતું. 'સાત હઝારી'નું પદ મેળવ્યું હતું.

તજદીદના બીજા વરસે હઝરતથી બૈઅત થયા. હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ની જિલ્દ ૧ માં ખાન આઝમના લખેલા બે પત્રો નં. ૬૫ અને ૬૬ લેવામાં આવેલાં છે.

જહાંગીરના શાસનકાળમાં હિજરીસન ૧૦૩૩ માં ગુજરાતમાં અમદાવાદમાં અવસાન પામ્યા. એમના શબને દિલ્હી લઈ જઈને ત્યાં દફન કરવામાં આવ્યું.

દરગાહ હઝરત નિઝામુદીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહની નજીક બંગલાવાલી મસ્જિદની દક્ષિણ તરફ સંગે મરમરની જે ઈમારત 'ચોસઠ ખંભા'ના નામે મશહૂર છે તે ખાન આઝમનો મકબરો છે.

## તજદીદનું ત્રીજું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૩ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૪ સુધી]

### વિરોધીઓને હઝરતે માફી આપી

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહના ઈન્તેકાલ બાદ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ દિલ્હી તશરીફ લઈ ગયા ત્યારે ત્યાં કેટલાક અણસમજુ લોકોએ હઝરતની મુખાલિફત કરી.

હઝરતના દિલને ઘણો આઘાત લાગ્યો. આપ દુઃખી દિલે દિલ્હીથી સરહિન્દ શરીફ વાપસ તશરીફ લાવ્યા.

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે,

**દિલ બ દસ્ત આર કે હજ્જે અકબરસ્ત;**
**સદ હઝારા કઅબા યક દિલ બેહતરસ્ત.**

[અલ્લાહવાળાઓના દિલને ખૂશ રાખ કારણકે એ હજ્જે અકબર સમાન છે. લાખ હજ્જ કરવા કરતાં કોઈ એક અલ્લાહવાળાનું દિલ ખૂશ રાખવું બહેતર છે.]

હઝરતના દિલને દુઃખાવવાનું પરિણામ એ આવ્યું કે, મુખાલિફો (વિરોધીઓ)ના બાતિની હાલાત અને કૈફિયતોમાં ફર્ક આવી ગયો. તેઓ ઘણાં ગભરાયા. હઝરત ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.) (હઝરત ખ્વાજા સાહેબના ખલીફા)❶

---

❶ આપના વિસ્તૃત જીવન પરિચય માટે જુઓ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૩, પા. ૨૬૬, ૨૭૭

અને હઝરત મૌલાના મુહમ્મદ કુલીજખાન-(રહ.) (હઝરત ખ્વાજા સાહેબના સાળા)❶ મારફતે પોતાની ગલતીનો સ્વીકાર

---

❶ મુલ્લા મુહમ્મદ કુલીજ ખાન (રહ.)

તુર્કી ભાષામાં સિંહને 'કુલીજ' કહે છે. આપ 'કુલીજ ખાન અંદજાની'ના નામે જાણીતા હતા.

હિ.સ. ૯૮૦ મુતાબિક ઈ.સ. ૧૫૭૨ માં અકબર બાદશાહે સુરતનો કિલ્લો જીતીને કુલીજ ખાનને દેખરેખ (વહીવટ) માટે સોંપી દીધો હતો.

કેટલાક વરસ પછી અકબરે તેમને ગુજરાતના હાકિમ (ગવર્નર) બનાવ્યા. તે પછી પોતાના વઝીર બનાવ્યા. જુદા જુદા સમયે લાહોર, કાબૂલ, આગ્રા, માળવા અને પંજાબનો વહીવટ પણ એમને સોંપ્યો.

તેઓ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)ના બિરાદરે નિસ્બતી (સાળા) થતા હતા.

હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહના ઈન્તેકાલ બાદ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહની ખિદમતનો શર્ફ હાસિલ કર્યો.

હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પહેલા ભાગમાં ત્રણ પત્રો નં. ૨૪, ૭૬, ૧૪૧ તેમજ બીજા ભાગમાં એક પત્ર નં. ૩૨ મુલ્લા મુહમ્મદ કુલીજ ખાન રહમતુલ્લાહિ અલયહના નામે લખેલા છે.

જહાંગીરના શાસનકાળમાં પ્રથમ ગુજરાતના અને તે પછી પંજાબ તેમજ કાબુલના હાકિમ (ગવર્નર) બનાવવામાં આવ્યા. મઅકૂલ અને મન્કૂલ બંને ઉલૂમના માહિર હતા. દર્સ અને તદરીસ (અધ્યયન-અધ્યાપન)માં મશગૂલ રહેતા હતા.

(ફૂટનોટ નં. ❶ આગળના પાના ઉપર ચાલુ...)

કરીને હઝરતથી માફીની દરખાસ્ત અને ભલામણ કરાવી.

એ બંને સ્નેહીઓની દરખાસ્ત અને ભલામણનો સ્વીકાર કરીને હઝરતે તેમને એક પત્રમાં લખ્યું કે,

> ''કેટલાક દોસ્તોના વિષે (આપે) (માફી માટે) લખ્યું હતું. આ ફકીરે તેમના કુસૂરને માફ કર્યા. અલ્લાહ તઆલા રહમ કરનારો છે, માફ ફરમાવે.''
>
> ('મકતૂબાત શરીફ' દફતર અવ્વલ, મકતૂબ ૩૨)

એ જ વરસે

(૧) અબ્દુર્રહીમ ખાન ખાનાન અને
(૨) શૈખ ફરીદ જેમનો લકબ મુર્તઝાખાન હતો

અને જેઓ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ સાહબ (રહ.)ના મુરીદો હતા, તેઓ હઝરત મુજદ્દિદ સાહબની ખિદમતમાં હાજર થયા અને બૈઅતની તજદીદ કરી. એમનો ટૂંકો પરિચય નીચે પ્રમાણે છે.

**(૧) અબ્દુર્રહીમ ખાન ખાનાન**

મિરઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનનો જન્મ લાહોરમાં

---

(ફૂટનોટ નં. ❶ પાછળના પાનાની ચાલુ...)

જ્યારે લાહોરમાં હતા ત્યારે દરરોજ એક દારુલ ઉલૂમમાં જઈને ફિકહ, હદીસ શરીફ અને તફસીરનો દર્સ આપતા હતા.

૮૦ (એંસી) કરતાં વધારે વરસની ઉંમરે જહાંગીરના સમયમાં હિ.સ. ૧૦૨૩ માં ઈન્તેકાલ થયો.

આપના મોટા ભાગના પુત્રોએ પણ 'અમીર'નું પદ પ્રાપ્ત કર્યું હતું.

હિ.સ. ૯૬૪ માં થયો હતો. પરવરીશ આગ્રામાં થઈ. મહાન આલિમોથી આપે ઈલ્મ હાસિલ કર્યો. ગુજરાત જઈને મહાન આલિમ શૈખ વજીહુદ્દીન અલવી ગુજરાતી (રહમતુલ્લાહિ અલયહ)થી પણ ઈલ્મ હાસિલ કર્યો.

અભ્યાસ પૂરો થયા પછી અકબર બાદશાહે એમને જહાંગીરના ઉસ્તાદ (શિક્ષક) બનાવ્યા. ત્યારથી સતત તરક્કી કરતા રહ્યા. ગુજરાત, સિંધ તથા દક્ષિણના પ્રાંતો એમના જ હાથે ફતેહ થયા. ‘ખાન ખાનાન’ (અમીરુલ ઉમરા) એમનો લકબ હતો.

અરબી, ફારસી, તુર્કી અને હિંદી એમ ચારેય ભાષાઓના જાણકાર હતા. કવિતા, સાહિત્ય અને ઈતિહાસ લેખનમાં નિષ્ણાત હતા. ‘તુઝકે બાબરી’ (બાબરની આત્મકથા)નો તુર્કી ભાષામાંથી ફારસી ભાષામાં સર્વ પ્રથમ અનુવાદ હિ.સ. ૯૯૭ માં એમણે જ કર્યો હતો.

કિતાબોના વાંચનનો એવો ભારે શોખ હતો કે જંગના મેદાનમાં, ઘોડાની પીઠ ઉપર સવાર હોવાની હાલતમાં પણ કિતાબ હાથમાં રહેતી હતી ! કહેવાય છે કે, ગુસલ કરતી વખતે પણ ખાદિમ, કિતાબ ખોલીને હાથમાં પકડી રહેતો હતો અને તેઓ વાંચતા રહેતા હતા !

આલિમો, વિદ્વાનો અને સાહિત્યકારો તેમજ સાક્ષરોનો આપને ત્યાં એટલો મેળો રહેતો હતો કે બાદશાહ અથવા અમીરને ત્યાં પણ જોવા ન મળતો. હિન્દુસ્તાન બલ્કે આખી દુનિયામાં આવો સર્વમુખી પ્રતિભા ધરાવનારો અમીર થયો નથી.

તજદીદના ત્રીજા વરસે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં હાજર થયા અને આપથી બૈઅત થયા.

હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પહેલા ભાગમાં હઝરતે મિરઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનના નામે લખેલા ૧૧ (અગિયાર) પત્રોનો સમાવેશ થયેલો છે જેના નંબરો આ પ્રમાણે છે :–

૨૩, ૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૧૯૧, ૧૯૮, ૨૧૪, ૨૩૨ અને ૨૬૮. ઉપરાંત બીજા ભાગમાં ૩ (ત્રણ) પત્રો નંબર ૮, ૬૨ અને ૬૬ છે.

હિ.સ. ૧૦૩૬માં ઈન્તેકાલ થયો. દિલ્હીમાં હુમાયૂંના મકબરાની સામે દફન કરવામાં આવ્યા.

**(૨) નવાબ શેખ ફરીદ મુર્તઝાખાન બુખારી, દહેલ્વી (રહ.)**

આપ સય્યિદ હતા અને આપનો નસબ (વંશ) ૨૭ (સત્તાવીશ)મી પેઢીએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચે છે.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)ની ખાનકાહનો ઘણો ખરો ખર્ચ આપ જ ચૂકવતા હતા. અકબર બાદશાહના દરબારમાં 'મીર બખ્શી' (મુખ્ય સચિવ, ચીફ સેક્રેટરી)નો હોદ્દો ધરાવતા હતા.

તજદીદના ત્રીજા વરસે, હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહના ઈન્તેકાલ બાદ, હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં હાજર થયા અને આપથી બૈઅત થયા.

હઝરતના મકતૂબાત શરીફના પ્રથમ ભાગમાં સૌથી વધારે ૨૩, (તેવીસ) મુબારક પત્રો આપના નામે છે.

જહાંગીર બાદશાહ થયો તો તેણે આપને 'સાહબે સૈફ વ કલમ' (તલવાર અને કલમના ધણી)નો ખિતાબ આપ્યો. ઉપરાંત આપને 'મુર્તઝાખાન'નો લકબ આપ્યો અને આપને પ્રથમ ગુજરાતના અને પછી પંજાબના હાકિમ (ગવર્નર) બનાવ્યા.

એમના દરવાજેથી કોઈ માંગનારો ખાલી હાથે પાછો ફરતો ન હતો. એમના દસ્તરખ્વાન પર દરરોજ ૫૦૦ (પાંચસો) માણસો ભોજન કરતા હતા. અને ૫૦૦ (પાંચસો) માણસોના ઘરે તૈયાર ભોજન મોકલવામાં આવતું હતું.

ગુજરાતની કેટલીયે ઈમારતો એમની યાદગાર છે. અમદાવાદમાં શૈખ વજીહુદ્દીન અલવી ગુજરાતી (રહ.)ના મકબરા નજીક આવેલી જામેઅ મસ્જિદ આપની જ યાદગાર છે.

દિલ્હી નજીક 'ફરીદાબાદ' શહેર એમનું જ વસાવેલું છે.

હિ.સ.૧૦૨૫માં એમનો ઈન્તેકાલ થયો. દિલ્હીમાં મનસૂરના મકબરા નજીક, ચિરાગ દેહલીના રસ્તે, આપનો મઝાર છે.

## હઝરત મુજદ્દિદ સાહબે પોતાના પીરની રુબાઈની શર્હ લખી

અંદાઝો છે કે, તજદીદના ત્રીજા વરસે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહએ પોતાના પીર બુઝુર્ગવાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહની બે રુબાઈઓની શર્હ (વિવરણ, સમજૂતી) લખી અને પોતાના ગમગીન દિલને સંતોષ આપવાની કોશિશ કરી.

## તજદીદનું ચોથું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૪ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૫ સુધી]

### અકબરને સમજાવવા માટે હઝરતે ખાસ માણસોને મોકલ્યા

અગાઉ વિગતો આવી ગઈ છે તેમ તે વખતે હિન્દુસ્તાનમાં અકબરની બાદશાહત હતી. બાદશાહની ગુમરાહીના કારણે :–

- O છેલ્લી કક્ષાની બેદીની ફેલાયેલી હતી.
- O બાદશાહ પોતાની પ્રજાને અલ્લાહ તઆલાના દરવાજાથી ખસેડીને પોતાની ચોખટ પર ઝુકવા માટે અને સિજદા કરવા માટે મજબૂર કરતો હતો.

આ ઝુલ્મ અને સિતમ તેમજ બેદીનીનો મંઝર જોઈને હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહની રગોમાં ઈસ્લામી ખૂન જોશ મારવા લાગ્યું. એટલે આપે :–

- O મિરઝા અબ્દુર્રહીમ ખાન ખાનાન
- O ખાન આઝમ (મિરઝા અઝીઝ કૌકલ્તાશ)
- O મુફતી સય્યિદ સદર જહાન
- O નવાબ સય્યિદ ફરીદ મુર્તઝાખાન બુખારી

...વગેરે મારફતે બાદશાહને નસીહત ભરેલા સંદેશાઓ મોકલ્યા. મજકૂર હઝરાત અકબર બાદશાહના વઝીરો હતા અને બાદશાહથી ખૂબ જ નિકટ હતા. એ ચારેયનો પરિચય આ પહેલા આવી ગયો છે. તેઓ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહના અકીદતમંદો અને મુરીદો હતા.

તેઓ બાદશાહની ખિદમતમાં હાજર થયા.
બાદશાહને દરેક રીતે સમજાવવા પ્રયત્નો કર્યા.
હઝરતની રૂહાની કુવ્વતથી પણ ડરાવ્યા.

ઘણી ચર્ચાઓ અને વાદ-વિવાદ બાદ બાદશાહ નીચેની માત્ર બે બાબતો વિષે સંમત થયો :—

O લોકોને ઈખ્તિયાર છે ચાહે દીને ઈસ્લામ પર રહે ચાહે દીને ઈલાહી અપનાવે.

O સિજદએ તઅઝીમ કરવા માટે કોઈના ઉપર દબાણ કરવામાં નહિ આવશે.

## દરબારીઓને ચકાસવા માટે અકબરની યુક્તિ

અકબરે પોતાના દરબારીઓની અકીદતને ચકાસવા માટે એક યુક્તિ કરી. મહેલની સામે મેદાનમાં તેણે બે શામિયાના તૈયાર કરાવ્યા. એક સુન્નતે નબવી અલયહિસ્સલાતો વસ્સલામ પર અમલ કરવાવાળાઓના માટે હતો જે મામૂલી દરજાનો હતો. બીજો બાદશાહથી અકીદત રાખનારાઓ માટે હતો જે ખૂબ જ શાનદાર હતો અને તે જાતજાતની સ્વાદિષ્ટ વાનગીઓ અને પકવાનો વડે સજાવવામાં આવ્યો હતો.

બાદશાહે દરબારીઓને ત્યાં ભોજન માટે આમંત્રણ આપ્યું અને બંને શામિયાનાઓમાંથી જેને જ્યાં જવું હોય ત્યાં જવાની છૂટ આપી. કોણ કયાં જાય છે તેનું નિરીક્ષણ કરવા માટે પોતે મહેલના ઝરૂખામાં બેઠો.

જયારે બધાં દરબારીઓ આવી ગયા અને પોત પોતાના પસંદગીના શામિયાનામાં પહોંચીને ભોજનમાં મશગૂલ થયા ત્યારે અચાનક ભયાનક ઝડપથી વા વંટોળ અને ચક્રવાત શરૂ થયો.

શાહી અકીદતમંદોનો શામિયાનો ઊખડી ગયો અને ઘણા લોકો ઘાયલ થયા.

ઝરૂખામાં બેઠેલો બાદશાહ પણ બચી ન શકયો. જોરદાર વાવાઝોડાના કારણે પવનમાં ઊડીને કોઈ ચીઝ આવી અને બાદશાહને જોરદાર ચોટ લાગી અને બાદશાહ ઘાયલ થયો.

ખુદાની શાન જુઓ કે સુન્નતે નબવી અલયહિસ્સલાતો વસ્સલામ પર ચાલનારાઓ માટે બનાવેલો શામિયાનો જેવોને તેવો પોતાની ચમક દમક સાથે ઊભો હતો ! કોઈને કોઈ પણ પ્રકારનું નુકસાન ન થયું !

('રવઝતુલ કૈયૂમિય્યહ' રુકને અવ્વલ, પા. ૧૨૬)

ઈ.સ. ૧૫૯૭ માં લાહોરમાં નવરોઝના જશનના દિવસે આગ વરસી.

('રૂદે કૌસર' પા. ૧૩૩)

## અકબરનો ઈન્તેકાલ

ઉપરના બનાવના થોડા જ દિવસો પછી આઠમી જમાદિલ અવ્વલ, હિ.સ. ૧૦૧૪ મુતાબિક ૧૭, ઓકટોબર, ઈ.સ. ૧૬૦૫ ને મંગળવારના દિવસે અકબરનો ઈન્તેકાલ થયો.

આગ્રાથી ચાર માઈલ દૂર સિકન્દરા નામના સ્થળે અકબરનો મઝાર છે.

## અકબરનું મોત ઈમાન પર થયું કે કુફ્ર પર ?

અકબરના જમાનાના હાલાત મુખ્યત્વે નીચેના ઈતિહાસ ગ્રંથોમાંથી જાણવા મળે છે :–

(૧) મુલ્લા અબ્દુલકાદિર બદાયૂંની લિખિત 'મુન્તખબુત્તવારીખ'

(ર) અબૂલ ફઝલ લિખિત (૧) 'આઈને અકબરી'
(૨) 'અકબરનામા'

પરંતુ અકબરના ઈન્તેકાલથી કેટલાક વરસ પહેલાં એ બંને લેખકોનો ઈન્તેકાલ થઈ ગયો હતો એટલે એમના ગ્રંથોમાં અકબરના અંતિમ સમયના હાલાત મળતા નથી.

'તૂઝકે જહાંગીરી' (જહાંગીરની આત્મકથા)માં પણ અકબરના હાલાત લખેલા છે પરંતુ સર સય્યિદ ડોકટર અહમદખાન બહાદુરે હિ.સ. ૧૨૮૧ મુતાબિક ઈ.સ. ૧૮૬૪ માં છપાવેલી 'તૂઝકે જહાંગીરી'માં અકબરે અંતિમ સમયે તૌબા કરી હતી કે નહિ, તે વિષે કોઈ માહિતી મળતી નથી.

આમ અકબરના અંતિમ સમય વિષે અંધારપટ હોવાથી તેનો ઈન્તેકાલ ઈમાન પર થયો હતો કે કુફ્ર પર એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. એ વિશે વિદ્વાનોના બે પક્ષો પડી ગયા છે.

બંને પક્ષોએ પોતાની માન્યતાના સમર્થનમાં કરેલી કેટલીક દલીલો વાચકોની જાણ માટે અહીં આપી છે.

**પ્રથમ પક્ષની દલીલો**

ખાન બહાદુર શમ્સુલ ઉલમા મૌલવી ઝકાઉલ્લાહ દહેલ્વી મર્હૂમ 'તારીખે હિન્દુસ્તાન', જિલ્દ ૬ માં લખે છે કે :–

જહાંગીરે 'છોટી તૂઝક' (સંક્ષિપ્ત આત્મકથા)માં પોતાના બાપના મરવાનો હાલ ઘણો દિલચસ્પ લખ્યો છે.

તે લખે છે કે :–

મંગળવારના દિવસે, ૮, જમાદીલ અવ્વલ, હિ.સ. ૧૦૧૪ ના રોજ મારા પિતા અને મુરશિદનો શ્વાસ તંગ થયો અને મોતનો સમય નઝદીક આવી ગયો.

તેમણે ફરમાવ્યું કે,

''બાબા ! (જહાંગીરને સંબોધન કર્યું) કોઈ આદમીને મોકલીને મારા બધાં અમીરો અને મુકર્રબોને બોલાવી લો જેથી હું તને તેમના સુપર્દ કરું અને મારાથી કોઈને મન દુઃખ થયું હોય તો તેમનાથી માફ કરાવું. તેમણે વરસો સુધી મારા સાથે રહીને જાનફિશાની કરી છે.''

અમીરો હાજર થયા.

બાદશાહે તેમના તરફ મુખ કરીને પોતાના કુસૂર માફ કરાવ્યા.

તે પછી કેટલાક ફારસી અશ્આર પઢયા.

મીરાન સદર જહાન હાજર થયા અને દોઝાનૂ અદબથી બેસીને કલિમએ શહાદત પઢવા શરૂ કર્યા.

બાદશાહે પોતે પણ પોતાની ઝબાનથી બુલંદ અવાજ સાથે કલિમએ શહાદત પઢયા.

તે પછી મીરાન સદર જહાનથી ફરમાવ્યું કે,

''મારા સિરાને બેસીને સૂરએ 'યા-સીન' અને 'દુઆએ અદીલહ' પઢો !''

જયારે મીરાન સદર જહાને સૂરએ 'યા-સીન' પઢીને 'દુઆએ અદીલહ' ખત્મ કરી તો બાદશાહની આંખોમાંથી આંસૂ વહેવા લાગ્યા અને જાન જાન બનાવનારાને સોંપી દીધી.

['ઉલમાએ હિન્દકા શાનદાર માઝી' પા. ૨૦૧ બાંઠવાલા; 'તારીખે હિન્દુસ્તાન', જિ. ૭, પા. ૮૧,૮૨ (સંક્ષેપ)]

**બીજા પક્ષની દલીલો**

પ્રખર ઈતિહાસકાર, વિદ્વાન અને કેળવણીકાર પ્રોફેસર ડોક્ટર મુહમ્મદ મસઊદ અહમદ સાહબે અસંખ્ય કિતાબોના ઊંડા અભ્યાસ પછી 'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' કિતાબ લખી છે અને મદીના પબ્લીસિંગ કંપની, કરાંચીથી ઈ.સ. ૧૯૭૬ માં પ્રગટ થઈ છે.

એમાં પાના ૧૧૨ ઉપર લખે છે કે :–

શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી રહમતુલ્લાહિ અલયહ (વફાત હિ.સ. ૧૦૫૨) (એમનો પરિચય હવે પછી આવે છે) એ અકબરના ઈન્તેકાલ પર દરબારે અકબરીના અગ્રેસર દરબારી શૈખ ફરીદ બુખારી (એમનો પરિચય અગાઉ આવી ગયો છે)ને એક દિલાસા પત્ર લખ્યો હતો. તેમાં ઉલ્લેખિત બાબતો અકબરના અકીદાઓના માટે સનદનો દરજ્જો ધરાવે છે.

શૈખ અબ્દુલ હક અલયહિર્રહમહના દિલાસા પત્રના અવલોકનથી જાણવા મળે છે કે લાદીની (કુફ)ની હાલતમાં અકબરનું મૃત્યું થયું અને એ (પણ જાણવા મળે છે) કે તેણે આખરી દિવસોમાં પૈગમ્બરી અને ખુદાઈનો દાવો પણ કર્યો હતો.

અહીં એ દિલાસા પત્રના વિવિધ અંશો પેશ કરવામાં આવે છે, જેનાથી હકીકતોને સમજવામાં મદદ મળી શકે છે :–

[૧]

પરંતુ શરાબ પીવાની ખાસિયત આ છે કે, એનો જે ઘૂંટ પીવામાં આવે છે, જે ટીપું હલક (ગળા)ના નીચે ઉતરે છે તે તલબમાં ઓર વધારો કરી દે છે અને પ્યાસ વધી જાય છે. મસ્ત

કરીને, બે ખૂદ અને બેખબર કરી દે છે. એ સમયે (શરાબ પીનારો) કોઈની નસીહત સાંભળી નથી શકતો અને તેને અંજામની ફિકર નથી રહેતી. દુનિયા અને હુકૂમતનો ઘમંડ તેને એ હદ સુધી પહોંચાડી દે છે કે, પૈગમ્બરી અને ખુદાઈનો દાવો કરી બેસે છે. એનાથી આગળ શું કહી શકાય છે?

[૨]

ફિરઔને પોતાના નાના મુલ્ક મિસર પર એટલો ગુરૂર કર્યો કે ખુદાઈનો દઅવો કરી બેઠો. બીજાઓના વિષે શું કહેવાય?

તે (અકબર ?) ખુદાથી બેખબર ન હતો. જાણતો હતો કે, ખુદા તો આસમાન અને જમીનનો પેદા કરનારો છે અને તેણે (અકબરે ?) તો એક માખી અને મચ્છર પણ આ દુનિયામાં પેદા નથી કર્યા તો પછી ખુદાઈનો દઅવો કેવો ?

[૩]

તે (અકબર ?) તો દીવાનો (ગાંડો) ન હતો નહિતર આ બધી બકવાસ તેની દીવાનગી (ગાંડપણ)માં ગણવામાં આવતે.

[૪]

પરંતુ દુનિયાની મસ્તી અને ગુરૂર અને સલ્તનત તથા હુકૂમતના ઘમંડે તેને આ બકવાસ કરવા પ્રેરણા આપી. ઘણાં લોકોની પ્રકૃતિમાં ગુરૂર અને હિમાકત (મૂર્ખાઈ)નું એવું ખમીર મિશ્રિત કરી દેવામાં આવે છે કે, તેમની અકકલ અને તમીઝ (પરખ શકિત) નષ્ટ થઈ જાય છે અને અકકલના દાવેદાર હોવા છતાં તેઓ દીવાના (ગાંડા) જેવા કામ અને દીવાનાઓ જેવી વાતો કરે છે. દીવાના તો નથી પરંતુ દીવાનાઓ જેવા જરૂર છે. એક ઊઠે છે અને પૈગમ્બરીનો દાવો કરે છે અને તેને કંઈ ખબર નથી કે પૈગમ્બરી શું ચીઝ છે ?

લોકો પોતાના મિઝાજ અને નફસની એવી અંધિયારીમાં પડેલાં છે કે નસીહતની તરફ બિલકુલ કાન નથી ધરતા અને નેક કામોની તરફ કદમ નથી ઉપાડતા. મરવા બાદ તેને ખબર થશે કે હકીકત શું છે ?

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"લોકો સૂતેલા રહે છે અને જ્યારે તેઓ મરે છે તો હોશિયાર થાય છે !"

જો હવે 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' કહે તો ક્યાં પનાહ મળી શકે છે ?

**(શૈખ અબ્દુલ હક : 'મજમૂઆ મકાતિબ વર્રસાઈલ ઈલા અરબાબિલ કમાલ વલ કઝાઈલ' પા. ૧૪૩)**

પ્રોફેસર ડોક્ટર મુહમ્મદ મસઊદ અહમદ સાહબ અંતમાં સમીક્ષા કરતાં લખે છે કે :–

શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વીના ઉપર લખેલા દિલાસા પત્રના અંશોથી જાણવા મળે છે કે, **બેદીનીની હાલતમાં અકબરનું મોત થયું.** અકબરની બેદીનીથી તેઓ (શૈખ અબ્દુલ હક) પોતે પરેશાન અને દુ:ખી હતા પરંતુ બેબસ અને મજબૂર હતા બલ્કે વતન છોડીને ચાલ્યા પણ ગયા હતા.

આજે તેના (અકબરના) મોતે તેમના જઝબાતને ઉભાર્યા અને જે કંઈ દિલમાં હતું તે ઝબાન પર આવી ગયું.

જો અકબરનો ખાતિમહ (અંત) બિલખૈર (ઈમાન પર) થયો હોત, તો દિલાસા પત્રમાં ગમગુસારી અને ગમખ્વારી અને રંજ અને અફસોસ જાહેર કરવા સિવાય બીજું કંઈ (લખ્યું) ન હોત. પરંતુ એમાંનું કંઈ નથી બાકી બધું છે ! આ દિલાસો નથી

બલ્કે એક સખ્ત તંબીહ (ધમકી, ચેતવણી) છે.

['સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.૧૧૨,૧૧૩,૧૧૪]

## હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)

ઉપર એમના દિલાસા પત્રની લાંબી ચર્ચા લખી છે એટલે અહીં વાચકોની જાણ માટે એમનો ટૂંકો પરિચય આપવો મુનાસિબ લાગે છે.

હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ)ની શખ્સિય્યત પરિચયની મોહતાજ નથી.

- આપના પૂર્વજ આકા મુહમ્મદ તુર્ક સુલતાન અલાઉદ્દીન ખિલજીના જમાનામાં બુખારાથી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા હતા. હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી મજકૂર આકા મુહમ્મદ તુર્કની સાતમી પેઢીમાં પૈદા થયા.
- આપનો જન્મ હિ.સ. ૯૫૮માં દિલ્હીમાં થયો.
- આપના માનવંત પિતાનું નામ શૈખ સૈફુદ્દીન સૈફી, કાદરી હતું. તેઓ હઝરત શૈખ અમાનુલ્લાહ પાનીપતી (રહમતુલ્લાહિ અલયહ)ના મુરીદ હતા.
- હઝરત શૈખ પ્રખર બુદ્ધિશાળી હતા. માત્ર ૨૨ (બાવીસ) વરસની ઉંમરમાં આપ આલિમ અને હાફિઝ થઈ ગયા હતા.
- વાંચનનો એટલો ભારે શોખ હતો કે રાતે મોડે સુધી કિતાબોનું અવલોકન કરતા રહેતા. રાતે માત્ર ત્રણ-ચાર કલાક આરામ ફરમાવતા હતા.

- ❑ આપની ઈલ્મી તેજસ્વીતાથી પ્રભાવિત થઈને હઝારો ઈલ્મના પ્યાસાઓ આપની તરફ પતંગિયાની જેમ આકર્ષાયા.
- ❑ અકબરની બેદીની અને ગુમરાહીથી દુઃખી થઈને આપ હિ.સ. ૯૯૬ માં હિન્દુસ્તાન છોડીને હિજાઝ ચાલ્યા ગયા.
- ❑ મક્કા મુઅઝઝમામાં હઝરત શૈખ અબ્દુલ વહહાબ મુત્તકી રહમતુલ્લાહિ અલયહથી આપે બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- ❑ હિ.સ. ૯૯૮ માં આપ મદીના મુનવ્વરા તશરીફ લઈ ગયા. ત્યાં બે વરસ ફૈઝ હાસિલ કરતા રહ્યા.
- ❑ હિ.સ. ૧000 માં ભારત પાછાં આવ્યા.
- ❑ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહથી બૈઅત થઈને આપથી બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- ❑ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ સાથે પણ આપનો ગાઢ સંબંધ હતો. હઝરતના મકતૂબાત શરીફના ભાગ-૧ માં પત્ર નં. ૧૧૫ અને ભાગ-૨ માં પત્ર નં. ૨૯ આપના નામે લખેલો છે.
- ❑ અકબર બાદશાહના દરબારીઓ અને વઝીરો સાથે પણ આપને ગાઢ સંબંધો હતા.
- ❑ અકબરના ઈન્તેકાલ બાદ આપે પોતાના પીર ભાઈ અને અકબરના દરબારી તથા વઝીર શૈખ ફરીદ બુખારી (રહમતુલ્લાહિ અલયહ)ને દિલાસા પત્ર લખ્યો હતો જેની વિગતો ઉપર આવી ગઈ છે.
- ❑ આપે એક સો કરતાં પણ વધારે કિતાબો લખી હતી.

- આપની હદીસની ખિદમત બેનમૂન છે. સતત પર (બાવન) વરસ સુધી આપ દિલ્હીમાં હદીસનો દર્સ આપતા રહ્યા.

- શાહજહાનના શાસનમાં ૨૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૫૨ માં આપનો ઈન્તેકાલ થયો.

  ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

- દિલ્હીમાં મેહરોલી નામના સ્થળે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહના મુબારક રોઝાથી નજીક હૌઝે શમ્સીના કિનારે આપનો મઝારે મુબારક છે.

## નવી ક્રાંતિ કરવા માટે વઝીરોને હઝરતની પ્રેરણા

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)એ અકબરના દૌરથી જ રાજયના મોટા અને મહત્વના વઝીરોને નવી ક્રાંતિ કરવાના માટે તૈયારી કરવા પ્રેરણા આપવાનું શરૂ કરી દીધું હતું. આ વિષયમાં શૈખ ફરીદ બુખારીને આપે લખેલો પત્ર વાંચવા લાયક છે.

એ પત્રમાં આપે લખ્યું છે કે :–

''જરા ખ્યાલ તો કરો કે મામલો કયાંથી કયાં સુધી પહોંચી ગયો છે? મુસલમાનીની બૂ પણ બાકી નથી રહી!

એક દોસ્તે કહ્યું છે કે,

તમારા લોકોમાંથી જયાં સુધી કોઈ દીવાનો ન થશે (ત્યાં સુધી) મુસલમાની સુધી પહોંચવું મુશ્કેલ છે. ઈસ્લામની બોલબાલા કરવાના માટે પોતાના નફા અને નુકસાનનો પણ ખ્યાલ ન કરવો એ છે દીવાનગી! ઈસ્લામ રહે તો કંઈ પણ થાય (તેની કંઈ પરવાહ નથી) અને (ઈસ્લામ) ન રહે તો પછી કંઈ પણ ન રહે. જો મુસલમાની છે તો ખુદાની રઝા અને તેના હબીબે મુકર્રમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુશનૂદી પણ છે અને આકાની રઝા (પ્રસન્નતા)ના કરતાં વધીને કોઈ દૌલત નથી.''

('મક્તૂબાત શરીફ' ભાગ–૧, પત્ર નં. ૧૬૩)

## જહાંગીરની તખ્તનશીનીમાં શૈખ ફરીદ બુખારીનો સાથ અને સહકાર

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની પ્રેરણા અને પ્રોત્સાહનના કારણે જ તખ્ત નશીનીના પ્રયાસોમાં શૈખ ફરીદ બુખારીએ જહાંગીરને સાથ આપ્યો જેની વિગતો નીચે પ્રમાણે છે :–

અકબર બાદશાહની હયાતીમાં જ જહાંગીરનો પુત્ર ખુસરૂ, પોતાની જાનશીનીના માટે પ્રયાસો અને પ્રયત્નો કરવામાં મશગૂલ થઈ ગયો હતો. મોટા ભાગના અમીરો તેના તરફદાર હતા. પરંતુ હઝરતના ખાસ અકીદતમંદ અને જહાંગીરના ખાસ વિશ્વાસુ શૈખ ફરીદ બુખારી અને તેમના સાથીઓએ આ શરતે જહાંગીરની હિમાયત કરી કે સત્તા પ્રાપ્ત કર્યા પછી તે ઈસ્લામની પૂરેપૂરી હિફાઝત કરશે.

ભારતના જાણિતા ગૈરમુસ્લિમ ઈતિહાસકાર ડો. ત્રિપાઠી પોતાના પુસ્તક 'Rise and Fall of Mughal Empire'માં લખે છે કે :–

> ''અકબરના શાસનના છેલ્લા દૌરમાં કેટલાક અમીરોએ આગરાના લશ્કરના કમાન્ડર ફરીદ બુખારીની નેતાગીરીમાં સાદાતે બારહાની મદદથી તખ્તનશીનીના પ્રયાસોમાં સલીમ (જહાંગીર)ની હિમાયત કરી અને આ શરતે પોતાના જોરદાર સહકારની ખાતરી આપી કે, તખ્તનશીની બાદ સલીમ ઈસ્લામની હિફાઝત કરશે. શાયદ એનાથી તેનો આ મકસદ હશે કે સલીમ અહલે સુન્નત વ જમાઅતની હિમાયત કરે. આ વાત અકબરની પોલિસીથી બિલ્કુલ વિરુદ્ધ હતી.
>
> જહાંગીરની તખ્તનશીની પછી તરત જ શૈખ ફરીદ

બુખારી પંજ હઝારી (પાંચ હજાર સૈનિકોના સેનાપતિ)ના મન્સબ અને મીર બખ્શી (મુખ્ય સચિવ)ના પદ પર આરુઢ થઈ ગયો. ફરીદ શૈખ અહમદની સાથે નિકટના સંબંધો ધરાવતો હતો.''

['Rise and Fall of Mughal Empire' pp. 355-356]

તખ્તનશીની બાદ જહાંગીરે ૧૨ (બાર) મુદ્દાનું ફરમાન જારી કર્યું. તેમાં ત્રણ મુદ્દા નીચે પ્રમાણે હતા :–

(૧) દરેક પ્રકારના સ્વૈચ્છિક અને નકારાત્મક (ઈસ્લામ વિરોધી) કામોની મનાઈ.

(૨) મસ્જિદોને લગતી જમીનોને બહાલી.

(૩) કેદીઓની આમ માફી

## ઈસ્લામી શરીઅતને ફરીથી જીવંત કરવા માટે વઝીરોને હઝરતની પ્રેરણા અને પ્રોત્સાહન

જહાંગીરની તખ્તનશીની પછી તરત જ હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)એ રાજ્યના પ્રધાનોને શરીઅતને ફરીથી જીવંત કરવા માટે પ્રેરણા અને પ્રોત્સાહન આપવાનું શરૂ કર્યું. એ વિષયમાં હઝરતે કેટલાક વઝીરોને લખેલા પત્રોના કેટલાક અંશો નીચે પ્રમાણે છે.

(૧)

સદર જહાંને લખેલા એક પત્રમાં હઝરત ફરમાવે છે કે,

''હાલમાં જ્યારે હુકૂમતમાં ઈન્કિલાબ આવી ગયો છે અને બીજા મઝહબોની દુશ્મની ધૂળમાં મળી ગઈ છે, (ત્યારે) ઈસ્લામના ઈમામો (નેતાઓ) અને ઉલમા પર

લાઝિમ છે કે, પોતાનું સમગ્ર ધ્યાન શરીઅતની તરવીજ (પ્રચલન) તરફ કેન્દ્રિત કરે અને શરીઅતના સુતૂન (સ્થંભ) ઢળી પડયા છે તેને ફરી પાછા ખડા કરી દે !''

('મકતૂબાત શરીફ' ભાગ-૧, પત્ર-૧૯૫)

(૨)

ખાન જહાંને લખેલા એક પત્રમાં હઝરત ફરમાવે છે કે,

''જયારે પણ આપ બાદશાહથી મુલાકાત કરો અને તે (બાદશાહ) આપની વાતો સાંભળવા માટે ધ્યાનિત થાય, તો કેવું સારું થાય કે સ્પષ્ટ રીતે અથવા ઈશારાથી અહલે સુન્નત વ જમાઅતના અકીદાઓ પ્રમાણે કલિમએ હક અર્થાત કલિમએ ઈસ્લામ તેમના કાનો સુધી પહોંચાડો.''

('મકતૂબાત શરીફ' ભાગ-૧)

(૩)

નવાબ મુર્તઝાખાં (શૈખ ફરીદ બુખારી)ને લખેલા એક પત્રમાં હઝરત ફરમાવે છે કે :–

''આજે જયારે બાદશાહ (જહાંગીર)ની તખ્તનશીનીની ખૂશખબરી ખાસ અને આમના કાનો સુધી પહોંચી રહી છે અને દૌલતે ઈસ્લામનું પતન ખત્મ થઈ રહ્યું છે, (ત્યારે) મુસલમાનોએ પોતાના માટે જરૂરી સમજવું કે બાદશાહના સહાયક અને મદદગાર અને શરીઅતની તરવીજ (પ્રચલન) અને મિલ્લતે ઈસ્લામિય્યહની તકવિય્યતના માટે પ્રયત્નશીલ થાય. આ સહયોગ અને તકવિય્યત ભલે મૌખિક હોય કે અમલી રીતે હોય.

સૌથી વધીને દૌલત અને ઈમ્દાદ તો આ છે કે,

શરીઅતના મસાઈલને બયાન કરવામાં આવે કે જેથી કોઈ અલ્પજ્ઞાની અથવા ગુમરાહ દરમિયાનમાં અવરોધક ન બને, આ રાહથી ભટકાવી ન દે અને મામલો ખરાબ ન થઈ જાય...

હક સુબ્હાનહૂ વ તઆલાએ આપને કુર્બે શાહી (બાદશાહની નિકટતા) પૂરી રીતે અર્પણ કરેલી છે અને સાથે જ પાત્રતા પણ બખ્શી છે એટલે આપથી આશા છે કે બાદશાહથી જ્યારે મળવા-ભળવાનો મોકો મળે ત્યારે શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરવીજ (પ્રચાર)ની કોશિશ કરતા રહો અને મુસલમાનોને વતનમાં બેવતનીની ઝિંદગીથી નજાત (મુક્તિ) અપાવો.''

('મકતૂબાત શરીફ' ભાગ-૧, પત્ર-૪૭)

(૪)

મુશરિકોના જેવી કેટલીક રસ્મો શાહી ઝનાનખાના (બેગમોના નિવાસ્થાનો)માં ચાલુ હતી જેથી તેને દૂર કરવાના માટે હઝરતે શૈખ ફરીદ બુખારીને આ રીતે પ્રેરણા આપી :-

''મુસલમાનો પર લાઝિમ છે કે, તેઓ આ રસ્મોની બૂરાઈથી બાદશાહને આગાહ કરે અને તેને દૂર કરવાની કોશિશ કરે શાયદ એ (રસ્મો) એટલા માટે અપનાવવામાં આવેલી હોય, કે બાદશાહ એની બૂરાઈથી સારી રીતે વાકેફ ન હોય.''

('મકતૂબાત શરીફ' ભાગ-૧, પત્ર-૧૬૪)

## હઝરતે જહાંગીરનો મિઝાજ જ નહિ બદલ્યો બલ્કે હુકૂમતનો મિઝાજ બદલી નાંખ્યો !

અકબરની હયાતીમાં જ જહાંગીરે :-

O મૌલાના મીર કલાં હરવી,
O મૌલાના કુત્બુદ્દીન અને
O અબ્દુર્રહીમ ખાનખાનાન

પાસે શિક્ષણ મેળવ્યું હતું.

ખાનખાનાન હઝરતના ખાસ અકીદતમંદોમાંથી હતો. મકતૂબાત શરીફમાં ઘણાં પત્રો એમના નામે મોજૂદ છે. એમના અને બીજા વઝીરોના વાસ્તાથી જ જહાંગીર પર હઝરતનો એ પ્રભાવ પડયો કે હઝરતે જહાંગીરનો મિઝાજ નહિ બદલ્યો બલ્કે હુકૂમતનો મિઝાજ બદલી નાંખ્યો!

**ખાકકે ઢેરકો અકસીર બના દેતી હે,**
**યહ અસર રખતી હે ખાકસ્તરે પરવાનએ દિલ.**

જહાંગીર અહલે સુન્નત વ જમાઅતનો હામી અને મદદગાર હતો. હઝરતે મૌલાના મુહમ્મદ અશરફને લખેલા એક પત્રમાં ફરમાવ્યું છે કે,

**''અલ્હમ્દુલિલ્લાહિ સુબ્હાનહૂ વલ મિન્નતહૂ કે સુલ્તાને વકત ખૂદ રા હનફી મઝહબ મી ગીરદ વ અઝ અહલે સુન્નત મી દાનદ વ ઈલ્લા કાર બર મુસલમાનાં બિસ્યાર તંગ મી શુદ. શુક્રે ઈ નેઅમતે ઉઝમા બજા બાયદ આવર્દ.''**

**('મકતૂબાત શરીફ' ભાગ-૧, પત્ર-૨૫૧)**

**ભાવાર્થ :**

તમામ તારીફો અલ્લાહના માટે છે જે પવિત્ર અને ઉપકારકર્તા છે. સુલ્તાને વકત (સમકાલીન બાદશાહ અર્થાત જહાંગીર) પોતાને હનફી મઝહબનો તથા અહલે સુન્નત વ જમાઅતનો હોવાનું જાણે છે નહિતર મુસલમાનોના કામો ઘણા મુશ્કેલ થઈ જાત. આ મહાન નેઅમતનો શુક્ર અદા કરવો જોઈએ.

કરાંચી યુનિવર્સિટીના પૂર્વ વાઈસ ચાન્સેલર અને આંતર રાષ્ટ્રીય પ્રખ્યાતી પામેલા પાકિસ્તાની ઈતિહાસકાર ડોકટર ઈસ્તિયાક હુસૈન કુરેશીએ અત્યંત સંક્ષેપ અને સઘનતા સાથે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહના તબ્લીગી અને ઈસ્લાહી પ્રયાસોના તબકકાવાર પરિણામોનો ઉલ્લેખ આ રીતે કર્યો છે :–

જહાંગીરની હુકૂમતના દૌરમાં શૈખ અહમદ સરહિન્દી જેઓ મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ) તરીકે જાણીતા છે, મેદાનમાં આવ્યા. આપની સતત કોશિશોથી દીનને ફરીથી જીવંત કરવાની ઝુંબેશની શરૂઆત થઈ. એ ઈન્કિલાબ (ક્રાંતિ) અને તબ્દીલી (પરિવર્તન)ના નતીજામાં રાજકીય સ્તરે જે કોશિશો કરવામાં આવી તે અકબર, જહાંગીર, શાહજહાન અને ઔરંગઝૈબ આલમગીરના દરબારોની તબ્દીલી (પરિવર્તન) પામતા વાતાવરણમાં જોઈ શકાય છે.

- O અકબર બાદશાહ આઝાદ ખ્યાલ (સ્વચ્છંદ વિચારસરણી–વાળો) (બેદીની)ની ચરમ સીમા સમાન હતો.
- O જહાંગીરની તખ્તનશીનીથી એ આઝાદ ખ્યાલીનું (સ્વચ્છંદ વિચારસરણી)નું પતન શરૂ થયું.
- O શાહજહાન જો કે એક પારસા (નેક) સુન્ની મુસલમાન હતો અને દરબારમાં કોઈ પ્રકારની મઝહબી ઢીલ સહન કરતો ન હતો, છતાં તેણે ગૈર સુન્નીઓને પણ સંતોષિત રાખ્યા.
- O ઔરંગઝૈબ આલમગીર સુન્નીય્યતના નિશાન (પ્રતીક) અને ફતેહ તથા કામિયાબી હતા.

['A History of Freedom Movement' pp.20,
બહવાલા : 'સીરતે મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા.૧૬૪]

## શરઈ માર્ગદર્શન માટે ઉલમાની કાઉન્સિલ બનાવવાનો શૈખ ફરીદને જહાંગીરનો હુકમ

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની ઈસ્લાહી અને તબ્લીગી કોશિશોનું પરિણામ એ આવ્યું કે જહાંગીર શરીઅતના પ્રચાર અને પ્રસારની તરફ ખાસ ધ્યાનિત થયો અને તેણે શૈખ ફરીદ બુખારીને હુકમ આપ્યો કે શરઈ બાબતોમાં સલાહ, સૂચનો અને માર્ગદર્શનના માટે ઉલમાની એક મજલિસ અથવા કાઉન્સિલ બનાવવામાં આવે.

અકબરી દૌરની બેદીની અને બદમઝહબી જુઓ અને પછી ધીરે ધીરે ઈસ્લામની આ ચડતી જુઓ કે ખૂદ બાદશાહ શરઈ બાબતોમાં માર્ગદર્શન માટે ઉલમાના મશ્વરાનો તલબગાર છે ! આ અઝીમુશ્શાન ઈન્કિલાબ અને આ બુદ્ધિથી પર તબ્દીલી (પરિવર્તન) આપો આપ નથી થઈ ગઈ ! આ ઈન્કિલાબ અને તબ્દીલીમાં હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની નિડર, જીવ સટોસટની, મોમિનાનહ તબ્લીગ અને ઈસ્લાહનો પૂરેપૂરો દખલ છે.

### ઉલમાની કાઉન્સિલ વિષે હઝરતના વિચારો

જહાંગીરે શૈખ ફરીદ બુખારીને ઉલમાની એક કાઉન્સિલ બનાવવાનો હુકમ આપ્યાની જાણ હઝરતને થઈ તો આપે શૈખ ફરીદ બુખારીને તત્કાળ પત્ર લખ્યો.

આપે લખ્યું કે,

**''સાંભળવામાં આવ્યું છે કે બાદશાહેઈસ્લામ (જહાંગીર)એ પોતાના ઈસ્લામી હુસ્ને બાતિન (સદભાવના)ના કારણે આપથી ફરમાવ્યું કે, આપ ૪ (ચાર) એવા દીનદાર આલિમ મેળવે જેઓ (બાદશાહની) હાજર થઈને શરઈ મસાઈલ બયાન કરતા**

રહે કે જેથી (બાદશાહથી) કોઈ કામ શરીઅતના ખિલાફ થવા ન પામે. **અલ્હમ્દુલિલ્લાહિ સુબ્હાનહૂ અલા ઝાલિક.**

મુસલમાનોના માટે એનાથી બહેતર કઈ બશારત (ખૂશખબર) અને દુઃખીઓના માટે એના કરતાં સારી શી ખૂશખબર હોઈ શકે છે ? આ ફકીર એ જ (દીની) ગરઝથી આપની તરફ ધ્યાનિત રહે છે અને વારંવાર આ બાબતની સ્પષ્ટતા પણ કરવામાં આવી છે. એટલા માટે જરૂરતના કારણે (અત્યારે પણ)એ વિષયમાં કહેવા અને લખવાથી અટકીશ નહિ. ઉમ્મીદ છે કે મને મઅઝૂર ગણશો. **સાહિબલ ગર્ઝ મજનૂન** (ગરજવાન દીવાના સમાન હોય છે.❶) એટલા જ માટે ગુઝારિશ છે કે :–

એવા ઉલમા જેઓ દીનદાર હોય, જેઓ પદ, સત્તા અને સંપત્તિની લાલસાથી મુકત હોય, અને શરીઅતના પ્રચાર અને પ્રસાર તથા મિલ્લતને મદદરૂપ થવા સિવાય બીજો કોઈ મકસદ ધરાવતા ન હોય, તેવા ઉલમાની સંખ્યા ખૂબ જ ઓછી છે.

જો તેમનામાં પદ (સત્તા અને સંપત્તિ)ની લાલસા હશે તો દરેક કોઈ ન કોઈ યુક્તિ અપનાવીને પોતાની ફઝીલત જાહેર કરશે. ઈખ્તિલાફી (વિવાદાસ્પદ) મસાઈલ વચમાં લાવશે અને તેને બાદશાહની નિકટતા મેળવવાનો ઝરીયો બનાવશે. એનાથી અવશ્ય દીનનો મોરચો બગડી જશે. વીતેલા કાળમાં (અકબરના જમાનામાં) ઉલમાએ સૂઅ (દુનિયાના લાલચુ અને ભ્રષ્ટ આલિમો)ના ઈખ્તિલાફાત (મતભેદો)એ જ દુનિયાને મુસીબતમાં નાંખી હતી.

હજુ પણ ઉલમાએ સૂઅની સુહબતનો અંદેશો ઊભો છે.

---

❶ ગુજરાતીમાં કહેવત છે : 'ગરજવાનને અકકલ નહિ'

એવી સૂરતમાં દીનનો પ્રચાર શું ખાક થશે ? બલ્કે ઉલ્ટી દીનની ખરાબી થઈ જશે !

હું ઉલમાએ સૂઅના ફિત્નાથી ખુદાની પનાહ માંગું છું.

(મારી નજીક) જો માત્ર એક આલિમને આ હેતુના માટે પસંદ કરવામાં આવે તો બેહતર થશે. ઉલમાએ આખિરત (અલ્લાહવાળા)માંથી કોઈ આલિમ મળી શકે તો એનાથી સારી શી વાત છે ! તેની સુહબત કિબ્રિયતે અહમર (અકસીર)નો હુકમ ધરાવે છે.

અગર એવા (આલિમ) ન મળે તો વિચાર, મનન અને મંથન પછી (જાહેરી) ઉલમામાંથી કોઈ બહેતર અને ગનીમત આલિમને પસંદ કરી લેવામાં આવે.

**'મા લા યદરિ-ક કુલ્લિહિ લા યતા-ક કુલ્લિહિ.'**

આ વિષયમાં એના સિવાય બીજું શું લખું કે, જેવી રીતે લોકોની ભલાઈ ઉલમાના વુજૂદની સાથે સંકળાયેલી છે તે જ રીતે દુનિયાનું નુકસાન પણ એમના પર જ આધારિત છે. બહેતરીન ઉલમા બહેતરીન આલમ છે અને બદતરીન ઉલમા બદતરીન ખલાઈક છે. હિદાયત અને ગુમરાહી બંને તેમના પર મોકૂફ છે.

એક શખ્સે ઈબ્લિસ (શેતાન)ને જોયો કે તે બેકાર બેઠો છે. તેને એનું કારણ પૂછયું. તેણે જવાબ આપ્યો કે,

'આ ઝમાનાના ઉલમા મારું કામ કરી રહ્યા છે,
અને તેઓ દુનિયાને ગુમરાહ કરવાના માટે કાફી છે.'

**આલિમ કે કામરાની વ તન પરવરી કુનદ,**
**ઊ ખેશતન ગુમ અસ્ત કેરા રહબરી કુનદ ?**

[ખ્વાહિશ અને શારીરિક સુખ માટે પ્રયત્નશીલ આલિમ પોતે જ ગુમરાહ છે તો (સાચો) રસ્તો કોને બતાવે ?]

એટલા માટે આ મુઆમલામાં પૂરા ઈખ્લાસથી ચિંતન-મનન કરવા બાદ કદમ ઉઠાવવાની જરૂરત છે. નહિતર જયારે મોકો હાથમાંથી નીકળી જાય છે તો પછી કોઈ ઈલાજ કારગર થતો નથી.

આ પ્રકારની વાતો બુદ્ધિશાળી અને હોશમંદ વર્ગને કહેતા શરમ આવે છે પરંતુ પોતાના માટે સઆદત (સૌભાગ્ય) સમજીને અરજ કરવામાં આવી છે.''

('મકતૂબાત શરીફ' ભાગ-૧, પત્ર-૫૩)

## તજદીદનું પાંચમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૫ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૬ સુધી]

### દૂર દરાઝના મશહૂર ઉલમા બૈઅત થયા

તજદીદના પાંચમાં વરસે હઝરત મુજદિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના મુરીદોના વર્તુળમાં દૂર દરાઝ મુલ્કોના ઘણાં મશહૂર ઉલમા અને મશાઈખ દાખલ થયા જેની વિગતો નીચે પ્રમાણે છે :-

(૧) શૈખ તાહિર બદખ્શીએ બદખ્શાંના શાહનો સાથ છોડીને હિન્દુસ્તાનનું રુખ કર્યુ.

(૨) મૌલાના સાલેહ કોલાબી

(૩) તાલકાનના પ્રખર આલિમ શૈખ અબ્દુલહક શાદમાની

(૪) શૈખ અહમદ બર્કી

(૫) મૌલાના યાર મુહમ્મદ

(૬) મૌલાના શૈખ યૂસુફ...વગેરે

સફરની મુશ્કેલ મંઝિલોને પાર કરીને સરહિન્દ શરીફ પહોંચ્યા અને હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની બરકતવંત ખિદમતમાં હાજર થઈને ઝિયારત અને બૈઅતના શરફથી મુશર્રફ થયા. હઝરતે બધાં પર શફકત અને ઈનાયતની નજર ફરમાવી.

(૧) શૈખ અહમદ બર્કીને એક હફતો પોતાની ખિદમતમાં રાખીને ખિલાફત અને કુબૂલિય્યતના ખિલ્અતથી સરફરાઝ ફરમાવીને વતન રુખસત કરી દીધા. શૈખ અહમદ બર્કીને પોતાના વતનમાં ઘણી કુબુલિય્યત નસીબ થઈ. ખુરાસાન, બદખ્શાન, તુરાનના હઝારો લોકો આપના મુરીદ થયા.

(૨) એ જ અરસામાં શૈખ હસનને પણ ખિલાફત આપીને વાપસ કર્યા.

(૩) શૈખ યૂસુફને પણ ખિલાફત અર્પણ કરીને વિદાય કર્યા.

(૪) મૌલાના સાલેહ કોલાબીને કેટલોક સમય પોતાની ખિદમતમાં રાખીને ખિલાફત આપીને તાલ્કાનની તરફ રવાના ફરમાવ્યા.

(૫) મૌલાના કાસિમ અલીને પણ ખિલાફત આપીને માવરાઉન્નહર રવાના કર્યા.

આ બધા ખુલફાએ જે તે ઈલાકાઓમાં દીને ઈસ્લામની ઘણી તબ્લીગ કરી.

એ બધાનો પરિચય ઈન્શાઅલ્લાહ હઝરતના ખલિફાઓના વિભાગમાં આપવામાં આવશે.

'મઆરિફે લદુન્નિય્યહ'નું લેખન પૂર્ણ કર્યું.

અંદાઝો છે કે આ વરસે હઝરતે 'મઆરિફે લદુન્નિય્યહ' કિતાબનું લેખનકાર્ય પરિપૂર્ણ કર્યું.

## તજદીદનું છઠ્ઠું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૬ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૭ સુધી]

### સિલસિલાનો ફેલાવો

આ વરસે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહના તરીકાનો ફેલાવો ખુરાસાન, બદખ્શાન અને તૂરાનમાં એટલા મોટા પ્રમાણમાં થયો કે, ત્યાંનું કોઈ શહેર, ગામ કે કસ્બો એવો ન હતો જયાં આ સિલસિલાના ખલીફાઓ પહોંચ્યા ન હોય અને ત્યાંના મોટા મોટા આદમી મુરીદ થયા ન હોય.

શૈખ તાહિર બદખ્શીને પણ એ જ વરસે ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.

### ખૂશખબર આપવામાં આવી

એ જ વરસે હઝરતને ખૂશખબર આપવામાં આવી કે, આપનો કિયામત સુધી જે સિલસિલો થશે તે તમામને બખ્શી દેવામાં આવશે. આપ આ નેઅમતનો શુક્ર આ રીતે લખીને જાહેર ફરમાવે છે :–

**'વ અમ્મા બિ નિઅમતિ રબ્બિ–ક ફહદ્દિસ'**

[અને જે કંઈ તારા પરવરદિગારના (તારા પર) ઈન્આમ થાય તેને તું બયાન કરી દેતો રહે.]

"આ ફકીર પોતાના દોસ્તોના હલ્કા (વર્તુળ)માં એક દિવસે બેઠો હતો અને પોતાની કમઝોરીઓ પર વિચાર કરતો હતો... ત્યારે મારા બાતિનમાં આ નિદા આવી કે :–

'મેં તને બખ્શી દીધો અને કિયામત સુધી પેદા થનારા તે તમામ લોકોને પણ બખ્શી દીધાં જેઓ તારા વસીલાથી મારા સુધી પહોંચે, ભલે એ વસીલો વાસ્તા સાથે હોય કે વાસ્તા વગર.'

...તે પછી મને હુકમ આપવામાં આવ્યો કે, હું આ બનાવને જાહેર કરી દઉં."

['મબ્દઅો મઆદ' પા. ૧૭ બહવાલા : હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પા.૧૮૩]

### દિલ્હીનો સફર

આ વરસે હઝરત પોતાના પીર બુઝુર્ગવારના મઝારની ઝિયારતના માટે દિલ્હી તશરીફ લઈ ગયા. અગાઉ જે લોકોએ આપનો વિરોધ કર્યો હતો તેઓ બધાં શહેરથી બહાર કેટલાયે માઈલ સુધી આપનો સત્કાર કરવા માટે આવ્યા અને આપથી મુસાફહ કરીને પોતાના કુસૂરોની સાચા દિલથી માફી ચાહી. હઝરતે બધાંને માફ કરી દીધા.

## તજદીદનું સાતમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૭ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૮ સુધી]

### હઝરતની બીમારી અને શિફા

આ વરસે હઝરતને એવી બીમારી થઈ કે ઝિંદગીની ઉમ્મીદ

બાકી ન રહી. એટલે હઝરતે પોતાના સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ સાદિક (રહમતુલ્લાહિ અલયહ) તથા પોતાના અગ્રેસર ખલીફા મીર મુહમ્મદ નુઅમાનને બોલાવીને પોતાની નિસ્બતે ખાસ્સહ ઈલ્કા કરી.

ટૂંક સમયમાં હઝરતને એ બીમારીમાંથી સંપૂર્ણ શિફા નસીબ થઈ.

### શૈખ ફઝલુલ્લાહ હઝરતથી બૈઅત થયા

શૈખ ફઝલુલ્લાહ બુરહાનપુરી રહમતુલ્લાહિ અલયહ પોતાના જમાનાના મોટા મશાઈખમાંથી હતા. આપને હઝરતની તજદીદ અને કૈયૂમિય્યતની જાણ થઈ. પોતાના એક ખાસ મુરીદને સરહિન્દ શરીફ મોકલીને ઊંડી તપાસ કરાવ્યા બાદ સંતોષ થતા આપ હઝરતથી બૈઅત થયા.

તે પછી કોઈ સરહિન્દ શરીફની આસપાસનો શખ્સ આપની પાસે બૈઅત થવા આવતો તો આપ હઝરત મુજદ્દિદ સાહબ વિષે ઈશારો કરતાં કે,

> "આફતાબ (સૂરજ)ને છોડીને તારાઓ તરફ ધ્યાનિત થવું બૂરું છે."

### મીર મુહમ્મદ નુઅમાન સાહબને દખ્ખણ મોકલ્યા

એ જ વરસે આપે પોતાના અગ્રેસર ખલીફા ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાનને દખ્ખણ મોકલ્યા. એ ઈલાકામાં મીર સાહબના ઈર્શાદ અને હિદાયતે એટલી તરક્કી કરી કે આપની ખાનકાહમાં બાદશાહના સૈન્યના સેંકડો સૈનિકો હાજર થતા.

એ જમાનો જહાંગીર બાદશાહની સલ્તનતનો પ્રાથમિક દૌર હતો એટલે જહાંગીરને આ બાબત ભયજનક લાગી. તેણે

મીર નુઅમાન સાહબને દખ્ખણમાંથી બોલાવીને પોતાની પાસે રાખ્યા.

## તજદીદનું આઠમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૮ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૯ સુધી]

### તરબિયતખાં નામના રઈસ બૈઅત થયા

આ વરસે હિન્દુસ્તાનના એક રઈસ જેમનું નામ તરબિયતખાં હતું તેઓ પોતે સરહિન્દ શરીફ હાજર થયા અને હઝરતથી બૈઅત થયા અને બાકીની ઝિંદગી હઝરતની ખિદમતમાં વીતાવી દીધી અને મરવા બાદ પણ હઝરતના રોઝા શરીફની નજીક દફન થયા.

## તજદીદનું નવમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૧૯ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૦ સુધી]

### હુઝૂર (સલ.)ના લુત્ફ અને કરમ

આ વરસના હાલાતમાં 'રવઝતુલ કૈયૂમિય્યહ'માં લખ્યું છે કે :–

"હઝરત સય્યિદુલ મુરસલીન ખાતમુન્નબીય્યિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ લુત્ફ અને કરમ ફરમાવીને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ને પોતાના 'મુકવ્વન' અને 'મુઝવ્વર' બનાવ્યા."

'મુકવ્વન' અને 'મુઝવ્વર' તે શખ્સને કહે છે કે જ્યારે

કામિલ શૈખ ચાહે કે પોતાના કમાલાતે ખાસ્સહને મુરીદમાં ઈલ્કા કરે તો મુરીદ તેમના તસર્રુફથી શૈખની રંગત ઈખ્તિયાર કરી લે અને તેમના હકાઈક અને દકાઈકથી મુતહક્કક (સંપન્ન) થઈ જાય અહીં સુધી કે, મુરીદની સૂરત (ચહેરો) પણ શૈખના જેવો થઈ જાય.

('રવઝતુલ કૈયૂમિય્યહ' રુકન અવ્વલ, પા.૧૩૮)

### હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ પોતાના તસર્રુફથી ભઠિયારાને સમરૂપ અને સમકક્ષ બનાવી દીધો !

'તફસીરે અઝીઝી'માં હઝરત મૌલાના શાહ અબ્દુલ અઝીઝ સાહબ મુહદ્દિસ દહેલ્વી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :–

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં એક ભઠિયારો રહેતો હતો. ભઠિયારો આપની ઘણી ખિદમત કરતો હતો. એક દિવસ તેની ખિદમતથી ખૂશ થઈને ફરમાવ્યું કે,

"તું કંઈ માંગ કે હું તે પ્રમાણે તારા માટે દુઆ કરું."

ભઠિયારાએ કહ્યું કે,

"એવી હિમ્મત અને દુઆ ફરમાવો કે હું તમારા જેવો થઈ જાઉં."

હઝરત તેને હુજરામાં લઈ ગયા અને દુઆ તેમજ તવજ્જુહ ફરમાવી. થોડી જ વારમાં ભઠિયારાના શરીર, રૂપ, રંગ, લિબાસ અને કુર્બે વિલાયત પણ હઝરત ખ્વાજા સાહબ જેવા થઈ ગયા !

ઉપર લખેલી 'મુકવ્વન' અને 'મુઝવ્વર'ની હકીકત આ બનાવથી આસાનીથી સમજમાં આવી જશે.

બે મોટા આલિમો હઝરતથી બૈઅત થયા

એ જ વરસે –

(૧) ખ્વાજા મુહમ્મદ અશરફ કાબુલી અને

(૨) શૈખ મીરક (શાહઝાદા દારાશિકોહના ઉસ્તાદ)

હઝરતથી બૈઅત થયા.

'સફીનતુલ ઔલિયા' કિતાબમાં દારાશિકોહે લખ્યું છે,

''ઘણી ઊંડી અને સઘન તપાસ કરવા બાદ મારા ઉસ્તાદ મુરીદ થયા હતા.''

દારાશિકોહ

ઉપર દારાશિકોહનો ઉલ્લેખ થયો છે એટલે તેનો ટૂંકો પરિચય આપવો મુનાસિબ લાગે છે.

તે શાહ જહાનનો સૌથી મોટો પુત્ર હતો. તેનો જન્મ ૨૯, સફર, ૧૦૨૪ હિ.સ. મુતાબિક ૩૦, માર્ચ, ૧૬૧૫ ઈ.સ.માં થયો હતો. ફારસી, અરબી અને સંસ્કૃત ભાષાઓનો પ્રખર જ્ઞાતા હતો. મઝહબે ઈસ્લામની સાથે સાથે તેણે હિન્દુ ધર્મનો પણ ઊંડો અભ્યાસ કર્યો હતો જેના કારણે તે ઈસ્લામની સાથે બીજા ધર્મોને પણ સાચા સમજવા લાગ્યો હતો.

ઈસ્લામી શરીઅત કરતાં વધારે તે એક એવા તસવ્વુફને માનતો હતો જેમાં ઈમાન અને કુફ્રનો ફર્ક ખત્મ થઈ જાય. તે પંડિતો અને ઈસાઈ પાદરીઓ સાથે એવી જ અકીદત ધરાવતો હતો જેવી મુસલમાન ઔલિયા અને સૂફીઓની સાથે.

તેના આ અકીદાઓ અને વિચારોએ સુન્ની મુસલમાનોને તેનાથી ખિલાફ કરી દીધા. તેઓ સમજવા લાગ્યા કે જો એને હુકૂમત મળી ગઈ તો એક વાર ફરીથી અકબરી દૌર તેના કુફ્ર અને બેદીની સહિત પાછો આવશે.

ઔરંગઝેબ આલમગીર શરીઅતના બેહદ પાબંદ હતા તે પણ દારાશિકોહના વિરોધી હતા. લોકોનો આવો વિરોધ છતાં શાહજહાં દારાશિકોહને જાનશીન બનાવવા ચાહતો હતો. સંજોગવશાત ઈ.સ. ૧૬૫૮ માં બાદશાહ શાહજહાં બીમાર થઈ ગયો. દારાએ તેની બીમારીની વાત છુપાવીને રાજયની સત્તા પોતાના હાથમાં લઈ લીધી.

આલમગીરને ખબર પડી તો મજબૂર થઈને મુકાબલાના માટે આવવું પડયું. પ્રથમ સામૂગઢ સ્થળે દારાને હાર આપી અને રાજયની લગામ પોતાના હાથમાં લઈ લીધી. પછી અજમેર શરીફની નજીક દારાએ ફરી પાછો મુકાબલો કર્યો; પરંતુ હારી ગયો અને જંગનું મેદાન છોડીને ભાગી ગયો. કેટલાક દિવસો બાદ ગિરફતાર કરી લેવામાં આવ્યો અને ૨૧, ઝીલ હજજ, ૧૦૫૯ હિ.સ. મુતાબિક ૯, સપ્ટેમ્બર, ૧૬૫૯ ઈ.સ.માં કત્લ કરી દેવામાં આવ્યો અને હુમાયૂંના મકબરામાં દફન કરવામાં આવ્યો. 'સફીનતુલ ઔલિયા' નામની કિતાબ તેણે લખી હતી.

## તજદીદનું દસમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૦ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૧ સુધી]

### હઝરતે મોટા સાહબઝાદાને ખિલાફત આપી

જમાદિલ આખિર, હિ.સ. ૧૦૨૧ ને જુમ્આના દિવસે

હઝરતે પોતાના સૌથી મોટા સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક કુદ્દિસ સિર્રુહૂને ખિલાફતના ખિલઅતથી સરફરાઝ ફરમાવ્યા.

('હઝરાતુલ કુદસ' ભાગ-૨, પા. ૧૬૧)

## બે મોટા મશાઈખ હઝરતથી બૈઅત થયા

[૧]

શૈખ ખલીલુલ્લાહ બદખ્શી રહમતુલ્લાહિ અલયહના ખલીફા ખ્વાજા અબ્દુર્રહમાન, ખ્વાબમાં થયેલા ઈશારા મુજબ, હઝરતથી બૈઅત થવા માટે બદખ્શાંથી સરહિન્દ શરીફ આવ્યા. હઝરતે ખૂબ જ શફકત અને મહેરબાનીથી તેમને પોતાના મુરીદોના વર્તુળમાં સામેલ કરી લીધા.

[૨]

શૈખ બલ્ખી પણ પોતાના જમાનાના અકાબિર મશાઈખમાંથી હતા. તેઓ હઝરતના મુરીદ થયા. તેમણે મુરીદ થવાનું કારણ એ બતાવ્યું કે,

એક રાતે હું તહજ્જુદની નમાઝ બાદ ખ્વાજા મુહમ્મદ ઝાહિદ બલ્ખી (રહમતુલ્લાહિ અલયહ)ના ખલીફા ખ્વાજા સદરુદ્દીનની રૂહની તરફ ધ્યાનિત થયો અને અરજ કરી કે,

> ''આપ તો આ ફાની દુનિયાથી તશરીફ લઈ ગયા અને મારું કામ હજુ સુધી પૂરું નથી થયું. લોકો મને શૈખ સમજીને મુરીદ થવા માટે આવે છે. આપ કોઈ એવા બુઝુર્ગ બતાવો જેઓ આ જમાનામાં ચઢિયાતા હોય, કે હું તેમનાથી તકમીલ (પરિપૂર્ણતા) કરું.''

આપે ફરમાવ્યું કે,

"હઝરત મુજદ્દિદ અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં સરહિન્દ શરીફ જાઓ."

જેથી શૈખ બલ્ખી હાજર થઈને મુરીદ થયા.

હઝરતના મકતૂબાત શરીફના પ્રથમ ભાગમાં પત્ર નં. ૧૫૧ મીર મોમિન બલ્ખીના નામે છે તે આપ જ હોવાનો સંભવ છે. અલ્લાહ બહેતર જાણનાર છે.

## તજદીદનું અગિયારમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૧ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૨ સુધી]

### હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) માટે ભવિષ્યવાણી

હઝરતના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહએ એક દિવસ હઝરતની ખિદમતમાં અરજ કરી કે,

"હું પોતાને એક એવું નૂર નિહાળું છું કે તમામ આલમ (દુનિયા) એનાથી મુનવ્વર (રોશન) છે અને તે નૂર આલમના દરેક કણ કણમાં પ્રસારિત છે. જેમકે સૂરજનું નૂર (રોશની) કે તેનાથી તમામ આલમ મુનવ્વર (રોશન) છે."

હઝરતે ફરમાવ્યું કે,

"હે ફરઝંદ ! તમે પોતાના સમયના કુત્બ થશો. મારી આ વાતને યાદ રાખજો."

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહ પોતાના એક મુબારક પત્રમાં લખે છે કે :–

> ''હઝરત આલી મન્કબત (વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ)એ મને ૧૪ વરસની ઉંમરમાં કુત્બીય્યતની બશારત આપી હતી અને અલહમ્દુલિલ્લાહ કૈયૂમિય્યતની ખિલ્અત અતા થવાથી દસ–અગિયાર વરસ પહેલાં એ ખૂશખબરી પૂરી થઈ ગઈ અને એ બશારતના અસરાત હાસિલ થયા.''

('હઝરાતુલ કુદસ' દફતર બીજું, પા.૨૩૩)

## વિરોધીઓને મુબાહલા માટે હઝરતનો પડકાર

હઝરતના અકીદતમંદો અને મુરીદોની સંખ્યામાં જેમ સતત વધારો થઈ રહ્યો હતો તેમ કેટલાક અદેખાઓ અને ટીકાકારો પણ પેદા થઈ ગયા હતા. તેઓ કહેતા હતા કે,

> ''જો આપ ખરેખર કૈયૂમ અને મુજદ્દિદે અલ્ફેસાની છો તો અમને કોઈ કરામત બતાવો, જેવી રીતે પૈગમ્બર પોતાના જમાનામાં મોઅજિઝા દેખાડતા હતા.''

હઝરતે ફરમાવ્યું કે,

> ''તેમને કહી દો કે જો તમારા દિલ એ જ ચાહે છે તો આવો મુબાહલા કરી લો!''❶

આ સાંભળીને વિરોધીઓ ગભરાઈ ગયા અને અકીદતમંદ થઈ ગયા.

---

❶ **મુબાહલા :** ઈખ્તિલાફી મસ્અલાના ફેસલાને અલ્લાહ પર છોડી બદદુઆ કરવી કે જે જૂઠા હોય, તે બરબાદ થઈ જાય.

## તજદીદનું બારમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૨ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૩ સુધી]

### મહાન આલિમ મૌલાના અબ્દુલ હકીમ સિયાલકોટી (રહ.) હઝરતથી બૈઅત થયા

મૌલાના અબ્દુલ હકીમ સિયાલકોટી રહમતુલ્લાહિ અલયહ ઉલમાના સરતાજ અને ઉચ્ચ કોટીની કિતાબોના લેખક હતા. કેટલીયે કિતાબોના હાશિયા અને શર્હ (વિવરણ) પણ લખ્યા હતા.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહની લખેલી કિતાબો વાંચીને આપના અકીદતમંદ થઈ ગયા અને પછી હઝરતની ખિદમતમાં હાજર થઈને બૈઅતના શરફથી મુશર્રફ થયા.

સૌથી પ્રથમ આપે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહને 'ઈમામે રબ્બાની, મહબૂબે સુબ્હાની, મુજદ્દિદે અલ્ફેસાની' સંબોધન લખ્યું હતું. અને 'તજદીદે અલ્ફ' (બીજા હજાર વરસ હિ.સ. ૧૦૦૦ થી ૨૦૦૦) ના તજદીદ (નવનિર્માણ)ની સાબિતીમાં 'દલાઈલુલ તજદીદ' નામની કિતાબ લખી જેમાં અત્યંત બળવાન અને મજબૂત દલીલો તેમજ તર્ક વડે આપને 'મુજદ્દિદે અલ્ફેસાની' સાબિત કર્યા છે.

### એક કામિલ બુઝુર્ગ શૈખ હમીદ હઝરતથી બૈઅત થયા

શૈખ હમીદ એક કામિલ સાહબે ઈસ્તેઅદાદ બુઝુર્ગ હતા. અકબરાબાદમાં રહેતા હતા. આ વરસે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ અકબરાબાદ તશરીફ લાવ્યા ત્યારે

આપથી મુરીદ થયા. હઝરતે થોડા સમય પછી આપને ખિલાફતથી સરફરાઝ ફરમાવીને બંગાળની તરફ જવા માટે ઈર્શાદ ફરમાવ્યો. બંગાળમાં આપને ઘણી લોકપ્રિયતા પ્રાપ્ત થઈ અને આજ સુધી શૈખ હમીદ રહમતુલ્લાહિ અલયહનો તરીકો બંગાળમાં પ્રચલિત છે.

## મીર યૂસુફ સમરકંદી (રહ.) હઝરતથી બૈઅત થયા

મીર યૂસુફ સમરકંદી રહમતુલ્લાહિ અલયહ પ્રથમ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહથી બૈઅત થયા હતા. બાદમાં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહથી તજદીદે બૈઅત કરી. થોડા સમય પછી મરઝુલ મૌત (મોત પહેલાંની બીમારી)માં હઝરતે આપની દરખાસ્ત પર સુલૂક તય કરાવી દીધો. તે પછી આપનો ઈન્તેકાલ થયો.

## જિન્નાતનો બાદશાહ હઝરતથી બૈઅત થયો

એક રાતે હઝરતના સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહ હુજરામાં આરામ ફરમાવી રહ્યા હતા. તે વખતે જિન્નાત આવ્યા અને સહનમાં રમવા લાગ્યા. અને શરારતના તૌર પર દરવાઝા ખટખટાવવા લાગ્યા. તેમનો ઈરાદો હુજરામાં દાખલ થઈને સાહબઝાદાને પરેશાન કરવાનો હતો.

જિન્નાતના ઘોંઘાટથી સાહબઝાદાની આંખો ખુલી ગઈ. સાથે જ હઝરત પણ જાગી ગયા. આપે જોરથી ખંખારીને ફરમાવ્યું કે,

''મુહમ્મદ સઈદ ! દરવાજો ખોલશો નહિ !''

હઝરતનો અવાજ સાંભળીને જિન્નાત ભાગી ગયા.

બાદમાં હઝરતે જિન્નાતના બાદશાહને બોલાવ્યો. તેણે હઝરતની ખિદમતમાં હાજર થઈને માફી માંગી. હઝરતને સતાવવા માટે જે જિન્નાત આવ્યા હતા તેમને હલાક કરી દીધાં. અને ખાનકાહની આસપાસ જે જિન્નાત રહેતા હતા તેમને ત્યાંથી ખસેડી દીધાં.

તે પછી જિન્નાતના બાદશાહે હઝરતથી મુરીદ થવા માટે વિનંતી કરી. હઝરતે જિન્નાતના બાદશાહને તેના લશ્કર સહિત મુરીદ બનાવી લીધો.

('રવઝતુલ કૈયૂમિય્યહ' રુકને અવ્વલ, પા.૧૫૨,૧૫૩)

## જિન્નાતના હાલાત હઝરતને દેખાડવામાં આવ્યા

હઝરત પોતાની કિતાબ 'મબ્દા વ મઆદ'માં લખે છે કે,

''એક દિવસે જિન્નાતના હાલાતને આ ફકીર પર મુન્કશિફ ફરમાવવામાં (દેખાડવામાં) આવ્યા. આ ફકીરે જોયું કે,

જિન્નાત ગલીકૂચામાં ઈન્સાનોની જેમ ફરી રહ્યા છે. દરેક જિન્નના માથા પર એક ફરિશ્તો મુકર્રર છે. એ ફરિશ્તાના ડરથી જિન્ન પોતાનું માથું પણ ઊંચું કરી નથી શકતો અને પોતાની જમણી—ડાબી તરફ પણ જોઈ નથી શકતો. તેઓ કેદીઓની જેમ ફરી રહ્યા છે. કોઈ મુખાલિફત કરવાની મજાલ ધરાવતો નથી. એના સિવાય કે, મારો પરવરદિગાર જ કોઈ ચીઝને ચાહે.

એ વખતે કંઈક એવું જણાતું હતું કે મુવકકલ (જિન્નાત પર દેખરેખ રાખવા માટે નીમવામાં આવેલા ફરિશ્તા)ના હાથમાં લોખંડનો એક ગુર્ઝ (ગદા) છે. જો

કોઈ જિન્નથી જરા જેટલી મુખાલિફતનો પણ તેને અણસાર આવે તો એક જ ઝર્બ (પ્રહાર)થી તેને ખત્મ કરી દે.''

('મબ્દા વ મઆદ' પા. ૮૫)

## તજદીદનું તેરમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૩ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૪ સુધી]

### ત્રણ મશાઈખ હઝરતથી બૈઅત થયા

(૧) બલ્ખના એક શૈખે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહને ખ્વાબમાં કુત્બુલ અકતાબના મરતબા પર બિરાજમાન જોયા. એટલે હઝરતની ખિદમતમાં હાજર થઈને બૈઅત થયા.

(૨) એક સય્યિદઝાદા પણ આ વરસે હઝરતથી બૈઅત થયા.

(૩) ચિશ્તિય્યહ સિલસિલાના એક સજ્જાદાનશીન પણ આ વરસે હઝરતથી બૈઅત થયા.

### કયામત સુધી દફન થનારાઓની મગફિરતનો વાયદો

[૧]

હઝરત પોતાના મહાન પૂર્વજ, સરહિન્દ શરીફના સ્થાપક, હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહના મઝાર પર તશરીફ લઈ ગયા. ફાતિહા બાદ તમામ કબ્રસ્તાનવાળાઓની મગફિરતના માટે દુઆ કરી.

ઈલ્હામ થયો કે :–

''અમે એક હફતાના માટે આ કબ્રસ્તાનથી અઝાબ ઊઠાવી લીધો.''

આપે રડીને અરજ કરી કે,

''હે પરવરદિગાર ! તારી રહમતની કોઈ હદ નથી. હજુ વધારે મગફિરત ફરમાવ !''

વારંવાર દરખાસ્ત કરવા પછી ઈલ્હામ થયો કે :—

''અમે પોતાના ફઝલથી તમારા ખાતિર આ કબ્રસ્તાનથી કિયામત સુધી અઝાબ ઊઠાવી લીધો.''

[૨]

પછી એક દિવસ હઝરત પોતાના વાલિદ બુઝુર્ગવાર મખ્દૂમ અબ્દુલ અહદ કુદ્દિસ સિર્રુહૂના મઝાર પર ફાતિહા અને ઝિયારતના માટે તશરીફ લઈ ગયા.

હઝરતના દિલમાં હદીસ શરીફના આ મઝમૂનનો ખ્યાલ આવ્યો કે,

''જ્યારે કોઈ આલિમનો કબર પર ગુઝર થાય છે તો ૪૦ (ચાલીસ) દિવસ સુધી તે કબરવાળાને અઝાબ નથી થતો.''

આ ખ્યાલ આવતાં જ ઈલ્હામ થયો કે :—

''આપના તશરીફ લાવવાના કારણે અમે આ કબ્રસ્તાનથી કયામત સુધી અઝાબ ઊઠાવી લીધો અને હવે પછી જે શખ્સને આ કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે, અમે પોતાના ફઝલ અને કરમથી બખ્શી દઈશું.''

('રવઝતુલ કૈયૂમિય્યહ' રૂકને અવ્વલ, પા.૧૫૪,૧૫૫)

## તજદીદનું ચૌદમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૪ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૫ સુધી]

### મકતૂબાત શરીફની પહેલી જિલ્દ પૂર્ણ થઈ

હિજરીસન ૧૦૨૫ માં હઝરતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ની પહેલી જિલ્દ પૂર્ણ થઈ. એના સંપાદક અને સંકલનકર્તા શૈખ યાર મુહમ્મદ બદખ્શી તાલકાની છે. એની નકલો ઈરાન, તૂરાન અને બદખ્શાન વગેરે મુલ્કોમાં મોકલવામાં આવી.

### પ્લેગની બીમારીમાં હઝરતના ત્રણ પુત્રો અને એક પુત્રીનો યુવાન વયે દુઃખદ ઈન્તેકાલ

આ વરસે ઘણાં દુઃખદ બનાવો બન્યા. ખાસ કરીને સરહિન્દ શરીફમાં પ્લેગની બીમારી એવી ફેલાઈ ગઈ કે, દરરોજ હઝારો આદમી મોતના શિકાર થતા હતા. એ બીમારીમાં હઝરતના નીચે પ્રમાણે ત્રણ યુવાન પુત્રો અને એક પુત્રીનો ઈન્તેકાલ થઈ ગયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

(૧) ખ્વાજા મુહમ્મદ સાદિક (રહમતુલ્લાહિ અલયહ)
(૨) શૈખ મુહમ્મદ ફર્રૂખ (રહમતુલ્લાહિ અલયહ)
(૩) શૈખ મુહમ્મદ ઈસા (રહમતુલ્લાહિ અલયહ)
(૪) ઉમ્મે કુલ્સૂમ (રહમતુલ્લાહિ અલયહા)

છેવટે હઝરતની દુઆની બરકતથી આ બીમારી દૂર થઈ.

ત્રણ ભાઈઓ ઈન્તેકાલથી પહેલાં નાની ઉમરમાં જ અતિ ઉચ્ચ મકામોથી મુશર્રફ થઈ ગયા હતા. એમની તરક્કીનો ઉલ્લેખ ખૂદ હઝરતે પોતાના એક મકતૂબ (પત્ર)માં આ પ્રમાણે કર્યો છે.

[૧]

"મારા ફરઝંદ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહએ ૨૪ (ચોવીસ) વરસની ઉંમરમાં ઈન્તેકાલ ફરમાવ્યો.....

તે આયાતે ઈલાહીમાંથી એક આયત, રહમતે ખુદામાંથી એક રહમત હતા. તેણે આટલી ઉંમરમાં જે કંઈ મેળવ્યું તે કદાચ જ કોઈને નસીબ થાય. ઈલ્મે અરબીની ઈન્તેહા અને ઈરફાને હકની ઈન્તેહામાં (એટલી) તરકકી કરી કે તેના શાગિર્દ 'શર્હે મવાકિફ' અને 'બૈઝાવી' વગેરે કિતાબો (બીજાઓને) પઢાવે છે.

તે આઠ વરસની ઉંમરમાં હાલમાં એવો ડૂબી ગયો હતો કે, મારા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહએ તેની મગ્લૂબુલ હાલીને ધ્યાનમાં રાખીને બજારનું પકાવેલું ભોજન નકકી કર્યું હતું.

[૨]

મુહમ્મદ ફર્રુખ ૧૧ (અગિયાર) વરસની ઉંમરમાં 'કાફિયા' (અરબી ભાષાના વ્યાકરણની મશહૂર કિતાબ) પઢતો થઈ ગયો હતો. મિત્રો અને સ્નેહીઓ તેનાથી અજબ અને અદભુત હાલાત જોતા હતા.

[૩]

મુહમ્મદ ઈસાથી લોકોએ તેની ૮ (આઠ) વરસની ઉંમરમાં અજબ અને અદભુત કરામતો જોઈ છે.

['દુર્રે લાસાની' (ગુજરાતી અનુવાદ) ભાગ-૧, પત્ર-૩૦૬, પા. ૩૩૮, ૩૩૯]

## તઅઝીયતના પત્રોના હઝરતે આપેલા જવાબો

આ સખ્ત સદમાના સમયે હઝરતના મુરીદોએ તઅઝીયત

(શોક દર્શાવવા) લખેલા પત્રોના હઝરતે લખેલા જવાબો ઘણા જ બોધદાયક હોવાથી તેના કેટલાક અંશો અહીં આપ્યા છે :–

[૧]

"(ફરઝંદો) ખુદાની અમાનત હતી. તેના હવાલે કરી દીધી." (જિલ્દ–૧, પત્ર–૩૦૭)

[૨]

"મોત એક પુલ છે જે (એક) દોસ્તને (બીજા) દોસ્ત સાથે (અર્થાત બંદાને ખુદા સાથે) મેળવે છે." (જિલ્દ–૨, પત્ર–૧૨)

[૩]

"મિત્રોથી ફરમાવો કે ૭૦,૦૦૦ (સીત્તેર હજાર) વખત કલિમએ તૈયિબા પઢીને (મર્હૂમો)ની રૂહને બખ્શો. દોસ્તોથી દુઆ અને ફાતિહાની અપેક્ષા છે." (જિલ્દ–૨, પત્ર–૧૪)

[૪]

"આ મુસીબતો જો કે જાહેરમાં સખ્ત છે પરંતુ હકીકતમાં તરક્કીનું નિમિત્ત અને ઘા પર મલમ સમાન છે. આ મુસીબતોના બદલામાં ખુદાની જનાબથી જે નેઅમતો અર્પણ થશે તેના મુકાબલામાં આ મુસીબત કંઈ વિસાત ધરાવતી નથી.

મારા ફરઝંદોના વુજૂદ ઐન રહમત છે. જિંદગીમાં પણ તેઓથી ફાયદા છે અને મરવાથી પણ.

અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિયલ્લાહુ અન્હુના જમાનામાં ત્રણ દિવસ તાઉન (પ્લેગ) રહ્યો હતો. તે દિવસોમાં હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુના ૮૩ (ત્યાંસી) પુત્રો, જેઓ સર્વ આપણા પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામના ખાદિમો હતા, તેઓ તમામ મૃત્યુ પામ્યા !

અને હઝરત અબ્દુર્રહમાન બિન અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુના ૪૦ (ચાલીસ) પુત્રો મૃત્યુ પામ્યા !

જયારે હુઝૂર અલયહિસ્સલામના સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ની સાથે આવો મામલો ફરમાવવામાં આવે તો પછી આપણે ગુનાહગારો શી વિસાતમાં છીએ ?''

(જિલ્દ-૨, પત્ર-૧૭)

[૫]

''આ દુનિયામાં મુસીબતો, ગમ, રંજ અને દુઃખ ખુદાની બહેતરીન નેઅમત છે; કારણકે એમાં અલ્લાહની પ્રસન્નતા છે અને ફેઅલે મહબૂબ (પ્રિયતમનું કાર્ય) છે તેમજ એનો અંજામ રહમત અને નેઅમત છે. એનાથી વિરુદ્ધ નેઅમત અને રાહતમાં નફસની પ્રસન્નતા છે અને એનો અંજામ સારો નથી.''

(જિલ્દ-૨, પત્ર-૨૯)

[૬]

''માતમપૂર્સીનો આપનો પત્ર મળ્યો.
મર્હૂમોને દુઆ અને ફાતિહાથી મદદ કરો.''

(જિલ્દ-૨, પત્ર-૩૨)

[૭]

''દુનિયાની મુસીબતો, દર્દ, રંજ અને તકલીફો દોસ્તોના કુસૂરોનો કફફારો છે. આજિઝી, ઝારી (રૂદન) અને ઈન્કેસારી (વિનમ્રતા)ની સાથે અલ્લાહ તઆલાની બારગાહથી માફી અને આફિયત માંગવી જોઈએ. મહબૂબે હકીકી (અલ્લાહ)ના તરફથી જે કંઈ આવે તેને ખૂશીથી કબૂલ કરવું જોઈએ.''

(જિલ્દ-૨, પત્ર-૭૫)

## પ્લેગ વિષે હઝરતનું શરઈ માર્ગદર્શન

પ્લેગ વિષે હઝરતે પોતાના મુબારક મકતૂબાત (પત્રો)માં લખેલી વાતોના કેટલાક અંશો અહીં રજૂ કર્યા છે :–

[૧]

''મુસીબતના વખતે સબ્ર અને સહનશીલતા રાખવી જોઈએ. અને અલ્લાહે (નિર્માણ કરેલાં) નસીબ પર રાજી થવું જોઈએ...

ઈન્સાનને જે કંઈ તકલીફ પહોંચે છે, તેનું કારણ હકની નાફરમાની છે...

જે કોઈ આ વબા (પ્લેગની બીમારી)માં મરવાના ભયે ભાગી ગયો અને સલામત રહ્યો તેણે પોતાની જિંદગી પર ધૂળ નાંખી દીધી છે અને જે શખ્સ ન ભાગ્યો અને મરી ગયો તેને શહાદતની મોતની મુબારકબાદી અને ખૂશખબરી છે.

શૈખુલઈસ્લામ ઈબ્ને હજર રહમતુલ્લાહિ અલયહએ પોતાની કિતાબ 'બઝલુલ માઉન ફી ફઝલિત્તાઉન'માં સંશોધન પછી લખ્યું છે કે :–

> 'જે શખ્સ તાઉન (પ્લેગ)થી મરણ પામે તેનાથી કબરમાં કોઈ સવાલ થતો નથી, કારણકે તે એવો છે કે કોઈ લડાઈમાં કત્લ થયો હોય. અને જે શખ્સ તાઉન (પ્લેગ)માં અજર (સવાબ)ની ઈચ્છાથી સબ્ર કરે છે, અને જાણે છે કે મારા માટે તે જ પહોંચશે જે મારા માટે અલ્લાહ તઆલાએ લખ્યું છે, તો તે શખ્સ જો પ્લેગના સિવાય બીજી બીમારીથી પણ મરી જાય તો એ સ્વરૂપમાં પણ તેને કબરમાં અઝાબ અને સવાલ ન થશે, કારણકે તે મુરાબિત યાને જિહાદના માટે તત્પર અને તૈયાર થયેલાની જેમ છે.'

શૈખ સુયૂતી રહમતુલ્લાહિ અલયહએ પોતાની કિતાબ 'શર્હુસ્સુદૂર ફી હાલિલ મવતા વલ કુબૂર'માં એનો ઉલ્લેખ કર્યો છે અને કહ્યું છે કે,

'ઈબ્ને હજરે ઘણું સરસ અર્થઘટન કર્યું છે. જે શખ્સ ન ભાગ્યો, ન મર્યો તે ગાઝીઓ, મુજાહિદો, સાબિરો અને સહનશીલ લોકોમાંથી છે.'

હરેક શખ્સના માટે મોત નક્કી છે, જે કદાપી આગળ–પાછળ થઈ શકતું નથી. એટલે મોટા ભાગના જેઓ સલામત રહ્યાં છે તેઓનો મોતનો સમય આવ્યો ન હતો. ન એ કે તે લોકો ભાગીને મોતથી બચી ગયા, અને સાબિર લોકો હલાક થયા.

એટલા માટે ન તો ભાગી જવું બચાવી શકે છે અને ન થોભી જવું મારી શકે છે. તાઉન (પ્લેગ)થી ભાગવું 'યવમે ઝહફ' કાફિરો સાથેના જંગમાંથી ભાગવા સમાન છે, અને કબીરો ગુનો છે.'' (જિલ્દ–૧, પત્ર–૨૯૯)

[૨]

હદીસ શરીફમાં આવ્યું છે કે,

''તાઉન (પ્લેગ) અગાઉની ઉમ્મતોના માટે અઝાબ હતો અને આ ઉમ્મતના માટે શહાદત છે. આ વબા (રોગચાળો) જાહેરમાં તો ગઝબ (કોપ) છે પરંતુ બાતિનમાં (અંદરથી) રહમત છે.''

(જિલ્દ–૨, પત્ર–૧૭)

## તજદીદનું પંદરમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૫ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૬ સુધી]

## અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામની કબરોનો કશ્ફ થયો

તાઉન (પ્લેગ)ની વબા દૂર થયા બાદ એક દિવસે હઝરત સરહિન્દ શરીફથી બહાર આશરે ૨૦ (વીસ) કિલોમીટર દૂર 'બરાસ' નામના ગામે તશરીફ લઈ ગયા. ત્યાં એક ઊંચી ટેકરી છે. ત્યાં જ આપે ઝોહરની નમાઝ પઢી અને પછી મોડે સુધી મુરાકબા કરવા બાદ સાથીઓને ફરમાવ્યું કે,

> ''નઝરે કશ્ફીથી એવું જાણવા મળે છે કે, આ ટેકરી ઉપર અંબિયા અલયહિમુસ્સલામની કબરો છે. મને એ બુઝુર્ગોની રૂહાનિયતથી મુલાકાત પણ હાસિલ થઈ અને એ પણ જાણવા મળ્યું કે, અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત વિષે હિન્દુઓના ધર્મગુરૂઓએ જે કંઈ લખ્યું છે તે એ જ અંબિયા અલયહિમુસ્સલામના ઉલૂમથી મેળવેલું છે. આ સ્થળ (બરાસ) અંબિયા અલયહિમુસ્સલામની હિજરતગાહ છે.''

('મક્તૂબાત શરીફ', દફતર અવ્વલ, મક્તૂબ-૨૫૯નો સારાંશ)

## કિતાબ 'બાગે અંબિયાએ પંજાબ'ના કેટલાક અંશો

જનાબ સૂફી મુહમ્મદ ઈસ્માઈલ સાહબ લિખિત કિતાબ 'બાગે અંબિયાએ પંજાબ' ઈસ્વીસન ૧૯૯૫ માં, માલેર કોટલા, પંજાબથી પ્રગટ થઈ છે. તેમાંથી કેટલાક અંશો અહીં રજૂ કર્યા છે.

[૧]

''કોઈ કોમ એવી નથી થઈ કે જેમાં કોઈ હિદાયત કરનારો આવ્યો ન હોય.''

('બાગે અંબિયાએ પંજાબ' પા. ૧)

''(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !)
અને ઘણાં પૈગમ્બરો એવા છે જેમના હાલાત તમને પહેલાં બયાન થઈ ચૂકયા છે અને ઘણાં પૈગમ્બરો એવા છે જેમના હાલાત તમને બયાન કરવામાં આવ્યા નથી.''

(સૂરએ 'નિસાઅ' : ૧૬૪
બહવાલા : 'બાગે અંબિયાએ પંજાબ' પા. ૧૨)

[૨]

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહએ ફરમાવ્યું કે,

''હિન્દુસ્તાનના નબીઓની પૈરવી કોઈએ નહીં કરી. અર્થાત તેમના પર કોઈ ઈમાન નહીં લાવ્યું.

અને નઝરે કશ્ફીથી એ પણ જાણવા મળ્યું કે તેમનામાંથી કોઈ પણ એવા નથી કે જેમની પૈરવી ચાર શખ્સોએ કરી હોય. કોઈની એક (શખ્સે), કેટલાકની બે (શખ્સોએ), અને કેટલાકની ત્રણ (શખ્સોએ) પૈરવી કરી. અને કોઈ ચોથો શખ્સ ઈમાન નહીં લાવ્યો.

અને જો હું ચાહું તો તેમના નામો અને કબરોની નિશાની (જગા) પણ બતાવી શકું છું.''

('બાગે અંબિયાએ પંજાબ' પા. ૧૫)

[૩]

હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહમતુલ્લાહિ અલયહ) અને હઝરત મૌલાના રફીઉદ્દીન સાહબ (રહમતુલ્લાહિ અલયહ)એ પણ આ જગાએ મુરાકબા કર્યો. અને એ હઝરાતની રૂહોથી મુલાકાત કરી. જે ગણતરીમાં ૧૩ (તેર) હઝરાત છે. અને તેઓમાં એક બાપ અને બેટા પણ છે. બાપનું નામ (હઝરત)

ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) છે અને બેટાનું નામ (હઝરત) હઝર (અલયહિસ્સલામ) છે જેઓ પ્રાચીન કાળમાં હિન્દુઓની હિદાયતના માટે આવ્યા હતા.

મૌલાનાએ તેમની પૈદાઈશ અને પૈગમ્બરીનો જમાનો પૂછયો તો તેમણે એક રાજાનું નામ લીધું કે અમે તે જમાનામાં હતા. રાજાનું નામ કિરણ (કર્ણ ?) હતું જે આજથી ૨૦૦૦ (બે હજાર) વરસ કરતાં પણ પહેલાં થયો હતો. ત્યારે હિન્દુસ્તાન પર રાજા કિરણ (કર્ણ ?)નું રાજ હતું.

આ મુરાકબાની વાત મૌલાનાએ પોતાના મુરીદને કરી હતી જેમનું નામ હાજી મુહમ્મદ હુસૈન હતું.

['મલફૂઝાતે મૌલાના અશરફ અલી થાનવી (રહ.)' બહવાલા : 'બાગે અંબિયાએ પંજાબ' પા. ૧૯, ૨૦]

[૪]

હઝરત મૌલાના મુફતી મહમૂદ હસન સાહબ ગંગોહી (રહમતુલ્લાહિ અલયહ)નો ઈર્શાદે ગિરામી છે કે :–

• હઝરત મુજદ્દિદે અલ્ફેસાની સરહિન્દી (રહમતુલ્લાહિ અલયહ)ના મઝારથી કેટલાક માઈલના અંતરે એક ટેકરી જેવી જગા છે. હું પણ ત્યાં હાજર થયો છું. સારી એવી વિશાળ જગા છે. મોટું ચોગાન છે. ચારે તરફ કમ્પાઉન્ડની દીવાલ બનેલી છે. પરંતુ કબરની કોઈ નિશાની જણાતી નથી. કહે છે કે આ હિસ્સામાં અંબિયા અલયહિમુસ્સલામ દફન થયેલાં છે.

જ્યારે અમે ત્યાં ગયા તો અમારી સાથે એક સાહબે કશ્ફ (આદમી) પણ હતા જેમને કશ્ફે કુબૂર (કબરના હાલાત જાણવાની દિવ્ય દૃષ્ટિ) હતી. તેમણે બતાવ્યું કે,

''અહીં ૬ (છ) અંબિયા (અલયહિમુસ્સલામ)થી મારી

મુલાકાત થઈ. તેમના બતાવવા પ્રમાણે તેઓ હઝરત ઈસા (અલયહિસ્સલામ)થી કેટલાયે વરસો પહેલા ફલાણા રાજાની હુકૂમતના જમાનામાં આવ્યા હતા.

મેં તેમને પૂછયું કે,

''કોમનો મામલો (આપની સાથે) શું રહ્યો ?''

તેમણે જવાબ આપ્યો કે,

''અમે તબ્લીગ કરી (અર્થાત અલ્લાહનો પૈગામ તેમને પહોંચાડયો) પરંતુ તે લોકોએ વાત નહીં માની. બસ પછી તો તે થયું જે થતું આવ્યું છે. વસ્તી ઉલ્ટાવી દેવામાં આવી.''

['મલફૂઝાતે ફકીહુલ ઉમ્મત મુફ્તી મહમૂદ હસન ગંગોહી (રહ.)' કિસ્ત-૫
બહવાલા : 'બાગે અંબિયાએ પંજાબ' પા. ૨૦, ૨૧]

## બરાસની ભૌગોલિક અને ઐતિહાસિક માહિતી

આ નાચીઝ લેખક (અબ્દુલકાદિર ફાતીવાલા)ને આ પહેલાં બે-ત્રણ વખત સરહિંદ શરીફની ઝિયારતનો શરફ હાસિલ થયો હતો પરંતુ ઈ.સ. ૨૦૦૨માં તથા ઈ.સ. ૨૦૦૫માં એમ બે વખત સરહિન્દ શરીફ ઉપરાંત બરાસ શરીફના મુકદ્દસ મકામોની ઝિયારતનો શરફ પણ અલ્લાહ તઆલાએ ઈનાયત ફરમાવ્યો હતો. અલહમ્દુલિલ્લાહ.

સરહિન્દ શરીફ શહેરથી આશરે પાંચ કિલોમિટર દૂર ફતેહગઢ સાહિબ નામના સ્થળે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહનો મુબારક મઝાર આવેલો છે. ફતેહગઢ સાહિબ રેલ્વેનું સ્ટેશન પણ છે. રેલ્વે સ્ટેશનથી હઝરતના મઝારે મુબારકનો ગુમ્બદ સ્પષ્ટ દેખાય છે. દિલ્હીથી ફતેહગઢ સાહિબ

ટ્રેઈન મારફતે પણ જઈ શકાય છે.

નેશનલ હાઈવે પર દિલ્હીથી સોનીપત, પાનીપત, કરનાલ, શાહાબાદ, અંબાલા, રાજપુરા, રાજેન્દ્રગઢ થઈ સરહિંદ શરીફનું અંતર લગભગ ૩૦૦ (ત્રણસો) કિલોમિટર છે. મજકૂર સ્થળો પૈકી છેલ્લા બે સ્થળો રાજેન્દ્રગઢ અને સરહિન્દ શરીફ વચ્ચે આશરે ૧૫ (પંદર) કિલોમિટર અંતર છે. દિલ્હીથી સરહિન્દ શરીફ જતી વખતે રાજેન્દ્રગઢથી જમણી તરફ એક નાની સડક જાય છે. એ સડક પર આશરે પાંચ થી સાત કિલોમિટર દૂર અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામનું દફન સ્થળ બરાસ નામનું ગામ આવેલું છે. સરહિન્દ શરીફથી રાજેન્દ્રગઢ તરફ જતાં એ સડક ડાબી બાજુ આવશે.

બરાસ ગામમાં હાલમાં મુસ્લિમ વસ્તી નહિવત છે. એક ઊંચા ટેકરા ઉપર અંબિયા અલયહિમુસ્સલામની ૧૩ (તેર) મુબારક કબરો છે. હવે એ તમામ કબરોને પાકી બનાવી લેવામાં આવી છે. દરેક કબર શરીફની લંબાઈ આશરે ૧૫ થી ૨૦ ફૂટ છે. ફરતે પાકો કમ્પાઉન્ડ બનાવી લેવામાં આવ્યો છે. કમ્પાઉન્ડની નજીક ટેકરા ઉપર એક સુંદર મસ્જિદ પણ તમામ સગવડો સાથે બનાવવામાં આવી છે. ટેકરાની નીચે તળેટીમાં એક વિશાળ મદ્રસો પણ હોસ્ટેલ સહિત બનાવવામાં આવ્યો છે. ઉસ્તાદો અને બાળકો તમામ દૂરદૂરના ગામોમાંથી આવ્યા છે. તમામની રહેવા અને ખાવા-પીવા વગેરે તમામ સગવડો ત્યાં જ કરવામાં આવી છે જેના કારણે ત્યાં ભવિષ્યમાં ઈન્શાઅલ્લાહ મુસ્લિમોની વસ્તી થશે એવી ઉમ્મીદ છે.

## કુર્આન શરીફના હુરૂફે મુકત્તઆતના ભેદો હઝરત પર જાહેર ફરમાવવામાં આવ્યા

આ વરસે (અર્થાત્ તજદીદના પંદરમાં વરસે) હક સુબ્હાનહૂ

વ તઆલાએ પોતાના ફઝલો કરમથી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ પર કુર્આની હુરૂફે મુકત્તઆત❶ના અસરાર (ભેદો) જાહેર ફરમાવ્યા. આપે માત્ર પોતાના સાહબઝાદા અને ભવિષ્યના જાનશીન હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહ)ને કેટલાયે દિવસો સુધી એકાંતમાં એ અસરાર (ભેદો)થી આગાહ ફરમાવ્યા.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

> ''હઝરત જયારે એ હુરૂફના અસરાર (ભેદ) મને જાહેર ફરમાવતા ત્યારે મારા પર બેહોશી છવાઈ જતી હતી !''
>
> ('રવઝતુલ કૈયૂમિય્યહ' પા. ૧૬૨, ૧૬૩, ૧૬૪)

## હઝરતે પોતાના ખલીફાઓને લોકોની હિદાયત માટે દૂર દૂરના પ્રદેશોમાં મોકલ્યા

હઝરતે પોતાના કેટલાયે ખલીફાઓને લોકોની હિદાયત માટે તેમજ ઈસ્લામના પ્રચાર માટે દૂર દૂરના સ્થળોએ મોકલ્યા.

(૧) મૌલાના મુહમ્મદ કાસિમ (રહમતુલ્લાહિ અલયહ)ની સરદારીમાં ૭૦ (સીત્તેર) શખ્સોને તુર્કસ્તાનની તરફ રવાના કર્યા.

(૨) મૌલાના ફર્રૂખ હુસૈન (રહમતુલ્લાહિ અલયહ)ની સરદારીમાં ૪૦ (ચાલીસ) શખ્સોને અરબ, યમન, શામ અને રૂમની તરફ મોકલ્યા.

---

❶ **હુરૂફે મુક્ત્તઆત :** કુર્આન શરીફની કેટલીક સૂરતોમાં શરૂઆતમાં આવતા હુરૂફ જેવા કે, 'અલીફ–લામ–મીમ', યા–સીન'...વગેરે.

(૩) મૌલાના મુહમ્મદ સાદિક કાબુલી (રહમતુલ્લાહિ અલયહ)ની સરદારીમાં ૧૦ (દસ) વિશ્વાસપાત્ર શખ્સોને કાશગરની તરફ મોકલવામાં આવ્યા.

(૪) મૌલાના શૈખ અહમદ બર્કી (રહમતુલ્લાહિ અલયહ)ની સરદારીમાં ૩૦ (ત્રીસ) ખલીફાઓને તૂરાન, બદખ્શાન, ખુરાસાન, તરફ મોકલ્યા.

એ તમામ લોકોએ જે તે પ્રદેશમાં પહોંચીને ખૂબ મહેનત અને પરિશ્રમ કરીને ઈસ્લામનો અને (નકશબંદી મુજદ્દિદી) સિલસિલાનો ભારે ફેલાવો કર્યો.

### શૈખ ફરીદ બુખારીનો ઈન્તેકાલ

પ્રથમ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)ના અને બાદમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના ખાસ મુરીદ અને અકીદતમંદ તથા જહાંગીરના ખાસ વિશ્વાસુ અને પ્રભાવશાળી વઝીર શૈખ ફરીદ બુખારીનો આ વરસે ઈન્તેકાલ થઈ ગયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપ દરવેશ સિફત અમીર હતા. આપના દસ્તરખ્વાન પર દરરોજ પાંચસો માણસો જમતા હતા અને પાંચસો માણસોના ઘરે તૈયાર ભોજન મોકલવામાં આવતું હતું. જ્યારે આપ બહાર તશરીફ લઈ જતાં તો કર્મચારીઓ રૂપિયા અને અશરફીઓની થેલીઓ સાથે લઈને જતા હતા અને જરૂરતમંદોને ખૈરાત કરતા જતા હતા. શૈખે કોઈ જાએદાદ નહિ બનાવી. રહેવાનું મકાન પણ મામૂલી જેવું હતું. પરંતુ મુસાફિરોના માટે આપે ઠેર ઠેર મુસાફિરખાના બનાવડાવ્યા હતા. મરવા બાદ માત્ર ૧૦૦૦ (એક હજાર) અશરફીઓ વારસામાં છોડી ! દિલ્હી નજીક

'ફરીદાબાદ' શહેર એમણે વસાવ્યું હતું.

આપના ઈન્તેકાલથી શાહી દરબારમાં તેમજ શહેનશાહ જહાંગીર પર સુન્નીઓના વર્ચસ્વ અને પ્રભાવમાં ઘટાડો થયો અને શીઆઓના વર્ચસ્વ અને પ્રભાવમાં વધારો થયો.

હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને પણ શૈખ ફરીદ બુખારીના ઈન્તેકાલથી પોતાના એક ખાસ અકીદતમંદ, હામી અને સહાયકની મોટી ખોટ પડી.

## તજદીદનું સોળમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૬ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૭ સુધી]

### હઝરતની લોકપ્રિયતા

O હવે હઝરત મુજદ્દિદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની બુઝુર્ગી અને ઈર્શાદ તેમજ હિદાયતની ખ્યાતી તમામ વિશ્વમાં બુલંદ થઈ ચૂકી હતી.

O તજદીદે મિલ્લતની નોબત ચારે તરફ વાગવા લાગી હતી.

O તે જમાનાના મોટા મોટા ઔલિયા હઝરતની ખિદમતને અલ્લાહ તઆલાના કુર્બ (નઝદીકી)નો ઝરીઓ સમજતા હતા.

O દરેક દિશામાંથી લોકો મોટી સંખ્યામાં ઝિયારત માટે અને બૈઅતનો શરફ મેળવવા માટે આવવા લાગ્યા.

O અરબ, અજમ, માવરાઉન્નહર, બદખ્શાં, કાબુલ, હિન્દુસ્તાનમાં કોઈ શહેર એવું ન હતું જ્યાં આપના ખલીફાઓ મોજૂદ ન હોય.

O આપની અઝમત અને દબદબાની એ શાન હતી કે મોટા

મોટા ઘમંડીઓને પણ આપની સામે વાત કરવાની હિમ્મત ન થતી હતી.

## સાચી વાત કહેવામાં હઝરત કોઈની દરકાર કરતા ન હતા

શરીઅતના ખિલાફ કામો માટે હિદાયત અને ચેતવણી આપવામાં હઝરત કોઈની દરકાર કરતા ન હતા.

આ વરસે હઝરતને જાણવા મળ્યું કે સામાના શહેરના ખતીબે ઈદુલ અદહા (કુરબાનીની ઈદ)ના ખુત્બામાં ખુલફાએ રાશિદીનના મુબારક નામો અદા નહિ કર્યા તો આપે સામાના શહેરના બુઝુર્ગ સાદાત અને કાઝીઓ તથા રઈસોના નામે પત્ર લખ્યો જેમાં આપે ફરમાવ્યું કે,

> ''સાંભળવામાં આવ્યું છે કે, આપને ત્યાં ખતીબે ઈદે કુર્બાના ખુત્બામાં ખુલફાએ રાશિદીન (રદિયલ્લાહુ તઆલા અન્હુમ)ના ઝિક્રને છોડી દીધો છે અને તેમના મુબારક નામોને (ખુત્બામાં) લીધાં નથી !...
>
> ખુલફાએ રાશિદીન (રદિ.)નો ઝિક્ર જો કે ખુત્બાની શર્તોમાંથી નથી પરંતુ અહલે સુન્નતનો શિઆર (લક્ષણ) તો જરૂર છે અને તે શખ્સના સિવાય જેનું દિલ રોગીષ્ઠ હોય અને બાતિન ગંદુ હોય, બીજો કોઈ શખ્સ જાણીજોઈને અને સરકશી (નાફરમાની) સિવાય એને છોડે નહિ.
>
> મેં માની લીધું કે તેણે (અહલે સુન્નત વ જમાઅત)ની મુખાલિફત અને દુશ્મનીના કારણે (ખુલફાએ રાશિદીનના મુબારક નામો) લેવાનું છોડયું નથી પરંતુ,
>
> **મન તશબ્બહ બિ કવમિન ફહુ-વ મિન્હુમ**
>
> [કોઈ કોમની સાથે મળતું આવે તેવું કામ કરનાર

તે કોમમાંથી જ છે.]

એનો શું જવાબ આપશે ? અને

ઈત્તકુ મિન મવાકિઈત્તુહમ

[તોહમત આવે એવા મોકાઓથી બચો]

પ્રમાણે તોહમતના મોકાથી કેવી રીતે બચી શકાશે ?''

('મકતૂબાત શરીફ' જિલ્દ-૨, પત્ર-૧૫)

## જહાંગીરના દરબારમાં શીઆ લોકોની સંખ્યા અને વર્ચસ્વમાં ભયજનક વધારો થવા માંડયો

અકબર બાદશાહના મૃત્યુ પછી પ્રજા ખૂશ હતી અને શુક્ર અદા કરતી હતી કે, અલ્લાહ તઆલાએ કાફિરો જેવા અકીદાવાળા બાદશાહથી મુકિત અપાવી. વળી જહાંગીર બાદશાહના અખ્લાક, વર્તણુંક, અદલ અને ઈન્સાફથી લોકોને આશા હતી કે તે દીને ઈસ્લામના પ્રચાર–પ્રસારમાં મદદગાર અને સહાયક થશે.

એ જ પ્રમાણે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) પણ જહાંગીરના માટે સારો અભિપ્રાય ધરાવતા હતા. આપે ખ્વાજા નુઅમાન (રહ.)ને એક લાંબા પત્રમાં લખ્યું છે કે :–

''આપના મકતૂબ શરીફ (પત્ર)માં અત્યારના સુલતાન (જહાંગીર)ની ખુદા પરસ્તી અને અહકામે શરીઅતના પ્રમાણે અદલ અને ઈન્તેઝામનો હાલ લખ્યો હતો જેને વાંચવાથી ઘણી ખૂશી હાસિલ થઈ, અને કમાલે ઝૌક પેદા થયો. અલ્લાહ તઆલાએ જે રીતે અત્યારના બાદશાહ (જહાંગીર)ને અદલ અને અદાલતના નૂરથી મુનવ્વર કર્યા છે એ જ પ્રમાણે મિલ્લતે મુહમ્મદિય્યહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ બાદશાહની સુંદર (રાજય) વ્યવસ્થાથી મદદ અને ઈઝઝત બખ્શે.''

('મકતૂબાત શરીફ' જિલ્દ-૨, પત્ર-૯૨)

પરંતુ જયારે લોકોએ જોયું કે શૈખ ફરીદ બુખારીના ઈન્તેકાલ બાદ હુકૂમતમાં શીઆ લોકોનું વર્ચસ્વ વધી રહ્યું છે તો ઘણા લોકો ગભરાયા અને હઝરતની ખિદમતમાં આ ફિત્નાને દૂર કરવા માટે ખાસ ધ્યાન આપવાની દરખ્વાસ્ત કરી.

## હઝરતે પોતાના ખલીફાને અકબરાબાદ મોકલ્યા

હઝરતે શૈખ બદીઉદ્દીન સહારનપુરી (રહ.)ને ખિલાફત ઈનાયત ફરમાવીને શાહી લશ્કર, આગ્રામાં મોકલ્યા.

વિદાય કરતી વખતે આપે ફરમાવ્યું કે,

''તમને શાહી લશ્કરમાં ઘણી લોકપ્રિયતા પ્રાપ્ત થશે. જો કોઈ કારણે તકલીફ પણ પહોંચે તો મકકમતાથી રહેજો અને મારી ઈજાઝત વગર ત્યાંથી કયાંય જશો નહિ. જો મકકમતાપૂર્વક ન રહેશો તો પોતે પણ તકલીફ ઉઠાવશો અને મને પણ તકલીફ પહોંચશે.''

શૈખ બદીઉદ્દીન (રહ.)ને લશ્કરે શાહીમાં અસામાન્ય લોકપ્રિયતા પ્રાપ્ત થઈ. મોટા ભાગના દરબારીઓ અને મોટા અધિકારીઓ આપના મુરીદ થઈ ગયા અને હઝારો સૈનિકો આપથી બૈઅત થયા. અને દરરોજ એટલી મેદની ભેગી થતી હતી કે મોટા મોટા અમીરોને મહામુશ્કેલીએ શૈખની ઝિયારત નસીબ થતી હતી.

એ દરમિયાન આપથી ઘણાં કશ્ફ અને પુષ્કળ કરામતો પણ જાહેર થઈ. આ વાતની જાણ મલેકા નૂરજહાંના ભાઈ અમીર આસિફખાંને થઈ. તે જહાંગીરનો પ્રતિષ્ઠિત અમીર હતો. શૈખ

ફરીદ બુખારીના ઈન્તેકાલ બાદ તેનું વર્ચસ્વ ઘણું વધી ગયું હતું. તે કટ્ટર શીઆ હતો. શૈખ બદીઉદ્દીનની લોકપ્રિયતાથી તે ધુઆં પુવાં થઈ ગયો. ઈર્ષાની આગથી તે સળગી ગયો.

## બાદશાહની કાન ભંભેરણી

બીજા કટ્ટર શીઆ અમીરોનો સાથ સહકાર મેળવીને આસિફખાંએ બાદશાહની કાન ભંભેરણી કરવા માંડી.

> ''જહાંપનાહ ! સરહિન્દના એક મશાઈખઝાદાએ મુજદ્દિદિય્યતનો દાવો કર્યો છે. તેણે પોતાના સેંકડો ખલીફાઓને દૂર દરાઝ દેશોમાં મોકલ્યા છે અને લાખો માણસો તેમના અને તેમના ખલીફાઓના મુરીદો થઈ ગયા છે ! એનાથી મુગલ સલ્તનત માટે ભય ઉપસ્થિત થઈ ગયો છે !''

આ વાત સાંભળીને જહાંગીરના મગજને ચિંતાએ અને વિમાસણોએ ઘેરી લીધું.

અમીરોએ શિકાયતનો સિલસિલો ચાલુ રાખતા કહ્યું કે,

> ''આપના લશ્કરમાં પણ તેમનો એક ખલીફા મૌજૂદ છે. સુલતાનના કેટલાંયે અમીરો પણ તેના મુરીદોના વર્તુળમાં દાખલ થઈ ગયા છે !''

જહાંગીરે ઉત્તેજીત થઈને પૂછયું કે,

''કોણ કોણ ?''

ચુગલખોર અમીરોએ કહ્યું કે,

– ''ખાન ખાનાં,
– સય્યિદ સદર જહાં,

– ખાનજહાં,
– ખાન આઝમ,
– મહાબતખાં,
– સિકન્દરખાં,
– દરિયાખાં,
– મુર્તઝાખાં...

બસ, બસ !''

જહાંગીરે ગભરાઈને વધુ નામો લેવાથી થંભાવી દીધા.

અમીરોએ કહ્યું કે,

''હુઝૂરેવાલા ! આ નામો એવા નથી કે આળસથી કામ લેવામાં આવે. જો વધુ વિલંબ કરવામાં આવશે તો ન જાણે કેવો ફિત્નો ખડો થઈ જશે !''

તે પછી અમીરોએ હઝરતના કેટલાક પત્રોમાંથી તે અંશો વાંચી સંભળાવ્યા જેનાથી વાંધાજનક અકાઈદનો આભાસ થતો હતો.

જહાંગીર પર એ વાતોની ધારી અસર થઈ.

## શૈખ બદીઉદ્દીનને મળવા પર પ્રતિબંધ

જહાંગીરે હુકમ જારી કરીને શૈખ બદીઉદ્દીનને મળવા પર સખ્ત પ્રતિબંધ લગાવી દીધો. અને તેની સાથે જ આ વાત પણ ફેલાવી દેવામાં આવી કે શૈખ સાહબ તો જાદૂગર છે. અને પોતાના જાદૂના જોરે લોકોને પ્રભાવિત કરીને ગુમરાહ કરે છે.

આ પ્રતિબંધના કારણે ઝઈફ અકીદાવાળા લોકો હઝરત

શૈખની ખિદમતમાં આવવાથી બંધ થઈ ગયા. કેટલાક છૂપી રીતે આવતા–જતા હતા. જ્યારે કેટલાક મજબૂત અકીદાના લોકો બેધડક, શાહી ફરમાનની પરવાહ કરવા વગર હઝરત શૈખ બદીઉદ્દીન સાહબની ખિદમતમાં હાજર થતા હતા. પરંતુ જેઓ પકડાતા તેમને સખ્ત સજા કરવામાં આવતી હતી. એટલે હઝરત શૈખ સાહબ પોતે જ લોકોને આવવા માટે મનાઈ કરતા હતા.

હઝરત શૈખ બદીઉદ્દીન (રહ.) આ તમામ સંજોગો અને બનાવોની જાણ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં સતત કરતા રહેતા હતા અને હઝરત તેમને તસલ્લી અને ઈત્મિનાન આપતા રહેતા હતા.

### શૈખ બદીઉદ્દીન (રહ.) ગભરાઈને અકબરાબાદથી ચાલ્યા ગયા

વઝીરે આઝમ આસિફખાં એ દરમિયાન જહાંગીર બાદશાહને સતત ભડકાવતો રહ્યો. છેવટે દરબારે શાહીમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને :–

- O કત્લ કરવાના અથવા
- O દેશમાંથી હદપાર કરવાના અથવા
- O કેદ કરી લેવાના

મશ્વરા થવા લાગ્યા.

દરરોજ એક નવી અફવા ફેલાવવામાં આવતી.

આ મશ્વરાઓ અને અફવાઓ સાંભળીને હઝરત શૈખ બદીઉદ્દીન (રહ.) ગભરાઈ ગયા. તેઓ અકબરાબાદથી રવાના થઈ ગયા અને પોતાના વતન સહારનપુર થઈને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં સરહિન્દ શરીફ હાજર થયા.

## હઝરતની નારાઝગીના કારણે શૈખ બદીઉદ્દીન ફરી પાછા અકબરાબાદ આવી ગયા

શૈખ બદીઉદ્દીનના સરહિન્દ શરીફ ચાલ્યા આવવાથી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ઘણાં નારાઝ થયા.

આપે ફરમાવ્યું કે,

"મેં તમને તાકીદપૂર્વક મનાઈ કરી હતી કે, ત્યાંથી મારી ઈજાઝત વગર આવશો નહિ, છતાં તમે શા માટે ચાલ્યા આવ્યા ? તમે શાહી લશ્કરમાં ખલીફા બનાવીને મોકલવાના કાબિલ નથી. હવે તમે ફરી પાછા આગ્રા હરગિઝ ન જશો."

શૈખ બદીઉદ્દીન (રહ.)એ ખ્યાલ કર્યો કે, હઝરતે ગુસ્સામાં વાપસ જવાની મનાઈ કરી છે. અસલ મકસદ મનાઈ કરવાનો નથી. એટલે યોગ્ય એ જ છે કે ઉતાવળે ફરી પાછો અકબરાબાદ ચાલ્યો જાઉ.

શૈખ સાહબ આ ગેરસમજના કારણે હઝરતની ઈજાઝત લીધા વગર ફરી પાછા શાહી લશ્કરમાં પહોંચી ગયા.

## મુખ્ય અમીરોની દૂરના પ્રદેશોમાં બદલી

હવે વિરોધીઓને વધારે મોકો મળી ગયો.

તેમણે બાદશાહને ઉશ્કેરવા માટે કહ્યું કે,

"શૈખ સરહિન્દી પોતાના ખલીફા શૈખ બદીઉદ્દીન મારફતે બાદશાહની સામે બળવો કરવા માટે લશ્કરની સાથે કંઈક કાવતરું કરતા હોવાની ગંધ આવે છે. એટલે જ શૈખ બદીઉદ્દીનને સરહિન્દ બોલાવીને કોઈ ખતરનાક

યોજના ઘડીને ફરી પાછા અકબરાબાદ મોકલ્યા છે. કેટલાક અમીરો પણ એમની સાથે સામેલ થઈ ગયા હોય એવું સ્પષ્ટ લાગે છે. ફોજમાં બેદિલી અને બગાવત થવાનો પૂરેપૂરો સંભવ છે. એટલે તાત્કાલિક કોઈ પગલાં લેવા જોઈએ. નહિતર સત્તા ગુમાવવાનો વખત આવશે.''

બાદશાહના મનમાં ફાળ પડી.

''શું વાત આટલી હદે પહોંચી ગઈ છે ?''

''હાં જહાંપનાહ ! શૈખ સરહિન્દીના ખાસ ખાસ મુરીદોને અને એમના સાથે સંબંધ ધરાવનાર ઉચ્ચ પદાધિકારીઓને દૂરના પ્રદેશોમાં બદલી કરી દેવામાં આવે તો તેઓ વેરવિખેર થઈ જાય, તેમનું સંગઠનબળ તૂટી જાય અને આ ફિત્નો અહીં જ દબાઈ જાય !''

બાદશાહે તત્કાળ બદલીના હુકમો જારી કરી દીધા.

O ખાનખાનાંને દખ્ખણની,

O ખાનજહાં લોધીને માલવાની,

O ખાન આઝમને ગુજરાતની, અને

O મહાબતખાંને કાબુલની

સુબેદારી પર નિયુક્ત કરી વેરવિખેર કરી દીધા. આ પગલાંથી અમીરોના સંગઠન અને ઐક્યને તોડવાનો બાદશાહનો હેતુ હતો.

એ જ પ્રમાણે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી અકીદત ધરાવનારા અન્ય ઉચ્ચ અધિકારીઓને પણ દૂરદરાઝ સુબાઓના હાકિમ બનાવીને મોકલી આપ્યા.

['ઝુબ્દતુલ મકામાત' પા. ૩૪૭ થી ૩૫૦
બહવાલા : હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પા.૧૯૮]

## તજદીદનું સત્તરમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૭ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૮ સુધી]

### હઝરતને દરબારમાં હાજર થવાનું ફરમાન

બદલી કરેલા હાકિમો પોતાના નવા સ્થાને પહોંચી ગયાની જયારે બાદશાહને જાણ થઈ અને તેને સંતોષ થયો કે જો હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખિલાફ કોઈ કારવાઈ કરવામાં આવે તો એ હાકિમોને જાણ થશે નહિ અને હુકૂમતની વ્યવસ્થા અને શાંતિમાં કોઈ પ્રકારની ખલેલ પહોંચાડી શકશે નહિ. એટલે એક ફરમાન હઝરતના નામે જારી કર્યું જેમાં હઝરતની મુલાકાતની તીવ્ર ઈચ્છા જાહેર કરી અને સર્વ સાહબઝાદાઓ તથા મુરીદો સહિત દરબારમાં પધારવા દઅવત આપવામાં આવી અને સરહિન્દના હાકિમને તાકીદ કરી કે જે રીતે પણ શકય હોય, હઝરતને જલ્દીથી અકબરાબાદ મોકલી આપવામાં આવે.

### અકબરાબાદ જવા હઝરતની રવાનગી

જયારે આ ફરમાન હઝરતને મળ્યું તો આપે પોતાના સાહબઝાદાઓ ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિમુર્રહમહને છૂપી રીતે પહાડી પ્રદેશોમાં ગુપ્તવાસમાં મોકલી આપ્યા અને કુટુંબીજનોને દિલાસો અને તસલ્લી આપીને પોતે પાંચ મુરીદો સંગાથે અકબરાબાદ જવા માટે રવાના થયા.

વિદાય વખતે કુટુંબીજનો અને મુરીદોએ ગભરાહટ અને બેચેની જાહેર કરી. પરંતુ હઝરતે તેમને તસલ્લી આપી અને સબ્ર તથા ધીરજ રાખવા નસીહત ફરમાવી અને ફરમાવ્યું કે,

"આ તકલીફ માત્ર એક વરસ માટે છે, તે પછી

આરામ જ આરામ છે.''

## શાહઝાદા ખુર્રમે હઝરતને સમજાવવા માટે મુફતીઓને મોકલ્યા

હઝરત હજી માર્ગમાં જ હતા કે તે કાળના મશહૂર આલિમો,

- O અલ્લામા અફઝલખાં અને
- O મુફતી ખ્વાજા અબ્દુર્રહમાન

ફિકહની કિતાબો સાથે હઝરતની સેવામાં હાજર થયા.

તેમણે હઝરતથી અરજ કરી કે,

''અમને શાહઝાદા ખુર્રમ (શાહજહાં)એ આપની સેવામાં મોકલ્યા છે. શાહઝાદાને આપથી અપાર અકીદત અને મુહબ્બત છે. તેમનું અનુમાન છે કે આપ જયારે બાદશાહની ખિદમતમાં હાજર થશો ત્યારે બાદશાહ આપથી તાઝીમી સિજદહ કરાવવાનો આગ્રહ કરશે અને આપ ઈન્કાર કરશો જેનું પરિણામ ઘણું દુઃખદ હશે.

અમે અમારી સાથે ફિકહની કિતાબો લઈને આવ્યા છીએ. એમાં લખ્યું છે કે, જીવ બચાવવાના માટે કોઈ ઝાલિમ બાદશાહને સિજદહ કરવાની ગુંજાઈશ છે.''

હઝરતે પોતાનો અણગમો વ્યકત કરતા મકકમતાપૂર્વક ફરમાવ્યું કે,

''એ હુકમ (કમઝોર અકીદહવાળાઓ માટે) મસ્લેહત અને રૂખ્સત તરીકે છે. (પુખ્ત ઈમાનવાળાઓ માટે તો) અઝીમત તરીકે હુકમ આ છે કે અલ્લાહના સિવાય કોઈને પણ હરગિઝ સિજદહ કરવામાં ન આવે.''[1]

---

[1] 'હઝરાતુલ કુદસ' દફતર અવ્વલ પા. ૯૦

બંને મુફતીઓએ હઝરતને સમજાવવા માટે પોતાનાથી બનતી તમામ દલીલો અને કોશિશો કરી પરંતુ હઝરત અટલ અને મકકમ રહ્યા. તાઝીમી સિજદહ કરવા માટે તૈયાર ન હતા.

## તજદીદનું અઢારમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૮ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૯ સુધી]

### હઝરતનું સ્વાગત અને દરબારમાં હાજરી

બાદશાહને હઝરતના પધારવાની જાણ થઈ તો અમીરોને આપનું સ્વાગત કરવા માટે મોકલ્યા અને અત્યંત આદર અને માનપૂર્વક શાહી મહેમાન તરીકે આપને આવકારવામાં આવ્યા. અને બાદશાહે પોતાના મહેલની નજીક હઝરત અને આપના સાથીઓના રહેવાની વ્યવસ્થા કરાવી.

તે પછી બાદશાહે મુલાકાત માટે હઝરતને દરબારમાં તેડાવ્યા. હઝરત દરબારમાં તશરીફ લઈ ગયા પરંતુ શરીઅતના ખિલાફ જે શાહી આદાબ હતા તેનું પાલન નહિ કર્યું.

હઝરતના ચહેરા મુબારક પર બાદશાહ ની નઝર પડતાં જ તે એટલો પ્રભાવિત થઈ ગયો અને અંજાઈ ગયો કે શાહી આદાબનું પાલન નહિ કરવા બદલ હઝરતને એક શબ્દ પણ ઠપકાનો નહિ કહ્યો.

### વિરોધીઓની બાદશાહને ઉશ્કેરણી

વઝીરે આઝમ આસિફખાં અને તેના અન્ય શીઆ સાથીઓએ બાદશાહને હઝરતની વિરુદ્ધ ઉશ્કેરણી કરતાં કહ્યું કે,

"જહાંપનાહ ! આ તે શખ્સ છે જે પોતાને હઝરત

અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હુ)ના કરતાં પણ અફઝલ કહે છે. એના સમર્થન માટે વિરોધીઓએ હઝરતનો તે પત્ર વાંચી સંભળાવ્યો જે આપે પોતાના પીર બુઝુર્ગવાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને પોતાના બાતિની અહવાલની વિગતો જણાવવા માટે લખ્યો હતો. મજકૂર મકતૂબ શરીફના કેટલાક અંશોનો ખુલાસો નીચે પ્રમાણે છે,

(મારા સામે) એક ઉચ્ચ મકામ પ્રગટ થયો.
હું ત્યાં પહોંચ્યો, તો માલૂમ થયું કે,
એ મકામ હઝરત ઝીન્નુરૈન (રદિ.)નો છે.❶
એનાથી ઉપર હઝરત ફારૂક (રદિ.)નો મકામ છે.
એનાથી ઉપર હઝરત સિદ્દીકે અકબર (રદિ.)નો મકામ છે.
(રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)
એના ઉપર
હઝરત નબીયે કરીમ અલયહિસ્સલાતો વસ્સલામનો મકામ છે.
એનાથી ઉપર કોઈનો કોઈ મકામ નથી.
પોતાના મશાઈખમાંથી
હઝરત ખ્વાજા નકશબંદ કુદ્દિસ સિર્રહૂને
હરેક મકામમાં પોતાની સાથે જોઉં છું.

---

❶ હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હુ) તરફ ઈશારો છે. ઝીન્નુરૈન એટલે બે નૂરવાળા. નબીયે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બે સાહબઝાદીઓ આપ (રદિયલ્લાહુ અન્હુ)ના નિકાહમાં એક પછી બીજી આવી હતી એટલે આપનો લકબ ઝીન્નુરૈન હતો. હઝરત ઉસ્માન (રદિ.) સિવાય બીજા કોઈ શખ્સ એવા નથી જેના નિકાહમાં કોઈ નબીની બે બેટીઓ આવી હોય. ['તારીખે મશાઈખે ચિશ્ત' પા. ૧૦૯]

બીજા ખલીફાઓ પણ આ મકામમાંથી પસાર થયાં છે.''

('દુર્રે લાસાની' ભાગ-૧, પત્ર-૧૧, પા. ૧૦૭, ૧૦૮)

## હઝરતનો સંતોષકારક જવાબ

વિરોધીઓના ઉપરોક્ત વાંધાઓના જવાબમાં હઝરતે ફરમાવ્યું કે,

''તે શખ્સ જે હઝરત અમીર (હઝરત અલી) રદિયલ્લાહુ અન્હુને હઝરત સિદીક રદિયલ્લાહુ અન્હુના કરતાં અફઝલ સમજે છે તે અહલે સુન્નત વલ જમાઅતના ગિરોહ (સમૂહ)માંથી નીકળી જાય છે. તો પછી તે શખ્સનો શું હાલ છે જે પોતે પોતાને હઝરત સિદીક (રદિયલ્લાહુ અન્હુ)ના કરતાં અફઝલ સમજે ?!

વળી આ (અલ્લાહવાળાઓના) ગિરોહમાં આ વાત મુકર્રર છે કે, જો કોઈ સાલિક પોતાની ઝાતને ખુજલીવાળા કૂતરાના કરતાં (પણ) બહેતર સમજે તો તે (શખ્સ) એ બુઝુર્ગોના કમાલાતથી મહેરૂમ છે.''

('દુર્રે લાસાની' ભાગ-૧, પત્ર-૨૦૨, પા. ૨૪૮)

## હઝરતની તાર્કિક અને બુદ્ધિગમ્ય દલીલો

હઝરતે પોતાની દલીલો ચાલુ રાખતા આગળ ફરમાવ્યું કે,

''મજકૂર પત્ર મેં મારી બાતિની સૈરની તરક્કી દર્શાવવા માટે મારા પીર બુઝુર્ગવારને લખ્યો હતો. મોટા ભાગના સૂફીઓને સુલૂકની શરૂઆતમાં મોટા મોટા મકામાતની આ સૈર હાસિલ થાય છે અને પછી પોતાના

અસલી મકામ પર પાછા આવી જાય છે.

દાખલા તરીકે શાહી દરબારમાં દરેક અમીર, વઝીર અને શાહઝાદાનું સ્થાન નકકી કરવામાં આવેલું હોય છે. જો બાદશાહ કોઈ શખ્સને જરૂરતના કારણે પોતાની પાસે થોડા સમયના માટે બોલાવે તો તે શખ્સ દરબારના તમામ ઉચ્ચ પદાધિકારીઓ, અમીરો, વઝીરો, શાહઝાદાઓ પાસેથી પસાર થઈને આગળ વધે છે અને બાદશાહની પાસે પહોંચે છે. તે પછી બાદશાહ તેનાથી કંઈક મર્મની વાત કહીને વાપસ કરી દે તો તે પોતાના મૂળ સ્થાને પાછો આવી જાય છે.

એનાથી એવું કયાં સાબિત થાય છે કે, અમીરો, વઝીરો, શાહઝાદાઓ વગેરેનો મર્તબો ઓછો થઈ ગયો અને પેલા ઓછા મર્તબાવાળા માણસનો મર્તબો વધી ગયો ?!''

બાદશાહ આ દલીલોને ઘણો ધ્યાનથી રસપૂર્વક સાંભળી રહ્યો હતો.

હઝરતે દલીલોનો સિલસિલો આગળ ચાલુ રાખતા ફરમાવ્યું કે,

''મજકૂર પત્રમાં મેં લખ્યું છે કે, મેં પોતાના દિલને એ મકામના અકસ (પ્રતિબિંબ)થી રંગીન જોયું. એની મિસાલ એવી છે કે, જો કોઈ ચીઝ સૂરજના પ્રકાશથી રોશન થઈ જાય તો એવું નથી કહી શકતાં કે તે ચીઝ સૂરજ બની ગઈ. પૃથ્વી દરરોજ સૂરજના પ્રકાશથી રોશન થાય છે પરંતુ એવું નથી કહેતા કે પૃથ્વી સૂરજ બની ગઈ.''

('મકતૂબાત શરીફ', દફતર અવ્વલ, મકતૂબ નં.૨૦૨)

## ગર્દન ન ઝુકી જિસકી જહાંગીરકે આગે

હઝરતની દલીલોથી બાદશાહને સંપૂર્ણ સંતોષ અને આનંદ થયાના ચિન્હો તેના મુખ પર જાહેર થયા. હઝરતના વિરોધીઓને પોતાના હાથમાંથી બાજી સરકી રહી હોય એવું લાગ્યું. હવે વઝીરે આઝમ આસિફખાંએ છેલ્લો દાવ અજમાવ્યો. તેણે મમરો મૂકયો કે,

"હુઝૂરેવાલા ! આ માણસના ગર્વ અને ઘમંડને તો જૂઓ ! આપ ઝિલ્લુલ્લાહ અને ખલીફતુલ્લાહ છો છતાં આ માણસે આપને તાઝીમી સિજદો કર્યો નથી !"

બાદશાહ પર એની ધારી અસર થઈ.
તેણે તાઝીમી સિજદહ કરવા માટે હઝરતને હુકમ કર્યો.
હઝરતે સખ્તાઈથી એનો ઈન્કાર કર્યો.

જહાંગીરે કહ્યું કે,

"વારૂ, હું આપને એટલી છુટ આપું છું કે, આપ આપનું માથું બસ અમસ્તું જ ઝરા જેટલું ઝુકાવી દો, હું એને તાઝીમી સિજદહ ગણી લઈશ."

હઝરતે તે જ સખ્તાઈપૂર્વક જવાબ આપ્યો કે,

"એ કોઈ રીતે પણ સંભવિત નથી. તમારા હુકમનું પાલન કરવા કરતાં અલ્લાહના હુકમનું પાલન કરવું અત્યંત જરૂરી છે.

શું તમને એ મામૂલી વાતની પણ ખબર નથી કે અલ્લાહના સિવાય કોઈને પણ સિજદહ કરવો જાઈઝ નથી ?!

જહાંગીર ! શું એક ઈન્સાનની આ દેખીતી મૂર્ખાઈ નથી કે તે પોતાના જેવા જ બીજા ઈન્સાનને સિજદહ કરે ?"

હઝરતનું માથું ઝબરદસ્તીથી ઝુકાવી દેવા માટે જહાંગીરે પોતાના કદાવર અને સશકત સૈનિકોને હુકમ કર્યો. સૈનિકોએ આપનું માથું અને ગરદન પકડી લીધી. હઝરતે પૂરી કુવ્વતથી પોતાને અકકડ કરી લીધા, અને માથું ઉન્નત કરીને ખડા થઈ ગયા.

સૈનિકોએ ઘણી કોશિશ કરી. પોતાની સમગ્ર શકિત લગાવી દીધી પરંતુ હઝરતનું મુબારક મસ્તક નમાવી શકયા નહિ !

સૈનિકોની નિષ્ફળતાને નીહાળીને જહાંગીરે હુકમ કર્યો કે,

> ''એમને પેલા નાનકડા નીચા દરવાજામાંથી પસાર કરો ! તેમાંથી વાંકાવાળીને મારી સામે આવશે તેને જ તાઝીમી સિજદહ ગણી લેવામાં આવશે.''

હઝરતે યુકિત કરી. આપે દરવાજામાં પ્રથમ આપના પગ દાખલ કર્યા. માથું પીઠ તરફ નમાવીને દરવાજામાંથી નીકળ્યા.

બાદશાહને ઉશ્કેરવા માટે અમીરોને હવે તક મળી ગઈ. તેમણે બાદશાહને કહ્યું કે,

> ''હુઝૂરેવાલા ! જોયું, આ માણસ કેટલો માથા ફરેલ અને ખતરનાક છે ?! એની વિરુદ્ધ અત્યારે જ કોઈ સખ્ત પગલું ભરવામાં આવે, નહિતર પાછળથી પસ્તાવાનો વખત આવશે.''

અમીરોની વાતોથી બાદશાહનું મન ભ્રમિત થઈ ગયું. તેણે હઝરતને ગ્વાલિયરના કિલ્લામાં નઝરબંદ કરવા માટે હુકમ આપી દીધો.

એ જ પ્રસંગ તરફ ઈશારો કરીને ઉર્દૂના મહાકવિ ડોકટર અલ્લામા મુહમ્મદ ઈકબાલ (રહ.)એ 'બાલે જિબ્રીલ' કાવ્ય સંગ્રહમાં લખ્યું છે કે :—

હાઝિર હુવા મૈં શેખ મુજદ્દિદકી લહદ❶ પર;
વોહ ખાકકે હે ઝીરે ફલક❷ મતલએ અનવાર.❸

ઈસ ખાકકે ઝર્રોંસે હૈં શરમિંદા સિતારે;
ઈસ ખાકમેં પોશીદા હે❹ વોહ સાહિબે અસરાર❺

ગરદન ન ઝુકી જિસકી જહાંગીરકે આગે;
જિસકે નફસે ગર્મસે હે ગરમીએ અહરાર❻

વોહ હિન્દમેં સરમાયએ❼ મિલ્લતકા નિગહબાન;
અલ્લાહને બરવકત કિયા જિસકો ખબરદાર.

## હઝરતના મકાન વગેરેની જપ્તી

એક તરફ હઝરતને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યા તો બીજી તરફ સરહિન્દ શરીફમાં હઝરતની હવેલી, મહેમાનખાનું, કૂવો, બાગ (વાડી), કિતાબો...વગેરે કિંમતી માલ-મિલકતને બાદશાહના હુકમથી જપ્ત કરી લેવામાં આવ્યા. હઝરતના પરિવારજનો, સગાં-સંબંધીઓ અને મુરીદોને કેટલો ત્રાસ આપવામાં આવ્યો હશે અને તેમના પર શી વીતી હશે એ તો અલ્લાહ જ બહેતર જાણનાર છે.

પોતાના સાહબઝાદાઓ ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) તથા ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના સંયુકત નામે ગ્વાલિયરના

---

❶ લહદ : કબર ❷ ઝીરે ફલક : આકાશ નીચે, ધરતી પર
❸ મતલએ અનવાર : અનવારનું ઉદયસ્થાન
❹ પોશીદા : છૂપાયેલ, ગુપ્ત
❺ સાહિબે અસરાર : ભેદો અને રહસ્યોના જાણકાર
❻ અહરાર : હઝરત ખ્વાજા નાસિરુદીન ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) તરફ ઈશારો હોવાનો સંભવ છે. આપના સવિસ્તાર જીવન ચરિત્ર માટે જુઓ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૩, પા. ૮૯ થી ૧૪૫
❼ સરમાયહ : પૂંજી, દૌલત

કિલ્લામાંથી હિદાયત અને દિલાસા તેમજ પ્રોત્સાહન માટે લખેલા પત્રમાં એ બાબતોનો ઈશારો કરેલો છે. એનો સારાંશ નીચે પ્રમાણે છે :–

''હરેક પ્રકારની બલા અને મુસીબતમાં તકલીફ જરૂર માલૂમ પડે છે; પરંતુ દરેક રાહત વખતે અને દરેક તકલીફ વખતે ખુદાની હમ્દ કરવી જોઈએ.

ફુરસદને ગનીમત સમજીને ત્રણ ચીઝોમાં મશગૂલ રહો.

યા કુર્આન મજીદની તિલાવત કરો.
યા લાંબી કિરાઅતની સાથે નમાઝ પઢો.
યા કલિમએ શરીફનો ઝિક્ર કરો.

કલિમએ શરીફના ઝિક્ર વખતે ઝાતે હકના સિવાય સર્વ માબૂદો, આરઝૂઓ અને મકસૂદો (હેતુઓ)ને દૂર કરો. જેથી ઝાતે હકના સિવાય (બીજી) કોઈ મુરાદ બાકી ન રહે.

બલા અને આફતોના જમાનામાં આ હેતુ આસાનીથી હાસિલ થાય છે. રાહતના વખતે ઈચ્છાઓ અને આરઝૂઓ સિકંદરની દીવાલની જેમ આડ બની જાય છે.

અલ્લાહના ઝિક્ર સિવાય બીજા કોઈ કામમાં મશગૂલ ન થશો. કિતાબો વાંચવાનો હવે સમય નથી. ઝિક્રે હકનો સમય છે. અહીં સુધી કે મારી (કેદમાંથી) મુક્તિ જે તમારા માટે નિહાયત જરૂરી છે (તે પણ) તમારી મુરાદ ન હોવી જોઈએ. હક તઆલાના કાર્ય, તકદીર અને ઈરાદા પર રાજી રહેવું જોઈએ.

હવેલી, મહેમાનખાનું, કૂવો, બાગ (વાડી), કિતાબો અને બીજી ચીઝોનો ગમ સહેલો છે. એ ચીઝોની

ચિંતામાં સમય બગાડવો ન જોઈએ. જો આપણે મરી જતે તો એ ચીઝો પણ ચાલી જતે. બહેતર આ છે કે, આપણી જિન્દગીમાં ચાલી જાય જેથી એની કોઈ ચિંતા ન રહે.

અલ્લાહવાળાઓએ મજકૂર ચીઝોને પોતે પોતાની ઈચ્છાપૂર્વક છોડી દીધી છે. આપણે એને અલ્લાહ તઆલાના ઈખ્તિયારથી છોડી દઈએ અને શુક્ર બજાવી લાવીએ જેથી ખુલૂસવાળાઓના સમૂહમાંથી (પ્રગતિ કરી) નજાત પામનારાઓના સમૂહમાં થઈ જઈએ.

તમારી વાલિદા (માતા)ને તસલ્લી અને આફિયતનું પ્રોત્સાહન આપશો.''

('દુર્રે લાસાની', ભાગ-૩, પત્ર-૨)

અલ્લાહની રઝા પર રાઝી

ગ્વાલિયરના કિલ્લાના હાકિમે શાહી હુકમ પ્રમાણે હઝરત અને આપના સાથીઓની સાથે સખ્તાઈ કરવા માંડી. આ જોઈને હઝરતના સાથીઓમાંથી એકને ગુસ્સો આવ્યો. તેણે કિલ્લાના હાકિમને કહ્યું કે,

''શું તમે એવું માનો છો કે બાદશાહે અમને અહીં કેદ કર્યા છે ? યાદ રાખો, અમે અલ્લાહના હુકમથી અહીં આવ્યા છીએ. જો અમે ચાહિયે તો અલ્લાહ તઆલાના હુકમથી તમારી આંખોની સામે એક પળમાં બહાર જઈ શકીએ છીએ !''

આટલું કહીને તે શખ્સ ઉછળયો અને કિલ્લાની અતિ ઊંચી દીવાલના કાંગરા પર જઈને બેસી ગયો !

હઝરતે જયારે તેની આ હરકત જોઈ તો તેને સખ્તાઈથી ફરમાવ્યું કે,

"શું કરામત જાહેર કરવાની મારામાં શક્તિ નથી કે તું કરામત જાહેર કરે છે ? હકીકત તો આ છે કે, આપણને આ જફા બરદાશ્ત કરવા માટે અલ્લાહના તરફથી આદેશ છે. તેની રઝા પર રાઝી રહેવું જરૂરી છે."

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.)એ કેવું સરસ ફરમાવ્યું છે :–

મા બરાએ ઈસ્તેકામત આમદીમ;
ને બરાએ કશ્ફો કરામત આમદીમ.

[અલ્લાહના આદેશોનું દઢતાપૂર્વક પાલન કરવા માટે આપણે દુનિયામાં આવ્યા છીએ; કશ્ફો અને કરામતો દેખાડવા માટે આવ્યા નથી.]

વળી મુસીબતોમાં પણ ઘણી મસ્લેહતો હોય છે. એક ઉર્દૂ કવિ કહે છે કે :–

તૂ સમઝતા હે હવાદિસ હૈ સતાનેકે લિયે;
યહ હુવા કરતે હૈ ઝાહિર આઝમાનેકે લિયે.
તુન્દીએ બાદે મુખાલિફ સે ન ગબરા અય ઉકાબ;
યહ તો ચલ્તી હે તુઝે ઊંચા ઉડાનેકે લિયે !

જયારે કિલ્લાના હાકિમે હઝરત અને આપના સાથીઓની આ હાલત જોઈ તો પોતાના વર્તન માટે ઘણો લજજીત થયો. તેણે હઝરતની ખિદમતમાં હાજર થઈને પોતાના સખ્તાઈ ભરેલાં વર્તન માટે અફસોસ જાહેર કર્યો અને માફી માંગી.

## સેંકડો કાફિરો હઝરતના મુબારક હાથ પર મુસલમાન થયા

હઝરતે કિલ્લામાં જે કાફિર અને મુસલમાન કેદીઓ હતા

તેમનામાં તબ્લીગનું કામ શરૂ કરી દીધું. હઝરતના નૂરે બાતિનના પ્રભાવથી અને મહેનત તથા પરિશ્રમથી સેંકડો કાફિરો મુસલમાન થઈ ગયા અને સેંકડો મુસલમાનો હઝરતના મુબારક હાથ પર બૈઅત થયા.

## લશ્કરી આક્રમણ કરવાની મહાબતખાંને હઝરતે મનાઈ ફરમાવી

હઝરતની ગિરફતારીથી સમગ્ર દેશમાં ખળભળાટ મચી ગયો.

- O ખાનખાનાં,
- O ખાન આઝમ,
- O ખાનજહાં લોધી

અને બીજા નામાંકિત અમીરોએ મહાબતખાંને સરદાર બનાવીને બાદશાહની વિરુદ્ધ લશ્કરી કારવાઈ કરવાનો અધિકાર આપ્યો.

મહાબતખાં કાબુલથી ફોજ લઈને રવાના થયો.

મહાબતખાં અને અમીરોના ઈરાદાની જાણ હઝરતને થઈ તો હઝરતે તેને પત્ર લખ્યો. પત્રમાં આપે મહાબતખાંને તાકીદ ફરમાવી કે, મારી પરવાનગી વગર કોઈ કદમ ન ઉપાડે.

## સત્તા હાથમાં લેવા હઝરતનો ઈન્કાર

ગ્વાલિયરમાં હઝરતના અકીદતમંદ અને ચાહક અમીરોએ આગ્રહપૂર્વક હઝરતને વિનંતી કરી કે,

"હઝરત ! આપ હિન્દુસ્તાનની હુકૂમત પોતાના હાથમાં લો. અમે બધા અમીરો બાદશાહ જહાંગીરના

વિરુદ્ધ બળવો કરવા માટે અને આપને સાથ સહકાર આપવા માટે ખડા પગે તૈયાર છીએ.''

હઝરતે અમીરોની દરખાસ્તને ફગાવી દીધી. આપ હુકૂમત હાથમાં લેવા કોઈ પણ રીતે સંમત ન થયા. સામે આવેલી સત્તાને આપે ઠોકર મારી દીધી. અલ્લાહવાળાઓની નઝરમાં દુનિયાની કોઈ હેસિયત નથી.

## મકતૂબાત શરીફના બીજા દફતરની પૂર્ણતા

એવું અનુમાન છે કે જમાદિલ આખર, હિજરીસન ૧૦૨૮માં જયારે હઝરતને ગ્વાલિયરના કિલ્લામાં નઝરબંદ કરવામાં આવ્યા ત્યારે મકતૂબાત શરીફના બીજા દફતરને આ બનાવની યાદગાર તરીકે અહીં પૂર્ણ કરી દેવામાં આવ્યું. અલ્લાહ વધુ બહેતર જાણનાર છે.

## ઔલિયાથી દુશ્મની તબાહીની નિશાની છે

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પોતાના એક મુબારક પત્રમાં ફરમાવે છે કે :–

''ખ્વાજા અબ્દુલ્લાહ અનસારી ફરમાવે છે કે, 'ઈલાહી જેને તું તબાહ કરવા ચાહે છે, તેને તું અમારો (ઔલિયાનો) દુશ્મન બનાવી દે છે.'

અલ્લાહ તઆલા ખૈરુલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામના તુફૈલ મુસલમાનોને ફુકરા (ફકીરો અર્થાત ઔલિયા)ના ઈન્કારથી અને દરવેશો પર કટાક્ષ કરવાથી બચાવે.'' ('દુર્રે લાસાની', ભાગ–૩, પત્ર–૧૧૮)

## જેલવાસની મુસીબતોથી થયેલી બાતિની તરક્કી

જેલવાસની મુસીબતોથી હઝરતને જે બાતિની તરક્કી નસીબ થઈ હતી તેનું વર્ણન આપે પોતાના ખલીફા હઝરત મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ને જેલમાંથી લખેલાં પત્રમાં કરેલું છે. તેનો સારાંશ નીચે પ્રમાણે છે :–

જ્યાં સુધી
અલ્લાહ તઆલાએ પોતાની ઈનાયતથી
મારા પર જલાલ અને ગઝબની તજલ્લી ન ફરમાવી,
મને કેદખાનાના પિંજરામાં કેદ ન કર્યો,
ત્યાં સુધી
ઈમાને શુહૂદી (ફના)ની સાંકડી શેરીમાંથી સંપૂર્ણપણે
હું બહાર ન નીકળ્યો; તેમજ
ખ્યાલ, ઝિલાલ અને મિસાલની શેરીમાંથી
હું પૂરેપૂરો બહાર ન નીકળ્યો અને
ઈમાન બીલ ગૈબના ધોરી માર્ગ પર નિરંકુશ રીતે
ન દોડયો; અને
હુઝૂરથી ગૈબની સાથે (પ્રત્યક્ષથી પરોક્ષની સાથે);
ઐનથી ઈલ્મની સાથે,
શુહૂદથી ઈસ્તેદલાલની સાથે
કામિલતૌર પર ન મળ્યો;
લોકોના મેણાં–ટોણાં, રુસ્વાઈ અને અપમાનનો
સ્વાદ ન ચાખ્યો;
આફાકી અને અનફુસી (જાહેરી અને બાતિની) સંબંધોને
ન તોડયા; અને
ખુદાની શાને કિબ્રિયાઈને ન જાણી.
જ્યાં સુધી
મેં મારા નફસને દરેક બૂરાઈનો જન્મદાતા ન જાણ્યો

ત્યાં સુધી
હક તઆલાના ઈન્આમો, ફૈઝો અને બરકતોથી
મુશર્રફ ન થયો.

('દુર્રે લાસાની' ભાગ-૩, પત્ર-૫, પાનું ૨૨૪-૨૨૫)

[૨]

હઝરતે પોતાના ખલીફા શૈખ બદીઉદ્દીન (રહ.)ને જેલવાસમાંથી લખેલા પત્રનો સારાંશ નીચે પ્રમાણે છે :-

લોકોનો ઝુલ્મ, ઠપકો અને તિરસ્કાર દિલની સફાઈ કરે છે. ફકીર (હું) (ગ્વાલિયરના) કિલ્લામાં પહોંચ્યો ત્યારે પ્રાથમિક અવસ્થામાં મહેસૂસ થતું હતું કે, લોકોની મલામતના અનવાર શહેરો અને ગામોમાંથી નૂરાની વાદળોની જેમ એક પછી એક વરસી રહ્યાં છે ! અને વરસોનું કામ જલ્દી પૂરું થઈ ગયું છે; અને 'સબ્ર'ના મકામથી તરક્કી કરીને 'રઝા'ના મકામમાં પહોંચ્યો છું. હવે જમાલના કરતાં જલાલ વધારે લિઝઝત આપે છે.

જમાલ અને ઈન્આમમાં પોતાના દિલની મુરાદ પૂરી ભળેલી હોય છે જયારે જલાલ અને દુઃખમાં ખાલિસ મહબૂબ (અલ્લાહ)ની જ મુરાદ હોય છે. પોતાની મુરાદ અને ખુદાની મુરાદમાં ઘણો મોટો ફેર છે.

('દુર્રે લાસાની' ભાગ-૩, પત્ર-૬, પાનું-૨૨૫)

[૩]

પોતાના ખાદિમ, રફીઉલ મકામ, મીરઝા મુઝફ્ફરખાંને હઝરતે લખેલાં પત્રનો સારાંશ નીચે પ્રમાણે છે :-

દુનિયાની મુસીબતો, દર્દ, રંજ અને તકલીફો દોસ્તોના કુસૂરોનો કફફારો છે. આજિઝી, ઝારી (રુદન) અને ઈન્કેસારી

(વિનમ્રતા)ની સાથે અલ્લાહ તઆલાની બારગાહથી માફી અને આફિયત માંગવી જોઈએ. મહબૂબે હકીકી (અલ્લાહ)ના તરફથી જે કંઈ આવે તેને ખૂશીથી કબૂલ કરવું જોઈએ.

('દુર્રે લાસાની', ભાગ-૨, પત્ર-૭૫, પાનું-૧૪૭)

[૪]

હઝરત શૈખ અબ્દુલ હક સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ને જેલવાસમાંથી હઝરતે લખેલાં પત્રનો સારાંશ નીચે પ્રમાણે છે :

આ દુનિયામાં મુસીબતો, ગમ, રંજ અને દુઃખ ખુદાની બહેતરીન નેઅમત છે; કારણકે એમાં અલ્લાહની પ્રસન્નતા છે. અને ફેઅલે મહબૂબ (પ્રિતમનું કાર્ય) છે તેમજ એનો અંજામ રહમત અને નેઅમત છે. એનાથી વિરુદ્ધ નેઅમત અને રાહતમાં નફસની પ્રસન્નતા છે. અને એનો અંજામ સારો નથી.

('દુર્રે લાસાની' ભાગ-૨, પત્ર-૨૯, પાનું-૬૪)

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી મુજદ્દિદી (રહ.) ઉપરોક્ત પત્રની નીચે 'આગાહી' શીર્ષકથી લખે છે કે :-

એટલા જ માટે બહેતરીન કોમ હઝરાતે અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામને બીજી બધી મખ્લૂકાતના મુકાબલામાં હરેક પ્રકારની તકલીફ અને સખ્તી સૌથી વધારે પ્રમાણમાં સહન કરવી પડી.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :-

**ઝાં સબબ બર અંબિયા (અલૈ.) રંજો શિકસ્ત,**

અંબિયા (અલૈ.) પર (સૌથી વધારે) રંજ અને ગમ હોવાનું કારણ એ છે કે,

અઝ હમા મખ્લૂકહા અફઝૂં તરસ્ત.

તેઓ મખ્લૂકમાંથી સૌથી શ્રેષ્ઠ લોકો છે.

('દુર્રે લાસાની' ભાગ-૨, પાનું-૬૫)



ઉપરોક્ત પવિત્ર પત્રોને જુઓ, હક તઆલાની સાથે કેવો સહીહ સંબંધ હતો ! અને કેવી બેમિસાલ (અનુપમ) મુહબ્બત હતી ! આવી તકલીફોમાં પણ અલ્લાહના તરફથી નઝર ન હઠી ! વળી એ તકલીફો મહબૂબનાં તરફથી હતી એટલે એમાં કેવી લિઝ્ઝત મળી રહી છે !

નસ્સે કુર્આની (કુર્આન શરીફની સ્વયં સ્પષ્ટ આયત)માં છે કે :-

'વલ્લઝી-ન આમનૂ અશદ્દુ હુબ્બલ લિલ્લાહ'

[અને જેઓ ઈમાનવાળા છે તેઓને તો (માત્ર) અલ્લાહની જ સાથે ગાઢ પ્રેમ છે.]

(સૂરએ 'બ-ક-રહ' : ૧૬૫)

## મુખાલિફ (દુશ્મન) મહબૂબ (અલ્લાહ)ની મુરાદ અને કાર્યોનો આયનો છે

ગ્વાલિયરની જેલમાંથી પોતાના ખલીફા હઝરત મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ને લખેલા પત્રમાં હઝરત ફરમાવે છે કે,

દોસ્તોએ (જેલમાંથી) મારી મુક્તિ માટે કોશિશ કરી પરંતુ તેઓની કોશિશ બેકાર સાબિત થઈ. એટલે બશરિય્યત (માનવસહજ લાગણી)ના કારણે સીનામાં ગમ અને તંગી માલૂમ પડયા પરંતુ થોડા સમય બાદ એ તંગી ખૂશીમાં, સર્હે સદરે સીનામાં ફેરવાઈ ગઈ. અને (મને) એ યકીન થઈ ગયો કે

વિરોધીઓ (દુશ્મનો)ની મુરાદ અગર હક તઆલાની મુરાદના મુવાફિક છે તો પછી ગમ શાનો ?

''ભલે ઈન્આમ (સુખ) હોય કે ઈલામ (દુઃખ) હોય, મહબૂબ (પ્રિયતમ)ની હરેક ચીઝ મુહિબ્બ (પ્રેમી)ની નજીક પ્રિય અને પ્યારી હોય છે. (સુખ અને દુઃખ) બંનેથી તે એક સરખો ફાયદો હાસિલ કરે છે. બલ્કે ઈન્આમ (સુખ)ના મુકાબલામાં ઈલામ (દુઃખ)માં વધારે લિઝઝત મેળવે છે; કારણકે ઈન્આમમાં નફસની ખૂશી પણ શામિલ હોય છે જયારે ઈલામ (દુઃખ) નફસની ખ્વાહિશના ખિલાફ હોય છે.

વળી મુખાલિફ (દુશ્મન)થી ખિલાફ થવું પણ સારું નથી કારણકે (જયારે તે મુખાલિફત કરે છે) ત્યારે તે મહબૂબ (અલ્લાહ)ની મુરાદ અને કાર્યોનો આયનો અને બારી બનેલો હોય છે. જયારે ખુદા આપણને મહબૂબ છે, તેની મુરાદ અને કાર્યો (આપણને) પસંદ છે, તો જેના ઝરીયાથી (અર્થાત મુખાલિફથી) એનો પ્રસાર થયો છે તે પણ મહબૂબ જ હોવો જોઈએ.

દોસ્તોએ મુખાલિફોની મુખાલિફત કરવી ન જોઈએ. બલ્કે તેમના કાર્યોથી લિઝઝત હાસિલ કરવી જોઈએ. આફતોને દૂર કરવા માટે દુઆ કરવાનો આપણને હુકમ છે. રડવાને, આંસુ વહાવવાને અને દુઆ કરવાને અલ્લાહ તઆલા પસંદ ફરમાવે છે. એટલા માટે દુઆ કરીએ છીએ.

આ બલાઓ અને જલાલનો અંજામ આપણા માટે જમાલ છે, અને મુખાલિફો (વિરોધીઓ)ના માટે ખરેખર જલાલ છે.''

**('દુર્રે લાસાની' ભાગ-૩, પત્ર-૧૫, પાનું ૨૩૨, ૨૩૩)**

મઝકૂર પત્રમાં હઝરતનો જવાબ છે તે જઝબાત (લાગણીઓ)નો જે હઝરત મીર મુહમ્મદ નુઅમાન અને બીજા

ખુદ્દામેઆલી મકામ (હઝરતના ઉચ્ચ કક્ષાના ખાદિમો)ના દિલોમાં પેદા થઈ રહ્યા હતા કે, હિમ્મતે બાતિની (રૂહાની શક્તિ)ની સાથે બદદુઆ કરીને મૂઝીઓ (ત્રાસ આપનારાઓ)ને બરબાદ કરી દેવામાં આવે.

અને આ ચીઝ (બદદુઆ કરીને બરબાદ કરી દેવું) એ હઝરાત (અલ્લાહવાળાઓ)ના માટે કંઈ મુશ્કેલ ન હતું જેમના માટે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે :–

'લવ અકસમ ઈલલ્લાહિ લ અબર્રહુ'

[તેઓ જો અલ્લાહથી કસમ ખાયને (કોઈ વાત) કહે તો અલ્લાહ તેને પૂરી કરી દે.]

હઝરત ઈમામે રબ્બાનીએ આ (બદદુઆ કરવાના) જઝબાત (લાગણીઓ)ને ઠંડા કરી દીધા અને આ ઈન્તેકામી જઝબાત (વેરવૃત્તિ)ના બદલે એ ત્રાસ આપનારાઓના માટે ખૈર (ભલાઈ)ની દુઆના જઝબાત દિલોમાં ભરી દીધા.

## તજદીદનું ઓગણીસમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૨૯ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૦ સુધી]

### હુઝૂર (સલ.)એ જહાંગીરને ખ્વાબમાં ઠપકો આપ્યો

હઝરત મૌલાના અબ્દુશ્શકુર સાહબ ફારૂકી મુજદ્દિદી લખનવી (રહ.) લખે છે કે :–

કેદમાંથી મુક્તિનો બનાવ પણ આપની (હઝરત મુજદ્દિદ સાહબ રહ.)ની રોશન કરામત છે.

(એક રાતે) બાદશાહે ખ્વાબ જોયો.

ખ્વાબ શું જોયો, તેની કિસ્મત જાગી ઊઠી !

જહાંગીરે (ખ્વાબમાં) જોયું કે,

સય્યિદુલ ખલ્ક, અશરફુલ અંબિયા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નવાઈપૂર્વક પોતાની આંગળી દાંતોમાં દબાવીને ફરમાવી રહ્યા છે કે,

> ''જહાંગીર ! તેં કેટલા મોટા શખ્સને કેદ કરી દીધા ?''

આ ખ્વાબ પછી તત્કાળ આપની મુક્તિ અમલમાં આવી.

('તઝકેરા ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રૂહૂ' પા. ૨૫૬)



## શાહી લશ્કર સાથે રહેવાનો હુકમ

જહાંગીરે હઝરતને ગ્વાલિયરના કિલ્લાની કેદમાંથી તો મુક્ત કર્યા પરંતુ હઝરતના કેટલાક દુશ્મન અમીરોની કાન ભંભેરણીના કારણે તેણે હઝરતને પોતાના વતન સરહિન્દ શરીફ જવાની પરવાનગી ન આપી બલ્કે અમુક મુદ્દત સુધી શાહી લશ્કરની સાથે રહેવાનો હુકમ કર્યો. અર્થાત ગ્વાલિયરના કિલ્લાની નઝરબંદીમાંથી ખસેડીને લશ્કરની નઝરબંદીમાં મૂકવામાં આવ્યા.

આ બાબત જો કે હઝરતના માટે કેદના કરતાં ઓછી દુ:ખદાયક ન હતી પરંતુ કામ જે બન્યું તે એનાથી બન્યું. બાદશાહને હઝરતની સુહબતનો મોકો મળ્યો.

શાહી લશ્કરમાંથી હઝરતે લખેલા પત્રોમાં એની કેટલીક

વિગતો જાણવા મળે છે.

## શાહી લશ્કરમાંથી હઝરતે લખેલા પત્રો

[૧]

હઝરતે પોતાના આલીશાન સાહબઝાદાઓ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ને શાહી લશ્કરમાંથી લખેલા પત્રમાં ફરમાવે છે કે :–

''ફરઝંદાને ગિરામી ! મન મજબૂત રાખો. લોકો પ્રત્યેક પળે આપણી તકલીફો પર નઝર રાખે છે. અને આ તંગી (જેલવાસ)માંથી છૂટકારો ચાહે છે. તેમને ખબર નથી કે, નામુરાદી, બેઈખ્તિયારી, અને નાકામીમાં કેવાં ગઝબના હુસ્ન અને જમાલ છે ! એના બરાબર કઈ નેઅમત હશે કે અલ્લાહ તઆલા તે શખ્સને બેઈખ્તિયાર કરીને ખૂદ તેના ઈરાદા અને ઈખ્તિયારથી બહાર કાઢી લે અને પોતાના ઈરાદાના મુતાબિક ઝિન્દગી બખ્શે. અહીં સુધી કે તેના ઈખ્તિયારી કામોને પણ આ બેઈખ્તિયારીના તાબે કરીને તેને પોતાના ઈરાદા અને ઈખ્તિયારથી બિલ્કુલ મુકત કરી દેવામાં આવે અને તેને આ કહેવત પ્રમાણે બનાવી દેવામાં આવે :–

'મુર્દા બ દસ્તે ઝિન્દા'

['મરેલો માનવી જીવતાના હાથમાં']

જેલવાસના ઝમાનામાં જયારે પોતાની નાકામી અને બેઈખ્તિયારીને જોતો હતો તો અજબ લુત્ફ ઉઠાવતો હતો અને અનોખી મઝા પામતો હતો !

પરંતુ ફરાગતવાલા મુસીબતવાલાની લિઝઝતને શું જાણે

અને તેની મુસીબતોના હુસ્ન (સુંદરતા)નો શું અંદાઝો કરી શકે!

બાળકોને તો માત્ર શીરીની (મીઠી ચીઝો)માં મઝા મળે છે. પરંતુ જેને કડવાશમાં મઝા મળી તે શીરીનીને એક જવ (ના દાણા જેટલી નજીવી કિંમત)માં પણ ખરીદતો નથી...''

('મકતૂબાત શરીફ' દફતર ત્રીજું, પત્ર-૮૩)

[૨]

સાહબઝાદાઓને જ શાહી લશ્કરમાંથી લખેલ એક બીજા મુબારક પત્રમાં હઝરત ફરમાવે છે કે :–

''અલહમ્દુ લિલ્લાહિ વ સલામુન અલા ઈબાદિહિલ્લઝી નસ્તફા. આ તરફના અહેવાલ અને વર્તન હમ્દના લાયક છે. અજીબો ગરીબ સુહબતો વીતી રહી છે. અને અલ્લાહ તઆલાની ઈનાયતથી દીની બાબતો અને ઈસ્લામી ઉલૂમોની આ વાતચીતોમાં વાળ બરાબર પણ સુસ્તી અને ચાપલુસી પ્રવેશ નથી પામતી. અલ્લાહ તઆલાની તૌફીકથી એ મુખ્લિસોમાં તે જ વાતો બયાન થાય છે જે ખાસ ખિલ્વતો (એકાંત)માં અને મજલિસોમાં બયાન થતી રહે છે. જો એક જ મજલિસનો હાલ લખવામાં આવે તો પણ તેના માટે એક દફતર હોવું જરૂરી છે...''

('મકતૂબાત શરીફ' દફતર ત્રીજું, પત્ર-૪૩)

[૩]

શાહી મજલિસ વિષે એક બીજા પત્રમાં હઝરત પોતાના મુબારક પત્રમાં ફરમાવે છે કે :–

''ફરઝંદાને ગિરામીનો પવિત્ર પત્ર મળ્યો. અલ્લાહ તઆલાની હમ્દ છે કે તંદુરસ્તી અને આફિયતથી છું. એક

તાજો મુઆમલો જે આજે જાહેર થયો છે (તે) લખું છું. સારી રીતે સાંભળો. આજે શનિવારની રાતે બાદશાહની મજલિસમાં ગયો હતો. રાતનો એક પહોર વીત્યા પછી ત્યાંથી પાછો આવ્યો. અને ત્રણ સીપારા કુર્આન મજીદના હાફિઝથી સાંભળ્યા. રાતનો બે પહોર કરતાં વધારે ભાગ વીતી ગયો હતો તે પછી ઊંઘવાનો અવકાશ મળ્યો ''

('મક્તૂબાત શરીફ' દફતર ત્રીજું, પત્ર-૧૦૬)

ઉપરના પવિત્ર પત્રોથી જાણવા મળે છે કે, હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) શાહી લશ્કરની સાથે નિવાસ દરમિયાન સતત જહાંગીરની સાથે સંપર્કમાં રહીને તેના વિચારો અને અકાઈદના પરિવર્તન માટે કોશિશ ફરમાવી રહ્યા હતા.

## જહાંગીરની બીમારી અને હઝરતની શરતી દુઆ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના સાહબઝાદાઓના એક મુખ્લિસ અને અકીદતમંદ અલી અકબર હુસૈની ઉર્દસ્તાનીએ પોતાની કિતાબ 'મજમઉલ ઔલિયા'માં એક બનાવ નકલ કર્યો છે કે :–

''અબૂલ મુઝફ્ફર નૂરુદ્દીન મુહમ્મદ જહાંગીર બાદશાહ કાશ્મીરથી પાછો આવતી વખતે દમની બીમારીમાં સપડાયો. તબીબોના ઈલાજથી કંઈ ફાયદો ન થયો. બાદશાહના નિકટના ખાસ માણસોએ અરજ કરી કે,

'હવે અલ્લાહવાળાઓને બતાવવું જોઈએ.'

એટલે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)થી દરખ્વાસ્ત કરવામાં આવી. આપ તશરીફ લઈ ગયા. બાદશાહે આપને મહેલની અંદર બોલાવ્યા અને તંદુરસ્તી માટે દુઆ કરવા

અરજ કરી.

આપે ફરમાવ્યું કે,

'દુઆ માટે હાજર છું પરંતુ આપ વચન આપો કે, ઈસ્લામ અને ઈસ્લામના શઆઈર (વિશિષ્ટ લક્ષણો)ની આપ ઈશાઅત (પ્રચાર) કરશો.'

બાદશાહે કહ્યું,

'ગુફ્તન અઝ શુમા અસ્ત વ કર્દન અઝ મા.'

[તમે કહેશો તે કરીશ.]

હઝરત ઉઠયા. પોતાની શાલ બિછાવીને બે રકાત (સલાતુલ હાજત) અદા કરી અને ખુઝૂઅ તથા ખુશૂઅની સાથે દુઆ ફરમાવી.

આપની દુઆ કબૂલ થઈ અને તે જ રાતે બાદશાહની બીમારી દૂર થઈ ગઈ !''

બદલ દેતી હે કિસ્મત કો
દુઆ રોશન ઝમીરોંકી.

## હઝરતને આપેલા વચન અનુસાર જહાંગીરે ગેરઈસ્લામી કાનૂનો દૂર કર્યા

હઝરતને આપેલા વચન અનુસાર જહાંગીરે ગેરઈસ્લામી કાનૂનોમાં નીચે પ્રમાણે ફેરફારો કર્યા :-

(૧) તઅઝીમી સિજદહ બિલ્કુલ મોકૂફ કરી દીધો.
(૨) ગૌવધની છૂટ આપવામાં આવી.
(૩) મુલ્કમાં જ્યાં જ્યાં મસ્જિદો શહીદ કરવામાં આવી હતી ત્યાં ફરી પાછી બનાવવામાં આવી.
(૪) દરબારે આમની નજીક એક ખૂશનુમા મસ્જિદ નિર્માણ

કરાવી. મસ્જિદ તૈયાર થઈ ગઈ ત્યારે બાદશાહ પોતે અમીરો સાથે મસ્જિદમાં આવ્યો અને હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ઈમામતમાં નમાઝ અદા કરી.

(૫) દરેક શહેર અને કસ્બામાં દીની તાલીમના માટે મકતબો અને મદ્રસાઓ સ્થાપવામાં આવ્યા.

(૬) દરેક શહેરમાં શાસનાધિકારી, શરઈ મુફતી અને કાઝી મુકર્રર કરવામાં આવ્યા.

(૭) કાફિરો પર જઝિયા (વેરો) નાંખવામાં આવ્યો.

ટૂંકમાં શરીઅતના ખિલાફ જેટલા કાનૂનો હતા તે બધાં રદ કરવામાં આવ્યા. બધી બિદઅતો અને જાહિલિય્યતની રસ્મોને બિલ્કુલ મિટાવી દેવામાં આવી.

આ રીતે દીને ઈસ્લામમાં નવા શિરે રોનક અને તાઝગી પેદા થઈ ગઈ. મુસલમાનોનાં દિલો આનંદિત થઈ ગયા અને કાફિરો સ્વેચ્છાએ ઈસ્લામના વર્તુળમાં દાખલ થવા શરૂ થઈ ગયા.

### જહાંગીર પોતે પણ ઈસ્લામી પ્રણાલિકાઓનો પાબંદ બની ગયો !

૧૬, શવ્વાલ, ૧૦૨૯ હિજરીસનના દિવસે કાંગડાના કિલ્લાનો ઘેરો ઘાલવામાં આવ્યો. અને ૧, મુહર્રમ, ૧૦૩૦ હિજરીસનના દિવસે અઢી મહિના બાદ કિલ્લો જીતી લેવામાં આવ્યો.

એ જ વરસે જહાંગીરની સાથે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) કાંગડા તશરીફ લાવ્યા.

જહાંગીર પોતાની આત્મકથા 'તુઝકે જહાંગીરી'માં હેરત અને તઅજ્જુબના અંદાઝમાં લખે છે કે :—

"જુમેરાત પહેલી મુહર્રમ, ૧૦૩૦ હિજરીસનના રોજ આ ફતેહ હાસિલ થઈ જે કોઈ શાનો શૌકત ધરાવનાર બાદશાહને નસીબ નથી થઈ અને જેને જાહેરી અસબાબ પર નઝર રાખનારા કમ સમજ લોકો ઘણી મુશ્કેલ સમજતા હતા. આ અલ્લાહ તઆલાનો ખાસ લુત્ફ અને કરમ છે."

('તુઝકે જહાંગીરી' પાનું-૬૫૬)

વળી જહાંગીરનું બયાન છે કે :–

"(કિલ્લો જીતી લેવાના છ મહિના પછી) ૨૪, માહે શાબાનના દિવસે કિલ્લાની સૈરના માટે રવાના થયો. ત્યારે મારા સંગાથીઓ કાઝી અને મીર અદલને હુકમ આપ્યો કે કિલ્લામાં દાખલ થતી વખતે ઈસ્લામી અને શરઈ પ્રણાલિકાઓનું પાલન કરવું જરૂરી છે. માટે તેની વ્યવસ્થા કરવી.

કિલ્લા સુધી પહોંચવાના માટે એક કોસ (લગભગ અઢી કિલો મિટર) પહાડી ચઢવા બાદ જયારે અંદર દાખલ થયો તો અલ્લાહની તૌફીક થી :–

– અઝાન અપાવી,
– નમાઝ અને ખુત્બો અપાવ્યો,
– પોતાની સામે ગાય ઝબહ કરાવી.

આ કામોંમાંથી કોઈ એક કામ પર પણ આજ સુધી આ કિલ્લામાં અમલ થયો ન હતો. મેં અલ્લાહની આ તૌફીકના માટે, જે કોઈ પણ બાદશાહને આ પહેલાં નસીબ થઈ ન હતી, અલ્લાહ તઆલાની બારગાહમાં શુક્રનો સિજદહ અદા કર્યો અને આ કિલ્લામાં એક આલીશાન

મસ્જિદ નિર્માણ કરવાનો હુકમ આપ્યો.''

('તુઝકે જહાંગીરી' પાનું ૬૯૬)

## બાપ અને બેટા વચ્ચે જંગ

પાટવીકુંવર શાહઝાદા ખુર્રમ (શાહજહાં) ઘણો નેક હતો. હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી ગાઢ અકીદત ધરાવતો હતો. તઅઝીમી સિજદો કરવા માટે હઝરતને સમજાવવા માટે બે પ્રખર મુફતી સાહેબોને હઝરતની ખિદમતમાં તેણે મોકલ્યાનો બનાવ અગાઉ આવી ગયો છે.

મલિકા નૂરજહાંનો ભાઈ, વઝીરે આઝમ આસિફુદ્દવલા શાહજહાંનો સસરો હતો. તેની પુત્રી અર્જુમંદબાનૂ શાહજહાંની પ્રિય બેગમ હતી જેનો લકબ 'મુમ્તાઝ મહલ' હતો.

શાહજહાંને ગુપ્ત રીતે માહિતી મળી કે તેને વલીઅહદ (પાટવીકુંવર અર્થાત બાદશાહના ઉત્તરાધિકારી) તરીકેના હકથી મહેરૂમ કરીને શાહઝાદા શહરયારને જહાંગીરનો જાનશીન બનાવવા માટે મલિકા નૂરજહાં ખટપટ કરી રહી છે. એનું કારણ એ હતું કે, નૂરજહાંના પેટે જન્મેલી, એના અગાઉના પતિ શેર અફગનની પુત્રીને શાહઝાદા શહરયાર સાથે પરણાવેલી હોવાથી, શહરયાર તેનો જમાઈ થતો હતો.

શાહઝાદા ખુર્રમ (શાહજહાં)એ બાદશાહને સમજાવવા માટે પોતાના એક ખાસ માણસને મોકલ્યો તો બાદશાહે તેને વાત કરવાની ઈજાઝત પણ ન આપી. એટલે મજબૂર થઈને પોતાનો જાન બચાવવા માટે શાહઝાદા ખુર્રમે પોતાના પિતાની સામે જંગે ચડવું પડયું.

શાહઝાદાની સાથે વિશાળ સૈન્ય હતું. વઝીરે આઝમ

આસિફુદ્દૌલા પણ એનો સસરો હોવાથી એના પક્ષે હતો. બાપ–બેટાના સૈન્યો વચ્ચે ઘમસાણ યુદ્ધ શરૂ થયું. વળી ચાલુ લડાઈમાં સૈન્યની કેટલીયે ટૂકડીઓ બાદશાહથી અલગ થઈને શાહઝાદાની સાથે થઈ ગઈ.

આમ શાહઝાદાનું પલ્લુ ભારી હતું.
જહાંગીર ઘણો પરેશાન હતો.

પોતાની ફતેહ માટે દુઆની ખાસ દરખ્વાસ્ત કરવા માટે તેણે પોતાના એક ખાસ દૂતને હઝરતની ખિદમતમાં મોકલ્યો.

### હઝરતનો જહાંગીરને પત્ર

હઝરતના મકતૂબાત શરીફના ત્રીજા ભાગમાં પત્ર નં. ૪૭ જહાંગીર બાદશાહના નામે છે. એ પત્ર દુઆની મજકૂર દરખ્વાસ્તના અનુસંધાનમાં લખેલો હોવાની સંભાવના છે. એનો સારાંશ નીચે પ્રમાણે છે :–

''બાદશાહની ફતેહ અને મદદના માટે દુઆ કરવામાં આવે છે, કારણકે શરીઅતના અહકામો (પ્રજામાં) ચાલુ થવાનો આધાર સલ્તનતના ટેકા અને પ્રોત્સાહન પર છે.

ફતેહ અને મદદના બે પ્રકારો છે :–

(૧) લશ્કર વગેરે સાધનો છે એ ફતેહ અને મદદની સૂરત (બાહ્ય સ્વરૂપ) છે.

(૨) ફતેહ અને મદદની હકીકત. એ મુસબ્બીબુલ અસ્બાબ (અસ્બાબ અને સાધન સરંજામના સર્જનહાર ખુદા)ની તરફથી છે.

**'વમન્નસ્રુ ઈલ્લા મિન ઈન્દિલ્લાહ'**

[નથી મદદ પરંતુ અલ્લાહ તઆલાના તરફથી]

ફતેહ અને મદદની એ હકીકતનો સંબંધ અલ્લાહના ખાસ બંદાઓ (ઓલિયા)ની દુઆમાં છે, કારણકે હુઝૂર નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો છે કે :–

'લા યરુદ્દુલ કઝાઅ ઈલ્લદ્દુઆઅ'

[અલ્લાહના હુકમને કોઈ ચીઝ ટાળી શકતી નથી પરંતુ દુઆ.]

તલવાર અને જિહાદમાં એ શકિત નથી કે તે કઝાએ ઈલાહી (અલ્લાહે નિર્માણ કરેલી તકદીર)ને ટાળી દે. પરંતુ દુઆમાં અલ્લાહએ એ શકિત રાખી છે. એટલે લશ્કરની શકિત કરતાં દુઆની શકિત વધારે બળવાન અને અસરકારક છે.

લશ્કરની શકિત શરીર સમાન છે.

દુઆની શકિત રૂહ સમાન છે.

રૂહ વિના શરીર નકામું છે.

એટલે ફકીરોની દુઆઓ લશ્કરની સાથે હોવી જરૂરી અને અનિવાર્ય છે.

હુઝૂર નબીયે કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામ જિહાદના સમયે, લશ્કર સાથે હોવા છતાં, ફકીરો, મુહાજિરોના વસીલાથી ફતેહ અને મદદની દુઆ કરતા રહેતા હતા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે,

'કયામતના દિવસે ઉલમાની શાહી (INK) શહીદોના લોહીના કરતાં બહેતર હશે.'

ફકીર (હું) જો કે પોતાને એ લાયક જાણતો નથી કે, બાદશાહના લશ્કર (ની જીત) માટે દુઆ કરનારાઓમાં (એને) શામિલ કરે; પરંતુ નામ ફકીર (હોવાથી) અને દુઆ કબૂલ

થવાની આશા હોવાથી, દુઆ, શાહી લશ્કરની ફતેહથી ખાલી પણ નથી.'' ('દુર્રે લાસાની' ભાગ-૩, પત્ર-૪૭)

### હઝરતની દુઆથી જહાંગીરની જીત

હઝરતની દુઆની બરકતથી બાજી પલ્ટાઈ ગઈ. જહાંગીરની જીત થઈ. હઝરતે પોતાના પત્રના છેલ્લા ભાગમાં કરેલી ફતેહની આગાહી સાચી પડી.

શાહઝાદો ખુર્રમ (શાહજહાં) હારી ગયા બાદ લપાતો, છૂપાતો હઝરતની ખિદમતમાં હાજર થયો.

તેણે અરજ કરી કે,

> ''હું તો હંમેશા બાદશાહની સાથે આપના માટે લડતો હતો. હવે આપ મારી મદદ ફરમાવો !''

આપે ફરમાવ્યું કે,

> ''મને હક તઆલાના તરફથી જાણવા મળ્યું છે કે, ટૂંકમાં જ તમે તખ્ત (રાજગાદી) પર બેસશો અને તમારો લકબ 'શાહજહાં' હશે. અને એક અરસા સુધી તમારી નસલ (વંશ)માં સલ્તનત રહેશે.''

આ સાંભળીને શાહઝાદો ઘણો ખૂશ થયો અને તબર્રુક તરીકે હઝરતની એક દસ્તાર (પાઘડી) લઈ ગયો જે અરસા સુધી મુગલ શહેનશાહોના ખઝાનામાં રાખવામાં આવી હતી.

### શાહજહાં

શાહજહાં બાદશાહનો જન્મ પહેલી, રબીઉલ અવ્વલ, ૧૦૦૦ હિજરીસન મુતાબિક ૧૭, ડિસેમ્બર, ૧૫૯૧ ઈસ્વીસનના રોજ લાહોરમાં થયો હતો.

જહાંગીરના ઈન્તેકાલ બાદ ૭, જમાદિલ આખર, ૧૦૩૭ હિજરીસન મુતાબિક ૧૩, ફેબ્રુઆરી, ૧૬૨૮ ઈસ્વીસનના રોજ તખ્તનશીન થયો. અને શિહાબુદ્દીન શાહજહાં લકબ ધારણ કર્યો.

તેમના જમાનામાં સલ્તનતના વિસ્તારમાં ઘણો વધારો થયો. શાહજહાંનો દૌર મુલ્કની ખુશહાલી અને તરક્કીના કારણે મુગલ સલ્તનતનો સુવર્ણકાળ કહેવાય છે.

સ્થાપત્યકળામાં કુદરતે તેમને સૌથી વધારે સુઝ-સમઝ અને શોખ અર્પણ કર્યા હતા. તેમણે પોતાની બેગમ અર્જુમંદબાનુ ઉર્ફે મુમ્તાઝ મહલની કબર પર બંધાવેલો ભવ્ય તાજમહલ આજે પણ દુનિયાની સૌથી સુંદરતમ ઈમારતોમાં ગણાય છે.

ઉપરાંત દિલ્હીની જામેઅ મસ્જિદ, લાલ કિલ્લો, અને બીજી અનેક ખૂબસૂરત મસ્જિદો જહાંગીરની યાદગાર છે.

ખૂબ જ દીનદાર, પ્રજાપ્રેમી, નેક અને ન્યાયી બાદશાહ હતો. લગભગ ૩૧ (એકત્રીસ) વરસ સુધી હુકૂમત કરી. છેલ્લા આઠ વરસ નઝરબંદીમાં વીત્યા.

સોમવાર, ૨૬મી રજબ, ૧૦૭૬ હિજરીસન મુતાબિક ૧, ફેબ્રુઆરી, ૧૬૬૬, ઈસ્વીસનમાં ૭૬ (છોત્તેર) વરસની ઉમરે વફાત થઈ. આગ્રામાં તાજમહલમાં દફન થયા.

## તજદીદનું વીસમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૦ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૧ સુધી]

### સુહબતની અસર

હઝરતની સુહબતે બાદશાહ જહાંગીરના દિલને પાક-

સાફ કરી દીધું. અને પછી તો બાદશાહ આપનો ગુલામ થઈ ગયો ! બાદશાહે હઝરતના દસ્તે હક પરસ્ત પર તૌબા કરી અને શરાબ તથા બીજી તમામ હરામ અને નાજાઈઝ વસ્તુઓનો ત્યાગ કર્યો !

હઝરત મૌલાના રૂમી (રહ.)એ સત્ય ફરમાવ્યું છે :–

યક ઝમાના સુહબતે બા ઔલિયા
બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા;
ગર તુ સંગે ખારએ મરમર શવી
ચું બ સાહિબદિલ રસી ગૌહર શવી.

અલ્લાહવાળાઓની સુહબત (સત્સંગ)માં થોડો સમય રહેવું, ૧૦૦ (એકસો) વરસની રિયા વગરની ઈબાદત કરતાં પણ બહેતર છે.

તું ભલે સંગે મરમર (આરસના પથ્થર)ના જેવો સખ્ત (દિલવાળો) હશે પરંતુ અલ્લાહવાળાની સુહબતથી મોતી સમાન કિંમતી બની જશે.

## એક ફકીરે મુગલ સામ્રાજયને વિનામૂલ્યે ખરીદી લીધું

હઝરત મૌલાના સય્યિદ મનાઝિર અહસન ગીલાની (રહ.) લખે છે કે :–

"હઝરત (મુજદ્દિદ) રહમતુલ્લાહિ અલયહની સાથે તે પછી જહાંગીરની આત્મીયતા એટલી વધી ગઈ કે સતત પોતાની સાથે આપને શાહી કેમ્પમાં રાખતો હતો અને અંતે પોતાના વલીઅહદ (પાટવીકુંવર, ઉત્તરાધિકારી) શાહઝાદા ખુર્રમ (શાહજહાં)ને આપના દસ્તે હક પરસ્ત પર બૈઅત થવાનો હુકમ આપ્યો.

અને આ રીતે ખુદાના એક ફકીરે મુગલ સામ્રાજય (Empire)ને વિનામૂલ્યે ખરીદી લીધું ! (હઝરત) ચાહતે તો તેનાથી પોતાની બાદશાહીનું કામ લઈ શકતે, પરંતુ એ પછી પણ તે ફકીર જ રહ્યા, બલ્કે સત્યતો આ છે કે, કેટલાયે બાદશાહોને બાદશાહીની સાથે પણ ફકીર જ બનાવી રાખ્યા.''

('તઝકેરા ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રહૂ' પાનું-૧૦૨)

### જન્નતનો દસ્તાવેઝ

હઝરત મૌલાના અબ્દુશ્શકૂર ફારૂકી મુજદ્દિદી લખનવી (રહ.) લખે છે કે :-

તેજ બાદશાહ જેના ગુરૂર (ઘમંડ) અને બદમસ્તીની આ હાલત હતી કે,

O તે (લોકોને) પોતાની સમક્ષ સિજદહ કરાવતો હતો,

O તેણે તઅઝીમી સિજદો જાઈઝ હોવાના ફતવા ઉલમાની પાસે લીધા હતા.

તે જ બાદશાહ આખરી ઉંમરમાં કહે છે કે,

''મેં કોઈ એવું કામ નથી કર્યું જેનાથી નજાતની ઉમ્મીદ હોય. અલબત્ત મારી પાસે એક દસ્તાવેઝ છે તેને અલ્લાહ તઆલાની સામે રજૂ કરીશ. દસ્તાવેઝ આ છે કે, એક દિવસે મારાથી શૈખ અહમદ સરહિન્દીએ ફરમાવ્યું હતું કે :-

જો અલ્લાહ તઆલા મને જન્નતમાં લઈ જશે તો તારા (જહાંગીરના) વગર ન જઈશ.''

('તઝકેરા ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રહૂ' પાનું ૨૫૬)

## હઝરતની બરકતથી જહાંગીરના વંશમાં નેક બાદશાહો પેદા થયા

હઝરત મૌલાના અબ્દુશ્શકૂર ફારૂકી મુજદ્દિદી લખનવી (રહ.) આગળ લખે છે કે :–

> ''હઝરત ઈમામે રબ્બાની (રહ.)ની જ બરકત હતી કે, જહાંગીરના વંશમાં શાહજહાં જેવો દીનદાર બાદશાહ અને શાહજહાંના બાદ ઔરંગઝેબ જેવો જાહેરી અને બાતિની સર્વ પ્રકારની ખૂબીઓ ધરાવનારો (બાદશાહ) પેદા થયો.
>
> ઔરંગઝેબ રહમતુલ્લાહિ અલયહએ શરીઅતના ઉલૂમથી સંપન્ન થયા પછી બાકાઈદા સુલૂક (ની મંઝિલો) તય કરી હતી.''

હઝરત ઈમામે રબ્બાની (રહ.)ના ખાનદાને આલી નિશાનથી મુહબ્બત તો વારસામાં મળી હતી. શરીઅતનો ઈલ્મ મેળવવાના કારણે એ મુહબ્બત વધારે મજબૂત થઈ ગઈ. અહીં સુધી કે ઈમામે રબ્બાની (રહ.)ના ફરઝંદ અને ખલીફા હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ને (ઔરંગઝેબે પત્ર લખીને) દરખ્વાસ્ત કરી કે,

> ''મારી બાતિની તાલીમના માટે પોતાના કોઈ ખલીફાને મોકલો.''

આપે પોતાના નૂરે નઝર (સાહબઝાદા) હઝરત શૈખ સૈફુદ્દીન (રહ.)ને દિલ્હી મોકલ્યા. તેમની સુહબત અને તવજ્જુહથી ઔરંગઝેબને નિસ્બતે બાતિનીનો લાઝવાલ (અવિનાશી) શરફ હાસિલ થયો. જેની ગવાહ કિતાબ 'રિકઆતે આલમગીરી' છે.

શૈખ (સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહ)એ દિલ્હી પહોંચીને: 'નેકીનો હુકમ આપો અને બુરાઈથી રોકો'નું કર્તવ્ય એટલું સખ્તીથી અદા ફરમાવ્યું કે, બાદશાહ (ઔરંગઝૈબે) એવી સખ્તી બાદશાહીથી પહેલાં પણ કોઈની બરદાશ્ત કરી ન હશે !

O કિલ્લાના દરવાજા પર બે હાથીઓની મહાવતની સાથે તસવીરો હતી.

O હયાત બખ્શ બાગના હોઝમાં સોનાની માછલીઓ પડેલી હતી જેમાં કિંમતી જવાહર (હીરા) જડેલા હતા.

હઝરત શૈખ (સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહ)એ એ બધી ચીઝો તોડાવી નાંખી.

ઔરંગઝૈબે હઝરત શૈખ (સૈફુદ્દીન)ની પધરામણીનો શુક્રિયહ હઝરત ઉર્વતુલ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ માસૂમ)ને લખીને મોકલ્યો. જેનો જવાબ 'મકતૂબાતે માસૂમિય્યહ'માં આ પ્રમાણે છે :–

> "આ કેવી મોટી નેઅમત છે કે શાહી શાન અને શૌકત અને બાદશાહી દબદબો હોવા છતાં કલિમએ હક (સાચી વાત)ને કબૂલ કરવામાં આવે અને એક નામુરાદનું કહેવું અસરકારક બને !"

હઝરત (સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહ)એ તે પછી પોતાના વાલિદ બુઝુર્ગવાર (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહ.)ને બાદશાહના બાતિની હાલાતની જાણકારી લખી જણાવી. જેનો જવાબ 'મકતૂબાતે માસૂમિય્યહ'માં આ પ્રમાણે છે :–

> "બાદશાહે દીન પનાહના જે અહેવાલો તમે લખ્યા, દાખલા તરીકે :–

O (આંતરિક) લતીફાઓમાં ઝિક્રનું પ્રસારણ થવું❶, અને
O સુલ્તાને ઝિક્ર (હાસિલ થવું)❷, અને
O રાબિતહ❸નું હાસિલ થવું,
O ખતરાઓ (વસવસાઓ) ઓછા થવા,
O કલિમએ હક કબૂલ કરવું,
O કેટલાક મુન્કિરાત (બુરાઈઓ)નું દૂર થવું, અને
O લવાઝિમે તલબ (તલબ માટેની આવશ્યકતાઓ)નું જાહેર થવું.

એ બધું વિગતવાર જાણવા મળ્યું.

અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો જોઈએ. બાદશાહોના તબકામાં આ વાતો અન્કાએ❶ મગરિબની જેમ નાયાબ (અપ્રાપ્ય) છે.''

('તઝકેરા ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ' પાનું-૨૫૬, ૨૫૭)

## શૈખ તાહિરને લાહોરની કુત્બિયત અર્પણ કરી

બાદશાહ જહાંગીરને હઝરતથી એવી ચાહત અને આત્મિયતા થઈ ગઈ હતી કે તે હઝરતને દરેક સ્થળે પડછાયાની જેમ પોતાની સાથે રાખતો હતો.

---

❶ લતીફાઓ : 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં દાઈરાએ ઈમ્કાન પ્રકરણમાં એની વિસ્તૃત સમજૂતી આપેલી છે.

❷ સુલતાને ઝિક્ર : 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં સુલતાનુલ અઝકાર પ્રકરણમાં એની વિસ્તૃત સમજૂતી આપેલી છે.

❸ રાબિતહ : 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં રાબિતાએ મુરશિદ પ્રકરણમાં એની વિસ્તૃત સમજૂતી આપેલી છે.

❶ અન્કા : એક કાલ્પનિક પક્ષી, દુર્લભ વસ્તુ

બાદશાહ જહાંગીર લાહોર ગયો તો હઝરતને પણ પોતાની સાથે લઈ ગયો.

હઝરતે લાહોર શહેરની કુત્બિયત પોતાના ખલીફા શૈખ તાહિરને અર્પણ કરી. ઈન્શાઅલ્લાહ આપનો વિસ્તૃત પરિચય હઝરતના ખલીફાઓના પ્રકરણમાં આપવામાં આવશે.

## લાહોરથી સરહિન્દ શરીફ ગયા

શાહી રસાલાની સાથે હઝરત લાહોરથી સરહિન્દ શરીફ તશરીફ લઈ ગયા. ત્યાં હઝરતે બાદશાહની ઝિયાફત ફરમાવી. ખાવાનું ખાવા બાદ બાદશાહે હઝરતથી ફરમાવ્યું કે,

> ''આવું લઝીઝ (સ્વાદિષ્ટ) ભોજન મેં કદી નથી ખાધું ! આપ આપના રસોઈયાઓને ફરમાવો કે તેઓ મારા રસોઈયાઓને રાંધતા શિખવે !''

હઝરતે ફરમાવ્યું કે,

> ''તમારા રસોઈયાઓ આવી રસોઈ પકાવી શકશે નહિ.''

જેટલા દિવસ બાદશાહ સરહિન્દ શરીફમાં રોકાયો, હઝરતની ખાનકાહથી જ તેના માટે ભોજન જતું હતું.

## હઝરતને સરહિન્દ શરીફમાં રહેવાની પરવાનગી આપવાથી જહાંગીરનો ઈન્કાર

એક દિવસે હઝરત અલયહિર્રહમહ એ બાદશાહથી ફરમાવ્યું કે,

> ''મને હવે સરહિન્દમાં જ રહેવા દો !''

પરંતુ બાદશાહે પરવાનગી આપવાથી ઈન્કાર કર્યો. બાદશાહને હઝરતથી એવો ઉત્કટ પ્રેમભાવ થઈ ગયો હતો કે તે આપની જુદાઈ ચાહતો ન હતો.

હઝરતને ખૂશ રાખવા માટે બાદશાહ થોડા વધુ દિવસો સરહિન્દમાં રોકાયો. તે પછી હઝરતને સાથે લઈને દિલ્હી જવા માટે રવાના થયો.

### અજમેર શરીફમાં લાંબો સમય રોકાણ

હઝરત મુજદિદ સાહબ (રહ.) બાદશાહ સંગાથે દિલ્હીથી બનારસ તશરીફ લઈ ગયા.

બનારસમાં કેટલોક સમય થોભીને ત્યાંથી બાદશાહ સંગાથે અજમેર શરીફ તશરીફ લઈ ગયા. ત્યાં ઘણાં લાંબા સમય સુધી રહ્યા.

## તજદીદનું એકવીસમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૧ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૨ સુધી]

### શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના પ્રશ્નોના જવાબો

શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.)એ પોતાના સાહબઝાદા મૌલવી નૂરુલ હક (રહ.) મારફતે કેટલાક પ્રશ્નો હઝરતને પૂછયા. હઝરતે અત્યંત સંતોખકારક જવાબો આપ્યા જે મકતૂબાત શરીફના ત્રીજા ભાગમાં પત્ર નં. ૧૦૦ માં આપેલાં છે. એ ઘણો લાંબો પત્ર છે. હઝરત યૂસુફ અલયહિસ્સલામથી હઝરત યાકૂબ અલયહિસ્સલામના અપાર પ્રેમભાવનો ભેદ એમાં સ્પષ્ટ કરેલો છે. ઉપરાંત બીજી પણ ઘણી મર્મ (ભેદ)ની વાતો

એમાં જણાવી છે.

શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.) મજકૂર જવાબોથી ઘણાં પ્રભાવિત થયા અને પોતે મુલાકાતના માટે હઝરતની ખિદમતમાં હાજર થયા. એ જ દિવસોમાં તેમણે હઝરત શૈખ હિસામુદ્દીન (રહ.)ને લખેલા પત્રથી સાબિત થાય છે કે શૈખ અબ્દુલ હક (રહ.) હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની તજદીદ અને કૈયૂમિય્યતનો સ્વીકાર કરતા હતા.

## હઝરત શૈખ નૂરુલ હક (રહ.)

આપ હઝરત શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના સાહબઝાદા હતા. ઘણાં મોટા આલિમ અને ફકીહ હતા. પોતાના પિતા પાસેથી જાહેરી ઉલૂમમાં પરિપૂર્ણ થઈને કાદિરિય્યહ સિલસિલામાં પોતાના પિતાથી જ મુરીદ થઈને સુલૂક પૂર્ણ કર્યા પછી ખિલાફતથી મુશર્રફ થયા.

તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ મુજદ્દિદી (રહ.)ની ખિદમતમાં હાજર થઈને નકશબંદી, મુજદ્દિદી સિલસિલામાં દાખલ થયા અને ઘણાં ઉચ્ચ મકામો હાસિલ કર્યા.

શાહજહાનના જમાનામાં અકબરાબાદ (આગ્રા)ના કાઝી નિમાયા. ઘણાં મોટા લેખક પણ હતા. હિજરીસન ૧૦૮૩ માં ૯૦ (નેવું) વરસની ઉંમરે, દિલ્હીમાં ઈન્તેકાલ થયો.

## હકીકત અને તરીકત બંને શરીઅતની ખાદિમા છે

એક આલિમ તસવ્વુફના ખિલાફ હતા. તેમણે હઝરતનો એક મુબારક મકતૂબ (પત્ર) વાંચ્યો. હઝરતે તેમાં લખ્યું છે કે :

"હકીકત અને તરીકત બંને શરીઅતની ખાદિમા છે."

પેલો આલિમ આ વાકય વાંચી ઘણો ખૂશ થઈ ગયો.

બેઈખ્તિયાર તેના મોઢામાંથી દુઆના આ શબ્દો સરી પડયાં,

"હે પરવરદિગાર ! આ મહાન શૈખને સલામત રાખ !"

તે પછી ફરમાવ્યું કે,

"આજે મારા દિલમાંથી તે કડવાશ દૂર થઈ ગઈ જે મશાઈખના તરફ હતી."

## મકતૂબાત શરીફના ત્રીજા ભાગનું સંપાદન પૂર્ણ કર્યું

એ જ વરસે હઝરતે પોતાના ખલીફા અને મકતૂબાત શરીફના સંપાદક હઝરત ખ્વાજા મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)ને અજમેર શરીફ બોલાવ્યા. આપે હઝરતની હિદાયત પ્રમાણે મકતૂબાત શરીફના ત્રીજા દફતરનું સંપાદન કર્યું. 'સાલિસ' (અર્થાત ત્રીજું) શબ્દના અદદથી એના સંપાદનનું વરસ ૧૦૩૧ જાહેર થાય છે. 'મઅરિફતુલ હકાઈક'ના અદદ પણ ૧૦૩૧ થાય છે.

## હઝરત શૈખ આદમ બિન્નોરી (રહ.) મુરીદ થયા

એ જ વરસે, અજમેર શરીફમાં જ હઝરત શૈખ આદમ બિન્નૌરી (રહ.) હઝરતની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા અને બાતિની કમાલાતમાં ઘણી જલ્દી તરક્કી કરી. થોડાક મહિનાઓ પછી હઝરતે આપને પોતાની ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા. આપનો વિસ્તૃત પરિચય ઈન્શાઅલ્લાહ હઝરતના ખલીફાઓના પ્રકરણમાં આવશે.

## તજદીદનું બાવીસમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૨ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૩ સુધી]

## ગાઈબાનહ (પરોક્ષ રીતે) મુરીદ બનાવ્યા

બદખ્શાં, ખુરાસાં અને માવરાઉન્નહરના કેટલાક મશાઈખ

હઝરતના મકતૂબાત શરીફ વાંચીને ઘણાં જ પ્રભાવિત થયા. ત્યાંના પ્રખર ઉલમામાંથી :–

O મૌલાના રબ્બાની હસન કાદાની અને
O મૌલાના નવલકએ

હઝરતની ખિદમતમાં પત્રો લખીને એક સાલેહ શખ્સને અજમેર શરીફ મોકલ્યો. તેમાં લખ્યું હતું કે,

> ''જો (અમારી) મોટી ઉંમર, શારીરિક નબળાઈ, લાંબી મુસાફરી અને પ્રવાસની મુશ્કેલીઓ વગેરે બાબતો અવરોધક ન હોત તો અમે પોતે ખિદમતે અકદસમાં હાજર થઈને બાકીની ઝિંદગી ત્યાં જ ગુઝારતે. જેથી આપ અમને પોતાના મુરીદોમાં ગણીને ગાઈબાના (પરોક્ષ રીતે) અમારા અહેવાલ પર તવજ્જુહ ફરમાવો એવી ગુઝારિશ છે.''

હઝરતે તેમની અરજ કબૂલ ફરમાવી અને તેમના તરફથી પેલા શખ્સને બયઅત કર્યો.

## કૈયૂમિય્યતનો ખિલ્અત લઈ બીજો ખિલ્અત આપવામાં આવ્યો

અજમેર શરીફમાં એક દિવસે હઝરતે ફરમાવ્યું કે,

> ''આસાર (સંકેતો) બતાવે છે કે હવે કૂચ કરવાનો (દુનિયાથી વિદાય થવાનો) જમાનો નજીક છે.''

આપે સરહિન્દ શરીફ પોતાના સાહબઝાદાઓ

O હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને
O હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ને

એક પત્ર લખ્યો જેનો સારાંશ આ પ્રમાણે છે :—

''આજે સવારની નમાઝ પછી એ માલૂમ થયું કે, જે ખિલ્અત મને અર્પણ થયો હતો તે મારાથી લઈ લેવામાં આવ્યો અને બીજો ખિલ્અત અર્પણ કરવામાં આવ્યો.

મેં ચાહ્યું કે જે ખિલ્અત મારાથી લઈ લેવામાં આવ્યો છે તે ખિલ્અત મારા ફરઝંદ મુહમ્મદ માસૂમને અર્પણ થાય. તો એના પછી મેં જોયું કે તે ખિલ્અત ફરઝંદ મુહમ્મદ માસૂમને અર્પણ કરવામાં આવ્યો છે.

મને માલૂમ થયું કે, મારાથી લઈ લેવામાં આવેલો ખિલ્અત મન્સબે કૈયૂમિય્યતનો છે જે તરબિયત અને તકમીલની સાથે સંબંધ ધરાવે છે.

નવા અર્પણ થયેલા ખિલ્અતનો મામલો જ્યારે તકમીલ (પૂર્ણતા) સુધી પહોંચશે ત્યારે ઉમ્મીદ છે કે, કમાલે કરમથી ફરઝંદ મુહમ્મદ સઈદને ઈનાયત કરવામાં આવશે. એ જ મારી દુઆ છે. અને કુબૂલિયતની ઉમ્મીદ છે. એની અસર પણ મહેસૂસ થાય છે અને ફરઝંદ મુહમ્મદ સઈદને એ દૌલતને લાયક જોઉં છું.

જે મુશ્કેલી સામે હતી તે પણ હલ થઈ ગઈ છે. કદાચિત આ કામમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન (ચિશ્તી) (રહ.)ની રૂહાનિયતનો પણ દખલ હશે.''

('દુર્રે લાસાની', ભાગ-૩, પત્ર-૧૦૪)

## હુઝૂર (સલ.)એ હઝરતના માટે ઈજાઝતનામું લખ્યું

અજમેર શરીફથી જ હઝરતે પોતાના મજકૂર બંને સાહબઝાદાઓને લખેલા એક બીજા મુબારક પત્રનો સારાંશ

આ પ્રમાણે છે :–

આજે રાતે જોયું કે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ફકીરના માટે ઈજાઝતનામું લખ્યું છે. જેવી રીતે મશાઈખે કિરામની આદત છે.

તે વખતે એ પણ માલૂમ થયું કે, આ ઈજાઝતનામામાં કંઈક નુકસ (ખામી) છે તો ફરી એ ઈજાઝતનામાને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે રજૂ કરવામાં આવ્યો. તો ફરી હુઝૂર રિસાલત પનાહ અલયહિસ્સલાતુ વસ્સલામએ એ જ ઈજાઝતનામાની પાછળ નવું ઈજાઝતનામું લખ્યું અને લખ્યા પછી પોતાની મુહર એના પર લગાવી.

ઈજાઝતનામાનો મતલબ અને મઝમૂન એ છે કે, (આ) ઈજાઝતનામું દુનિયાના બદલે આખિરતનું ઈજાઝતનામું આપવામાં આવ્યું છે. અને મકામે શફાઅતમાં નસીબ ફરમાવ્યું છે.

મેં તે વખતે એ પણ જોયું કે, હું અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક જ જગાએ છીએ અને બાપ–બેટાની જેમ ઝિન્દગી વિતાવી રહ્યા છીએ. અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અહલે બૈત (ઘરવાળાઓ) મારાથી અલાયદા નથી.

તે પછી હું હરમે મુહતરમ (ઝનાનખાના)માં દાખલ થયો તો ઉમ્મહાતુલ મુઅમિનીન (ઉમ્મતની પવિત્ર માતાઓ)માંથી હઝરત ખદીજતુલ કુબ્રા રદિયલ્લાહુ અન્હા મારાથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રૂબરૂ કોઈ કોઈ ખિદમતો ખૂશીથી લે છે અને ફરમાવે છે કે,

"હું તારો ઈન્તેઝાર કરતી હતી !"

મઆરિફે ગરીબહ અને ઉલૂમે અજીબહ જાહેર થઈ રહ્યા

છે. ફરઝંદ દૂર છે અને ઉમ્રનો મામલો નઝદીક થતો જાય છે. બેહતર તે જ છે જે અલ્લાહ તઆલા કરે, કહું છું અને સબ્ર કરું છું.

હે અલ્લાહ તું પોતાની પાસેથી અમારા પર રહમત નાઝિલ ફરમાવ અને અમારા કામથી ભલાઈ નસીબ કર.

વસ્સલામુ અલા મનિત્ત–બ–અલ હુદા.

('મકતૂબાત શરીફ' ભાગ–૩, પત્ર–૧૦૬)

## હવે આ દુનિયામાંથી કૂચ કરવાની નિશાનીઓ જાહેર થઈ રહી છે !

ઉપરનો પત્ર મળતાં જ બંને સાહબઝાદાઓ બેઈખ્તિયાર અજમેર શરીફ તશરીફ લાવ્યા અને હઝરતની ખિદમતે અકદસમાં હાજર થઈને ઝિયારતના શરફથી મુશર્રફ થયા.

થોડાં દિવસો બાદ એક દિવસે એકાંતમાં બંને સાહબઝાદાઓથી હઝરતે ફરમાવ્યું કે,

> ''હવે મને આ જહાનથી બિલ્કુલ દિલચસ્પી નથી રહી. પેલા જહાનમાં જવું જોઈએ કારણકે કૂચની અલામત જાહેર થઈ રહી છે.''

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) પોતાના એક મકતૂબ શરીફ (પવિત્ર પત્ર)માં મજકૂર બાબત વિષે લખે છે કે,

જયારે હઝરતે પોતાના મુખ્લિસોમાંથી એક દરવેશને (પોતાના તરફ ઈશારો છે) કૈયૂમિય્યતના ખિલ્અતથી નવાઝયો અને તેને આ અમ્રે અઝીમથી સરફરાઝ ફરમાવ્યો. તે દરવેશને ખલ્વત (એકાંત)માં બોલાવીને ફરમાવ્યું કે,

> ''આ મજમઅગાહ (દુનિયા)ની સાથે મારા પ્રેમભાવનો સંબંધ આ કૈયુમિય્યતનો મામલો જ રહ્યો છે

જે તને અર્પણ કરી દેવામાં આવ્યો છે. અને મકૂનાત (મૌજૂદાત) પૂરા શોખની સાથે તારી તરફ ધ્યાનિત થઈ ગયા છે. હવે હું આ ફાની (નાશવંત) દુનિયામાં મારા રહેવાનો કોઈ સબબ જોતો નથી.''

અને આ પૂર આશૂબ (અશાંતિપૂર્ણ) દુનિયામાંથી રહલત (ઈન્તેકાલ) ફરમાવવાનો વખત નજીક હોવા વિષે ફરમાવ્યું.

પેલો ઝખ્મી દિલ દરવેશ (હું) આ બશારતને સાંભળવા છતાં જલતા જિગરે અને આંસુ ભરેલી આંખે પોતાની અંદર ખૂબ જ ગમ અને દુઃખમાં ડૂબી ગયો. ન ઝબાનને કહેવાની તાકાત રહી અને ન કાનને સાંભળવાની તાબ રહી.

જયારે હઝરતે આલી (રહ.)એ આ મિસ્કીનમાં મજકૂર પરિવર્તન જોયું તો ઘણી જ મહેરબાનીથી ફરમાવ્યું,

> ''ગમ ન કર ! અલ્લાહ તઆલાની સુન્નત (તરીકો) એ જ પ્રમાણે જારી થયેલ છે કે કોઈ એકને પોતાની પાસે બોલાવે છે અને કોઈ બીજાને તેની જગાએ બેસાડે છે...''

જયારે હઝરતે આ દરવેશનો (મારો) ગમ ઘણો જ વધારે જોયો તો ફરમાવ્યું કે,

> ''મારા રહલત (ઈન્તેકાલ) કરવામાં કંઈક તાખીર (વાર) છે. પરંતુ હું જોઉં છું કે શું સંબંધ વચમાં છે.''

(તે પછી) મુતવજજેહ થઈને એક પળ પછી ફરમાવ્યું કે,

> ''મારા ઈન્તેકાલના દિવસ સુધી તારો કયામ મારી સાથે રહેશે અને દુનિયાના લોકોનો કયામ તારી સાથે હશે.''

(હઝરતનો) આ ઈર્શાદ આ મિસ્કીનના ગમગીન દિલને થોડું સાંત્વન આપનારો થયો.

આ બનાવના એક વરસ અને ત્રણ મહિનામાં થોડા દિવસો કમ, (વીત્યા) બાદ હઝરતની રહલત (ઈન્તેકાલ)નો બનાવ પેશ આવ્યો, કારણકે આ વાતચીત હિજરીસન ૧૦૩૨ના ઝીલ હજ્જ મહિનાના પહેલા અશરા (દસકા)માં થઈ હતી અને આ હાદીએ અનામનો ઈન્તેકાલ ૨૮મી સફર, ૧૦૩૪ હિજરીસનમાં થયો હતો.

('મકતૂબાતે માસૂમિય્યહ' દફતર અવ્વલ, મકતૂબ-૮૬)

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ને જાનશીન બનાવ્યા

તે પછી આપે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિર્રહમહને પોતાની રૂબરૂ મસ્નદે ઈર્શાદ પર બેસાડયા અને તમામ ખલીફાઓ તથા મુરીદોને હુકમ આપ્યો કે તેમનાથી બૈઅત કરે.

હુકમ પ્રમાણે બધાંએ બૈઅત કરી અને ખાનકાહના તમામ મુઆમલાઓ પણ તેમને સોંપવામાં આવ્યા. બધાંને હુકમ થયો કે, હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના હલ્કા (ઝિક્રના વર્તુળ)માં બેસતા રહે.

અહીં સુધી કે જો કોઈ હઝરતની પાસે મુરીદ થવા માટે હાજર થતો, તો આપ તેને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની ખિદમતમાં મોકલી આપતા અને હઝરત પોતે તેને મુરીદ ન ફરમાવતા.

## તજદીદનું તેવીસમું વરસ

[૧૨, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૩ થી
૧૧, રબીઉલ અવ્વલ, હિ.સ. ૧૦૩૪ સુધી]

### સરહિન્દ શરીફ જવા બાદશાહે પરવાનગી આપી

હઝરતની ઉમર શરીફનું લગભગ એક વરસ બાકી રહી ગયું ત્યારે હઝરતે ઘણી કોશિશ બાદ બાદશાહ પાસેથી સરહિન્દ શરીફ જવાની પરવાનગી મેળવી.

### હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મઝારે મુબારક પર હાજરી

સરહિન્દ શરીફ રવાના થતા પહેલાં આપ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના મુબારક રોઝાની ઝિયારત માટે તશરીફ લઈ ગયા. ઘણાં લાંબા સમય સુધી ત્યાં મુરાકિબ રહ્યા. ત્યાંથી ઊઠયા તો ફરમાવ્યું કે,

> ''હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ મહેમાનીનો હક અદા કર્યો અને જાત જાતની ઝિયાફતો ફરમાવી. ઘણી ભેદની વાતો બતાવી.''

તે પછી હઝરત અજમેર શરીફથી પોતાના વતન સરહિન્દ શરીફ જવા રવાના થયા.

### વતનમાં આપનું ભવ્ય સ્વાગત

૧૯, રબીઉલ આખર, ૧૦૩૩ હિજરીસન મુતાબિક ૯,

ફેબ્રુઆરી, ૧૬૨૪ ના રોજ હઝરત પોતાના વતન સરહિન્દ શરીફ પહોંચ્યા.

ત્યાં લોકોએ આપનું શાયાને શાન સ્વાગત કર્યું. તેમના હૈયા ખૂશીથી ઝુમી ઉઠયા. તેમણે અલ્લાહનો બેહદ શુક્ર અદા કર્યો.

દીવારો દરશ સુજૂદ કર્દન્દ;
શુક્રાનએ ઈ વુરૂદ કર્દન્દ.

[હઝરતના આગમનના શુક્રિયહમાં સરહિન્દ શરીફના દર અને દીવાલોએ પણ (અલ્લાહને) સિજદા કર્યા.]

## એકાંતવાસ

સરહિન્દ શરીફમાં હઝરતે સંપૂર્ણ એકાંતવાસ કરી લીધો. પોતાના સાહબઝાદાઓ અને બે ત્રણ ખાસ નિકટના ખાદિમો સિવાય બીજા કોઈને આપની ખિદમતમાં હાજર થવાની પરવાનગી ન હતી.

## પોતાના ઈન્તેકાલ વિષે આગાહીઓ

સામાન્ય નિયમ તો આ છે કે :–

આગાહ અપની મૌતસે કોઈ બશર નહીં;
સામાન સો બરસકા હે પલકી ખબર નહીં.

પરંતુ અલ્લાહવાળાઓ એમાં અપવાદ છે. અલ્લાહ તઆલા તરફથી તેમને એની ખબર કરી દેવામાં આવે છે. હઝરતે પણ પોતાના ઈન્તેકાલ વિષે અનેક વખત આગાહીઓ ફરમાવી હતી જે પૈકી કેટલીક આ પ્રમાણે છે :–

[૧]

ઈન્તેકાલના ૧૦ (દસ) વરસ પહેલાં જ્યારે હઝરતની ઉમર ૫૩ (તેપ્પન) વરસની હતી ત્યારે આપે ફરમાવ્યું હતું કે,

''હું મારી ઉમર ૬૩ (તેસઠ) વરસના કરતાં વધારે જોતો નથી !''

[૨]

હિજરીસન ૧૦૩૨ માં પોતાના સાહબઝાદાઓને લખ્યું હતું કે,

''દુનિયાના ઈજાઝતનામાની જગાએ આખિરતનું ઈજાઝતનામું આપી દેવામાં આવ્યું છે. ઝિન્દગીના દિવસો નજીક આવી ગયા છે.''

[૩]

હિજરીસન ૧૦૩૩ માં, ઈન્તેકાલના ૬ (છ) મહિના પહેલાં સરહિન્દ શરીફથી જહાંગીરના એક દરબારી સાદિકખાંને લખ્યું કે,

''આ શહેર (સરહિન્દ શરીફ)માં દરેક વરસે વબા આવે છે. ખબર નથી કે આ વરસે ઝિન્દગી વફા કરશે.''

[૪]

હઝરતના ખલીફા અને મકતૂબાત શરીફના સંપાદક ખ્વાજા હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે,

હઝરતના એકાંતવાસના જમાનામાં એક દિવસે મેં અરજ કરી કે,

''હુઝૂર ! દખ્ખણના મુલ્કની રાજ્ય વ્યવસ્થા

અત્યારે ઘણી ખોળવાયેલી છે. જો ઈજાઝત હોય, તો ત્યાં જઈને ઘરવાળાઓને અહીં લઈ આવું.''

આપે ઈજાઝત આપી. વિદાય થતી વખતે મેં અરજ કરી કે,

''હુઝૂર ! દુઆ ફરમાવો કે ફરી પાછો આસ્તાના પર હાજર થઈને કદમ બોસી નસીબ થાય !''

આપે એક આહ ખેંચી અને ફરમાવ્યું,

''દુઆ કરું છું કે આખિરતમાં ફરી પાછા આપણે એક સ્થળે ભેગાં થઈએ !''



[૫]

હિજરીસન ૧૦૩૩ માં શાબાન મહિનાની ૧૫ (પંદર)મી તારીખે (શબે બરાત)માં જયારે હઝરત તહજ્જુદના માટે વુઝૂ કરી રહ્યા હતા ત્યારે આપની બીવી સાહિબાની જબાનથી આ વાત નીકળી કે,

''ન જાણે ખુદાએ આજે (શબે બરાતમાં) કોના કોના નામો જીવતાંઓની યાદીમાંથી મિટાવી દીધાં હશે !''

આ સાંભળતાં જ હઝરતે ફરમાવ્યું કે,

''તું આ વાત (માત્ર) અનુમાન અને ધારણાથી કહી રહી છે, પરંતુ તે શખ્સની શી હાલત હશે જે પોતે એ જોઈ રહ્યો છે અને જાણે છે કે, તેનું નામ જીવતાંઓની યાદીમાંથી મિટાવી દેવામાં આવ્યું છે !''

અલ્લાહ, અલ્લાહ, શી નઝર છે !

**નઝર વોહ હે જો ઈસ કૌનો મકાંસે પાર હો જાએ;**
**મગર જબ રૂએ તાબાં પર પડે બેકાર હો જાએ.**

[૬]

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિર્રહમહ ફરમાવે છે કે :–

એક દિવસે હઝરત પોતાના મકાનમાં ટેક લગાવીને બેઠા હતા ત્યારે ફરમાવ્યું કે,

"આવતી શિયાળાની ઋતુમાં (હું) આ મકાનમાં ન હોઈશ."

લોકોએ અનુમાન કર્યું કે શાયદ તે મકાનમાં જે એકાંતવાસના માટે દુરૂસ્ત કરાવ્યું છે તેમાં રહેશે.

હઝરતે ઈર્શાદ ફરમાવ્યો કે,

"ના, ત્યાં પણ નહિ !"

ખાદિમોએ ફરીથી અરજ કરી કે,

"તો ક્યાં રહેશો ?"

ફરમાવ્યું કે,

"એ મકાનોમાંથી કોઈમાં પણ નહિ. જુઓ, આપો આપ શું જાહેર થાય છે."

અને શિયાળો આવવા પહેલાં જ આપ આ ફાની (નાશવંત) જગતમાંથી અવિનાશી જગત તરફ પ્રયાણ ફરમાવી ગયા.

('રિસાલે અહમદી' પાનું–૯, ૧૦)

[૭]

મઝકૂર બંને સાહબઝાદાઓનું બયાન છે કે :–

અમે હઝરત અકદસ કુદ્દિસ સિર્રુહૂથી પૂછયું કે,

''આપે ઘરવાળાઓથી આટલા પ્રમાણમાં બેરગબતી અને લોકોથી બેતઅલ્લુકી શા માટે ઈખ્તિયાર ફરમાવી છે ?''

ઈર્શાદ થયો કે,

''મારા ઈન્તેકાલનો સમય ઘણો જ નઝદીક અને અત્યંત કરીબ છે. તો જે આદમીને આ ખબર હોય, તેના માટે જરૂરી છે કે પોતાને બળપૂર્વક ઈબાદતમાં મશગૂલ કરે અને તસ્બીહ તથા ઈસ્તિગફાર અને દુરૂદ તેમજ કુર્આન મજીદની તિલાવત તથા ઝિક્ર વગેરેથી એક ક્ષણના માટે પણ ગાફિલ ન થાય અને ગૈરે હકથી બિલકુલ અલગતા અપનાવે. એટલા માટે તમે બધાં પણ મને ખુદા પર છોડી દો. હક સુબ્હાનહૂ વ તઆલા તમારા બધાંના કરતાં વધારે દોસ્ત છે. અને ઈન્શાઅલ્લાહુ તઆલા મારી તવજ્જુહ અને ઈઆનત (સહાય) તમારા માટે ઈન્તેકાલ બાદ, ઈન્તેકાલના પહેલાંના કરતાં ઓર વધારે થઈ જશે. કારણકે તઅલ્લુકે બશરી (શારીરિક સંબંધ) કેટલીક વખતે ઈઆનત (સહાય, મદદ) અને તવજ્જુહમાં અવરોધક હોય છે અને ઈન્તેકાલ બાદ ફરાગત અને તજર્રુદ છે (રૂહ એકલી સ્વતંત્ર છે) કોઈ અવરોધ થતો નથી.''

('ઝુબ્દતુલ મકામાત' પાનું-૨૮૮)

હઝરતે આ મુદતમાં જાહેરી અને છૂપી રીતે, દિન-રાત ઘણી ખૈરાત કરી.

## ખુત્બએ વિદાઅ

હિજરીસન ૧૦૩૩માં ઈદુલ અદહા ની નમાઝ બાદ એક

ટૂંકી તકરીરમાં હઝરતે ફરમાવ્યું કે,

"લોકો ! મેં તમને અગાઉથી જ જાણ કરી દીધી છે કે, હું ટૂંકમાં દુનિયાથી કૂચ કરવાનો છું. આસાર (અલામતો) મને બતાવી રહ્યા છે કે, મારી ઉંમર પણ હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતના મુતાબિક ૬૩ (તેંસઠ) વરસ થશે.

હવે તેંસઠમું વરસ થઈ ગયું છે એટલે હું ટૂંકમાં તમારા લોકોથી અલગ થઈ જઈશ અને પોતાના મૌલાનો દીદાર હાસિલ કરીશ.

ખુદાના બંદાઓ ! જે કંઈ મને અલ્લાહ તઆલા અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી હાસિલ થયું તે મેં તમને પહોંચાડી દીધું. આ પણ તમારાથી છૂપું નથી કે, મિલ્લતે હક્કહને રિવાજ દેવામાં મેં :–

– કેટલી ભારે કોશિશ કરી;
– કેટલા ઝુલ્મો સહન કર્યા;
– કેટલી જફાઓ બરદાશ્ત કરી;
– કેટલી સખ્ત સખ્ત મુસીબતો ઉઠાવી;
– કેદ (જેલવાસ) મંજૂર કરી;
– લશ્કરમાં રહેવાનું ઈખ્તિયાર કર્યું;

પરંતુ પોતાના કામમાં કોતાહી (ઉણપ) ન કરી. આહ ! હવે હું તમારાથી અલગ થઈ જાઉં છું અને તમને પોતાના પરવરદિગારને સોંપું છું.

મારી અને તમારી મુલાકાત હવે કયામતના દિવસે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝંડા હેઠળ થશે જ્યાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

તમને પૂછશે કે,

'શૈખ અહમદ (રહ.)એ મિલ્લતે હકકહને રિવાજ દેવામાં શું કર્યું હતું ?'

આ સાંભળીને મજલિસમાં હાજર રહેલાઓ તડપી ઉઠયા, બેઈખ્તિયાર રડવા લાગ્યા અને બધાંએ એક અવાજે કહ્યું કે,

''યા ઈમામુલ ઔલિયા ! ખરેખર આપે શરીઅતને રિવાજ દેવામાં અને મઝહબ તેમજ મિલ્લતની તજદીદ (નવસર્જન) કરવામાં હદ દરજાની કોશિશ ફરમાવી છે અને એ દરમિયાન જે મુસીબતો અને તકલીફો આપને પહોંચી તેના પર આપે સબ્રથી કામ લીધું અને અલ્લાહનો શુક્ર અદા કર્યો.

અલ્લાહ તઆલા આપને જઝાએ ખૈર અતા ફરમાવે. ઈન્શાઅલ્લાહ અમે કયામતના દિવસે પણ ગવાહી આપીશું.''

તે પછી હઝરતે હાજર રહેલાંઓના હકમાં દુઆએ ખૈર ફરમાવી અને ખાનકાહ શરીફમાં તશરીફ લાવ્યા.

('રવઝતુલ કૈયૂમિય્યહ' પાનું-૨૬૨)

## પૂર્વજોના મુબારક મઝારો પર હાજરી

હિજરીસન ૧૦૩૪ ના મુહર્રમ માસની ૧૨ (બાર)મી તારીખે હઝરત ગોશાનશીની (એકાંતવાસ)માંથી નીકળીને પોતાના વાલિદે માજિદ (રહ.)ના મઝાર શરીફ પર તશરીફ લઈ ગયા. મોડે સુધી ત્યાં મુરાકબહ ફરમાવ્યો. અને તમામ કબરવાળાઓના માટે દુઆએ મગફિરત ફરમાવી.

ત્યાંથી આપના મહાન પૂર્વજ અને સરહિન્દ શરીફના સ્થાપક હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)ના મઝાર શરીફ પર તશરીફ લઈ ગયા. ત્યાં પણ મુરાકબહ ફરમાવ્યો અને મગફિરતની દુઆ બાદ ઘરે પાછા તશરીફ લાવ્યા.

## વસિય્યતો

હઝરતે વફાતથી પહેલાં, ઝિન્દગીના આખરી દિવસોમાં સાહબઝાદાઓ, ખલીફાઓ, મુરીદો વગેરેને ઘણી વસિય્યતો ફરમાવી હતી જેમાંથી કેટલીક નીચે પ્રમાણે છે :–

- O હું તમને વસિય્યત કરું છું કે કુર્આન મજીદ અને સુન્નતે નબવી અલયહિસ્સલાતુ વસ્સલામની પૈરવી કરજો.
- O દીને હકના મુજતહિદોની ફરમાંબરદારી કરજો.
- O શરીઅતના ખિલાફ મશાઈખથી બચજો.
- O જે ફકીરો વહદતે વુજૂદ[1]ને માને છે અને રક્સ (નૃત્ય) અને સમાઅ (આશિકાના અશ્આર સુમધુર કંઠે ગાવા કે સાંભળવા)ને અપનાવે છે તેઓ (વિલાયતના) જૂઠા દાવેદારો છે; કારણકે જે અહેવાલ સાલિક પર એ કામોથી વારિદ થયા, મેં તેને હઝરત સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પેશ કર્યા, (તો) આપે એનાથી મનાઈ ફરમાવી.
- O શરીઅત અને તરીકત પર સાબિત કદમ (મકકમ) રહેજો.
- O અઝીમત પર અમલ કરજો.
- O કરામત અને રુખ્સતને આમાલમાં દાખલ ન કરશો.

---

[1] જૂઓ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં 'વિલાયતે સુગરા' પ્રકરણ

O ઝિક્ર, શુગ્લ અને મુરાકબહ પુષ્કળ કરજો.

O પોતાનો બધો સમય યાદે ઈલાહીમાં વાપરજો; કે જેથી બાતિની અહવાલ વિશાળ થઈ જાય.

O બાતિની તરકકી શરીઅત પર સાબિત કદમ રહેવા અને સુન્નતે નબવી સલ્લલ્લાહૂ અલયહિ વ સલ્લમની પૈરવીના વગર અસંભવિત છે.

O જો કોઈ શખ્સ શરીઅતનો મુખાલિફ હોય અને તેનાથી ખવારિકે આદાત અથવા કરામતો જાહેર થાય, તો તે કરામત નહિ બલ્કે ઈસ્તિદરાજ (જાદુ, નઝરબંદી) છે.

O આ વાતો મેં પોતાના કલામ (મકતૂબાત)માં વિસ્તૃત લખી દીધી છે. તેના પર અમલ કરજો કે જેથી તમને નજાત હાસિલ થાય અને ઈલ્મે બાતિનીમાંથી હિસ્સો મળે.

O અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી તે તમામ મુરીદોના હાલ મારા પર મુન્કશિફ (જાહેર) ફરમાવ્યા છે જેઓ કિયામત સુધી મારા સિલસિલામાં દાખલ થશે. ઉમ્મતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અકસર (અધિકતર) નેક લોકો મને પોતાના સિલસિલામાં માલૂમ પડયા.

O ઉપરાંત મારા ફરઝંદોની ઈઝઝત કરજો. તેમનાથી દુઆ અને તવજ્જુહના માટે વિનંતી કરજો. સખ્તી અને મુસીબતમાં તેમનાથી મદદ તલબ કરજો; કારણકે અલ્લાહ તઆલાએ તેમને પૂરેપૂરી મઅરિફત અને મુકમ્મલ (પરિપૂર્ણ) કુર્બ (નઝદીકી) અતા ફરમાવી છે. તેઓ તમામ જહાનમાં શરીફ અને કરીમ છે.

O અલ્લાહ તઆલાએ મારાથી વાયદો ફરમાવ્યો છે કે, મારી

નિસ્બતે ખાસ્સહ અને તમામ જહાનની કુતુબિય્યત કિયામત સુધી મારા ફરઝંદોમાં રહેશે.

## કફન—દફન વિષે વસિય્યતો

ઉપર લખેલી વસિય્યતો બાદ હઝરતે પોતાના સાહબઝાદાઓને વસિય્યત કરી કે,

(૧) મારા કફન—દફનમાં સુન્નતે નબવીય્યહ અલા સાહિબિહુસ્સલાતુ વસ્સલામની પૂરેપૂરી કાળજી રાખજો.

(૨) મારી કબર કાચી રાખજો.

(૩) મારી કબરને કોઈ ગુમનામ જગાએ બનાવજો.

આ ત્રીજી વસિય્યત માટે મખ્દૂમઝાદહ ખ્વાજા મુહમ્મદ સઈદ અલહિર્રહમહએ અરજ કરી કે,

> ''હઝરત સલામત ! આપે પહેલાં ફરમાવ્યું હતું કે, મારી કબર સાહબઝાદા મુહમ્મદ સાદિક (રહ.)ના ઈહાતા (ઘેરાવા)માં હશે અને કબરની જગા પણ આપે નકકી કરી દીધી હતી અને તે જગાની શરાફત અને બરકત અને અનવાર પણ બયાન ફરમાવ્યા હતા.''

હઝરતે ફરમાવ્યું કે,

> ''મેં (ત્યારે) કહ્યું હતું પરંતુ અત્યારે મને આ જ (ગુમનામ જગાએ દફન થવાનો) શોખ છે. જો તમને આ મંઝૂર ન હોય, તો વાલિદ બુઝુર્ગવારની નઝદીક અથવા બાગ (વાડી)માં દફન કરજો.''

જ્યારે મખ્દૂમઝાદાએ વધારે આગ્રહ કર્યો તો ફરમાવ્યું કે,

''અચ્છા, જે મુનાસિબ હોય તે કરજો.''

અને મખ્દૂમઝાદાઓની વાલિદા માજિદાને વસિય્યત ફરમાવી કે,

"મારા કફન–દફન પોતાની મહેરથી કરજો."

## બીમારી

હઝરતનં એકાંતવાસ અને ગોશાનશીની અપનાવ્યાને છ–સાત મહિના વીત્યા હતા કે ૧૭, ઝીલ હજ્જ, ૧૦૩૩ હિજરીસનના રોજ આપને દમની બીમારીનો દૌરહ શરૂ થયો. જો કે એ દૌરહ દરેક વરસે થતો હતો પરંતુ આ વરસે વધારે તીવ્રતાની સાથે, તાવ સહિત શરૂ થયો. એના કારણે સગાં–સંબંધીઓને તંદુરસ્તીથી નિરાશા થઈ ગઈ.

## હઝરત ગૌસપાક (રહ.)ની ઝિયારત

એક દિવસે મખ્દૂમઝાદહ ખ્વાજા મુહમ્મદ સઈદ અલયહિર્રહમહથી હઝરતે ફરમાવ્યું કે,

"આજે રાતે મેં ગૌસુસ્સકલૈન કુદ્દિસ સિર્રુહૂને ખ્વાબમાં જોયા કે મારા હાલ પર અત્યંત મહેરબાની અને ઈનાયત ફરમાવે છે અને પોતાની ઝબાને મુબારકને મારા મુખમાં નાંખીને ફરમાવે છે કે,

'મારા આ શએર (પંક્તિ) :–

**અ–ફ–લત શુમૂસુલ અવ્વલી–ન વ શમ્સુના**
**અ–બ–દન અલા ઉફુકિલ ઉલા લા તગ્રિબુ**

[પહેલાના તમામ બુઝુર્ગોના સૂર્યો અસ્ત થઈ ગયા છે
પરંતુ મારો સૂર્ય હંમેશાં ઉચ્ચ આકાશમાં
(ચમકતો રહેશે અને) અસ્ત ન થશે.]

અને મારા આ કૌલમાં કે :–

**ક-દ-મી હાઝિહી અલા ર-ક-બતિ કુલ્લિ વલીય્યુલ્લાહ**

[મારો આ કદમ, અલ્લાહ તઆલાના
દરેક વલીની ગરદન પર છે.]

(આ ઈબારતોથી) લોકો હેરાન છે. (માટે) એનો હલ (સમજૂતી) લખો. (એની બરકતથી) તમને આ નબળાઈથી તંદુરસ્તી હાસિલ થશે.''

એટલે મરઝે મોતમાં હઝરતે હઝરત કૈયૂમે સાની (બીજા કૈયૂમ) ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિર્રહમહને વસિય્યત ફરમાવી કે, ઉપર લખેલા શએર (પંક્તિ)નો હલ (સમજૂતી) જરૂર લખજો અને પોતે પોતાની મુબારક ઝબાનથી એની તશરીહ (સમજૂતી, વિવરણ) ફરમાવી દીધી.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ હઝરતની વસિય્યતને આપની વફાત બાદ પૂરી કરી અને મકતૂબાત શરીફની ત્રીજી જિલ્દમાં દાખલ કરી દીધી જે મકતૂબ નં.—૧૨૩ શેખ નૂર મુહમ્મદ બિહારીને લખવામાં આવ્યો છે.

**અલ્લાહની મુલાકાતનો શોખ**

આ અશકિતમાં હઝરત પર હક સુબ્હાનહૂ વ તઆલાની મુલાકાતનો શોખ પૂર્ણ કક્ષાએ છવાયેલો હતો. આપ પર રુદન અને અશ્રુવહન શરૂ થયા.

**'અલ્લાહુમ્મર્રફીકલ્અઅલા'**

કલિમહનું રટણ હર પળે આપની ઝબાને મુબારકથી ચાલુ હતું.

આપ ફરમાવતા હતા કે,

''જો કોઈ તબીબ કહે કે, તમારી બીમારીનો ઈલાજ

નથી, તો ૧૦૦ (સો) રૂપિયા શુક્રાના તરીકે ખૈરાત કરું.''

## ફરી હંગામી તંદુરસ્તી મળી

૧૨, મુહર્રમ, ૧૦૩૪ હિજરીસનના દિવસે હઝરતે ફરમાવ્યું કે,

''મને બતાવવામાં આવ્યું છે કે, ૪૦–૪૫ દિવસના દરમિયાન તમારી કબર બની જશે.''

સાંભળનારાઓએ અનુમાન કર્યું કે શાયદ આ બીમારીમાં જ આપનો ઈન્તેકાલ થઈ જશે પરંતુ હઝરત ગૌસુસ્સકલૈન (રહ.)ની બશારત પ્રમાણે હઝરતને તંદુરસ્તી થઈ ગઈ અને કમઝોરી પણ જતી રહી.

તબીબોએ તંદુરસ્તીની ખૂશખબર સંભળાવી.

હઝરત નમાઝ માટે મસ્જિદમાં પણ જવા લાગ્યા.

તમામ સગાં–સંબંધીઓને આપની તંદુરસ્તીનો યકીન થઈ ગયો. પરંતુ હઝરત બરાબર દિવસો ગણતા રહેતા હતા અને ઈન્તેકાલનો ઈન્તેઝાર કરતા હતા.

## એ મિલન માટે આખું જગત કુર્બાન કરી દઉં !

હંગામી તંદુરસ્તીના આ દિવસોમાં આપે પુષ્કળ સદકાત અને ખૈરાત ફરમાવ્યા. આપના મુખ્લિસ મુરીદોમાંથી એક શખ્સ જેમણે આપની અંદર રફીકે આલા (અલ્લાહ તઆલા)થી મળવાની આતુરતા અને તીવ્રતા જોયા હતા અને આ દુનિયાની ઝિન્દગીથી આપની નાઉમ્મીદીને નીહાળી હતી તેઓ આ સદકાત અને ખૈરાતને બલાઓને દૂર કરવા માટે હોવાનું અનુમાન કરીને હેરતમાં હતા.

એક દિવસે તેણે હઝરતથી અરજ કરી કે,

“આપમાં ઝિન્દગીથી નાઉમ્મીદી અને આ ફાની દુનિયાથી રહલત (કૂચ કરવા)ના આસાર ઝાહિર છે અને રફીકે આલાની મુલાકાતનો શોખ સ્પષ્ટ છે તો પછી આ સદકાત અને ખૈરાત જે બલાઓને દૂર કરનાર છે, તે શા માટે છે ?”

હઝરતે એના જવાબમાં આ હિન્દી કાવ્ય પંક્તિ કહી :–

**આજ મિલાવા કુનલ સૈયૂં; સખી સબ જગ દેયૂં વાર.** ❶

[આજે દોસ્તથી (અલ્લાહથી) મળવાનો દિવસ છે.<br>હે રાઝદાર દોસ્ત ! હું આ નેઅમત (મિલન)ની<br>ખૂશીમાં તો તમામ દુનિયા કુર્બાન કરી દઉ !]

હઝરતનો આ ઈશારો આ હદીસ શરીફ તરફ હોવાનો સંભવ છે :–

**‘અલ મવતુ જ–સ–રુન યુસિલુલ હબીબ ઈલા હબીબ.’**

[મોત એક પુલ છે જે એક દોસ્ત (બંદા)ને બીજા દોસ્ત<br>(અલ્લાહ તઆલા)થી મેળવે છે.]

## ઈન્સાન માટે શકય સર્વોચ્ચ કમાલ અર્પણ થયા

મખ્દૂમઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિર્રહમહ નકલ કરે છે કે,

આ (હંગામી) સિહતના દિવસોમાં હઝરતે ફરમાવ્યું કે,

“જે કમાલ કોઈ ઈન્સાનના માટે મખ્સૂસ અને મેળવવા મુમ્કિન હોઈ શકે છે, હુઝૂરે અનવર સલ્લલ્લાહુ

❶ ‘ઝુબ્દતુલ મકામાત’ પાનું ૨૮૭

અલયહિ વ સલ્લમના તુફૈલથી મને તેનો એક હિસ્સો આપવામાં આવ્યો છે.''

હઝરત મખ્દૂમઝાદા ફરમાવે છે કે,

''આ વાત સાંભળીને મારું દિલ સખ્ત પરેશાન થઈ ગયું અને (હું) સમજયો કે, કદાચ હવે, હઝરત આ આલમથી કૂચ ફરમાવશે જેમ કે, હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ આયત શરીફ :–

'અલ યવ્મ અકમલ્તુ લકુમ દી–નકુમ વ અત્મમ્તુ અલયકુમ નિઅમતી વ રદીતુ લકુમુલ ઈસ્લા–મ દીના.'

(સૂરએ 'અલ માઈદહ' : ૩)

[આજે મેં તમારા માટે દીનને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે, અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે દીને ઈસ્લામને (સદાના માટે) પસંદ કર્યો છે.]

નાઝિલ થઈ (ઊતરી) ત્યારે એ સમજી લીધું હતું કે હવે સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈન્તેકાલનો સમય નજીક છે.

('ઝુબ્દતુલ મકામાત' પાનું–૨૮૮, ૨૮૯; 'વિસાલે અહમદી' પાનું–૧૬, ૧૭, ૧૮)

## આ મારી આખરી તહજ્જુદ છે

જુમેરાત, ૨૩, સફરના દિવસે અસરના વખતે સૂફીઓને કબા (એક ખાસ પ્રકારનો લાંબો ઝભ્ભો) વહેંચતા હતા ત્યારે હઝરતે માત્ર ફરજી (એક અલગ પ્રકારનો ઝભ્ભો) પહેર્યો હતો. ફરજીની નીચે આદત મુજબ બીજો કોઈ કબા પહેર્યો ન હતો. એના કારણે શરદી લાગીને તાવ ચઢયો અને આપ પથારીવશ થઈ ગયા.

એ છતાં આપ એ રાતે તહજજુદના માટે ઉઠયા અને તહજજુદની નમાઝ બાદ ફરમાવ્યું કે,

"આ મારી આખરી તહજજુદ છે."

હઝરત મખ્દૂમઝાદા ફરમાવે છે કે,

"આ વાત સાંભળતા જ મારા દિલમાં ખ્યાલ આવ્યો કે, બીમારીમાંથી સિહત (તંદુરસ્તી) મેળવીને ફરી પાછા બીમાર થવું અને આ દુનિયામાંથી ઈન્તેકાલ ફરમાવવો, એક અર્થમાં આપને આં હઝરત સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પૈરવી નસીબ થઈ."

('ઝુબ્દતુલ મકામાત' પાનું ૨૮૮, 'વિસાલે અહમદી' પાનું ૧૬, ૧૭, ૧૮)

## જમાઅત સાથે નમાઝની અને દુઆ તથા વઝીફાની પાબંદી

આવી નબળાઈ અને કમજોરી છતાં હઝરતે કોઈ નમાઝ જમાઅત વગર નથી પઢી. કૌમા અને જલ્સા જેવા કરવા જોઈએ તેવા જ અદા ફરમાવતા હતા. જે દુઆ અને વઝીફાનો મામૂલ હતો તે બધું જ અદા ફરમાવતા હતા. શરીઅતની હકીકતોમાંથી કોઈ હકીકત કે અદબોમાંથી કોઈ અદબ છોડતા ન હતા અને શરીઅતના કોઈ અંશમાં તંદુરસ્તીની હાલતની જેમ બાલ બરાબર પણ ફર્ક આવવા દેતા ન હતા.

## એક રૂપિયાના કોલસા મારા માટે કાફી છે

એ જ નબળાઈ અને કમજોરીની હાલતમાં આપે હાફિઝ અબ્દુર્રશીદને ફરમાવ્યું કે,

"બે રૂપિયાના કોલસા સગડીના માટે લઈ આવો!"

તે પછી ઈર્શાદ ફરમાવ્યો કે,

"એક જ રૂપિયાના લઈ આવો, એટલા માટે કે કોઈ વાઈઝ (ઉપદેશક) દિલમાં કહે છે કે, એટલો સમય કયાં છે કે બે રૂપિયાના કોલસા સળગી શકે ?"

શૈખ હબીબ નામના ખાદિમે અરજ કરી કે,

"હઝરત સલામત ! ઠંડીનો ઝમાનો છે. કામ આવશે."

એના જવાબમાં ફરમાવ્યું કે,

"મુલ્લા હબીબ ! એટલો સમય મને ઝિન્દગીની ઉમ્મીદ કયાં છે ? છતાં એવું જ કરો."

કોલસા આવી ગયા; તો તેમાંથી એક રૂપિયાના કોલસા અલગ કર્યા અને ફરમાવ્યું કે,

"આટલા કોલસા મારા માટે કાફી છે."

બાકીના કોલસા ઘરમાં મોકલી આપ્યા.

પોતાના માટે જે કોલસા રાખ્યા હતા તે ઈન્તેકાલના સમય સુધી કાફી થઈ ગયા અને કંઈ બચ્યા પણ નહિ.

('ઝુબ્દતુલ મકામાત' પાનું ૨૮૮, ૨૮૯, 'વિસાલે અહમદી' પાનું ૧૬, ૧૭, ૧૮)

## બીમારીની હાલતમાં તંદુરસ્તી કરતાં પણ વધારે ઉલૂમ અને મઆરિફ નાઝિલ થયા

હઝરત પર આ બીમારીમાં તંદુરસ્તીની હાલત કરતાં પણ વધારે ઉલૂમ અને મઆરિફ નાઝિલ થયા જેને આપે મખ્દૂમઝાદાઓ પર જાહેર ફરમાવ્યા.

એક દિવસે મઆરિફ અને હકાઈકના બયાનમાં એવા મશગૂલ થઈ ગયા કે નબળાઈ અને અશકિતના કારણે બોલવાની શકિત પણ ન રહી !

મખ્દૂમઝાદા ખ્વાજા મુહમ્મદ સઈદ અલયહિર્રહમહએ અરજ કરી કે,

> "હઝરત સલામત ! આપને ઘણી અશકિત થઈ ગઈ છે એટલા માટે આપ આ મઆરિફને તંદુરસ્તીના સમય માટે મોકૂફ રાખો."

ઈર્શાદ ફરમાવ્યો કે,

> "હે અઝીઝ ! હવે પછી સમય કયાં છે ? અને ફુરસદ કોને છે ? હું જાણું છું કે બીજા સમયે ઝબાનને આટલી પણ બોલવાની શકિત ન હશે."

('ઝુબ્દતુલ મકામાત' પાનું ૨૮૯)

## અલ્લાહ તઆલાની મઅરિફતના લતીફ અસરાર

મંગળવારે રાતે હક જલ્લો અલાના વિસાલ (મિલન)ના ઈશ્તિયાક (શોખ, લગન)માં આપની મુબારક ઝબાનથી આ શબ્દો સરી પડયા :–

'ઈસ્બહ યા લેલ !'

[સવાર થઈ જા હે રાત !]

જે ખાદિમો સુશ્રુષા અને ખિદમત ગુઝારીના માટે હાજર હતા તેમનાથી ફરમાવ્યું કે,

"તમે ઘણી તકલીફ ઉઠાવી, હવે (માત્ર) આજની

રાત જ મહેનતની છે.''

આ સાંભળતાં જ બધાં રડવા માંડયા. નબળાઈના કારણે આપ પર પણ બેહોશી અને ઈસ્તિગરાકનો ગલ્બો થઈ ગયો. એ વખતે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અલયહિર્રહમહ એ ગભરાઈને અરજ કરી કે,

''હઝરત સલામત ! આ ગયબત આપને ઈસ્તિગરાકના કારણે છે કે ઉંઘના કારણે ?''

ઈર્શાદ ફરમાવ્યો કે,

''ઈસ્તિગરાકના કારણે છે. કેટલાક મુઆમલાઓ અને હકીકતો સામે છે એટલે તવજ્જુહ કરું છું કે (સંપૂર્ણ રીતે) જાહેર થઈ જાય અને પરિપૂર્ણતાએ પહોંચે.''

તે પછી એ મુઆમલાઓને મખ્દૂમઝાદાઓથી પણ બયાન ફરમાવ્યા. એ અલ્લાહ તઆલાની મઅરિફતના લતીફ અસરાર (ભેદો) હતા.

## આખરી વસિય્યતો

આ બીમારીમાં પણ બહુધા વસિય્યત ફરમાવતા અને સુન્નતે આલિયહની પૈરવી અને પસંદીદા મિલ્લતના ઈલ્તઝામ (આવશ્યકતા) માટે રગબત અપાવતા હતા અને ફરમાવતા હતા કે,

''શરીઅતને મઝબૂતીથી ઈખ્તિયાર કરો !''

અને આ પણ ફરમાવ્યું કે,

''અદ્દીન હૈયુન્નસીહત.''

[દીન નસીહત જ છે.]

સાહબે શરીઅત અલયહિસ્સલાતુ વસ્સલામે નસીહતની બારીકીઓમાંથી કોઈ બારીકી (બયાન કરવા વગર) નથી છોડી.

('ઝુબ્દતુલ મકામાત' પાનું-૨૯૦)

### જીવનની અંતિમ ક્ષણોમાં પણ પાકી અને સુન્નતની પાબંદી

તે પછી પેશાબ કરવા માટે તશ્ત મંગાવી.

આપના ખાદિમ મૌલાના મુહમ્મદ હાશિમે તશ્ત પેશ કરી પરંતુ તેમાં રેતી નાંખેલી ન હતી.

હઝરતે ફરમાવ્યું કે,

"એમાં રેતી નથી. સંભવ છે કે, પેશાબના છાંટા ઊડીને લિબાસ પર પડે."

એટલે આપે પેશાબનો ઈરાદો મુલતવી ફરમાવી દીધો.

રેતી ભરેલી તશ્ત લાવવામાં આવી.

આપે ફરમાવ્યું કે,

"હવે એટલી ફુરસદ ક્યાં છે કે, પેશાબ કર્યા પછી વુઝૂ કરી શકું ? માટે એને લઈ જાવ અને મને બિસ્તર પર સૂવાડી દો !"

આપને તકિયાના સહારે સૂવાડવામાં આવ્યા તો આપે મસનૂન તરીકા પ્રમાણે :–

O કિબ્લા તરફ રૂખ કરીને,
O રૂખ્સાર (ગાલ)ના નીચે પોતાનો જમણો હાથ મૂક્યો અને

O ઝિક્રમાં મશ્ગૂલ થઈ ગયા.

હઝરત ફજરની નમાઝથી બાતહારત (વુઝૂ સાથે) હતા અને આપને ખબર હતી કે ઈન્તેકાલનો સમય ઘણો નજીક છે, અને પેશાબ કરવા બાદ ઈસ્તિન્જા અને વુઝૂ કરવાની મુહલત નહિ મળશે એટલા માટે આપે પેશાબનો ઈરાદો તર્ક ફરમાવ્યો કે જેથી પહેલું વુઝૂ ન તૂટે અને તહારતની સાથે આ દારેફાની (નાશવંત જગત)માંથી ઈન્તેકાલ ફરમાવે !

## આખરી કલામ નમાઝ વિષે ફરમાવ્યો

૨૮, સફર, ૧૦૩૪ હિ.સ. મુતાબિક ૧૦, ડિસેમ્બર, ૧૬૨૪ ઈ.સ. ને મંગળવારના દિવસે ચાશતના સમયે જયારે મખ્દૂમઝાદા ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)એ જોયું કે શ્વાસ તેઝ ચાલવાનું શરૂ થઈ ગયું છે તો ગભરાઈને પૂછયું કે,

''હઝરત સલામત ! મિઝાજે મુબારક કેવો છે ?''

ફરમાવ્યું કે,

''હું ઘણો સારો છું.
બે રકાત નમાઝ જે મેં પઢી તે કાફી છે !''

આ જવાબમાં પણ આપને અંબિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામની ઈત્તિબાઅ નસીબ થઈ કારણકે આ વાત સાબિત થઈ ચૂકી છે કે તમામ અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામનો આખરી કલામ નમાઝના જ વિષે થયો છે.

તે પછી આપે કોઈ વાત નહિ કરી અને એક ક્ષણ પછી 'અલ્લાહો, અલ્લાહો' કહેતાં કહેતાં આલમે કુદ્સમાં પહોંચી ગયા.

આહ ! તે આફતાબે હકીકત જેના ફૈઝાનના કિરણોથી એક આલમ મુનવ્વર હતું, દેખતા દેખતા જ અસ્ત થઈ ગયો !

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.
રહમતુલ્લાહિ સુબ્હાનહૂ રહમતંવ વાસિઅહ.

જો દિલની આગ વધી ગઈ
તો ખુદ ખુદાએ જ કૃપા કરી;
કોઈ શ્વાસ બંધ કરી ગયું
કે પવન ન જાય અગન સુધી.

## મોમિનના મોત પર આસમાન અને ઝમીન રડે છે !

હઝરતના ઈન્તેકાલના દિવસે આસમાનની ચારો તરફ કિનારા સુર્ખ (લાલ) થઈ ગયા હતા જેમ કે કિતાબ 'શર્હિસ્સુદૂર ફી અહવાલિલ મૂતા વલ કુબૂર'માં હદીસ શરીફ મઝકૂર છે કે,

> ''મોમિનના મોત પર આસમાન અને ઝમીન રડે છે અને આસમાનનું રડવું તેના કિનારાઓનું લાલ થઈ જવું છે.'' ('ઝુબ્દતુલ મકામાત' પાનું-૨૯૬)

જેમના મોત પર આસમાન અને ઝમીન રડતાં હોય તો ઈન્સાનોના રંજ અને ગમની તો વાત જ શી કરવી ! દરેક શખ્સ પોતાના સંબંધ પ્રમાણે રંજ અને ગમમાં ડૂબેલો હતો.

મખ્દૂમઝાદાઓએ અત્યંત રંજ અને ગમ છતાં પોતાની જાતને સંભાળી અને કફન-દફનની વ્યવસ્થામાં વ્યસ્ત થઈ ગયા.

ત્યારે આપના સંબંધીઓ, ઘરવાળાઓ, ખલીફાઓ, મુરીદો અને અકીદતમંદોની રંજ અને દુ:ખના કારણે શી હાલત થઈ હશે તેનું બયાન કેવી રીતે થઈ શકે જયારે કે આજે ૪૦૦ (ચારસો) વરસના લાંબા ગાળા બાદ આપણે વાચકો અને

લેખકના દિલ આ દુ:ખદ બનાવની કલ્પના માત્રથી પ્રભાવિત થઈ રહ્યાં છે !

### આપના બંને હાથ નમાઝની જેમ બાંધેલા હતા !

જયારે ગુસલ આપનારાઓએ ગુસલ આપવાના માટે આપને તખ્તા પર સૂવાડયા અને બદને મુબારક પરથી કપડાં ઉતાર્યા તો ત્યાં હાજર લોકોએ જોયું કે,

O આપે પોતાના બંને હાથ નમાઝના તરીકા પ્રમાણે બાંધેલા છે !

O ડાબા હાથની કલાઈ પર જમણા હાથના અંગૂઠા અને ટચલી (નાની) આંગળી વડે વર્તુળ બનાવેલું છે !

જો કે મખ્દૂમઝાદા ખ્વાજા મુહમ્મદ સઈદ અલયહિર્રહમહએ ઈન્તેકાલ બાદ આપના હાથ અને પગ સીધા કરી દીધા હતા.

### મુખ પર તબસ્સુમ

ઉર્દૂના મહાકવિ ડોકટર મુહમ્મદ ઈકબાલ (રહ.) લખે છે,

**નિશાને મર્દે મોમિન બા તૂ ગોયમ;**
**ચૂં મર્ગ આયદ તબસ્સુમ બર લબે ઓસ્ત.**

[મર્દે મોમિનની નિશાની હું તમને બતાઉં છું. જયારે મૃત્યુ આવે છે ત્યારે તેના હોઠો પર મુસ્કુરાહત હોય છે.]

ગુસલ માટે તખ્તા ઉપર સૂવાડતી વખતે હઝરતે તબસ્સુમ ફરમાવ્યું (મુસ્કુરાયા) અને મોડે સુધી એ જ હાલતમાં રહ્યા. હાજર લોકો આહ ભરવા લાગ્યા.

હઝરત શૈખ સઅદી (રહ.)ના આ અશ્આર પણ એના

મુનાસિબ છે :–

યાદ દારી કે વકતે ઝાદને તૂ
હમા ખંદાં બુદન્દો તૂ ગિર્યાં;
હમચુનાં ઝી કે વકતે મુર્દને તૂ
હમા ગિર્યાં શવન્દો તૂ ખંદાં !

ભાવાર્થ

જબ તૂ આયો ઈસ જગમેં
જગ હસે તૂ રોય;
જીવન કે ઈસ કાલમેં
કરની ઐસી હોય;
જબ તૂ જાયે ઈસ જગસે
તૂ હસે જગ રોય.

જેવી રીતે જીવશો તેવી જ રીતે મરશો

ગુસલ કરાવનારાઓએ :–

O આપને વુઝૂ કરાવ્યું.
O આપના બંને હાથને ખોલીને, સીધા કરીને ડાબી કરવટ પર સૂવાડયા,
O તે પછી જમણી બાજુએ ગુસલ આપ્યું.
O તે પછી જમણી કરવટ પર સૂવાડયા.
O તે પછી ડાબી બાજુ ગુસલ આપ્યું.

જયારે બંને બાજુ ગુસલ અપાઈ ગયું તો ત્યાં હાજર લોકોએ જોયું કે, આપના બંને મુબારક હાથ ફરી પાછા મૂળ પ્રમાણે હળવી હરકતની સાથે નમાઝની હાલતની જેમ બંધાઈ ગયા ! અને જમણા હાથના અંગૂઠા અને ટચલી (નાની) આંગળીએ ડાબા હાથના પહોંચા પર હલ્કો (વર્તુળ) કરી લીધો !

આપના મુબારક અંગો મીણ કરતાં પણ વધારે નરમ અને ફૂલની પાંખડીઓ કરતાં પણ વધારે મુલાયમ હતા.

એ જ પ્રમાણે કફન પહેરાવતી વખતે પણ હાથ બાંધવાનું જાહેર થયું.

એ જ પ્રમાણે જયારે આપને ગુસલના તખ્તાથી ઉઠાવ્યા ત્યારે પણ હાથોને એ જ રીતે પકડી લીધા.

હાજર લોકો જોતાં હતાં કે આપના મુબારક હાથ સીધા કરી દેવામાં આવે છે અને આપ નમાઝની મજકૂર હાલતની જેમ બાંધી લે છે !

જયારે બે–ત્રણ વખત એવું જ બન્યું તો યકીન થઈ ગયો કે આ કામમાં કોઈ છૂપો ભેદ અને ગુપ્ત રાઝ છે એટલે આપના મુબારક હાથ એ જ પ્રમાણે બાંધેલા રહેવા દીધા.

એ વખતે ખ્વાજા મુહમ્મદ સઈદ અલયહિર્રહમહ એ ફરમાવ્યું કે,

"માલૂમ થાય છે કે, આપની મરઝી એ જ છે કે, આપના મુબારક હાથ એ જ પ્રમાણે રહેવા દેવામાં આવે."

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાચું જ ફરમાવ્યું છે કે :–

જેવી રીતે ઝિન્દગી બસર કરશો,
તેવી જ રીતે મરશો.

**ઝાલિ–ક ફઝલુલ્લાહિ યૂઅતીહી મંય યશાઉ**
**વલ્લાહુ ઝૂલ ફઝલિલ અઝીમ.**

[એ અલ્લાહનો ફઝલ છે, તે જેને ચાહે (તેને) આપે છે,
અને અલ્લાહ ઘણો ફઝલવાળો છે.]

('ઝુબ્દતુલ મકામાત' પાનું ૨૯૪, ૨૯૫)

હઝરતના ખલીફા મૌલાના બદરુદ્દીન સરહિન્દી (રહ.) લખે છે કે,

''અહકર (હું) ગુસલ વખતે હાજર હતો. હઝરતના ભત્રીજા શૈખ બહાઉદ્દીન ગુસલ આપી રહ્યા હતા અને હું પાણી નાંખતો હતો.

મેં આપના મુબારક પગને ચૂમ્યા અને પોતાની આંખોથી ઘસ્યા.

મેં જોયું કે,

– આપે બંને હાથોને નમાઝની જેમ બાંધેલા છે અને

– તબસ્સુમ ફરમાવી રહ્યા છે જેમ કે, ઝિન્દગીમાં મુસ્કુરાયા કરતા હતા.

જેઓ આ (દૃશ્ય) જોતા હતા, તઅજજુબ કરતા હતા.''

('હઝરાતુલ કુદસ' પાનું ૧૭૯)

## કફન, જનાઝાની નમાઝ અને દફન

હઝરતને ત્રણ સફેદ કપડાંનું કફન આપવામાં આવ્યું.

(૧) લિફાફહ

(૨) કમીસ અને

(૩) તહબંદ

જનાઝાની નમાઝ આપના ફરઝંદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂએ પઢાવી.

નમાઝ બાદ દુઆ માટે થોભ્યા નહિ કારણકે એ જ સુન્નત છે.

તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક અલયહિર્રહમહની કબરથી પશ્ચિમ દિશા તરફ હઝરતને દફન કરવામાં આવ્યા.

આપની કબર શરીફ એક વેંત બુલંદ, ઊંટની પીઠની જેમ બનાવવામાં આવી.

('વિસાલે અહમદી' પાનું-૩૩)

## કબર શરીફ

રિવાયત છે કે :-

મખ્દૂમઝાદહ ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ની કબર શરીફ ઈહાતા (ઘેરાવા)ની વચ્ચે કિબ્લા તરફ હતી. હઝરતની વફાત બાદ આપની કબર શરીફ મખ્દૂમઝાદહ મુહમ્મદ સાદિક (રહ.)ની કબરથી કિબ્લા તરફ ખોદવામાં આવી અને તેમાં હઝરત (રહ.)ને એક ખઝાનાની જેમ દફન કરવામાં આવ્યા.

હઝરતના ખલીફા મૌલાના બદરુદ્દીન સરહિન્દી (રહ.) ફરમાવે છે કે,

(જયારે હઝરતને દફન કરવામાં આવ્યા ત્યારે)

અમે જોયું કે,

એકાએક મખ્દૂમઝાદહ (મુહમ્મદ સાદિક રહ.)ની કબર શરીફ (પોતાના) વાલિદ બુઝુર્ગવાર અને પીર દસ્તગીરની તઅઝીમના માટે કેટલાક પ્રમાણમાં (લગભગ એક હાથ) જેટલી પૂર્વની દીવાલ તરફ ખસી ગઈ છે ! હજી સુધી એ જ હાલતમાં છે ! આ બનાવ જેણે જોયો હેરાન રહી ગયો !

('હઝરાતુલ કુદસ' પાનું-૧૯૮)

તે પછી જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ 'ખાઝિનુર્રહમત' કુદ્દિસ સિર્રુહૂનો ઈન્તેકાલ થયો તો તેમને પણ એ જ ઈહાતા (ઘેરાવા)માં સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ સાદિક કુદ્દિસ સિર્રુહૂના પહેલૂમાં પૂર્વ તરફ દફન કરવામાં આવ્યા.

હવે એ ગુંબદમાં ત્રણ મુબારક મઝારો છે :–

(૧) પશ્ચિમ તરફ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

(૨) દરમિયાનમાં મોટા સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)

(૩) પૂર્વ તરફ બીજા સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

આ પ્રમાણે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅમાં આપને શરફ હાસિલ થયો કે, મઝારે મુકદ્દસ પર ગુંબદ પણ બન્યો અને ગુંબદની અંદર ત્રણ મઝારો પણ બન્યા.

✿ સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી.

## ઈન્તેકાલ બાદના બનાવો

[૧]

### રોઝાના સહનમાં ટહેલવું અને મુઆનકહ ફરમાવવું

મખ્દૂમઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) ફરમાવે છે કે,

હઝરતની વફાતના રંજ અને ગમના ઝમાનામાં એક રાતે હું તે હુજરા (ઓરડી)માં સૂતો હતો જે રોઝએ મુબારકના સહનમાં છે. એ જ માતમે ફિરાક અને દર્દ–ઈશ્તિયાકની હાલતમાં સૂઈ ગયો. મને એવું માલૂમ પડયું કે, હઝરત રોઝાના સહનમાં ટહેલી રહ્યા છે.

તે પછી વાકિઆમાં જોયું કે, હઝરત હુજરાના દરવાજાની તરફ વળ્યા અને અંદર તશરીફ લાવ્યા અને મારા બિસ્તર પર બેસીને મને ગોદમાં દબાવી લીધો જેવી રીતે મશાઈખો બાતિની નેઅમત અતા કરતી વખતે મુઆનકા કરે છે.

આ પ્રમાણે કરવાથી મારા પર હૈબત છવાઈ ગઈ અને સમગ્ર શરીરમાં ધ્રૂજારી ચાલુ થઈ ગઈ ! એટલામાં આપ મારી નઝરોથી ગાઈબ થઈ ગયા.

આ ઉપરાંત મેં અનેક રાતોમાં જોયું કે હઝરત (રહ.) રોઝા શરીફના સહનમાં ટહેલી રહ્યા છે.

('હઝરાતુલ કુદસ' પાનું–૧૮૦)

[૨]

## મસ્જિદમાં ઝોહરની નમાઝની જમાઅતમાં શામિલ થયા

હઝરત (રહ.)ના મુરીદ શૈખ પીર મુહમ્મદ સુલતાનપુરી નકલ કરે છે કે :–

હઝરત (રહ.)ની વફાતના ચાર–પાંચ દિવસ બાદ હું હઝરતની મસ્જિદમાં ઝોહરની નમાઝના માટે આવ્યો. મખ્દૂમઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) ઈમામતના

માટે આગળ વધ્યા અને હું તેમની પાછળ ઊભો રહ્યો. ત્યારે મેં પોતાની આંખોથી જોયું કે હઝરત મારી બાજુમાં ઊભા છે અને પોતાના મુબારક હાથ વડે મને પકડીને પોતાની નજીક લીધો કે જેથી વચમાં જગા ખાલી ન રહે.

આપે એક લીલા રંગની શાલ ઓઢી હતી અને પગમાં મોઝા પહેર્યા હતા. નમાઝના અંત સુધી મેં આપને ધ્યાનથી જોયા કે શાયદ વહેમ અને ખ્યાલ ન હોય. માલૂમ થયું કે શક અને શંકા વગર હઝરત (રહ.) પોતે જ છે પરંતુ જેવી નમાઝ પૂરી થઈ, તો આપ ત્યાં ન હતા !

('વિસાલે અહમદી' પાનું-૩૪)

[૩]

મુન્કર—નકીર અને કબ્રની તંગી વિષે વિગતો જણાવી

મખ્દૂમઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) ફરમાવે છે કે,

મેં હઝરતને ખ્વાબમાં જોયા.
મેં પૂછયું કે,

"હઝરત સલામત ! મુન્કર—નકીરના સવાલની હાલત કેવી ગુઝરી ?"

ફરમાવ્યું કે,

"હક સુબ્હાનહૂ વ તઆલાએ કમાલે રહમતની સાથે મને ફરમાવ્યું કે,

જો તું ઈજાઝત આપે તો એ બંને ફરિશ્તા તારી કબરમાં આવે અને તારી કદમબોસી કરે (ચરણચૂમે).

મેં અરજ કરી કે,

બારે ઈલાહી ! એ બંને (ફરિશ્તા) તારી જ બારગાહના દરવાઝા પર રહે. અહીં ન આવે.

જેથી હક સુબ્હાનહૂ વ તઆલાએ મહેરબાની ફરમાવીને તે ફરિશ્તાઓને મારી પાસે ન મોકલ્યા.''

તે પછી મેં (હઝરતને) પૂછયું કે,

''હઝરત સલામત ! કબરની તંગીની શી હાલત થઈ ?''

ફરમાવ્યું કે,

''થઈ, પરંતુ અત્યંત ઓછી.''

(વળી ખ્વાબમાં એ પણ જોયું કે)

જાણે હઝરતના ખાદિમ મુહમ્મદ હાશિમ (કશ્મી) (મકતૂબાત શરીફના સંપાદક) પણ હઝરતની ખિદમતમાં હાજર છે.

તેઓ કહે છે કે,

''આપ (હઝરત) આ (કબરની તંગી અત્યંત ઓછી હોવું) તવાઝુઅ (વિનમ્રતા)ના તૌર પર ફરમાવે છે નહિતર ખરેખર તંગી (બિલકુલ) નહિ થઈ.''

('ઝુબ્દતુલ મકામાત' પાનું-૨૯
'વિસાલે અહમદી' પાનું-૩૬)

[૪]

**વફાત બાદ અલ્લાહ તઆલાએ આપેલા ઈન્આમો દર્શાવ્યા**

મખ્દૂમઝાદા ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) નકલ કરે છે,

મેં હઝરતને ખ્વાબમાં જોયા કે આપ તે ઈલાહી ઈન્આમો બયાન ફરમાવી રહ્યા છે જે હક સુબ્હાનહૂ વ તઆલાએ વફાત બાદ આપ પર ઈનાયત ફરમાવ્યા છે અને આપ તેના પર શુક્ર અદા ફરમાવી રહ્યા છે.

મેં અરજ કરી કે,

''હક સુબ્હાનહૂ વ તઆલાએ આપને મકામે શુક્રથી પણ કંઈ હિસ્સો અતા ફરમાવ્યો છે ?''

ફરમાવ્યું કે,

''હાં, મને પણ શુક્ર ગુઝારોમાં ગણવામાં આવ્યો છે.''

મેં અરજ કરી કે,

''કુર્આને મજીદમાં :–

'વ કલીલુમ મિન ઈબાદિયશ્શકૂર'

[અને મારા બંદાઓમાં શુક્ર કરનારા થોડાક જ છે.]

(સૂરએ 'સબા' : ૧૩)

જે વારિદ થયું છે તેનાથી ફલિત થાય છે કે, તે (મકામમાં) માત્ર પૈગમ્બરોની જમાઅત હશે અથવા પૈગમ્બરોના કામિલતરીન સહાબએ કિરામ (રદિ.) હશે જેવા કે, હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ.''

ફરમાવ્યું કે,

''હાં, એવું જ છે પરંતુ હક સુબ્હાનહૂ વ તઆલાએ પોતાના ફઝલ અને કરમથી મને પણ એ જમાઅતમાં દાખલ કરી લીધો છે.''

('ઝુબ્દતુલ મકામાત' પાનું ૨૯૭, ૨૯૮,
'વિસાલે અહમદી' પાનું ૩૮)

[૫]

'હું પેલું જગત (દુનિયા) છોડીને આ જગત
(આખેરત)માં આવી ગયો છું.'

હઝરતના ખલીફા અને 'હઝરાતુલ કુદસ' કિતાબના લેખક મૌલાના બદરુદ્દીન સરહિન્દી (રહ.) લખે છે કે :–

આપ (હઝરત)ની વફાતના પાંચ–છ દિવસો પછી મેં ખ્વાબમાં જોયું કે, હું કોઈક જગાએ જઈ રહ્યો છું. રસ્તામાં શૈખ ફરીદ ફારૂકી મળી ગયા. મેં તેમને હઝરતના વિષે પૂછયું. તેમણે જવાબ આપ્યો કે,

"એકાંતવાસના મકાનમાં તશરીફ રાખે છે અને હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)ને પત્ર લખી રહ્યા છે."

ફકીર (હું) પણ અંદર પહોંચ્યો. જોયું કે (ખરેખર) પત્ર લખી રહ્યા છે. મેં પત્રનું અવલોકન કર્યું. તેનો વિષય આ હતો કે,

"હું પોતે આ જહાન (દુનિયા)નો નિગહબાન છું. હું (આ) જહાનથી ગુઝરીને પેલા જહાન (આખિરત)માં આવી ગયો."

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

[બેશક આપણે બધાં અલ્લાહના માટે છીએ અને
તેના જ તરફ પાછા ફરીને જનારા છીએ.]

(પત્રનો) ઘણો ભાગ યાદ નથી રહ્યો.

તે પછી પત્રને ઘડીવાળીને તેના ઉપર આ ઈબારત લખી,

''આ પત્ર મિરઝા (હિસામુદ્દીન)નો❶ બ મુહરે ખાસ છે.''

('વિસાલે અહમદી' પાનું-૩૮)



---

❶ મિરઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હતા. એટલે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના પીર ભાઈ હતા.

આપ પ્રથમ અકબર બાદશાહના દરબારમાં અમીર હતા. અબૂલ ફઝલની બહેન સાથે નિકાહ થયા હતા પરંતુ પાછળથી આપે 'અમીર'ના પદનો ત્યાગ કરી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં રહી અલ્લાહની યાદમાં જીવન વિતાવ્યું અને ઉચ્ચ બાતિની કમાલાતો મેળવીને હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ની ખિલાફતથી મુશર્રફ થયા.

આપ દરરોજ કુર્આન શરીફના ૧૫ (પંદર) પારહ પઢતા હતા.

હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ બાદ આપના બંને સાહબઝાદાઓની તરબિયત આપે જ કરી હતી.

માહે સફર હિજરીસન ૧૦૪૨ માં, હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ઈન્તેકાલના ૮ (આઠ) વરસ બાદ, આપની વફાત થઈ. મઝારે મુબારક દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના મઝારે મુબારકની નજીક છે.

આપ (રહ.) 'ખ્વાજા અબરાર'ના નામે મશહૂર હતા.

વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો નકશબંદી ઓલિયા ગ્રંથ-૩ પા. ૨૬૬ થી ૨૭૮

[૬]

## જન્નતમાં દાખલ થવાનો અને અલ્લાહના દીદારથી મુશર્રફ થવાનો બનાવ દર્શાવ્યો

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મુખ્લિસીનમાંથી એક શખ્સ અબ્દુલ અલીમ બિન શૈખ અહમદ બરકી (રહ.)એ મખ્દૂમઝાદગાનની ખિદમતમાં નકલ કર્યું કે,

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ઈન્તેકાલની ખબર હજુ અમારા સુધી પહોંચી ન હતી. એ દિવસોમાં મારો પુત્ર બીમાર હતો અને બીમારીની તીવ્રતાના કારણે તડપતો હતો.

મેં તેને પૂછયું કે,

"તેં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને જોયા હતા, શું હજુ તને આપની મુબારક સૂરત યાદ છે ?"

તેણે કહ્યું કે,

"આપના હુલિયા (મુબારક દેખાવ) અને દાઢી શરીફ (હજુ) મારી નઝરમાં છે."

મેં કહ્યું,

"બસ એને જ નઝરમાં રાખ કે જેથી વસવસા દૂર થઈ જાય અને હક સુબ્હાનહૂ વ તઆલા હઝરતના તસવ્વુરના ખ્યાલથી તને તંદુરસ્તી અતા ફરમાવે."

અચાનક તેને ગુનૂદગી (ઊંઘ) તારી થઈ અને તેણે જોયું કે, હઝરત (રહ.) હાજર છે. અને ફરમાવે છે કે,

"હું ખુદાએ તઆલાની પાસે પહોંચ્યો અને બિહિશ્તે આલા (ઉચ્ચ જન્નત)માં આવી ગયો. મેં પ્રથમ

જમણો પગ બિહિશ્તમાં મૂકયો તે પછી માથું અને પછી ડાબો પગ બિહિશ્તમાં દાખલ કર્યા. અને હું ખુદાના દીદારથી મુશર્રફ થયો.''

મેં અરજ કરી કે,

''હઝરત સલામત ! મને પણ બિહિશ્ત અને ખુદાના દીદાર સુધી પહોંચાડી દો !''

આપે ફરમાવ્યું કે,

''હજુ તારો અને મારા ફરઝંદોનો વખત નથી આવ્યો.''

જયારે તે ખ્વાબમાંથી જાગ્યો તો તંદુરસ્ત થઈ ગયો હતો. નબળાઈ અને વસવસાની અસર પણ બાકી રહી ન હતી.

આ બનાવ હઝરતના ઈન્તેકાલના ૧૦ (દસ) દિવસ બાદનો છે.

('વિસાલે અહમદી' પાનું–૩૬,
'ઝુબ્દતુલ મકામાત' પાનું–૩૯૮)

ખુદા રહમત કુનદ ઈં આશિકાને પાક તીનત પર

[અલ્લાહ તઆલા એ પવિત્ર જનોના આશિકો પર
રહમત ફરમાવે ! આમીન !]

## તારીખે વિસાલ

[૧]

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)એ હઝરતના ઈન્તેકાલના હિજરીસન ૧૦૩૪ (એક હઝાર ચોત્રીસ)

અદદ નીચેની આયત શરીફથી કાઢયા છે :–

**'અલા ઈન્ન અવલિયા અલ્લાહિ લા ખવફુન અલયહિમ'.**

[અલ્લાહવાળાઓને કંઈ ખૌફ નથી.]

[૨]

હઝરત મૌલાના મુહમ્મદ સાદિક (રહ.)એ આ હદીસ શરીફથી ૧૦૩૪ અદદ ગણ્યા છે :–

**'અલ મવતુ હુ–વ જસ્રુન યૂસિલુલ હબીબ ઈલા હબીબ'.**

[મૌત એક પુલ છે જે એક દોસ્ત (બંદા)ને બીજા દોસ્ત (અલ્લાહ)થી મેળવે છે.]

નોંધ : ૧૦૩૪ અદદની સંખ્યા પૂરી કરવા માટે આપે મૂળ હદીસ શરીફમાં 'હુ–વ' શબ્દો ઉમેર્યા છે. એનાથી ભાવાર્થમાં ફેર પડતો નથી.

[૩]

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી રચિત નીચેની ફારસી કાવ્યપંક્તિઓમાંથી પણ ૧૦૩૪ અદદ મળે છે.

**ઝીં જહાને પુર બલા ચૂં શાહે ઈરફાં નકલ કર્દ;**
**ઝિલ્લરા બ ગુઝાશ્ત દર રહ, રૂ બ અસ્લુલ અસ્લ કર્દ.**

**જિસ્મ અઝ તારીખે નકલે ઊ ઝ દારુલ ઈબ્તલા;**
**ગુફ્ત હાતિફ અહમદુસ્સાની બ અવ્વલ નકલ કર્દ.**

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે કેટલીક સામ્યતાઓ

[૧]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત મુજદ્દિદે

અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ બંનેના જન્મ પહેલાં અનેક બશારતો આપવામાં આવી હતી.

[૨]

બંનેના જન્મ વખતે અને જન્મ બાદ અનેક અદભુત બનાવો બન્યા હતા.

[૩]

બંનેનું નામ 'અહમદ' હતું.

[૪]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રથમ શાદી ૨૫ (પચ્ચીસ) વરસની ઉંમરે થઈ હતી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની શાદી પણ ૨૫ (પચ્ચીસ) વરસની ઉંમરે થઈ હતી.

[૫]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પ્રથમ પુનિત પત્ની ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હા અત્યંત શ્રીમંત (ધનવાન) ખાતુન હતા.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના બીવી સાહિબા થાનેસરના હાકિમના નેક પુત્રી હોવાથી શ્રીમંત ખાતુન હતા.

[૬]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહ તઆલાએ નુબુવ્વતથી સરફરાઝ ફરમાવ્યા ત્યારે આપની ઉંમર ૪૦ (ચાલીસ) વરસની હતી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહને અલ્લાહ તઆલાએ 'કૈયૂમિય્યત' અને 'મુજદ્દિદીય્યત'થી સરફરાઝ ફરમાવ્યા ત્યારે આપની ઉંમર પણ ૪૦ (ચાલીસ) વરસની હતી.

[૭]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ 'નુબુવ્વત' મળવા બાદ ૨૩ (તેવીસ) વરસ હયાત રહ્યા હતા.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ પણ 'કૈયૂમિય્યત' અને 'મુજદ્દિદીય્યત' મળવા બાદ ૨૩ (તેવીસ) વરસ હયાત રહ્યા હતા.

[૮]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ છેલ્લી વસિય્યત નમાઝ વિષે ફરમાવી હતી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહએ પણ છેલ્લી નસીહત નમાઝ વિષે ફરમાવી હતી.

[૯]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈન્તેકાલ ૬૩ (તેસઠ) વરસની ઉંમરે થયો.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહનો ઈન્તેકાલ પણ ૬૩ (તેસઠ) વરસની ઉંમરે થયો.

[૧૦]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ગુંબદે ખિઝરામાં ત્રણ કબર શરીફ છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહના

મુબારક ગુંબદમાં પણ ત્રણ કબર શરીફ છે.

[૧૧]

બંને મહામાનવોના શરીર પર કદી માંખી બેસતી ન હતી કે પસીનામાંથી કદી બદબૂ (દુર્ગંધ) આવતી ન હતી.

## પવિત્ર મુખાકૃતિ, દેહ અને દેખાવ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂનો હુલ્યા શરીફ (પવિત્ર મુખાકૃતિ, દેહ અને દેખાવ) એટલા માટે બયાન કરવામાં આવે છે કે રાહે તરીકતના સાલિકો એને અલ્લાહથી નઝદીકી હાસિલ કરવાનો તેમજ ફુયૂઝ અને બરકાતનો ઝરિયો બનાવે.

રંગ : આપ ઘઉંવર્ણના, કંઈક અંશે ઉજળા વર્ણ તરફ ઢળતા હતા.

પેશાની : પેશાની (કપાળ) વિશાળ અને નૂરાની હતી.

ગાલ : રુખ્સાર (ગાલ) પર એક નૂર ચમકતું રહેતું હતું.

ભવાં : આપના અબરૂ (ભવાં) પહોળા, કૌસની જેમ બારીક, લાંબા અને કાળા હતા.

આંખો : આંખો પહોળી અને મોટી હતી. તેની કાળાશ વધુ કાળી અને સફેદી વધારે સફેદ હતી.

નાક : નાક બુલંદ અને બારીક હતું.

મુખ : આપનું મુખ ન લાંબુ હતું ન ટૂંકું હતું.

દાંત : દાંત એક બીજા સાથે સંયોજીત હતા અને લઅલ (રત્ન)ની જેમ ચમકતાં હતાં.

દાઢી : દાઢી ભરાવદાર, લાંબી અને ચૌમુખી હતી.

કદ : આપ લાંબા કદવાળા અને નાજુક બદનવાળા હતા. આપના પવિત્ર દેહ પર કદી માંખી બેઠી ન હતી.

એડી : આપની પગની એડીઓ સાફ (સ્વચ્છ) અને ચિકણી હતી.

પસીનો : આપના પસીનામાંથી કદી બદબૂ (દુર્ગંધ) આવતી ન હતી.



ટૂંકમાં આપનું હુસ્ન (સૌંદર્ય) હઝરત યૂસુફ અલયહિસ્સલામના હુસ્નની યાદ તાજી કરતું હતું.

જે શખ્સ આપને જોતો તેની ઝબાનથી સહસા આ આયત શરીફ નીકળતી :–

'મા હાઝા બ–શ–રન ઈન હાઝા ઈલ્લા મ–લ–કુન કરીમ'.

[આ ઈન્સાન નથી બલ્કે એક મહાન ફરિશ્તા છે.]

હદીસ શરીફ :–

'ઈઝા રુઊ ઝુકિરલ્લાહ'

[તેમને જોવાથી ખુદા યાદ આવે છે.]

જાણે આપની શાનમાં કહેવાયું છે.



હઝારો કાફિરો આપના મુબારક હાથ પર મુસલમાન થયા. બદકાર અને બદચલન લોકોના એક મોટા સમૂહે આપના અખ્લાક અને મુઆમલાતથી પ્રભાવિત થઈને તૌબા કરી અને નેક કામોમાં મશગૂલ થઈ ગયા.

આખી દુનિયામાંથી મોટી સંખ્યામાં લોકો ખ્વાબોમાં આપનો હુલ્યા મુબારક (પવિત્ર મુખાકૃતિ, દેહ અને દેખાવ) જોઈને અને સંપર્ક સાંધીને આપની ખિદમત શરીફમાં આવતા અને આપની શકલ–સૂરતને હૂબહૂ ખ્વાબના જેવી જ જોતા.

કેટલાયે ઉલમા. સુલહા, ફુકરા અને તવંગરોએ આપનો હુલ્યા શરીફ ખ્વાબમાં જોઈને, ખ્વાબમાં જ આપથી ઝિક્ર અને શુગ્લ હાસિલ કર્યા અને તેમના દિલ ઝાકિર થઈ ગયા. તે પછી આપની ખિદમતમાં હાજર થઈને બૈઅતનો શરફ હાસિલ કર્યો. તો પેલો ખ્વાબમાં મેળવેલો ઝિક્ર જ હઝરતે બતાવ્યો.

('હઝરાતુલ કુદસ' દફતર–૨, પા. ૧૨૭, ૧૨૮, બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુ.સિ.' પા.૨૩૯)

# હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના મઅમૂલાત

## રાતે જાગવું

- O ઘરે હોય કે સફરમાં, ગરમી હોય કે શરદી, આપ હંમેશાં અરધી રાતે જાગી જતા.
- O જાગીને આ દુઆ પઢતા :

  'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અહ્યાના બઅદ મા અમાતના વ ઈલયહિલ્ બઅસુ વન્નુશૂર.'
- O તે પછી આ આયત પઢતા :

  'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ. અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી ખ-લ-કસ્સમાવાતિ વલ્ અર્દ વ-જ-અલઝ્ઝુલુમાતિ વન્નૂર. સુમ્મલ્લઝી-ન ક-ફ-રૂ બિ રબ્બિહિમ યઅ્દિલૂન. હુવલ્લઝી ખ-લ-ક કુમ્ મિન તીનિન સુમ્મ કઝા અજલા. વ અ-જલુમ્ મુસમ્મન ઈન્દહૂ સુમ્મ અન્તુમ તમ્તરૂન. વ હુવલ્લાહ ફિસ્સમાવાતિ વફિલ્ અર્દિ યઅ્લમુ સિર્રકુમ વ જહ્-ર-કુમ વ યઅ્લમુ મા તક્સિબૂન.'

  (સૂરએ 'અન્આમ' : ૧ થી ૩)

## કુદરતી હાજત

- O તે પછી આપ સંડાસ જતા.
- O સંડાસમાં દાખલ થવા પહેલાં આ દુઆ પઢતા :
  'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિ-ક મિનલ્ ખુબૂસિ વલ્ ખબાઈસ:.'
- O સંડાસમાં દાખલ થતી વખતે પ્રથમ ડાબો પગ અંદર મૂકતા અને તે પછી જમણો પગ મૂકતા.
- O બેસતાં ત્યારે ડાબા પગ ઉપર ઝોર આપતા.
- O ફારિગ થવા બાદ એકી સંખ્યાના ઢેલાંથી ઈસ્તિન્જા કરતા.
- O તે પછી પાણીથી ઈસ્તિન્જા કરતા.
- O સંડાસમાંથી બહાર નીકળતી વખતે પ્રથમ જમણો પગ બહાર મૂકતા.
- O બહાર નીકળીને મસનૂન દુઆ પઢતા.

## વુઝૂ

- O વુઝૂ કરવા માટે કિબ્લા તરફ મુખ કરીને બેસતા.
- O કોઈની પણ મદદ લીધા વગર વુઝૂ કરતા.
- O પાણીનો લોટો ડાબી બાજુ મૂકતા.
- O દરેક વુઝૂમાં મિસ્વાકનો ઉપયોગ કરતા.
- O વુઝૂની દરેક ક્રિયા મસનૂન તરીકા પ્રમાણે ઈત્મિનાનથી કરતા.
- O વુઝૂની દરેક ક્રિયા વખતે મસનૂન દુઆ પઢવાની ખાસ કાળજી રાખતા.
- O વુઝૂથી ફારિગ થવા બાદ આસમાન તરફ નજર કરીને મસનૂન દુઆ પઢતા.
- O વુઝૂથી ફારિગ થવા બાદ, વુઝૂના અંગોને કપડાં વડે લુછતા ન હતા.

## તહજ્જુદની નમાઝ

O વુઝૂથી ફારિગ થવા બાદ ઉમદા પોશાક પહેરતા અને પુરા પ્રભાવપૂર્વક નમાઝમાં મશગૂલ થતા.
O પ્રથમ બે રકાત હળવી (ટૂંકી) પઢતા.
O તહજ્જુદની બાકીની રકાતો લાંબી કિરઅત સાથે પઢતા.
O તહજ્જુદની નમાઝ કદી ૧૨ (બાર) રકાત, કદી ૧૦ (દસ) રકાત અને કદી ૮ (આઠ) રકાત પઢતા.
O અકસર (મોટા ભાગે) એમાં કુર્આન મજીદના બે–ત્રણ સીપારા પઢતા હતા.
O અકસર તહજ્જુદની નમાઝમાં સૂરએ 'યા–સીન' પઢતા અને ફરમાવતા કે એની કિરઅતમાં ઘણો વધારે નફો છે. અને અસંખ્ય પરિણામો અને ફળો જોવામાં આવ્યા છે.
O કદી તહજ્જુદની નમાઝમાં સૂરએ 'અલિફ–લામ–મીમ સિજદહ', સૂરએ 'મુલ્ક', સૂરએ 'મુઝમ્મિલ', સૂરએ 'વાકિઆ', અને ચાર 'કુલ' પણ પઢતા હતા.

## વિત્રની નમાઝ

O જો રાતે ઈશા બાદ વિત્ર પઢેલી ન હોય, તો તહજ્જુદ બાદ ત્રણ રકાત વિત્ર પઢતા હતા.
O પહેલી રકાતમાં સૂરએ 'ફાતિહા' બાદ સૂરએ 'સબ્બે હિસ્મ'
O બીજી રકાતમાં સૂરએ 'ફાતિહા' બાદ 'કુલ યા ઐયૂહલ કાફિરૂન', અને
O ત્રીજી રકાતમાં સૂરએ 'ફાતિહા' બાદ 'કુલ્હુવલ્લાહુ અહદ' પઢતા હતા.
O વિત્રની ત્રીજી રકાતમાં કુનૂતે હનફીની સાથે કુનૂતે શાફઈ

મેળવતા હતા. જેમકે હનફીઓની કિતાબમાં મોજૂદ છે. તે કુનૂત આ છે :–

'અલ્લાહુમ્મહદિના ફી મન હ–દય–ત વ આફિના ફી મન આફય–ત વ તવલ્‌–લ–ના ફી મન તવલ્લય–ત વ બારિક લના ફી મા અઅતય–ત વ કિના શર્ર મા કદય–ત. ઈન્ન–ક તકદી વ લા યુકદા અલય–ક ઈન્નહૂ લા યઝિલ્લુ મંવ વાલય–ત વલા યઈઝ્ઝુ મન આદય–ત તબારક–ત રબ્બના વ તઆલય–ત નસ્તગફિરુ–ક વ ન–તૂ–બુ ઈલય–ક વ સલ્લલ્લાહુ અલન્નબિય્યિ.'

## વિત્ર પછી

- O વિત્રની નમાઝ પૂરી કર્યા બાદ સૂરએ 'આલે ઈમ્રાન'નો છેલ્લો રૂકૂઅ પઢતા અર્થાત :–

  'ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ...(છેવટ સુધી)'
- O તે પછી ૭૦ (સિત્તેર) વખત ઈસ્તિગ્ફાર પઢતા.
- O કોઈ કોઈ વખત આ આયતે કરીમા ૭૦ (સિત્તેર) વખત પઢતા :–

  'રબ્બિ ઈન્ની ઝલમ્તુ નફસી ફગ્ફિરલી'.
- O તે પછી સવાર સુધી :–
  - – મુરાકબહ કરતાં અથવા
  - – કલિમએ તૈયિબા પઢતા અથવા
  - – ફજરની નમાઝ પહેલાં, સુન્નત પ્રમાણે, સૂઈ જતા કે જેથી તહજ્જુદ બયનુન્નૌમ (બે ઊંઘની વચ્ચે) થઈ જાય.

## ફજરની નમાઝ

- O ફજર પહેલાં જાગી જતાં અને તાઝુ વુઝૂ કરતાં.

O ફજરની સુન્નતો ઘરે પઢતા.

O ફજરની નમાઝની સુન્નતમાં સૂરએ 'ફાતિહા' પછી અકસર (બહુધા)

– પહેલી રકાતમાં 'કુલ યા ઐયૂહલ કાફિરૂન' અને
– બીજી રકાતમાં 'કુલ્હુવલ્લાહુ અહદ' પઢતા હતા.

O ફજરની સુન્નતો અને ફર્ઝના વચમાંના સમયમાં તસ્બીહ અને તહલીલ કરતાં હતા અર્થાત :–

'સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ'.

ધીમે ધીમે પઢતા હતા.

O તે પછી કિબ્લા તરફ [જમણો હાથ જમણા ગાલના નીચે મૂકીને] સૂઈ જતા પરંતુ આખિરમાં આ ઈઝતિજાઅ (કરવટ પર સૂવું) છોડી દીધું હતું.

O તે પછી મસ્જિદ તશરીફ લઈ જતા.

O મસ્જિદમાં દાખલ થતી વખતે એતિકાફની નિય્યત આ પ્રમાણે કરતા :–

'નવયતુ અન અઅતકિ–ફ મા દુમ્તુ ફીલમસ્જિદ'.

O મકરૂહ સમય સિવાય❶ જ્યારે પણ આપ મસ્જિદ તશરીફ લઈ જતા ત્યારે બે રકાત તહિય્યતુલ મસ્જિદ જરૂર અદા ફરમાવતા હતા.

O ફજરની નમાઝ મોટી જમાઅત સાથે ઈસ્ફાર (અજવાળા)

---

❶ સુબ્હે સાદિકથી લઈ સૂરજ તુલૂઅ (ઉદય) થઈ એક નેઝા (બારવેંત કિંવા ત્રણ ગઝ) ઊંચે ચઢી તેઝી નહીં પકડે ત્યાં સુધી કોઈ પણ નફિલ નમાઝ પઢવાની ઈજાઝત નથી.

('ફતાવા રહીમિય્યહ' ભાગ-૧, ફતવા નં.૧૦૩ નો સારાંશ)

માં અદા ફરમાવતા.

O પોતે ઈમામત ફરમાવતા અને 'તિવાલે મુફસ્સલ'❶ પઢતા.

O ફર્ઝ અદા કરવા બાદ એ જ જલ્સા (બેઠક)માં નીચે પ્રમાણે પઢતા :–

– ૧૦ વખત 'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી–ક લહૂ લહુલ મુલ્કુ વ–લ–હુલ્હમ્દુ યુહચી વ યુમીતુ બિ યદિહિલ્ખયરુ વહુ–વ અલા કુલ્લિ શયઈન કદીર.'

– ૭ વખત 'અલ્લાહુમ્મ અજિર્ની મિનન્નાર'.

– ૧ વખત 'ઈલાહુકુમ ઈલાહુંવ વાહિદ. લા ઈલા–હ ઈલ્લા હુવર્રહમાનુર્રહીમ'.

– ૧ વખત 'હા–મીમ તન્ઝીલુલ કિતાબિ' થી 'ઈલયહિલ મસીર' સુધી

(સૂરએ 'મૂઅમિન' આયત : ૧ થી ૩)

– ૧ વખત 'આયતુલ કુરસી'

– ૧ વખત 'ફ સુબ્હાનલ્લાહિ હી–ન તુમ્સૂ–ન વ હી–ન તુસ્બિહૂન' થી 'તુખ્રજૂન' સુધી

(સૂરએ 'રૂમ' આયત : ૧૭,૧૮,૧૯)

## ઝિક્ર અને તવજ્જુહનો હલ્કો

O દુઆ પછી આપ પોતાના અહબાબ (મુરીદો)ની સાથે ઝિક્ર અને મુરાકબહનો હલ્કહ ફરમાવતા.

O સૂરજ ઊગીને એક નેઝા (બાર વેંત અથવા ત્રણ ગઝ) જેટલો

---

❶ સૂરએ 'હુજરાત' થી સૂરએ 'બુરૂજ' સુધીની સૂરતોને 'તિવાલે મુફસ્સલ' કહે છે.

ઊંચે ચઢે ત્યાં સુધી ઝિક્ર અને મુરાકબહમાં મશગૂલ રહેતા.

O હલ્કામાં કદી કદી હાફિઝ સાહબથી કુર્આન શરીફ પણ સાંભળતા.

## ઈશરાકની નમાઝ

O સૂરજ ઊગીને એક નેઝા જેટલો ઊંચે ચઢવા બાદ આપ પ્રથમ બે રકાત ઈશરાકની નમાઝ પઢતા હતા.

O ઈશરાકની પ્રથમ રકાતમાં સૂરએ 'ફાતિહા' બાદ :–

– 'આયતુલ કુરસી', અને
– સૂરએ 'યા–સીન', 'નુફિ–ખ ફીસ્સૂરિ' સુધી પઢતા હતા.

O ઈશરાકની બીજી રકાતમાં :–

– સૂરએ 'યા–સીન'નો બાકીનો ભાગ અંત સુધી પઢતા અને
– સૂરએ 'વશ્શમ્સ' પઢતા હતા.

## ઈસ્તિખારહની નમાઝ

O તે પછી ઈસ્તિખારહની નિય્યતથી બે રકાત પઢતા હતા.

O કદી :–

– પહેલી રકાતમાં 'કુલ યા ઐયુહલ કાફિરૂન' અને
– બીજી રકાતમાં 'કુલ્હુવલ્લાહ' પઢતા હતા.

કદી :–

– પહેલી રકાતમાં 'સબ્બિહિસ્મ', 'અલમ નશ્રહ' અને 'કુલ યા ઐયુહલ કાફિરૂન' અને
– બીજી રકાતમાં 'કુલ્હુવલ્લાહુ અહદ' ત્રણ વખત,

‘કુલ અઊઝુ બિ રબ્બિલ ફલક’ એક વખત અને ‘કુલ અઊઝુ બિ રબ્બિન્નાસ’ એક વખત પઢતા હતા.

O સલામ બાદ ઈસ્તિગફાર આ રીતે પઢતા હતા :—

‘અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઈલા—હ ઈલ્લા અન્ત ખલકતની વ અના અબ્દુ—ક વ અના અલા અહદિ—ક વ વઅદિ—ક મસ્ત તઅતુ વ અઊઝુ બિ—ક મિન શર્રિ મા સનઅતુ અબૂઊ લ—ક બિ નિઅમતિ—ક અલય્ય વ અબૂઊ બિ ઝન્બી ફગ્ફિરલી ફ ઈન્નહૂ લા યગ્ફિરુઝ્ઝુનૂ—બ ઈલ્લા અન્ત.’

O તે પછી ઈસ્તિખારહની આ દુઆ પઢતા :—

‘અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરુ—ક બિ ઈલ્મિ—ક વસ્તકદિરુ—ક બિ કુદરતિ—ક વ અસ્અલુ—ક મિન ફઝલિકલ અઝીમિ ફઈન્ન—ક તકદિરુ વલા અકદિરુ વ તઅલમુ વલા અઅલમુ ઈન્ન—ક અન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લાહુમ્મ ઈન્કુન્ત તઅલમુ અન્ન મા ઉરીદુ મિન અમ્રિ અ—મ—લિન ખયરુલ્લી ફી દીની વ દુન્યા—ય વ મઆશી વ આકિબતિ અમરિયલ યવ્મ ફકદિરહુ લી વ યસ્સિરહુ લી સુમ્મ બારિક લી ફી હી. અલ્લાહુમ્મ ઈન્કુન્ત તઅલમુ અન્ન મા ઉરીદુ મિન અમ્રિ અ—મ—લિન શર્રુલ્લી ફી દીની વ દુન્યા—ય વ મઆશી વ આકિબતિ અ:મરિરાલ્યવા ફસરિફહુ અન્ની વસરિફની રાન્હુ વકદિર લિયલ ખય—ર હયસુ કા—ન સુમ્મ અરદિની બિહી વ સલ્લલ્લાહુ તઆલા અલા ખયરિ ખલકિહી મુહમ્મદિંવ વ આલિહી વ સહબિહી વ બા—ર—ક વ સલ્લમ’.

O રાતે (મગરિબ બાદ) અવ્વાબીનની નવાફિલ અદા કરવા બાદ ઈસ્તિખારહની ઉપરોકત દુઆ જ પઢતા હતા. અને ‘અલ્યવ્મ’ના બદલે ‘અલ્લયલ’ પઢતા હતા.

## બીજી દુઆઓ

ઈશરાક અને ઈસ્તિખારહની નમાઝ બાદ નીચે પ્રમાણે બીજી પણ કેટલીક દુઆઓ આપ પઢતા હતા :→

(૧) એક વખત 'અસ્બહના વ અસ્બહલ્મુલ્કુ લિલ્લાહિ સુબ્હાનહૂ વલ્હમ્દુલિલ્લાહિ લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી–ક લહૂ લહુલ્મુલ્કુ વ–લ હુલ્હમ્દુ વ–હુ–વ અલા કુલ્લિ શયઈન કદીર'.

(૨) એક વખત 'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક ખય–ર મા ફી હાઝલ્યવમિ ફતહહૂ વ નસ્રહૂ વ નૂ–ર–હૂ વ બ–ર–ક–ત–હૂ વ હુદાહુ વ અઊઝુ બિ–ક મિનશર્રિ મા ફી હાઝલ્યવમિ વ શર્રિ મા બઅદહૂ'.

(૩) એક વખત 'અલ્લાહુમ્મ મા અસ્બ–હ બી મિન નિઅમતિન અવ બિ અહદિમ મિન્ખલ્કિ–ક ફ મિન્ક વહ–દ–ક લા શરી–ક લ–ક ફ–લ–કલ્હમ્દુ વ–લ–કશ્શુક્રુ'.

(૪) ત્રણ વખત 'અઊઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્માતિ મિન્શર્રિ મા ખલ–ક'.

(૫) ત્રણ વખત 'બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ–અ ઈસ્મિહી શયઉન ફીલ્અર્દિ વલા ફીસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ'.

(૬) સાત વખત 'હસ્બિયલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વ અલયહિ તવક્કલ્તુ વ હુ–વ રબ્બુલ્અર્શિલ્અઝીમ'.

(૭) સાત વખત 'રબ્બિ અઊઝુ બિ–ક મિન હ–મઝાતિશ શયાતીનિ વ અઊઝુ બિ–ક રબ્બિ અંય યહદુરૂન'.

(૮) સાત વખત 'અલ્લાહુમ્મ નબ્બિહની કબલ અંથ સુનબ્બિહ મિયલઅવ્વુ'.

(૯) સાત વખત 'અલ્લાહુમ્મ અલ્હિમ્ની રુશ્દી વ અઈઝની મિન શર્રિ નફસી'.

(૧૦) સાત વખત 'રબ્બના લા તુઝિગ કુલૂ-બ-ના બઅદ ઈઝ હદય-ત-ના વ હબલના મિલ્લદુન્ક રહમતન ઈન્ન-ક અન્તલ વહહાબ'.

(૧૧) સાત વખત 'યા મુકલ્લિબલ્કુલૂબિ સબ્બિત કુલૂ-બ-ના અલા તા-અ-તિ-ક'.

(૧૨) સાત વખત 'અલ્લાહુમ્મ વફ્ફિકના લિ મરદાતિ-ક વ સબ્બિના અલા દીનિ-ક વ અલા તાઅતિ-ક'.

(૧૩) સાત વખત 'અલ્લાહુમ્મગ્ફિરલી વલિ ઉમ્મતિ મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'.

(૧૪) સાત વખત 'રબ્બિ ઈન્ની ઝલમ્તુ નફસી ફગ્ફિરલી'.

(૧૫) ૧૦૦ વખત 'સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી'.

(૧૬) ૩૩ વખત 'સુબ્હાનલ્લાહ'.

(૧૭) ૩૩ વખત 'અલ્હમ્દુલિલ્લાહ'.

(૧૮) ૩૩ વખત 'અલ્લાહુ અકબર'.

(૧૯) એક વખત 'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરી-ક લહૂ લહુલ્મુલ્કુ વ-લ-હુલ હમ્દુ બિયદિહિલ્ખયરુ વ-હુ-વ અલા કુલ્લિ શયઈન કદીર'.

O ઉપર લખેલી દુઆઓમાંથી કેટલીક દુઆઓ અવ્વાબીનની નમાઝ બાદ પણ પઢતા હતા.

O નં. ૧૫ થી ૧૮ માં દર્શાવેલા ચાર કલિમાત દરેક ફર્ઝ નમાઝ બાદ, એમાં દર્શાવેલી સંખ્યા પ્રમાણે પઢતા હતા.

O જો ઈશરાક અને ઈસ્તિખારહની નમાઝ બાદ ઉપરના અવરાદ પઢવાની ફુરસદ ન મળતી તો દિવસ–રાતમાં જ્યારે ફુરસદ મળે ત્યારે પઢી લેતા હતા.

### ખલ્વત (એકાંતવાસ) અને સુહબત (સત્સંગ)



O અવરાદથી ફારિગ થવા બાદ ખલ્વત (ખાનગી કમરા)માં તશરીફ લઈ જતા.

O ત્યાં કદી કુર્આન શરીફની તિલાવત ફરમાવતા.

O કદી કલિમએ તૈયિબાની તકરાર (રટણ) કરતા.

O કોઈક વખત તાલિબાને ખુદાને અલગ, અલગ (એક પછી એક) બોલાવીને તેમના અહેવાલ પૂછતા અને દરેકને તેના અહેવાલ પ્રમાણે ઈર્શાદ ફરમાવતા. ઘણીવાર એવું થતું કે તાલિબના આગલા–પાછલા અહેવાલ વિગતવાર, સમજૂતી સહિત પોતે જ બયાન ફરમાવતા અને તેના મકામાત તેમજ કૈફિયાતથી તેને માહિતગાર કરતા.

O ક્યારેક ખાસ ખાસ મુરીદોને બોલાવીને કશ્ફથી જાણવા મળેલા ખાસ અસરાર (ભેદો) અને મઆરિફ બયાન ફરમાવતા અને તેને ગુપ્ત રાખવા માટે કોશિશ કરતા.

O મઆરિફ બયાન કરતી વખતે મહેસૂસ થતું કે જાણે ઈલ્કા અને અતાએ હાલ કરે છે.

O ઘણીવાર એવું બન્યું કે, જ્યારે સુલૂકના તાલિબો કોઈ મઅરિફત હઝરતની ઝબાનથી સાંભળતા ત્યારે હઝરતની તવજ્જુહની સાથે તલ્લીન થઈ જતા.

O દરેક શખ્સને તેની હાલત અને ઈસ્તેઅદાદ (ક્ષમતા) પ્રમાણે ઝિક્ર અને ફિક્ર તાલીમ ફરમાવતા.

O – હિમ્મત બુલંદ રાખવા માટે,
– સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ) કરવા માટે,
– નિરંતર ઝિક્ર અને હુઝૂરે મુરાકબહ માટે, તેમજ
– પોતાની હાલતને છુપાવવા માટે

દરેકને તાકીદ ફરમાવતા.

O કલિમએ તૈયિબા
**'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ'**
ની તકરાર (રટણ) કરવા માટે ખૂબ જ રગબત અપાવતા અને ફરમાવતા કે,

'આ મહાન કલિમાના મુકાબલામાં તમામ આલમની મિસાલ એવી છે, જેવી અફાટ સમુદ્રના મુકાબલામાં ટીપું.'

વળી ફરમાવતા કે,

'આ કલિમએ તૈયિબા વિલાયત અને નુબુવ્વતના કમાલાતનો જામેઅ (સર્વગ્રાહી) છે.'

અને ફરમાવતા કે,

'ફકીરને (મને) જાણવા મળ્યું છે કે, જો તમામ જહાનને એક વખત કલિમએ તૈયિબા કહેવા બદલ બખ્શી દે અને જન્નતમાં મોકલી આપે તો પણ ગુંજાઈશ ધરાવે છે.'

અને ફરમાવતા કે,

'દિલમાં એના કરતાં વધારે કોઈ આરઝૂ નથી કે એક એકાંત ખૂણામાં બેસીને આ કલિમાના તકરાર

(રટણ)થી લિઝઝત અને પ્રસન્નતા પ્રાપ્ત કરું પરંતુ શું થાય કે એ આરઝૂ પૂરી થતી નથી.'

O મુરીદોને ફિકહની કિતાબો વાંચવાની તાકીદ ફરમાવતા. એના વાંચનથી જાણી શકાય કે :–

– કયો મસ્અલો મુફતાબિહી છે,
– કયો મસ્અલો મસ્નૂન અને મઅમૂલ બિહા છે; અને
– કયો મસ્અલો બિદઅત અને મરદૂદ છે.



## ચાશ્તની નમાઝ

O ચાશ્તની નમાઝની ૮ (આઠ) રકાત અદા ફરમાવતા.

O નમાઝે ચાશ્તમાં સૂરએ 'ફાતિહા' બાદ, **'સબ્બે હિસ્મ'**, **'વશ્શમ્સ'**, **'વલ્લયલ'**, **'વદુહા'** અને ચાર **'કુલ'** પઢતા હતા.

O ચાશ્તની નમાઝ આપ ખલ્વત (ખાનગી કમરા)માં અદા ફરમાવતા.

## બપોરનું ભોજન

O ચાશ્તની નમાઝ બાદ ભોજન કરતા.

O ખાતી વખતે ફરઝંદો અને દરવેશોને ભોજન પીરસવામાં આવતું.

O જો ફરઝંદો અને દરવેશો તેમજ ખાદિમોમાંથી કોઈ શખ્સ એ વખતે હાજર ન હોય, તો તેના હિસ્સાનું ભોજન અલગ રાખવા સૂચના આપતા.

O હઝરતના ઘરનું ભોજન અત્યંત સ્વાદિષ્ટ બનતું હતું.

અગાઉ એ બનાવનું વર્ણન થઈ ગયું છે કે બાદશાહ જહાંગીર પણ હઝરતના ઘરના ભોજનની લિઝઝતથી નવાઈ પામ્યો હતો. બાદશાહના ભોજનાલયમાં પણ એવું સ્વાદિષ્ટ ભોજન બનતું ન હતું !

O ખાતી વખતે હઝરત જમણો ઝાનૂ (જાંગ) ખડો કરી લેતા અને ડાબાને બિછાવી લેતા. કોઈકવાર બંને ઝાનૂ ખડા કરીને ઊકડૂ બેસતા.

O 'બિસ્મિલ્લાહ' પઢીને ખાવાનું શરૂ કરતા.

O કેટલીક વખતે શરૂઆતમાં આ દુઆ પઢતા :—

**'બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ–અ ઈસ્મિહી શયઉન ફીલ્અરદિ વલા ફીસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ. ફલ્લાહુ ખયરુન હાફિઝંવ વ–હુવ અર્હમુર્રાહિમીન.'**

અને સૂરએ **'લિઈલાફ'** પઢતા.

O જો ભોજન નમકીન હોય, તો ખાધા પછી આ દુઆ પઢતા,

**'અલહમ્દુલિલ્લાહિલ્લઝી અ–મ–ની હાઝત્તઆમલ લતીફલ મલી–હ બિ ગયરિ હવલિન વલા કુવ્વતિન.'**

O જો ભોજન શીરીન (મીઠું) હોય, તો ખાધા પછીની ઉપરોક્ત દુઆમાં :—

**'હાઝત્તઆમલ લતીફલ હુલ્વ'** ફરમાવતા.

O ક્યારેક આ દુઆ પઢતા :—

**'અલહમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અ–મ–ના વ સકાના વ અરબ–અ–ના વ અર્વાના વ જ–અ–લ–ના મિનલ્મુસ્લિમીન'.**

O જો કોઈને ત્યાં દઅવતમાં ખાવાનું ખાતા તો આ દુઆ પઢતા,

'અલ્લાહુમ્મગ્ફિર લિ આકિ લિહી વ લિબાઝિલિહી વ લિમન કા–ન લહૂ શયઉન ફીહિ વ સલ્લલ્લાહુ તઆલા અલા ખયરિ ખલ્કિહી મુહમ્મદિવ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ'.

O જો દાવત આપનાર હાજર હોય તો ફરમાવતા :–

'જઝાકુમુલ્લાહુ અન્ના ખયરા'.

O જો દાવત આપનાર હાજર ન હોય તો ફરમાવતા :–

'જઝાહુમુલ્લાહુ ખયરા'.

O કયારેક આ દુઆ પઢતા :–

'અલ્લાહુમ્મર્ઝુકની મા તુહિબ્બુ વ તરદા વજઅલ્હા અવ્નન અલા મા તુહિબ્બુ'.

O ખાધા પછી હાથ ઊઠાવીને દુઆ માંગતા ન હતા કારણકે સહીહ હદીસોથી એ રીત સાબિત નથી.

O ત્રણ આંગળીઓ વડે લુકમો લેતા હતા.

O ખાવાનું આ નિય્યતથી ખાતા હતા કે ખાવું સુન્નત છે.

O આપનો ખોરાક અત્યંત ઓછો હતો. ઘઉંની માત્ર બે ચપાટી આપ ખાતા હતા.

O બકરીનું ગોશ્ત અને ભેજું ઘણું મરગુબ (પ્રિય) હતું.

O દસ્તરખ્વાન પર કબાબ પણ પીરસવામાં આવતા હતા.

O દરરોજ માત્ર એક જ વખત બપોરથી કંઈક પહેલાં ખાવાનું ખાતા હતા અને તે પણ ખૂબ જ ઓછું.

તે છતાં ફરમાવતા કે,

''શું કરું, આખરી જમાનાના તકાઝાના કારણે ભૂખમાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંપૂર્ણ ઈત્તિબાઅ પ્રાપ્ત થતી નથી.''

O ખાવાનું અત્યંત ખુશૂઅ અને ખુઝૂઅ (એકાગ્રતા પૂર્વક) ખાતા હતા અને એની મુરીદોને પણ ખૂબ તાકીદ ફરમાવતા હતા.

O આપનો ઈર્શાદ છે કે,

"આરિફને મલકિય્યત (ફરિશ્તાની સિફત)માંથી બશરિય્યત (માનવીય સિફત)ની તરફ લાવનારી ચીઝ ખાવા કરતાં વધારે બીજી કોઈ નથી."



## કયલૂલહ

O બપોરનું ખાવાનું ખાવા બાદ થોડો સમય સુન્નત તરીકા પ્રમાણે કયલૂલહ (આરામ) ફરમાવતા.

O આપનો મુઅઝ્ઝિન ઝોહરની અઝાન અવ્વલ વકતમાં આપતો હતો. અઝાનનો પ્રથમ શબ્દ 'અલ્લાહુ અકબર' સાંભળતા જ આપ ઉતાવળે બેઠા થઈ જતા અને અઝાનનો જવાબ આપતા.

## ઝોહરની નમાઝ

O અઝાન બાદ તરત વુઝૂ કરીને મસ્જિદ તશરીફ લઈ જતા.

O પ્રથમ બે રકાત તહિય્યતુલ મસ્જિદ પઢતા.

O તે પછી ચાર રકાત સુન્નતે મુઅકકદહ લાંબી કિરાઅતથી અદા ફરમાવતા. જો સમય ઓછો હોય તો નાની સૂરત પઢતા.

O પોતે ઈમામત કરતા અને ઝોહરની ફર્ઝ અદા ફરમાવતા.

O ફર્ઝ નમાઝથી ફારિગ થવા બાદ આ દુઆ પઢતા :–

'અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ વ ઈલય-ક યરજિઉસ્સલામુ તબારક-ત રબ્બના વ તઆલય-ત યા ઝલ્જલાલિ વલ્ઈકરામ'.

- O તે પછી બે રકાત સુન્નતે મુઅક્કદહ પઢતા.
- O તે પછી વધારાની ચાર રકાત સુન્નત પઢતા.
- O તે પછી ઝોહર બાદની માસૂરહ દુઆઓ પઢતા.

## ઝિક્રનો હલ્કહ, તવજ્જુહ અને દીની તઅલીમ

- O તે પછી લોકોની તરફ ફરીને બેસતા અને મુરીદો સાથે હલ્કહ કરતા.
- O હાફિઝ સાહબ કુર્આન શરીફ પઢતા અને આપ સાંભળતા.
- O કદી એક સીપારો અને કદી અરધો સીપારો પઢવામાં આવતો.
- O તે પછી બધાં મુરાકિબ થઈ જતાં.
- O મુરાકબહથી ફારિગ થવા બાદ દીની કિતાબોનો દર્સ ફરમાવતા.
- O તે પછી જો હાફિઝ હાજર ન હોય, તો પોતે કુર્આન મજીદની તિલાવત કરતા.

## અસરની નમાઝ

- O બે મિસ્લ (વસ્તુનો પડછાયો બમણો થાય) ત્યારે અસરનો સમય થતાં જ ફરીથી તાજું વુઝૂ ફરમાવતા.
- O તે પછી અસરની ચાર રકાત સુન્નત (ગૈર મુઅક્કદહ) અદા ફરમાવતા. એ સુન્નતો કદી છોડતા ન હતા.
- O તે પછી પોતે ઈમામત ફરમાવતા અને અવ્વલ વક્તમાં મોટી જમાઅતની સાથે ફર્ઝ અદા ફરમાવતા.

- તે પછી અસર વખતની માસૂરહ દુઆઓ પઢતા.
- તે પછી મુરીદો સાથે બેસીને ખત્મે ખ્વાજગાન પઢતા.
- તે પછી હાફિઝ સાહબ કુર્આન શરીફ પઢતા અને હઝરત તથા અન્ય સૌ મુરાકિબ થઈને બેસતા.
- કેટલીક વાર ખલ્વત (એકાંત)માં દરવેશોને તેમના અહેવાલ પૂછતા અને દરેકની કક્ષા પ્રમાણે માર્ગદર્શન આપતા, તેમની તરક્કી માટે હિમ્મત આપતા.

## મગરિબની નમાઝ

- ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) પછી અવ્વલ વકતમાં મગરિબની નમાઝ પઢતા.
- પ્રથમ ત્રણ રકાત ફર્ઝ અદા ફરમાવતા.
- બાદ એ જ જલ્સામાં આ પ્રમાણે પઢતા :–

૧૦ વખત : 'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરી–ક લહૂ લહુલ્મુલ્કુ વ–લ હુલ્હમ્દુ યુહયી વ યુમીતુ બિ યદિહિલ્ખયરુ વ હુ–વ અલા કુલ્લિ શયઈન કદીર'.

૭ વખત : 'અલ્લાહુમ્મ અજિરની મિનન્નાર'

- તે પછી બે રકાત સુન્નત પઢતા.

## અવ્વાબીનની નમાઝ

- મગરિબની નમાઝથી ફારિગ થવા પછી ૬ (છ) અથવા ૪ (ચાર) રકાત અવ્વાબીનની નમાઝ પઢતા.
- અકસર અવકાત (બહુધા) અવ્વાબીનની નમાઝમાં સૂરએ 'વાકિઆ' અને સૂરએ 'ઈખ્લાસ' પઢતા હતા.
- તે પછી એ સમયે પઢવાની માસૂરહ દુઆઓ પઢતા હતા.

## ઈશા અને વિત્ર

O હનફી મસ્લક પ્રમાણે ઈશાનો સમય થતાં આપ મસ્જિદમાં તશરીફ લાવતા.

O પ્રથમ બે રકાત તહિય્યતુલ મસ્જિદ પઢતા.

O તે પછી ચાર રકાત અથવા બે રકાત સુન્નત પઢતા.

O તે પછી ફર્ઝ અદા ફરમાવતા.

O ફર્ઝ નમાઝની સલામ ફેરવવા બાદ માત્ર 'અલ્લાહુમ્મ અન્તસ્સલામ...' દુઆ પઢી ઊભા થઈ જતા.

O તે પછી બે રકાત સુન્નતે મુઅક્કદહ પઢતા.

O તે પછી અકસર (અધિકતર) ચાર રકાત બીજી મુસ્તહબ પઢતા અને તેમાં : સૂરએ 'અલિફ–લામ–મીમ સિજદહ', સૂરએ 'તબારક', સૂરએ 'કાફિરૂન', સૂરએ 'ઈખ્લાસ' પઢતા.

O કોઈક વાર મજકૂર ચાર રકાતોમાં 'કુલ'થી શરૂ થતી ચાર સૂરતો પઢતા.

O જો મજકૂર ચાર રકાતમાં : સૂરએ 'અલિફ–લામ–મીમ સિજદહ' અને સૂરએ 'મુલ્ક' નહિ પઢતા તો વિત્રના બાદ એ બંને સૂરતોને સૂરએ 'દુખાન' સહિત પઢતા. અને દોસ્તોને પણ એ સમયે એ સૂરતો પઢવાની તરગીબ ફરમાવતા.

O તે પછી વિત્ર પઢતા. તેમાં :–

– પહેલી રકાતમાં અકસર 'સબ્બિ હિસ્મ રબ્બિ–ક' (સૂરએ 'અઅલા'),
– બીજી રકાતમાં સૂરએ 'કાફિરૂન' અને
– ત્રીજી રકાતમાં સૂરએ 'ઈખ્લાસ' પઢતા હતા.

O વિત્રમાં કુનૂતે હનફીની સાથે કુનૂતે શાફિઈ પણ મેળવતા

હતા. અર્થાત બંને પઢતા હતા. એની વિગતો અગાઉ આવી ગઈ છે.

- O તે પછી કદી બે રકાત બેસીને પઢતા હતા. જેમાં :–
  - પહેલી રકાતમાં 'ઈઝાઝુલ ઝિલતિલ્અર્દુ' અને
  - બીજી રકાતમાં સૂરએ 'કાફિરૂન' પઢતા હતા.
- O આખરી ઉંમરમાં મજકૂર બે રકાત પઢતા ન હતા. કવચિત જ પઢતા હતા. આપ ઈર્શાદ ફરમાવતા કે એમાં ફુકહાનો ઈખ્તેલાફ છે.
- O વિત્રની નમાઝ કદી અવ્વલ શબ (રાતની શરૂઆત)માં અદા ફરમાવતા અને કદી તહજજુદ બાદ અદા ફરમાવતા.
- O આપ ફરમાવતા હતા કે,

"વિત્ર છેવટે (તહજજુદ બાદ) અદા કરવાની સૂરતમાં જયારે નમાઝી સૂતી વખતે વિત્ર પાછલી રાતે અદા કરવાની નિય્યત કરે, તો તે વિત્ર અદા કરે ત્યાં સુધી કિરામન–કાતિબિન (આમાલ લખનારા ફરિશ્તાઓ) આખી રાત તેના આમાલનામામાં નેકીઓ લખતા રહે છે. એટલે શકય હોય ત્યાં સુધી વિત્ર છેલ્લી રાતમાં અદા કરવી બહેતર છે."

તેમ છતાં એ પણ ફરમાવતા હતા અને લખ્યું પણ છે કે,

"વિત્રને અવ્વલ કે આખિર શબ (રાત)માં પઢવામાં આં હઝરત સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ સિવાય બીજું કંઈ નજર સામે નથી. અને કોઈ ફઝીલત આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુતાબઅત (અનુસરણ) બરાબર નથી થઈ શકતી, અને આં હઝરત રિસાલત મઆબ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ કદી અવ્વલ શબમાં વિત્ર પઢતા હતા અને કદી આખિર શબમાં (પઢતા હતા.) અને આ ફકીર (હું) પોતાની સઆદત એમાં જ જાણું છું કે, કોઈ અમ્ર (બાબત)માં આં સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે તશબ્બુહ (સામ્યતા) હાસિલ થઈ જાય જો કે તશબ્બુહ ભલે સૂરતની હેસિયતથી જ હોય.''

## આરામ

- O ઈશાની નમાઝ બાદ આપ જલ્દી આરામ માટે ઘરે તશરીફ લઈ જતા.
- O સૂવા પહેલાં
  - સૂરએ 'ફાતિહા',
  - આયતુલ કુરસી,
  - આમનર્રસૂલ... (છેવટ સુધી)
  - આયતે કરીમા :

    'ઈન્ન રબ્બકુમુલ્લાહુલ્લઝી ખ-લ-કસ્સમાવાતિ, વલ અર્દ... થી ... મિનલ મુહસિનીન.'

    (સૂરએ 'અઅરાફ' રુકૂઅ : ૭, આયત : ૫૪,૫૫,૫૬)
  - આયતે કરીમા :

    'કુલિદઊલ્લા-હ અવિદઊર્રહમાન.....(છેવટ સુધી)'

    (સૂરએ 'બની ઈસ્રાઈલ' રુકૂઅ : ૧૨, આયત : ૧૧૦)
  - ચાર 'કુલ'

    પઢતા.
  - પ્રથમ જમણી કરવટ (પડખા) પર સૂતા અને

- જમણા હાથને જમણા ગાલની નીચે રાખતા.
- અને આ દુઆ પઢતા :

'અલ્લાહુમ્મ બિસ્મિ-ક રબ્બી વ ઝઅતુ જમ્બી વ બિ-ક અરફઉહૂ ઈન્અમ્સક-ત નફસી ફગફિરલહા વ ઈન અરસલ્તહા ફહફઝહા બિમા તહફિઝુ બિહી ઈબાદ-કસ્સાલિહીન.'

- 'અલ્લાહુમ્મ ઈન્ની અસ્લમ્તુ નફસી ઈલય-ક વ વજ્જહતુ વજહી ઈલય-ક વ ફવ્વઝતુ અમ્રી ઈલય-ક વ અલજઅતુ ઝહરી ઈલય-ક રગબતંવ વ રહબતન ઈલય-ક લા મલ્જઅ વલા મન્જા મિન્ક ઈલ્લા ઈલયક.'
- 'અલ્લાહુમ્મ ઈન્ની આમન્તુ બિ કિતાબિ કલ્લઝી અન્ઝલ્ત વ બિ રસૂલિકલ્લઝી અરસલ્ત અલ્લાહુમ્મ ઈન્ની અહમદુ-ક બિ કુલ્લિ લિસાનિંવ વસ્તઈઝુ બિ-ક મિનલ બલાયા વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.'
- 'અઊઝુ બિ કલિમાતિલ્લાહિત્તામ્માતિ મિન શર્રિ મા ખલક.'

ત્રણ વખત પઢતા હતા. તે પછી,

- 'સુબ્હાનલ્લાહ' ૩૩ વખત,
- 'અલ્હમ્દુલિલ્લાહ' ૩૩ વખત,
- 'અલ્લાહુ અકબર' ૩૩ વખત અને
- 'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરી-ક લહૂ લહુલ્મુલ્કુ વ-લ-હુલ હમ્દુ બિ યદિહિલ ખયરુ વ હુ-વ હય્યુન લા યમૂતુ અ-બ-દન અ-બ-દન ઝુલ્જલાલિ વલ ઈકરામિ વ-હુ-વ અલા કુલ્લિ શયઈન કદીર.'

એક વખત પઢતા હતા. અને

– 'સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી'
૧૦૦ વખત પઢતા હતા.

## શરીઅત અને સુન્નતની પાબંદી કરતાં ચઢિયાતી બીજી કોઈ કરામત નથી

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)નો એક મુરીદ આપની ખિદમતમાં ઘણાં વરસ રહીને નિરાશ થઈને પાછો જવા લાગ્યો.

હઝરતે તેને નિરાશ થવાનું કારણ પૂછયું,

તેણે કહ્યું,

''મારું આપની ખિદમતમાં આટલા વરસ રહેવું નકામું ગયું કેમકે એટલી મુદ્દતમાં આપે કોઈ કરામત દેખાડી નથી !''

હઝરતે ફરમાવ્યું કે,

''આટલા વરસમાં મને કદી સુન્નતના ખિલાફ કામ કરતા તમે જોયો છે ?''

મુરીદે જવાબ આપ્યો,

''નહિ, આપ શરીઅત અને સુન્નતના સંપૂર્ણ પાબંદ છો.''

હઝરતે ફરમાવ્યું,

"એના કરતાં તમને બીજી કઈ કરામત જોઈએ ?!"

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પણ શરીઅત અને સુન્નતના કેટલા ચુસ્ત આગ્રહી અને પાબંદ હતા તેનો એક પ્રસંગ પ્રથમ રજૂ કરું છું.

**મરેલાંને ફરીથી જીવંત કરવાની કરામત કરતાં વુઝૂમાં મિસ્વાકની સુન્નત અફઝલ છે.**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહ.) 'દુર્રે લાસાની'માં લખે છે કે :

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં એક વખતે એક ચિશ્તી બુઝુર્ગ હાજર થયા.

તે બુઝુર્ગે હઝરતથી અરજ કરી કે,

"મને ઘણાં વરસોથી નિસ્બતે હકમાં કબ્ઝ હતો. આપના (પીરો મુરશિદ) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હું હાજર થયો અને કબ્ઝની શિકાયત કરી. હઝરત ખ્વાજાએ મારા પર તવજ્જુહ ફરમાવી. હઝરત ખ્વાજાની તવજ્જુહ અને દુઆથી મારી કબ્ઝની હાલત બસ્તમાં ફેરવાઈ ગઈ."

તે પછી તે ચિશ્તી બુઝુર્ગે અરજ કરી કે,

"હવે, આપ પણ કંઈક ઈનાયત ફરમાવી દો કારણકે હઝરત ખ્વાજા (રહ.)એ પોતાના તમામ ખલીફાઓ અને મુરીદોને આપના હવાલે કરી દીધાં છે."

હઝરતે ફરમાવ્યું કે,

"મારી પાસે તો સુન્નતની પાબંદી સિવાય બીજું કશું જ નથી !"

હઝરતના આ શબ્દો સાંભળતા જ પેલા ચિશ્તી બુઝુર્ગ પર હાલ તારી થઈ ગયો !

તેમની કસરતે નિસ્બત અને કુવ્વતે બાતિનીના પ્રભાવથી સરહિંદ શરીફની ધરતી (ધરતીકંપ થયો હોય તેમ) ધ્રુજવા લાગી !

આ જોઈને હઝરતે એક ખાદિમને ફરમાવ્યું કે,

"પેલા ગોખમાંથી મારું મિસ્વાક લઈ આવો !"

ખાદિમ તુરંત મિસ્વાક લાવ્યો.
હઝરતે મિસ્વાક જમીન પર મૂકી દીધું.
મિસ્વાક જમીનને અડતાં જ ધરતી ધ્રુજતી બંધ થઈ ગઈ !

વળી પેલા ચિશ્તી બુઝુર્ગની જઝબી કૈફિયત પણ દૂર થઈ ગઈ !

હઝરતે પેલા ચિશ્તી બુઝુર્ગને ફરમાવ્યું કે,

"તમારી કરામતથી સરહિંદની ધરતી ધ્રુજવા લાગી ! જો આ ફકીર (હું પોતે) દુઆ કરે તો અલ્લાહ તઆલા સરહિંદ શરીફમાં દફન થયેલા તમામ મુર્દાઓને ફરીથી જીવંત કરી દે !"

પછી આગળ ફરમાવ્યું કે,

"પરંતુ ધરતી ધ્રુજવવાની તમારી કરામતના કરતાં અને મુર્દાઓને ફરીથી જીવતા કરવાની મારી દુઆ (કરામત)ના કરતાં, વુઝૂ કરતી વખતે સુન્નતની પાબંદી તરીકે મિસ્વાક કરવાને હું કેટલાયે દરજ્જે અફઝલ ગણું છું."

અલ્લાહુ અકબર ! આવો હતો સુન્નતની પાબંદીનો આપનો ચુસ્ત આગ્રહ !

આપની નઝદીક ઈન્સાનની જિંદગીનો મૂળ મકસદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ) સિવાય બીજો કંઈ નથી.

આપના મકતુબાત શરીફ (પવિત્ર પત્રો)ના ભાગ–૧, પત્ર નં. ૨૫ માં ખ્વાજા જહાનને આપે લખ્યું છે કે :

> "તમામ કમાલાત હાસિલ થવાનો આધાર નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ પર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખુલ્ફાએ રાશિદીનની ઈત્તિબાઅ પર છે કારણ કે (તેઓ) હિદાયતના સિતારાઓ છે અને વિલાયતના આફતાબ છે. જેણે તેઓની પૈરવી કરી તેણે હિદાયત મેળવી અને જેણે મુખાલિફત કરી તે ગુમરાહ થયો."

## કશ્ફો અને કરામતો લખવાનું કારણ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની શરીઅત અને સુન્નતની ચુસ્ત પાબંદી એ જ સૌથી મોટી કરામત છે. એટલે ઈલ્મવાળાઓ નજીક બીજી કોઈ કશ્ફ અને કરામતની વાતો લખવાની જરૂરત રહેતી નથી. પરંતુ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ના પેલા મુરીદની જેમ સામાન્ય જનોના મગજમાં કંઈક એવી ગ્રંથિ બંધાઈ ગઈ છે કે કશ્ફ અને કરામતની વાતો સિવાય તેમને સંતોષ જ થતો નથી એટલે એવા લોકોના સંતોષ માટે થોડાક પ્રસંગો અહીં લખવામાં આવે છે. બુઝુર્ગોના જીવન ચરિત્રોના લેખકોની સામાન્ય રીતે એ પ્રણાલિકા અને પરંપરા પણ છે.

## ઈસાલે સવાબ વખતે ફરિશ્તાઓ તેમજ મર્હૂમોની રૂહોનું નાઝિલ થવું

હાજી હબીબ જેઓ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂના ખાસ ખાદિમોમાંથી હતા અને મોટા સાહિબે રિયાઝત અને મુજાહદહ હતા.

તેઓ બયાન કરે છે કે :

"હું અજમેર શરીફમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની સાથે હતો. ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) વખત કલિમએ તય્યિબહ પઢીને હઝરતની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી કે,

મેં ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) વખત કલિમએ તય્યિબા પઢયો છે. એનો સવાબ આપની ખિદમતમાં પેશ કરું છું."

હઝરતે તરત જ પોતાના મુબારક હાથ ઉઠાવીને દુઆ આપી.

પછી બીજા દિવસે ફરમાવ્યું કે,

"કાલે જયારે હું તમારા માટે દુઆ કરી રહ્યો હતો ત્યારે ફરિશ્તાઓની એટલી મોટી જમાઅત આ કલિમએ તય્યિબાનો સવાબ લઈને આસમાન પરથી આવી કે જમીન પર પગ મૂકવાની જગા ન રહી."

તે પછી આપે મને ફરમાવ્યું કે,

"મેં જે કંઈ કહ્યું તેના પર તઅજ્જુબ કરવાની જરૂરત નથી. મારો ખૂદ પોતાનો આ હાલ હતો કે, દરરોજ રાતે તહજ્જુદની નમાઝ બાદ ૫૦૦ (પાંચસો) વખત

કલિમએ તચ્યિબા પઢીને પોતાના મર્હૂમ બાળકો :

મુહમ્મદ ઈસા,
મુહમ્મદ ફર્રૂખ, અને
ઉમ્મે કુલ્સુમ
ની રૂહોને બખ્શતો હતો.

તે પછી દરરોજ મુહમ્મદ ઈસાની રૂહ તહજ્જુદના સમયે આવતી અને મને જગાડીને ચાલી જતી કે જેથી કલિમએ તચ્યિબાનો ખત્મ કરું.

તે પછી તે મુહમ્મદ ફર્રૂખ અને ઉમ્મે કુલ્સુમની રૂહોને બોલાવી લાવતી કે પિતાજી જાગી ગયા છે.

હું જયાં વુઝૂ કરીને તહજ્જુદની નમાજ અદા કરતો અને કલિમએ તચ્યિબાનો ખત્મ કરતો, તે (રૂહો) મારી આસપાસ રહેતી, જેવી રીતે કે માતા રોટી પકાવતી હોય ત્યારે તેના નાના બાળકો તેની આસપાસ રહે છે, અહીં સુધી કે તેને રોટી આપે.

તે પછી હું કલિમએ તચ્યિબાનો સવાબ તેમને બખ્શતો અને તે પછી તે (રૂહો) ચાલી જતી.

પરંતુ હવે તેઓ પુષ્કળ પ્રમાણમાં સવાબ મેળવવાના કારણે મઅમૂર થઇ ગયા છે એટલે નથી આવતા.''

('હઝરાતુલ કુદસ' ભાગ-ર, પા. ૭૦)

## મર્હૂમોને સવાબ પહોંચવાની કૈફિયત દેખાવી

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ એક વખતે પોતાના મર્હૂમ સાહબઝાદાઓની ફાતિહાના માટે ખાવાનું તૈયાર કરાવ્યું.

તવજ્જુહથી માલૂમ થયું કે તે ખાવાનું મકબૂલ થયું છે. અને એવું મકશૂફ થયું કે, ફરિશ્તાઓ ભોજનના થાળ લઈને જઈ રહ્યા છે અને તેમની રૂહોને પહોંચાડવાના માટે જન્નતના એક બગીચામાં ભેગાં થઈ રહ્યા છે.

તે પછી મેં જોયું કે મારા ફરઝંદો એ ભોજનની પાસે ગયા અને ભોજન તેમની અંદર ચાલ્યું ગયું અને પછી તેમનામાં ફવક (સર્વોચ્ચ) પાત્રતા પૈદા થઈ અને ઉન્નતિમાં મશગુલ થયા. અને પુષ્કળ ઉન્નતિ કરવા બાદ એક બેહિશ્ત (જન્નત) જાહેર થઈ જે અત્યંત ઊચ્ચ કક્ષાની અને પુરબહાર હતી. પછી તેઓ તેમાં દાખલ થઈ ગયા.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ ફાતિહા આપતી વેળા બધાં મૂઅમિનીન અને મૂઅમિનાત અને મલાઈકએ આલિયાત (ઊચ્ચ કક્ષાના ફરિશ્તાઓ)ને પણ એમાં શરીક ફરમાવ્યા હતા એટલે આપ ફરમાવે છે કે :

> ''મેં કોઈ મોમિન અને મોમિનહની કબર એવી ન જોઈ જેમાં એ ભોજન ન ગયું હોય અને કોઈ બેહિશ્ત (જન્નત) એવી ન હતી જે આ ઝિયાફતથી ખાલી હોય અને આ પણ જોયું કે મલાઈકહ (ફરિશ્તાઓ)માં પણ જાત જાતના થાળો મોકલવામાં આવ્યા અને તેમના સવાબનાં કોઈ કમી કરવામાં ન આવી.''

['હઝરાતુલ કુદસ' ૨/૮૪
બહવાલા : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની' (રહ.)
લેખક : હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસૈન (રહ.)]

## મીર સદરૂદ્દીનના ગંદા વિચારનો કશ્ફ

મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)એ ખ્વાજા મીર

મુહમ્મદ નુઅમાન (રહ.)ના મોટા ભાઈ મીર સઅદુદ્દીન (રહ.)થી સાંભળ્યું.

તેઓ ફરમાવતા હતા કે :

"હું હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખાનકાહ શરીફમાં રહેતો હતો. હઝરતની સુહબતની બરકતથી અત્યંત અજીબો ગરીબ અહવાલ જાહેર થવા લાગ્યા ! ઘણી વખત સજદહની હાલતમાં જમીન અને આસમાનના તબકાત અને તેના તમામ હાલાત દેખાતા !"

એ જ અરસામાં એક અત્યંત શંકાશીલ સ્વભાવના મિત્રની સંગતના કારણે વિચાર આવ્યો કે,

"ઘણી નવાઈની વાત છે કે આટલી બુઝુર્ગી અને વિશાળ ઈલ્મ અને અમલ તેમજ ઈરફાન છતાં હઝરત (મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ)થી આ આલમેકૂન અને ફસાદ વિષે ઘણી ઓછી ખવારિક (કરામતો) જોવામાં આવી છે !"

આ વિચારે એટલો ગલ્બો કર્યો કે મારા અહવાલમાં કબ્ઝ અને બસ્તગી (રૂંધામણ) આવી ગઈ !

જ્યારે હું કબ્ઝથી લાચાર થઈ ગયો તો સમજ્યો કે, આ પેલા ગંદા વિચારનું પરિણામ છે.

મેં પોતાની પાઘડી ગળામાં નાખીને, અપરાધીની જેમ, હઝરતના કદમોમાં શિર મૂકી દીધું.

હઝરતે એક સેકંડ પછી મારું માથું ઉઠાવીને ફરમાવ્યું,

"તમે તાલિબે કરામત (કરામતની ઈચ્છા ધરાવનારા) છો અને એ ફલાણા (શખ્સ)ની સુહબતનું પરિણામ છે."

તે પછી આપે બધાની તરફ ધ્યાનિત થઈને ફરમાવ્યું,

"જે શખ્સ કરામતની ઈચ્છા રાખે છે તે કોઈ બીજા શૈખની તલાશ કરી લે અને જે શખ્સ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુતાબઅત (ઈત્તિબાઅ) ફના અને બકાની પ્રાપ્તિ તથા ઝાત અને સિફાતની મઅરિફતનો ખ્વાહા (ઈચ્છુક) છે તે મારી પાસે થોડા દિવસ વિતાવે."

મીર સઅદુદ્દીન બયાન કરે છે કે :

"હઝરતની આ ચેતવણીમાં કરામત ઝાહિર થઈ અને મને આ વસવસાથી સંપૂર્ણ મુક્તિ મળી ગઈ."

('હઝરાતુલ કુદસ' ૨/૮૪)

## એક સાહિબે દિલના અભિમાનનો ઈલાજ

હઝરતની ખિદમતમાં એક સાહિબે દિલ સય્યિદ સાહબ હાજર થયા. તેમનું દિલ એવું ઝાકિર હતું કે, પાસે બેસનાર પણ ઝિક્રનો અવાજ સાંભળતા હતા. ખાસ કરીને જયારે તેઓ સૂતા હોય ત્યારે દૂર દૂર સુધી ઝિક્રનો અવાજ સંભળાતો હતો.

તેમને કેટલાક મશાઈખથી ખિલાફત પણ મળેલી હતી. હઝરતની ખિદમતમાં પણ એ જ આશાથી હાજર થયા હતા.

હઝરતે ફરમાવ્યું કે,

"એ સાહિબે ઈસ્તેઅદાદ (ક્ષમતા ધરાવનાર શખ્સ) છે પંરતુ ઝિક્રના ગલ્બા અને મશાઈખની ખિલાફતે એમને અભિમાન અને ગુરૂર અને ખૂદપસંદી (આત્મવંચના)માં સંડોવી દીધા છે અને એમની તરકકીની રાહમાં અવરોધ

આવી ગયો છે એટલે એમનો ઈલાજ એમના હાલાત સલ્બ કરી (ખેંચી) લેવાથી થશે.''

જેથી બે દિવસ પણ વીત્યા ન હતા કે હઝરતે તેના હાલાત સલ્બ કરી લીધા (ખેંચી લીધા).

સય્યિદ સાહબે (જયારે પોતાને બેહાલ જોયા તો ઘણાં પરેશાન થયા.) રડવાનું અને આંસુ વહાવવાનું શરૂ કરી દીધું. અને આંખોમાંથી હસરતના આસુંઓ વહેવા લાગ્યા. પરંતુ હઝરતે તેમના હાલ પર જરા પણ ધ્યાન નહિ આપ્યું.

જયારે થોડા દિવસો બાદ તેમના દિમાગમાંથી અભિમાન અને ગુરૂર નીકળી ગયા અને રડતાં રડતાં બૂરી હાલત થઈ ગઈ તો હઝરતે તેમને ખાનગીમાં બોલાવીને એવા ઊચ્ચ મકામો પર પહોંચાડી દીધા કે તેમનો અગાઉનો ઝિક્ર એની સરખામણીમાં સીડીના પ્રથમ પગથિયાની હૈસિયત પણ ધરાવતો ન હતો !

તે સય્યિદ સાહબ પોતે પણ પોતાની પહેલી હાલતની ખામીનો સ્વીકાર કરવા લાગ્યા.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૮,
'હઝરાતુલ કુદસ' ૨/૧૪૬)

## અલ્લામા મીરકના સંવાલનો ઉજ્ર અને તેના જવાબો

સહઝાદહ દારા શિકોહના ઉસ્તાદ અલ્લામા શૈખ મીરક ફરમાવે છે કે :

મેં કેટલાક લોકોથી સાંભળ્યું હતું કે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ લખ્યું હતું કે,

''મારો મરતબો હઝરત સિદીકે અકબર રદિયલ્લાહુ અન્હુના કરતાં વધારે છે.''

એટલે મારા દિલમાં આપના માટે અણગમો હતો. હું જ્યારે હિન્દુસ્તાન આવ્યો અને સરહિન્દમાંથી પસાર થયો ત્યારે મારી મુલાકાત એક જૂના મિત્ર સાથે થઈ. તે મિત્રને મેં તકવા અને પરહેઝગારીથી સુશોભિત જોયો. એનાથી પહેલાં તે એટલો શરીઅતનો પાબંદ ન હતો.

મેં તેને એનું કારણ પૂછયું.

તેણે કહ્યું કે,

''હું હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમત અને ઈરાદત તથા હુઝૂરીની સઆદતથી મુશર્રફ થયો છું.''

મેં કહ્યું કે,

''તેમણે તો પોતાની કિતાબમાં આ પ્રમાણે લખ્યું છે ! તેમની સુહબતમાં શી અસર હશે ?!''

તેણે કહ્યું કે,

''ખબરદાર ! સમજવા વગર ઈન્કાર ન કરો. તેમની સુહબતમાં બેસો તો હકીકતની જાણ થઈ જશે.''

અને તેણે મુલાકાત કરવા માટે મને ઘણો આગ્રહ કર્યો.

મેં દિલમાં ખ્યાલ કર્યો કે,

જો તેઓ (અર્થાત હઝરત મુજદ્દિદ સાહબ રહ.) પૂછવા વગર ત્રણ વાતોના જવાબો મને આપી દે તો હું મુઅતકિદ (શ્રધ્ધાળુ) થઈ જઈશ :

(૧) હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહુ તઆલા અન્હુની વાતનો ખુલાસો કરે જેથી મારા દિલની કદૂરત દૂર થઈ જાય.

(૨) મારા બાપ, દાદા વગેરે પૂર્વજોની વાત કરે.

(૩) ખ્વાજા ખાવિન્દ મહમૂદના હાલાત દર્શાવે.

ગરઝકે હું તે મિત્રની સાથે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થયો.

હજુ મેં હઝરતને દૂરથી જ જોયા હતા કે, મારા બદનમાં ધ્રુજારી ચાલુ થઈ ગઈ અને મારા દિલ પર ખૌફ તારી થઈ ગયો. બીતાં બીતાં, ધ્રુજતાં ધ્રુજતાં હઝરતના હાથ મુબારકને ચુમવાથી મુશર્રફ થયો.

પછી આપે (હઝરતે) તકિયહના નીચેથી એક કાગળ કાઢીને મને આપ્યો. એ તે જ પત્ર હતો જેનાથી લોકો હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહુ અન્હુ કરતાં આપ ચઢિયાતા હોવાનો આરોપ મૂકે છે.

આપે (હઝરતે)એ વાતની એવી (સુંદર સમજૂતી) બયાન ફરમાવી કે મારા દિલમાં કોઈ પ્રકારનો શક કે વહેમ ન રહ્યો.

તે પછી (હઝરતે) ફરમાવ્યું કે,

"હે મૌલાના મીરક ! તમારા વાલિદનું નામ ફલાણું હતું અને તેઓ આવા હતા અને તમારા દાદા આવા હતા અને પરદાદા આવા હતા !"

દરેકનું નામ અને તેમના ફઝાઈલ બયાન કર્યા.

તે પછી હઝરતે મજલિસ બરખાસ્ત ફરમાવી. અને મને રુખ્સત કરવા ચાહતા હતા.

મને ખ્યાલ આવ્યો કે, આપે (ત્રીજી બાબતનો અર્થાત) ખ્વાજા મહમૂદનો ઝિક્ર નહિ ફરમાવ્યો.

આપે તે જ વખતે ફરમાવ્યું કે,

"ખ્વાજા ખાવિન્દ મહમૂદ અમારા પીરઝાદહ છે. અને જઝબએ મૂરૂષી (પોતાનો ખાનદાની. અનુવંશીય જઝબહ) ધરાવે છે."

રાવી કહે છે કે,

"અમે આ ત્રણ કરામતો હઝરતથી એક જ મજલિસમાં નિહાળી." ('હઝરાતુલ કુદસ' ૨/૧૫૬)

## હિસ્ને હસીનના ખત્મથી બલાઓ દૂર થવી

હઝરત મૌલાના હાશિમ કશ્મી (રહ.) લખે છે કે :

મખ્દૂમઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ મઅસૂમ (રહ.)ની નોંધપોથીમાં લખેલું મેં જોયું કે,

એક વખતે પ્લેગનું જોર થયું. લોકોએ એક અઝીઝ (સ્નેહી)ના માટે બૂરા ખ્વાબો જોયા અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં અરજ કર્યા.

આપે તે અઝીઝને હિસ્ને હસીનનો ખત્મ પઢવા માટે ફરમાવ્યું. તેણે ખત્મ પઢીને આપને જાણ કરી. આપે ફાતિહા પઢી તે પછી ફરમાવ્યું કે,

"ફાતિહા ખ્વાનીના સમયે મેં તમારી ફરતે કિલ્લો જોયો છે પરંતુ કેટલીક જગાએ તૂટેલો લાગે છે. કદાચ તમારા ખત્મમાં કંઈ કોતાહી (ઉણપ, ખામી) અને કુસૂર થયા હશે."

પેલા શખ્સે જઈને એક બીજો ખત્મ પઢયો.

તો આપે ફરમાવ્યું કે,

"કિલ્લો નઝદીક નઝર આવે છે."

તે પછી આપે ફરમાવ્યું કે,

"અજીબ મામલો છે ! મેં જોયું કે પહેલો કિલ્લો તમારી પાસેથી ખસી ગયો. મેં અનુમાન કર્યું કે મારી ફરતે આવી ગયો પરંતુ તે તમારા ભત્રીજાની ફરતે થઈ ગયો અને સારી રીતે તેને ઘેરી લીધો."

તેમનો ભત્રીજો ભયંકર રોગોમાં સપડાયેલો હતો. અને હકીમો તેના ઈલાજથી લાચાર થઈ ગયા હતા. એ જ દિવસમાં તેમને પણ તંદુરસ્તી પ્રાપ્ત થઈ અને ખૂદ પેલા અઝીઝ પણ સહીસલામત રહ્યા.

('ઝુબ્દતુલ મકામાત' ૨૭૨)

## આપની બતાવેલી દુઆની બરકતથી આગથી બચાવ થવો

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ઘણાં મુરીદો નકલ કરે છે કે :

એક સફરમાં હઝરતે એક મુસાફરખાનામાં ઉતારો કર્યો. આપે અચાનક સાથીઓને ફરમાવ્યું કે,

"મને માલૂમ થયું છે કે આજે આ મુસાફરખાનામાં કોઈ બલા નાઝિલ થનાર છે. અને મુસાફરખાનાના તમામ લોકો પર એની અસર થશે. એટલે તમે લોકો એક બીજાને ખબરદાર કરી દો કે દરેક શખ્સ આ દુઆએ માસૂરહનો વિર્દ રાખે :

[૧]

'બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ-અ ઈસ્મિહી શયઉન ફીલ્અર્દિ વ-લા ફીસ્સમાઈ.'

[૨]

'અઊઝુબિ કલિમાતિલ્લાહિત્તામ્માતિ મિન શર્રિ મા ખલક'

અને જે કોઈ આ દુઆનો વિર્દ રાખશે તે હક સુબ્હાનહૂ વ તઆલાની ઈનાયતથી આ બલાથી સુરક્ષિત રહેશે.''

આપના આ ફરમાવવા બાદ હજુ એક કલાક પણ વીત્યો ન હતો કે તે મુસાફરખાનામાં ઘણી ભારે આગ લાગી. તેને બુઝાવવા માટેના બધાં પ્રયાસો નિષ્ફળ ગયા. ઘણાં મકાનો અને પુષ્કળ માલ અસબાબ સળગી ગયો.

મૌલાના અબ્દુલ મોમિન લાહોરી (રહ.)નો અસબાબ પણ સળગી ગયો. તેઓ હઝરતના ચાહક હતા. સળગેલો માલ લઈને તે હઝરતની ખિદમતમાં હાજર થયા.

હઝરતે ફરમાવ્યું કે,

''તમને દુઆએ માસૂરહ પઢવાની કોઈએ જાણ નહિ કરી ?''

મૌલાનાએ કહ્યું,

''જી, નહીં.''

હઝરત દોસ્તો પર નારાઝ થયા.

જેણે દુઆએ માસૂરહનો દૌર રાખ્યો હતો તેમનો સામાન સળગવાથી સુરક્ષિત રહ્યો હતો.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૬, 'હઝરાતુલ કુદસ' ૨/૧૬૩)

## હઝરતની દુઆની બરકતથી બાળક જીવી ગયું

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના એક અઝીઝ (સ્નેહી)ને ત્યાં ઔલાદ તો થતી હતી પરંતુ બચપનમાં જ મરી જતી હતી. એના કારણે તે શખ્સ પરેશાન રહેતો હતો. એક વખતે તેમને ત્યાં છોકરો પૈદા થયો. તે શખ્સ છોકરાને લઈને આવ્યો અને હઝરતની ખિદમતમાં પેશ કર્યો.

તેણે કહ્યું કે,

''મેં નઝર (મન્નત) માની છે કે જો આ છોકરો જીવતો રહેશે અને મોટો થશે તો હઝરતની ગુલામીમાં (ખિદમતમાં) રહેશે.''

હઝરતે તવજ્જુહ બાદ ફરમાવ્યું કે,

''એનું નામ અબ્દુલ હક રાખો. ઈન્શાઅલ્લાહ જીવતો રહેશે અને લાંબી ઉંમર મેળવશે.''

હઝરતના ઈર્શાદની બરકતથી તે છોકરો જીવતો રહ્યો અને મોટી ઉંમરનો થયો.

('હઝરાતુલ કુદસ' ૨/૧૭૬)

## આપની બરકતથી કબરવાળાઓનો અઝાબ હંમેશાના માટે ઉઠાવી લેવામાં આવ્યો

હઝરત એક દિવસે પોતાના વાલિદ માજિદની મુબારક કબરની ઝિયારતના માટે તશરીફ લઈ ગયા. ત્યાં આપને ખ્યાલ આવ્યો કે,

હદીસે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં છે કે :

'જ્યારે કોઈ આલિમ કોઈ મકબરહ પાસેથી પસાર થાય છે ત્યારે તે મકબરહમાંથી ચાલીસ દિવસ સુધી અઝાબ ઉઠાવી લેવામાં આવે છે.'

તત્કાળ આપને ઈલ્હામ થયો કે,

''આપના આવવાથી અમે કયામત સુધી આ મકબરહથી અઝાબ ઉઠાવી લીધો.''

('હઝરાતુલ કુદસ' ૨/૧૭૬)

## આપની દુઆથી એક અમીરઝાદાનો બાદશાહના ગુસ્સાથી છૂટકારો

એક અમીરઝાદા પર બાદશાહ નારાઝ થઈ ગયો. તે લાહોરમાં રહેતો હતો. તેને દરબારમાં હાજર થવા માટે બાદશાહે ફરમાન મોકલ્યું.

બાદશાહ એટલો નારાઝ હતો કે, પેલા સાહબઝાદાને દરબારમાં હાજર થતાં જ હાથીના પગ નીચે ચગડાવી નાંખવાનો બાદશાહનો ઈરાદો હતો.

પેલો અમીરઝાદહ પોતાના વતનથી રવાના થઈને સરહિન્દ શરીફથી પસાર થયો તો હઝરતની ખિદમતમાં હાજર થયો. તેણે અત્યંત વિનમ્રતા અને વિવેકપૂર્વક પોતાનો જાન બચાવવા માટે દુઆની દરખાસ્ત કરી.

હઝરત થોડો સમય મુરાકિબ રહ્યા.

તે પછી ફરમાવ્યું કે,

''ઈત્મિનાન રાખો, બાદશાહથી તમને કંઈ પણ

તકલીફ ન પહોંચશે. બલ્કે શાહી ઈનામોથી નવાઝવામાં આવશો.''

થોડા દિવસ પછી ખબર મળી કે, બાદશાહ અમીરઝાદહને જોઈને મુસ્કુરાયો. નસીહતની થોડી વાતો કહી અને શાહી ઈનામોથી નવાઝીને તેની ઊચ્ચ પદ ઉપર નિમણૂંક કરી.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૬૮,
'હઝરાતુલ કુદ્દસ' ૨/૧૪૩)

## આપની દુઆથી ખાનખાનાંથી બાદશાહનો ગુસ્સો દૂર થયો

નવાબ ખાનખાનાં દક્કન (દક્ષિણ હિંદ)ના સુબેદાર હતા. અને દક્કનના પ્રદેશોને જીતી લેવા માટેની ખાસ જવાબદારી તેમને સોંપવામાં આવી હતી. પરંતુ કોઈ રીતે તેમને સફળતા મળતી ન હતી. કેટલોક સમય એમ જ વીતી ગયો.

ઈર્ષ્યાળુ અને અદેખા લોકોએ બાદશાહને ખાનખાનાંની વિરુદ્ધ ભડકાવ્યા કે ખાનખાનાં જાહેરમાં જંગમાં મશગૂલ છે પરંતુ અંદરખાને દુશ્મન સાથે સુલેહ કરી લીધી છે.

બાદશાહે ખાનખાનાંને તત્કાળ પદભ્રષ્ટ કરી દીધો અને તેના પર ઘણો નારાઝ થયો.

ખાનખાનાં ઉલમા અને સુલ્હા તેમજ આરિફો સાથે ઘણી મુહબ્બત ધરાવતો હતો. હઝરતના ખલીફા ખ્વાજા મીર નુઅમાન (રહ.)ની ખિદમતમાં બુરહાનપુર હાજર થયો.

મીર નુઅમાન સાહબ (રહ.)એ વિનમ્રતા અને વિવેકપૂર્વક સમગ્ર બનાવ લખીને હઝરતની ખિદમતે આલીમાં તવજ્જુહની દરખાસ્ત કરી.

હઝરતે જવાબમાં લખ્યું કે,

''આપનો પત્ર વાંચતી વખતે ખાનખાનાં ઘણાં આલીશાન દેખાયા. આપ તેમની બાબતમાં દિલમાં ઈત્મિનાન રાખો.''

('મકતૂબાત શરીફ' દફતર : ૨, પત્ર : ૬૨)

મીર નુઅમાન સાહબે હઝરતનો મુબારક પત્ર ખાનખાનાંની પાસે મોકલી આપ્યો. તે એને વાંચીને ઘણો ખૂશ થયો. અને શુક્રિયા અદા કરીને કહેવા લાગ્યો કે,

''છૂટકારો થવો ઘણો મુશ્કેલ જણાય છે, કારણકે સુલતાન મારા પ્રત્યે સખ્ત બદગુમાન થઈ ગયો છે અને ઈર્ષ્યાળુઓએ પણ આ બાબતને ઘણી ચગાવી છે, છતાં બુઝુર્ગોની તવજ્જુહ અને બરકતથી મુક્તિ મળવી નવાઈજનક બાબત નથી.''

હજુ દસ–બાર દિવસ પણ વીત્યા ન હતા કે સુલતાને ખાનખાનાં પર કૃપા કરી અને તેને ફરી પાછો સુબેદારીના પદ ઉપર પ્રસ્થાપિત કરીને ઈનામોની નવાઝિશ કરી.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૬૮,
'હઝરાતુલ કુદ્સ' ૨/૧૪૩)

## એક દરવેશની નૂરાનિયતનો કશ્ફ

એક દરવેશ દક્કન (દક્ષિણ હિંદ)માં રહેતા હતા. હજુ સુધી હઝરતની ઝિયારતથી મુશર્રફ થયા ન હતા પરંતુ હઝરતની ખિદમતમાં હાજર થવા માટે ઘણાં આતુર અને અભિલાષી હતા. તેમણે હઝરતની ખિદમતમાં એક પત્ર લખ્યો. ઘણા લાંબા સમયથી હઝરતની ખિદમતમાં હાજરીથી મહરૂમીની વાત તેમાં લખી હતી.

હઝરતે તેમના પત્રના જવાબમાં લખ્યું કે,

''તમારો પત્ર વાંચતી વખતે તમારી નૂરાનિય્યતની વ્યાપકતા અને વિશાળતા આ પ્રદેશમાં પુષ્કળ જોવામાં આવી.''

આ બશારતનામું પહોંચ્યાના એક વરસ બાદ તે દરવેશ હઝરતની બરકતવંત ખિદમતમાં હાજર થયા. કેટલોક સમય અહીં રહીને હઝરતની કૃપાઓ અને ઈનાયતો મેળવીને ફરી પાછા દકકન ચાલ્યા ગયા.

ત્યાં પહોંચવાના થોડાં જ સમય બાદ હઝરતના ઈર્શાદ પ્રમાણે હઝારો માણસો એ દરવેશના ઝરીઆથી નકશબંદી સિલસિલામાં દાખલ થયા. એક ઘણો મોટો સમૂદાય સાહબે ઝૌક અને સાહબે હાલ થયો અને ઘણાં લોકો બૂરા કામોથી નીકળીને નેકીના તરફ આવી ગયા.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૬)

## કાસિમ કુલીજખાનીના હઝારીના પદ પર નિયુક્ત થવાનો કશ્ફ

ખ્વાજા કાસિમ કુલીજખાનીનો લકબ અકીદતખાં હતો. આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મકબૂલે નઝર હતા. હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની સાથે પણ ઈખ્લાસ અને અકીદત ધરાવતા હતા.

એક વખતે હઝરતથી અરજ કરી કે,

''આપ એવી તવજ્જુહ ફરમાવો કે હું માલદાર થઈ જાઉં.''

હઝરતે એક પળ પછી ફરમાવ્યું કે,

"તમને હઝારીના પદ સુધી પ્રગતિ પ્રાપ્ત થશે."

ખ્વાજા કાસિમ કુલીજખાંની તે વખતે કોઈ પદ ઉપર નિયુક્ત થયેલા ન હતા પરંતુ થોડાં જ દિવસોમાં હઝારીના પદ ઉપર પહોંચ્યા અને જીવનના અંત સુધી એ જ પદ ઉપર રહ્યા.

## હઝરતની તવજ્જુહની અસર

હઝરતના ખલીફા અને 'ઝુબ્દતુલ મકામાત' કિતાબના લેખક હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે,

એક દરવેશે મારાથી બયાન કર્યું કે,

"હું હજી હઝરતની ખિદમતમાં હાજર થયો ન હતો ત્યારે એક પત્ર લખ્યો અને આ રાઝ પૂછયો કે,

શું કારણ છે કે સહાબએ કિરામ (રદિ.) હઝરત સરવરે કાએનાત અલયહિસ્સલાતો વસ્સલામની એક જ સુહબતમાં, ગૈર સહાબી કામિલ ઔલિયાથી અફઝલ થઈ ગયા ? શું એ એક જ સુહબતમાં તેમના પર કોઈ એવી હાલત તારી થઈ જતી હતી કે જેના કારણે તેઓ તમામ ઔલિયાના કરતાં અફઝલ થઈ ગયા ?"

જવાબમાં હઝરતે લખ્યું કે,

"આ સવાલનો હલ સુહબત અને ખિદમત સાથે સંબંધ ધરાવે છે."

તે દરવેશનું બયાન છે કે,

"તે પછી હું હઝરતની ખિદમતમાં હાજર થયો અને આપની બરકતવંતી સુહબતથી મુશર્રફ થયો. પ્રથમ જ

સુહબતમાં મારા પર એવી હાલત તારી થઈ કે એની વિગતો બયાન કરી શકાતી નથી.''

આખરે તે જ દિવસે હઝરતે મને બોલાવીને ફરમાવ્યું કે,

''આજે જ તમારી હાલત બદલાઈ ગઈ છે ! એનાથી જ પોતાના સવાલનો હલ સમજી શકો છો.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૮)

**ખ્વાજા હિસામુદીન અહમદ (રહ.)નો સહ-પરિવાર હજનો સફર અશકય હોવાનો કશ્ફ**

ખ્વાજા હિસામુદીન અહમદ દહેલ્વી અલયહિર્રહમત એ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં એક પત્ર લખ્યો કે,

''હરમૈન શરીફૈન (મકકા મુઅઝઝમા અને મદીન મુનવ્વરા)ની ઝિયારતનો પાકો ઈરાદો થઈ ગયો છે. પરિવારજનો સાથે સફર કરવાનો ઈરાદો છે. અને હરમૈન શરીફૈનમાંથી કોઈ એક મકામ પર સ્થાઈ થઈ જાઉં અને દફન થાઉં (એવી ઈચ્છા છે.)

આ બાબતમાં આપ ફરમાવો કે (મજકૂર) સફર થશે કે નહિ અને ખુદાને પસંદ છે કે નહિ ?''

હઝરતે જવાબમાં લખ્યું કે,

''પરિવારજનોનું જવું નઝર નથી આવતું બલ્કે લગભગ મનાઈ જાહેર થાય છે. જો આપ એકલા જાઓ તો પસંદીદહ નઝર આવે છે અને ઉમ્મીદ છે કે સલામત પહોંચી જશો. વલ અમ્ર ઈલલ્લાહિ સુબ્હાનહૂ.''

('મક્તૂબાત શરીફ' દફતર : ૨, મકતૂબ નં. ૧૧૫)

હઝરત ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)નો શોખ બેહદ હતો એટલે ઘણી કોશિશ ફરમાવી કે પરિવારજનો સાથે સફર કરે, બાદશાહ જહાંગીરથી પણ પોતાનો વિચાર જણાવ્યો પરંતુ ઈજાઝત ન મળી શકી. અહીં સુધી કે હિજરી ૧૦૪૩ માં હિન્દુસ્તાન (દિલ્હી)માં જ રહમતે હકથી વાસિલ થઈ ગયા.

('હઝરાતુલ કુદ્દસ' ૨/૧૭૦)

## એક શખ્સની કિસ્મતમાં હજથી મહરૂમીનો કશ્ફ

એક સૂફીએ બયાન કર્યું કે,

મેં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થઈને હજના સફર પર રવાના થવા માટે ઈજાઝત ચાહી.

હઝરત એક પળના માટે ખામોશ થઈને મુરાકિબ થઈ ગયા.

તે પછી ઈર્શાદ ફરમાવ્યો કે,

''હું તમને હજના મેદાનમાં નથી જોતો.''

મજકૂર સૂફી સાહબ કહે છે કે,

''આ ઈર્શાદને આજે ૩૦ (ત્રીસ) વરસ વીતી ગયા છે. જયારે પણ હું હજના સફરનો ઈરાદો કરું છું તો રદ થઈ જાય છે અને જવા માટે સામાન થતો નથી.''

('હઝરાતુલ કુદ્દસ' ૨/૧૭૦)

## દિલની ઇચ્છા જાણી લેવું (કશ્ફે કુલૂબ)

હઝરત (રહ.)ના એક મુખ્લિસનું બયાન છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)નો તરીકો હતો કે,

દરેક નાના—મોટા અને પરિચિત—અપરિચિતને સલામ કરવામાં પહેલ કરતા હતા.

એક દિવસે મને વિચાર આવ્યો કે, આજે હઝરતની ખિદમતમાં અચાનક પહોંચી જઈને પ્રથમ સલામ કરીશ જેથી ખિદમતમાં હાજર થવા માટે રવાના થયો. હજી હઝરતના દરવાજાથી એટલા અંતરે હતો કે જો બે—ત્રણ પગલાં આગળ વધું તો હઝરતના રૂબરૂ પહોંચી જાઉં.

પરંતુ હઝરત (રહ.)એ અંદરથી જ બુલંદ અવાજે કહ્યું કે,

''અસ્સલામુ અલયકુમ, હે ફલાણા !''

છેવટે મેં આગળ વધીને,

''વ અલયકુમુસ્સલામ'' કહ્યું.

તે પછી સલામમાં પહેલ કરવાનો મારો ઈરાદો જાહેર કર્યો તો આપ મુસ્કુરાયા.

('હઝરાતુલ કુદ્દસ' ૨/૧૫૮)

## હઝરત અમીર મુઆવિયહ (રદિ.) પ્રત્યેનો બુગ્ઝ (કીનો) એક જવાનના દિલમાંથી નીકળવો

હઝરતના ખલીફા મૌલાના હાશિમ કશ્મી (રહ.) લખે છે :

સાદાતે કિરામમાંથી એક જવાન તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી) હતા. તે મારા મિત્ર હતા. તેમણે બયાન કર્યું કે,

હું એક રાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના

મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો) વાંચી રહ્યો હતો. તેમાં આપના એક વાકય પર નઝર પડી કે :

> ''હઝરત ઈમામ માલિક (રહ.) હઝરત અમીર મુઆવિય્યહ (રદિ.)ને બૂરા કહેવું હઝરત (અબૂબક્ર) સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ને બૂરા કહેવાના બરાબર સમજતા હતા અને જે હદ (શરઈ સઝા) હઝરત (અબૂબક્ર) સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ને બૂરા કહેનારને લાગુ પડે છે તે જ હઝરત મુઆવિય્યહ (રદિ.)ને બૂરા કહેનાર પર લાગુ ફરમાવતા હતા.''

કેમકે મારા દિલમાં હઝરત અમીર મુઆવિય્યહ (રદિ.) પ્રત્યે કીનો હતો એટલે હું આ લખાણ વાંચીને ઘણો દુઃખી થયો અને હઝરત (રહ.)ના મકતૂબાતને જમીન પર પટકીને સૂઈ ગયો.

રાતે ખ્વાબમાં શું જોઉં છું કે :

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ગુસ્સાની હાલતમાં તશરીફ લાવ્યા અને મારા બંને કાનો પકડીને ફરમાવ્યું કે,

> ''હે નાદાન બાળક ! તું મારા લખાણનો વિરોધ કરે છે અને તેને જમીન પર પટકે છે ! જો તને મારા લખાણ પર ભરોસો નથી તો હું તને હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂની પાસે લઈ જાઉં છું.''

આપ એ જ પ્રમાણે મને જબરદસ્તીથી ખેંચીને એક બાગમાં લઈ ગયા અને તેના એક ખૂણામાં મને બેસાડી દીધો.

એ બાગમાં એક આલીશાન ઈમારત હતી જેમાં એક બુઝુર્ગ તશરીફ ફરમાવેલ હતા. આપ અંદર તશરીફ લઈ ગયા અને અત્યંત અદબ અને નમ્રતાથી સલામ કર્યા. તેમણે અત્યંત હસતાં ચહેરે જવાબ આપ્યો અને મુલાકાત કરી.

તે પછી આપ તે બુઝુર્ગની સામે દોઝાનૂ (ગૂંઠણ વાળીને) બેસી ગયા અને કંઈક વાતચીત કરી. આપ અને પેલા બુઝુર્ગ દૂરથી મારી તરફ જોતા હતા અને કંઈક ઈશારાઓ કરતા હતા.

તે પછી આપે મને બોલાવીને ફરમાવ્યું કે,

''આ હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ બેઠેલા છે. સાંભળો શું ફરમાવે છે.''

મેં આપને સલામ કરી.

આપે (શબ્દોરૂપી) મોતી ઝરતાં મુખથી ફરમાવ્યું કે,

''ખબરદાર ! હરગિઝ હરગિઝ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબાની સાથે કદી કીનો ન રાખશો અને તે બુઝુર્ગોની ટીકામાં એક અક્ષર પણ મુખ પર ન લાવશો. આ વાતને અમે અને અમારા ભાઈઓ (સહાબા) જ જાણીએ છીએ કે કઈ નેક નિય્યતોની સાથે વાદવિવાદ થયો હતો.''

તે પછી હઝરત મુજદ્દિદ સાહબનું નામ લઈને ફરમાવ્યું કે,

''એમના કલામનો પણ ઈન્કાર ન કરશો.''

મજકૂર શખ્સ બયાન કરે છે કે :

આ નસીહત છતાં મારું દિલ કદૂરત (કીના)થી પાક ન થયું તો હઝરત અમીર (રદિ.)એ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ને હુકમ આપ્યો કે,

''એનું દિલ હજુ સુધી સાફ નથી થયું.''

અને થપ્પડ મારવાનો ઈશારો ફરમાવ્યો.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ જોરથી એક થપ્પડ મારી ગુદ્દી (બોચી)માં મારી.

ત્યારે મેં પોતાના દિલને આ કદૂરત (કીના)થી પાક અને સાફ જોયું.

અને આ જવાબ અને સંબોધનની લિઝ્ઝત આજ સુધી મારા દિલમાં મૌજૂદ છે અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મઆરિફની સાથે એઅતિકાદ ઘણો વધારે થઈ ગયો.

('હઝરાતુલ કુદ્દસ' ૨/૧૪૧, 'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૬૫)

## આપની દુઆથી કાંગડહનો કિલ્લો ફતેહ થયો

કાંગડહનો કિલ્લો હિન્દુસ્તાનના મજબૂત કિલ્લાઓમાં મશહૂર હતો. જહાંગીરે તેને જીતવા માટે નવાબ સય્યિદ મુરતઝાખાંને નિયુકત કર્યા હતા. નવાબ સાહબ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના મુખ્લિસીનમાંથી હતા. એટલે તેમણે જીત મળવાની દુઆના માટે હઝરતની ખિદમતમાં એક પત્ર લખ્યો.

હઝરત (રહ.)એ જયારે આ બાબતમાં તવજ્જુહ ફરમાવી તો મુન્કશિફ થયું કે, મજકૂર કિલ્લો નવાબ સાહબના હાથે ફતેહ ન થશે. જેથી થોડાં દિવસો પછી નવાબ સાહબનો ઇન્તેકાલ થઈ ગયો.

તેના પછી આ મહત્ત્વના કામ માટે રાજા વિક્રમાજીતને મોકલવામાં આવ્યો. રાજા વિક્રમાજીત હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયો અને ખૂબ જ વિનમ્રતાપૂર્વક પોતાના બાતિની (આંતરિક) ઈસ્લામના દઅવામાં કેટલાક હાલાત બયાન કર્યા.

તે પછી વિનંતી કરી કે,

"બાદશાહે કાંગડહના કિલ્લાને જીતવાના વિકટ કાર્ય માટે મને નિયુકત કર્યો છે જે ઘણું સખ્ત અને મુશ્કેલ કામ છે, પરંતુ જો હઝરત મદદ ફરમાવે (તો શકય છે.)"

હઝરતે ફરમાવ્યું કે,

"દારુલ હરબના કાફિરો સાથે જંગ કરવો તમામ મુસલમાનો પર વાજિબ છે પરંતુ એટલા માટે કે તમે આ વાજિબને અમારા તરફથી અદા કરી રહ્યા છો એટલે હું તમારા માટે જરૂર દુઆ કરીશ."

રાજા વિક્રમાજીતે હઝરતને પોતાના પર મહેરબાન જોઈને હજુ વધારે વિનમ્રતા અને આજિઝી સાથે અર્ઝ કરી કે,

"જયાં સુધી હઝરત ફતેહની બશારત ન આપશે ત્યાં સુધી હું અહીંથી જઈશ નહિ."

હઝરતે વધારે સંતોષ અપાવ્યો અને ફરમાવ્યું કે,

"તમારી ફતેહ છે, દિલમાં સંતોષપૂર્વક જાઓ !"

હઝરતની દુઆની બરકતથી પહેલી મુહર્રમ, ૧૦૩૦ હિજરીમાં કાંગડહનો કિલ્લો રાજા વિક્રમાજીતના હાથે ફતેહ થયો.

['હઝરાતુલ કુદ્દસ' (ફારસી) ૨/૧૭૮]

## તહજ્જુદની નમાઝથી મકામે મહમૂદની બરકતો હાસિલ થવી

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે,

એક દિવસે હું સૂરએ 'બની ઈસ્રાઈલ' તિલાવત કરતો હતો. જયારે આ આયત પર પહોંચ્યો :

**'વ મિનલ્લૈલિ ફ તહજ્જદ બિહી નાફિલતલ્લ-ક અસા અંય યબ્અ-સ-ક રબ્બુ-ક મકામમ મહમૂદા.'**

**ભાવાર્થ :**

''અને થોડીક રાત કુર્આનના સાથે જાગતા રહો. આ ખાસ આપના માટે વધારે છે. આશા છે કે, આપનો પરવરદિગાર આપને મકામે મહમૂદમાં સ્થાન આપશે.''

(સૂરએ 'બની ઈસ્રાઈલ' ૭૯)

તો દિલમાં વિચાર ઉદભવ્યો કે કદાચ તહજ્જુદની નમાઝને અદા કરવાને મકામે મહમૂદની બરકતોને હાસિલ થવામાં, જે શફાઅતનો મકામ છે, કોઈ દખલ નથી. આપથી પૂછવું જોઈએ.

હું આ ઈરાદાથી હઝરતની ખિદમતમાં હાજર થયો. હઝરતે મારા પૂછવા પહેલાં જ, પોતે જ ફરમાવ્યું કે,

''તહજ્જુદની નમાઝ લાઝિમ રાખો.''

મેં અરજ કરી,

''જી હાં, અદા કરું છું.''

ફરમાવ્યું,

''જે શખ્સ તહજ્જુદ પઢે છે, (તે) મકામે મહમૂદથી સંપૂર્ણ હિસ્સો હાસિલ કરે છે.''

તે પછી આપે ઉપરોક્ત આયત તિલાવત ફરમાવી.

મેં અરજ કરી કે,

"હું એ જ વાતનો હલ જાણવા માટે હાજર થયો હતો. અલ્હમ્દુલિલ્લાહ કે હઝરતની તવજ્જુહથી પૂછવા વગર જ મતલબ હાસિલ થઈ ગયો."

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૫)

## તરાવીહમાં ત્રણ ખત્મે કુર્આન સુધી વરસાદ થંભી જવો

જ્યારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) અજમેર શરીફમાં તશરીફ ફરમાવેલ હતા ત્યારે વરસાદની મોસમ હતી. અને રમઝાનુલ મુબારક શરૂ થઈ ગયો.

હઝરત આદત મુજબ કુર્આન મજીદના ખત્મમાં મશગૂલ થઈ ગયા. વરસાદનું એવું ભારે જોર હતું કે દિવસ—રાત સતત વરસાદ વરસતો રહેતો હતો. હઝરતને અને આપના દરવેશોને તરાવીહના માટે મસ્જિદમાં આવવા—જવાની ઘણી તકલીફ હતી.

એક રાતે તરાવીહ બાદ હઝરત મસ્જિદમાંથી બહાર નીકળ્યા તો આસમાન તરફ નઝર ઉઠાવીને ફરમાવ્યું કે,

"જો ત્રણ કુર્આન ખત્મ થાય ત્યાં સુધી, જે મારી કાયમી આદત છે, રાતે વરસાદ ફુરસદ આપે તો કેવું સારું થાય!"

જેથી એવું જ થયું. (રમઝાનુલ મુબારકની) સત્તાવીશમી રાત સુધી, જ્યાં સુધી ત્રણ કુર્આન ખત્મ થઈ ગયા, રાતે વરસાદ બંધ રહ્યો. તે પછી અઠ્ઠાવીસ તારીખથી એટલો વરસાદ થયો કે જાણે મશકનું મોઢું બંધ હતું તે હવે ખોલી દેવામાં આવ્યું છે.

('હઝરાતુલ કુદ્સ' ૨/૪૭,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૯)

## આપ રહ્યા ત્યાં સુધી મસ્જિદની જર્જરિત દીવાલ કાયમ રહી !

કહે છે કે,

અજમેર શરીફની તે મસ્જિદની દીવાલ જેમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) નમાઝ અદા ફરમાવતા હતા, તેની દક્ષિણ દિશા તરફની દીવાલ એટલી જર્જરિત થઈ ગઈ હતી કે બસ પડી જનારી હતી, આપના મુરીદોને પણ એ દીવાલના પડી જવાનો ખતરો રહેતો હતો.

એક દિવસે હઝરત (રહ.)એ ગમ્મતમાં ફરમાવ્યું કે,

"જ્યાં સુધી અમારા ફકીરો અહીં છે, તેમના કારણે આ દીવાલ ન પડશે."

અને ખરેખર એવું જ થયું કે, જ્યાં સુધી હઝરતનો ત્યાં કિયામ રહ્યો, દીવાલ પણ કાયમ રહી. જ્યારે ત્યાંથી તશરીફ લઈ આવ્યા, દીવાલ પણ પડી ગઈ જો કે વરસાદની મોસમ પણ ન હતી.

('હઝરાતુલ કુદ્દુસ' ૨/૧૪૭,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૮૦)

## મકાન તૂટી પડવાનો કશ્ફ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) જે દિવસોમાં લાહોરમાં તશરીફ ફરમાવેલ હતા ત્યારે એક દિવસે ઈશા બાદ આપે તે મકાનની એક દીવાલના પાસે ઊભા રહીને ફરમાવ્યું કે,

"કોઈ શખ્સ હરગિઝ આ વરંડાની નજીક ન રહે, અને એમાં ન સૂએ."

જો કે એના પૂટી પડવાંનો કોઈ સબબ વર્ષા વગેરે ન હતા. એક શખ્સે ગમ્મતમાં મૌલાના હાશિમ કશ્મી (રહ.)ને કહ્યું કે,

"બીજા કેટલાક મકાનો તો આના કરતાં પણ વધારે બિસ્માર અને પુરાના છે, તો આ મકાનને શું થયું કે આજે રાતે તૂટી પડશે !"

લગભગ રાતના બે પહોર પસાર થવા બાદ અચાનક એ મકાન પૂટી પડયું. એક ખાદિમા એ જ વરંડામાં સૂતેલી હતી તે દબાઈ ગઈ. બીજી ખાદિમા જે તેના નજીક જ સૂતેલી હતી તેના પગ પર પણ કેટલાક ઢેલા આવી પડયા.

હઝરતે ગુસ્સે થઈને ફરમાવ્યું કે,

"શું મેં રાતે કહ્યું ન હતું કે આ મકાનની નઝદીક કોઈએ સૂવું નહિ ?"

પરંતુ જયારે પેલી દબાઈ ગયેલી ખાદિમાને મકાનના કાટમાળ નીચેથી કાઢવામાં આવી તો તેને બિલકુલ કંઈ ઈજા થઈ ન હતી !

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૮૦)

## સખત ગરમીમાં અચાનક વાદળો છવાઈ જવા

એક વખતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) કેટલાક સાથીઓ જોડે મનોરંજન અને સહેલ માટે જંગલની તરફ ચાલતા તશરીફ લઈ ગયા. ગરમી અને ધૂળ માટીના કારણે હઝરતના સાહબઝાદહ અને બીજા સાથીઓ થાકી ગયા અને તરસ્યા થયા પરંતુ હઝરતની અઝમત અને જલાલના કારણે કોઈને વાત કરવાની હિંમત ન હતી.

એ લોકો એ જ હાલતમાં હતા કે, હઝરતે મૌલાના યૂસુફ

સમરકંદીને જેઓ આપના જૂના સાથી બલ્કે આપના પીર ભાઈ પણ હતા તેમને ફરમાવ્યું કે,

"ગરમી તીવ્ર છે અને ધૂળ માટી અલગ. દોસ્તોને તકલીફ થઈ રહી છે."

મૌલાનાએ અરજ કરી કે,

"હઝરત પરિસ્થિતિથી સારી રીતે વાકેફ છે."

હઝરતે તબસ્સુમ (સ્મિત) ફરમાવ્યું અને આંખોને આસમાનની તરફ કરીને મનમાંને મનમાં જ કંઈ કહ્યું.

હજુ થોડાં પગલાં ચાલ્યા ન હશે કે વાદળનો એક ટુકડો દેખાયો અને હઝરત પર તથા આપના સાથીઓ પર છાયા કરી દીધી અને માત્ર એવો ઝરમર વરસાદ થયો કે ધૂળ માટી દબાઈ ગયા અને ઉત્તરનો વાયરો ખૂબ જ સમતોલન સાથે ચાલવા લાગ્યો જેનાથી અકળામણ અને ગરમી વગેરે તકલીફો દૂર થઈ ગઈ, જો કે વરસાદની ઋતુ ન હતી. વાદળની છાયા અને વર્ષાને જોઈને સાથીઓને વધારે અકીદત હાસિલ થઈ.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૨૬૫,
'હઝરાતુલ કુદ્સ' ૨/૧૪૦)

**મુનક્કા (સૂકી દ્રાક્ષ)નો દરેક દાણો સર્વ રોગો માટે શિફાકારક બની ગયો !**

એક વખતે કોઈ બીમારીમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને અશક્તિ ઘણી વધી ગઈ. ખાવા માટે આપે મુનક્કા (સૂકી દ્રાક્ષ)ના કેટલાક દાણાં મંગાવ્યા. ખાદિમે પેશ કર્યા. ખાવા પહેલાં આપે મુરાકબહ ફરમાવ્યો.

થોડા સમય પછી આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"અજીબ વાત જાહેર થઈ ! આ (મુનકકાના તમામ દાણાઓએ મુનાજાત અને દુઆ કરી કે :

'ખુદાવંદ !
તારા દોસ્તે ખાવા માટે અમને મંગાવ્યા છે.
અમારામાં સિહહત અને નફાની
એવી તાસીર અતા ફરમાવ કે
જે શખ્સ એક દાણો પણ ખાય લે,
તેના બધાં રોગો સિહહતથી બદલાઈ જાય !'

હક સુબ્હાનુહૂ વ તઆલાએ એ દાણાઓની આ દુઆ કબૂલ ફરમાવી. આ બનાવ બખૂબી મહેસૂસ થયો છે અને એમાં કોઈ શક કે શંકાની ગુંજાઈશ નથી."

તે પછી તેમાંથી કેટલાક દાણા હઝરતે ખાધા. જેથી આપની બીમારી તરત જ સિહહતમાં બદલાઈ ગઈ. અને જે બીમારે પણ તેમાંથી એક દાણો ખાય લીધો તે સિહહતમંદ થઈ ગયો.

હઝરત ફરમાવ્યા કરતા હતા કે,

"કાશ ! એ દાણાઓ વધારે પ્રમાણમાં હોત જેથી મોટા જનસમૂહને એનાથી સિહહત હાસિલ થઈ શકતે."

('હઝરાતુલ કુદ્દ્સ' ૨/૧૩૮,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૬૧)

## આપના મુબારક પહેરણથી મરીઝને શિફા થવી

મૌલાના મુહમ્મદ અમીન શરૂઆતમાં ખ્વાજા સૂરતીના મુરીદ હતા. કોઈ મોટી બીમારીમાં સપડાયા. દવા અને દુઆની પણ અસર ન થઈ. છેવટે એક શખ્સને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની

(રહ.)ની ખિદમતમાં મોકલ્યા અને તેમના મારફતે દરખ્વાસ્ત કરી કે હઝરત તવજ્જુહ ફરમાવે અને તબર્રુક તરીકે હઝરત પોતાનું કોઈ વસ્ત્ર પણ ઈનાયત ફરમાવે.[1]

હઝરતને તેમની હાલત પર રહમ આવ્યો.

આપે લખ્યું કે,

''નબળાઈની અતિશયતાથી શંકા ન કરો. મારું દિલ તમારા તરફથી સંતોષિત છે. ઈન્શાઅલ્લાહ જરૂર તંદુરસ્તી મેળવશો. ફકીરનું વસ્ત્ર આપે માંગ્યું હતું એટલા

---

[1] **ખ્વાજા સૂરતી :**

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હઝરત શૈખ તાજુદ્દીન સંભલી (રહ.)ના આપ ખલીફા હતા. આપનું નામ હઝરત સય્યિદ અબ્દુલ વહહાબ બુખારી (રહ.) હતું. આપ મખ્દૂમ સય્યિદ યાહ્યા તિરમિઝી (રહ.)ની ઔલાદમાં હતા અને સમય જતાં 'સૂરતી' લકબથી મશહૂર થયા.

આપ યુવાનીમાં ગુજરાતના સુલતાન બહાદુરના અમીર બન્યા હતા. સુલતાનની શહાદત પછી અમીરીનો ત્યાગ કર્યો અને હઝરત શૈખ તાજુદ્દીન સંભલી (રહ.)ની ખિદમતમાં રહી બાતિની ફૈઝ હાસિલ કર્યો અને ખિલાફત હાસિલ કરી સૂરત તશરીફ લાવ્યા.

હિજરી ૧૦૧૪ માં આપની વફાત થઈ. સુરતમાં સૌદાગરવાડમાં, ચૂડીગરાંની મસ્જિદની સહનમાં દક્ષિણ બાજુએ દફન થયા.

આ મસ્જિદ ચૂડગર લોકોએ હિજરીસન ૧૦૧૪ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૫ માં બંધાવી હતી જેમાં ૧૦૫ (એકસો પાંચ) ફૂટ ઊંચો મિનારો છે.

('પટની સુવેનિર' પાનુ- ૨૫૫ ના આધારે)

માટે એક પહેરણ મોકલવામાં આવે છે. પહેરો અને એના પરિણામો અને ફળોના ઉમ્મીદવાર રહો કે પુષ્કળ બરકતવાળું છે.''

મૌલાના મુહમ્મદ અમીને પહેરણ પહેર્યુ અને વરસોની બીમારીથી તુરત જ મુક્તિ મેળવી.

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૪૪,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૨)

## આપની દુઆથી કૂલંજ (આંતરડાનાં અસહ્ય દુઃખાવા)ની બીમારીથી શિફા મળી

હઝરત મૌલાના હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે :

એક દૌલતમંદ પીરઝાદહને કૂલંજ (આંતરડાના અસહ્ય દુઃખાવા)ની બીમારી લાગુ થઈ ગઈ. તે છોકરો માતા તરફથી શાહી ખાનદાનથી પણ હતો.

ઘણાં ઈલાજ કરાવ્યા પરંતુ જરા પણ ફાયદો ન થયો. તેણે પોતાના એક દોસ્ત મારફતે આ ફકીર (મૌલાના હાશિમ કશ્મી)ને સંદેશો મોકલ્યો કે હું તેના માટે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)થી દરખ્વાસ્ત કરું. જેથી મેં હઝરત (રહ.)ને તેની તંદુરસ્તીના માટે તવજ્જુહ કરવાની દરખ્વાસ્ત કરી.

આપે ફરમાવ્યું કે,

''ઈન્શાઅલ્લાહ !
હું તવજ્જુહ કરવામાં કોતાહી ન કરીશ.''

બીજા દિવસે સવારે આપે તન્હાઈ (ખાનગી)માં મને ફરમાવ્યું કે,

"તહજજુદ બાદ હું તેની બીમારી દૂર કરવા તરફ મુતવજજહ થયો અને બારગાહે ઈલાહીમાં દુઆ કરી. જેથી અલ્લાહની ઈનાયતથી તેની તકલીફ દૂર થઈ ગઈ. તમે જઈને તેને ખૂશખબરી સંભળાવી દો !"

જયારે હું તેની પાસે પહોંચ્યો તો તે મને જોતાં જ ઊભો થઈ ગયો અને દોડીને મને મળ્યો અને કહ્યું કે,

"હઝરતની દુઆની બરકતથી હવે મારું દર્દ મોકૂફ થઈ ગયું છે."

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૩૮,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૨)

## આપની દુઆની બરકતથી કટ્ટર કાફિરોનું ઈસ્લામ લાવવું

એક દિવસે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં અબ્દુલમૂમિન નામનો નવમુસ્લિમ હાજર હતો.

આપે તેને ફરમાવ્યું કે,

"માંગ, શું માંગે છે ? જે માંગશે તે મળશે."

તેણે કહ્યું કે,

"સરકાર ! મારી માતા અને ભાઈ કટ્ટર પ્રકારના કાફિર છે. મેં ઘણી કોશિશ કરી કે તેઓ મુસલમાન થઈ જાય પરંતુ તેઓ નહિ થયા. આપ દુઆ ફરમાવો કે, તેઓ મુસલમાન થઈ જાય."

હઝરતે ફરમાવ્યું કે,

"કંઈક બીજું પણ ચાહો છો ?"

તેણે કહ્યું કે,

"હઝરતની તવજ્જુહથી મને બધું જ હાસિલ થઈ જશે પરંતુ અત્યારે તો મને તેમના ઈસ્લામની તમન્ના છે."

હઝરતે ફરમાવ્યું કે,

"ઘણું સારું. તેઓ જલ્દીથી જ મુસલમાન થઈ જશે."

જેથી ત્રીજા દિવસે તેની માતા અને ભાઈ સામાનહથી સરહિંદ આવ્યા અને ઈસ્લામથી મુશર્રફ થઈ ગયા !

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૭૫)

## આપની તવજ્જુહથી એક મુરીદના દિલમાંથી પરાઈ સ્ત્રીની મુહબ્બત દૂર થઈ ગઈ

ખ્વાજા હિસામુદ્દીન અહમદ (રહ.)ના સાહબઝાદહ ખ્વાજા જમાલુદ્દીન હુસૈન પોતાના વાલિદ બુઝુર્ગવારના હુકમથી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર થયા.

તેઓ ફરમાવતા હતા કે :

જ્યારે હું ખિદમતે આલીમાં હાજર થયો તો હઝરતે મને ઝિક્રની તા'લીમ આપીને તવજ્જુહ ફરમાવી.

થોડા સમય પછી ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું તમારા દિલમાં કોઈ ઔરતની મુહબ્બતની છાપ એવી મજબૂત જામી ગયેલી જોઉં છું, જેમ કે પથ્થર–માટીમાં ! સાચું કહો, શી વાત છે ? જ્યાં સુધી એની મુહબ્બતની છાપ તમારા દિલમાંથી નીકળી ન જશે,

ખુદાની મુહબ્બતથી તમે ફૈઝ મેળવી નહિ શકશો.''

મેં કહ્યું કે,

''ફૂફી (ફુઈ)ની એક કનીઝ (દાસી)થી મારો સંબંધ છે અને હું તેનો આશિક છું.''

તે પછી આપે તવજ્જુહ ફરમાવી અને તેના સંબંધથી મારું દિલ પાક કરી દીધું. તેની મુહબ્બત મારા દિલમાંથી એવી રીતે જતી રહી કે જાણે કદી મને તેનાથી ઉલ્ફત જ ન હતી !

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૪૭,૧૪૮)

## એક અમીરને બીજી બીવીથી ઔલાદની બશારત આપી



એક અમીરે હઝરતની ખિદમતમાં અરજ કરી કે,

''હું યુવાનીમાંથી પસાર થઈને બુઢાપાએ પહોંચી ગયો પરંતુ કોઈ ઔલાદ નથી થઈ. અલ્લાહના માટે મારી હાલત પર તવજ્જુહ ફરમાવો !''

હઝરત કેટલોક સમય મુરાકિબ રહ્યા.

તે પછી ફરમાવ્યું કે,

''લવહે મહફૂઝમાં આ બીવીથી કોઈ ઔલાદ જોવામાં નથી આવતી. જો બીજી શાદી કરો તો બેશક તેનાથી ઔલાદ થશે અને તે તમારા પછી તમારી યાદગાર રહેશે.''

સંજોગવશાત ઈલાહી તકદીર પ્રમાણે તેની બીવીની વફાત થઈ ગઈ. તે પછી પેલા શખ્સે બીજી શાદી કરી જેનાથી એક

છોકરો અને એક છોકરી પૈદા થયા.

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૬૭)

## વિખૂટા પડી ગયેલા મુસાફિરને કાફલામાં પહોંચાડયો

હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.)ના ચાચા શૈખ મુહમ્મદ યામીન બયાન કરે છે કે :

અસ્ફહાનના સફરથી વાપસી વખતે ઘોડા પરથી મારી ખરજીન (ગુની) પડી ગઈ. તેની શોધમાં એટલો સમય વીતી ગયો કે કાફલો નઝરથી ગાયબ થઈ ગયો. કાફલાની જુદાઈથી હું સખ્ત હેરાન અને પરેશાન થયો. દરેક તરફ દોડયો પરંતુ કાફલાનો કયાંય પત્તો ન લાગ્યો. નિરાશ થઈને ઝિંદગીથી હાથ ધોઈ બેઠો અને ઝરણાના કિનારે બેસીને વુઝૂ કર્યું અને રુદન કરીને અને આંસુ વહાવીને દુઆ કરી અને કલ્પનામાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની તરફ રુજૂઅ કર્યું.

થોડો સમય વીત્યો ન હશે કે હઝરત (રહ.) ઈરાકી ઘોડા પર સવાર થઈને મારી સામે આવીને હાજર થયા.

આપે ફરમાવ્યું કે,

''પોતાનો હાથ મને આપો !''

અને મારો હાથ પકડીને પોતાના ઘોડા ઉપર મને પણ સવાર કર્યો અને ઘોડાને તેઝ દોડાવ્યો.

જેથી એક ઘડી બાદ કાફલો દેખાવા લાગ્યો. આપે મને ઘોડા ઉપરથી નીચે ઉતારી દીધો અને ફરમાવ્યું કે,

''હવે તમે કાફલામાં ચાલ્યા જાઓ !''

હું કાફલા તરફ રવાના થયો તો આપ મારી નજરોથી ગાયબ થઈ ગયા !

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૬૭)

**એક છોકરાની વફાતનો કશ્ફ થવો**

હઝરતના મુખ્લિસ શ્રદ્ધાળુઓમાંથી એક સાહબે હાજર થઈને પોતાના છોકરાની સિહહત (તંદુરસ્તી) માટે દરખ્વાસ્ત કરી અને કંઈક નઝરાણું પણ પેશ કર્યું.

હઝરતે તેનું નઝરાણું કબૂલ ન કર્યું, જો કે તેણે નઝરાણું કબૂલ કરવા માટે ઘણી વિનંતી અને વિનવણી કરી પરંતુ કબૂલિય્યત ન થઈ. હઝરતનો તરીકો ભેટનો ઈન્કાર કરવાનો ન હતો એટલે બધાંને યકીન થઈ ગયો કે તેનો છોકરો બચવાનો નથી.

જેથી એવું જ થયું. તે જ દિવસે સાંજે છોકરાનો ઈન્તેકાલ થઈ ગયો.

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૪૮)

**એક બીમાર શખ્સની વફાતનો કશ્ફ થવો**

એક આલિમ જે હઝરતના મુખ્લિસોમાંથી છે તે બયાન કરે છે કે :

મારો એક અઝીઝ (સગો–સ્નેહી) હતો. તેનાથી મને બેહદ મુહબ્બત હતી. તે બીમાર થઈ ગયો. હકીમોના ઈલાજ અને અઝીઝોની દુઆથી કંઈ ફાયદો ન થયો.

મેં હઝરતની બરકતવંત ખિદમતમાં હાજર થઈને દુઆની દરખ્વાસ્ત કરી. થોડા સમય પછી હઝરતે ઈર્શાદ ફરમાવ્યો કે,

''મેં તેની મગફિરતના માટે ફાતિહા પઢી દીધા છે.''

હું ઘણો નવાઈ પામ્યો. હું તેની ખબરગીરી માટે રવાના થયો. જ્યારે તેના મકાન પર પહોંચ્યો તો જોયું કે લોકો તેના દફનથી ફારિગ થઈ ચૂકયા હતા.

('હઝરાતુલ કુદ્દસ' ૨/૧૪૮,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૨)

## આપના ભાઈ શૈખ મસઊદની વફાતનો કશ્ફ થવો

હઝરતના ભાઈ શૈખ મસઊદ (રહ.) વેપારના હેતુથી કંદહાર જવા માટે એક કાફલાની સાથે રવાના થયા.

એક દિવસે સવારના સમયે પોતાના ખાસ જાણભેદુ લોકોને હઝરતે ફરમાવ્યું કે,

> ''અજીબ મામલો છે ! આજે મેં શૈખ મસઊદના અહેવાલની તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. મેં મકાશિફા (કશ્ફ)ની આંખો વડે તેના અહેવાલની ઘણી તપાસ કરી પરંતુ ધરતી પર તેમને કયાંય નહિ જોયા.
>
> તે પછી ફરી પાછું ધ્યાન તેમની તરફ કેન્દ્રિત કર્યું તો તેમની કબર કંદહાર શહેરની આસપાસ નઝર આવી ! કદાચ આજે જ વફાત થઈ છે.''

સાંભળનારાઓએ દિવસ અને તારીખ લખી લીધી.

એક મુદ્દત પછી જ્યારે કાફલો પાછો આવ્યો અને તપાસ કરી તો હઝરતનો ઈર્શાદ શબ્દશઃ સહીહ નીકળ્યો !

('હઝરાતુલ કુદ્દસ' ૨/૧૪૯,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૭૯)

## એક મરણ પામેલી વ્યક્તિને સિલસિલામાં દાખલ કરવું

મૌલાના મુરતઝા નાઈબ જેઓ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મુખ્લિસીનમાંથી હતા તેઓ બયાન કરે છે કે :

મારા વાલિદે ઈન્તેકાલ વખતે વસિય્યત કરી હતી કે,

> ''મારો જનાઝો હઝરતની ખિદમતમાં લઈ જઈને અરજ કરજો કે, મને પોતાના તરીકામાં દાખલ કરી લે.''

હું વસિય્યત પ્રમાણે (વાલિદના ઈન્તેકાલ બાદ) જનાઝો નમાઝના માટે હઝરતની ખિદમતમાં લઈ ગયો અને મર્હૂમની દરખ્વાસ્ત પણ પેશ કરી.

આપે ફરમાવ્યું કે,

> ''કાલે ઝિક્રના હલ્કા (વર્તુળ)માં તમને માલૂમ થઈ જશે.''

જેથી બીજા દિવસે જયારે હું આપના ઝિક્રના હલ્કામાં બેઠો તો એક કૈફિય્યત પૈદા થઈ અને મેં જોયું કે, હઝરત બેઠેલા છે અને મર્હૂમ વાલિદ ઝિક્રના હલ્કામાં આપની ખિદમતમાં થોડા અંતરે બેઠા છે અને ઝિક્રમાં મશગૂલ છે. મેં અલ્લાહ તઆલાનો શુક્ર માન્યો.

('હઝરાતુલ કુદ્દસ' , ૨/૧૬૯)

## જિન્નાત ભાગ્યા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહ.) પોતાની કિતાબ 'હુતૂહુલ હર્મૈન'માં લખે છે કે,

એક વખતે (હું) સરહિંદશરીફમાં હાજર હતો. કેટલાક જિન્ને મને ઘણો જ પરેશાન કર્યો. હું હેરાન થઈને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) અને હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની તરફ મુખાતિબ (અભિમુખ) થયો.

તે વખતે ઊંઘનું જોર પણ ભારે હતું અને પરેશાન પણ ઘણો હતો. મેં જોયું કે :

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ આગળ આગળ તશરીફ લાવી રહ્યા છે અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) કંઈક પાછળ છે.

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામે તે જિન્નને, જેઓ મને પરેશાન કરતા હતા (તેમને) ખૂબ જ સખ્તીની સાથે ધમકાવ્યા અને તેઓ મને છોડીને ભાગી ગયા.

એ પછી હું આરામથી સૂતેલો રહ્યો અને કોઈ જિન્ને ફરી પાછો મને સતાવ્યો નહિ.

('ફુતૂહુલ હર્મેન' ઉર્દૂ પા.૩૬,૩૭ ગુજરાતી પા.૬૫)

# હઝરત મુજદ્દિદે અલ્ફેસાની

## (રહમતુલ્લાહિ અલયહ)ના

# મલફૂઝાત

## (સોનેરી વચનો)

## અલ્લાહના નામની તા'ઝીમની બરકતો

એક દિવસે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) કુદરતી હાજતના માટે જાજરૂમાં ગયા તો આપે જોયું કે ત્યાં માટીનો એક પ્યાલો પડેલો છે અને તેના પર 'અલ્લાહ' કોતરેલું છે.

આપે તે પ્યાલો ત્યાંથી ઉઠાવ્યો અને પાછા આવ્યા. પાણી મંગાવીને પોતાના મુબારક હાથ વડે તેને ધોયો અને સારી રીતે પાક કર્યો. ખાદિમોએ ઘણી વિનંતી કરી કે અમે એને પાક કરી દઈએ પરંતુ કબૂલ નહિ ફરમાવ્યું.

તે પછી એ પ્યાલાને એક સફેદ કપડામાં લપેટીને ઊંચી જગાએ મૂકી દીધો. જયારે પાણી પીવા ચાહતા તો એ જ પ્યાલામાં પીતા.

આ તાઝીમની બરકતના કારણે અલ્લાહ તઆલા તરફથી નિદા આવી કે,

> "જેવી રીતે તમે મારા નામની તા'ઝીમ કરી છે, એ જ પ્રમાણે અમે પણ તમારા નામને દુનિયા અને આખિરતમાં મુઅઝઝમ બનાવ્યું."

તે પછી આપ ફરમાવતા હતા કે,

> "આ અમલે જેટલા પ્રમાણમાં ફૈઝ અને બરકતો પહોંચાડી તે સો વરસની રિયાઝત અને મુજાહદહથી પણ શકય નથી."

('હઝરાતુલ કુદ્દસ' ૨/૭૮)

## કલિમએ તચ્યિબહની ફઝીલતો અને બરકતો

એક દિવસે કલિમએ તચ્યિબહ :

'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ'

ના ઝિક્રની મજલિસમાં આપે ફરમાવ્યું કે,

''કાશ ! તમામ દુનિયા આ કલિમએ તચ્યિબહના મુબાકલામાં દરિયાએ મુહીત (પરિસિમિત સાગર)ની સાથે ટીપાંની જ મુનાસિબત ધરાવતે !''

આ મુકદ્દસ કલિમહ કમાલાતે વિલાયતનો જામિઅ (સર્વગ્રાહી) છે. લોકો નવાઈ પામે છે કે, એક વખત કલિમએ તચ્યિબહ કહેનારો કેવી રીતે જન્નતમાં દાખલ થઈ જશે ?! અને જહન્નમમાં દાખલ થવાથી કેવી રીતે મુક્તિ મેળવી લેશે ?! ...

અને મને તો એવું મહેસૂસ, અને મશહૂદ થાય છે કે જો તમામ આલમ (દુનિયા)ને માત્ર એક વખત કલિમએ તચ્યિબહ કહેવાથી બખ્શી દેવામાં આવે અને જન્નતમાં દાખલ કરી દેવામાં આવે તો ખરેખર શકય છે.

જો આ કલિમએ તચ્યિબહની બરકતોને વહેંચવામાં આવે તો એનાથી તમામ આલમ અબ્દુલ આબાદ (અનંતકાળ) સુધી આબાદ અને તૃપ્ત થઈ જાય પરંતુ આ કલિમહની બરકત (તેને) પઢનારાના મરતબા પ્રમાણે પહોંચે છે.

('હઝરાતુલ કુદ્દસ' ૨/૭૮,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૨૦૦)

## ઈત્તિબાએ સુન્નતની કાળજી

હઝરત ફરમાવે છે કે :

હું રમઝાનુલ મુબારકના આખરી દસ દિવસોની એક રાતે ભૂલથી ડાબી પહેલૂ (પડખા) પર સૂઈ ગયો. પછી મને યાદ આવ્યું કે, સૂવામાં શરૂઆત જમણી પહેલૂ (પડખા)થી કરવી સુન્નતે ઈજમાઈ (સર્વમાન્ય સુન્નત) છે; જે (ભૂલથી) છૂટી ગઈ છે.

નફસે કાહિલી (આળસાઈથી) જાહેર કર્યું કે, ભૂલ અને ચૂકથી જે ચીઝ થઈ જાય તે મુઆફ છે. પંરતુ હું તત્કાળ ઊભો થઈ ગયો અને ફરીથી જમણી પહેલૂં (પડખા) પર સૂઈ ગયો.

તે પછી મોટા પ્રમાણમાં ફુયૂઝ અને બરકતો અને અસરાર તથા ઈનાયતો મારા પર જાહેર થયા અને નિદા આવી કે :

> ''આ સુન્નતની રિઆયત (ચાહત)ની બરકતથી આખિરતમાં તને કોઈ પ્રકારે અઝાબ નહિ આપવામાં આવશે.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૮૦)

## અદના દરજાના અદબની રિઆયત

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) લખે છે :

હું આપની ખિદમતમાં હાજર હતો અને હઝરત મઆરિફ લખવામાં મસરૂફ હતા. એકાએક પેશાબના સખ્ત તકાઝાથી જાજરૂ તશરીફ લઈ ગયા અને જલ્દીથી જ પાછા આવી ગયા.

આવતાં જ પાણીનો લોટો મંગાવ્યો અને જમણા હાથના અંગૂઠાના નખને ધોયો તે પછી જાજરૂ ગયા.

જયારે આપ ફારિગ થઈને પાછા આવ્યા તો ફરમાવ્યું કે,

''હું પેશાબના તકાઝાથી ઉતાવળમાં ચાલ્યો ગયો હતો અને જાજરૂમાં બેઠો જ હતો કે મારી નઝર નખની પીઠ ઉપર પડી. કલમની કસોટી કરતી વખતે શાહીનું ટપકું અંગૂઠા પર લાગી ગયું હતું. ટપકું (નુકતહ) પણ કુર્આનના અક્ષરોના લેખનનો એક અંશ છે એટલે અંગૂઠા પર નુકતહ લાગેલી હાલતમાં જાજરૂમાં બેસવું અદબની ખિલાફ હતું. જો કે પેશાબનો ગલબો અને તકાઝો સખ્ત હતો પરંતુ એ તકલીફ આ અદબને છોડવાની તકલીફના કરતાં કમ દરજાની હતી એટલે તત્કાળ બહાર આવ્યો અને આ શાહીના નુકતાને ધોઈને પછી જાજરૂમાં ગયો.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૮૦)

## મુસ્તહબાતની કાળજી

### ❶ એકી સંખ્યાની કાળજી

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) લખે છે :

હું ખિદમતે આલીમાં હાજર હતો.

હઝરતે મૌલાના સાલિહ ખતલાનીથી ફરમાવ્યું કે,

''થેલીમાંથી થોડાં લવિંગ કાઢીને લાવો !''

તેઓ ૬ (છ) લવિંગ કાઢીને લાવ્યા.

આપે નારાઝ થઈને ફરમાવ્યું કે,

''આ સૂફી છે જેને હજુ સુધી એ પણ ખબર નથી કે :

અલ્લાહુ વિત્રુન વ યુહિબ્બુલ વિત્ર.

[ અલ્લાહ એક છે અને એકી (સંખ્યા)ને પસંદ કરે છે. ]

એટલા માટે વિત્ર (એકી સંખ્યા)ની કાળજી રાખવી મુસ્તહબાતમાંથી છે. ખબર નથી લોકોએ મુસ્તહબને શું સમજી રાખ્યું છે. અજી, આ મુસ્તહબ અલ્લાહ તઆલાનું પસંદ કરેલું છે.''

અને ફરમાવ્યું કે,

''હું ઈસ્તિહબાબ (ઔપચારિકતા)ની રિઆયત એટલા દરજજે રાખું છું કે મોઢું ધોતી વખતે પણ આ કોશિશ કરું છું કે પ્રથમ જમણા રુખ્સાર (ગાલ) પર પાણી પહોંચે કારણકે તયામુન (જમણી બાજુને અગ્રતા આપવી) પણ મુસ્તહબાતમાંથી છે.''

('ઝુબદતુલ મકામાત' પા. ૧૮૦)

❷ કાગળનો અદબ

નકલ કરવામાં આવ્યું છે કે :

એક દિવસે આપ પોતાના બિસ્તર ઉપર બેઠેલા હતા કે અચાનક ગભરાઈને નીચે ઉતરી ગયા અને ફરમાવ્યું કે,

''માલૂમ થાય છે કે બિસ્તરના નીચે કોઈ કાગળ છે.''

જો કે તેના પર શું લખેલું છે એ માલૂમ ન હતું છતાં આપે તેના ઉપર બેસવાને પણ અદબની ખિલાફ માન્યું.

('ઝુબદતુલ મકામાત' પા. ૧૯૪)

❸ જાજરૂમાં દાખલ થવામાં ભૂલનું પરિણામ

હઝરતે ફરમાવ્યું કે,

"એક દિવસ મેં જાજરૂ જતી વખતે ભૂલથી પ્રથમ જમણો પગ મૂકી દીધો જેના કારણે તે દિવસે કેટલાયે (બાતિની) અહેવાલ મારા પર બંધ થઈ ગયા !"

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૯૩)

## ❹ કલામે મજીદ પઢનારનો એહતિરામ

એવું જ એક બીજી વખતે જોવામાં આવ્યું કે,

એક હાફિઝ કુર્આન મજીદ પઢતા હતા.

હઝરતે ખ્યાલ કર્યો કે મારી નીચે ફરશ વગેરે વધારે છે અને આ કલામે મજીદ પઢનારાના નીચે ઓછાં છે એટલે જલ્દીથી પોતાના નીચેથી પેલા ફરશને હટાવી દીધાં.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૯૫)

## તહજ્જુદના માટે જગાડવું

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

"મને તહજ્જુદની નમાઝના માટે હંમેશા અઝાન અથવા કોઈ સંકેત અથવા કોઈ અવાજ મારફતે જગાડવામાં આવે છે. હું કદી પોતાના ઈખ્તિયારથી નથી ઉઠતો પરંતુ એક વખત સાફ અને સ્પષ્ટ અવાજ ન આવ્યો હતો ત્યારે હું જાગી ગયો. તે પછી મેં ખ્યાલ કર્યો કે,

હું કોણ છું કે પોતાના ઈખ્તિયારથી ઊઠું અને તેની બંદગી અને ઈતાઅતમાં મશગૂલ થાઉ ?

એટલે હું ફરી પાછો સૂઈ ગયો.

એક પળ વીતી ન હતી કે દરેક તરફથી અઝાન અને સંકેતના અવાજો આવવા લાગ્યા.

ત્યારે તત્કાળ હું ઉઠયો અને નમાઝમાં મશગૂલ થઈ ગયો.''

('હઝરાતુલ કુદ્સ' ૨/૭૩)

## લયલતુલ કદ્રની ઝિયારત થવી

એક વખતે રમઝાનુલ મુબારકમાં ૨૭ (સત્તાવીસ)મી તારીખે આપે ફરમાવ્યું કે,

''આજે શબે કદ્ર છે.''

તરાવીહથી ફારિગ થવા બાદ ફરમાવ્યું કે,

''લયલતુલ કદ્રની મુબારક ક્ષણોમાં મારા પર ગયબત તારી થઈ અને આ સાઅતનો આખરી હિસ્સો નસીબ થયો; જેવી રીતે લશ્કર આગળ ચાલ્યું જાય અને બાકીના લોકો ધીમે ચાલવાના કારણે પાછળ રહી જાય છે એવું જ મેં એને જોયું.''

('હઝરાતુલ કુદ્સ' ૨/૮૧)

## મુસાહબત (લોકોને મળવા)ને ખલ્વત (એકાંતવાસ) પર ફઝીલત

આપે ફરમાવ્યું કે :

એક વખતે મારો ઈરાદો થયો કે કોઈ એકાંત સ્થળે જઈને ગોશાનશીન (એકાંતવાસી) થઈ જાઉં; બધાં લોકોથી અલિપ્ત થઈ જાઉં.

મેં ઈસ્તિખારહ કર્યો અને બારગાહે રબ્બુલ ઈઝઝતથી એ માટેની ઈજાઝત માંગી.

ખિતાબ (સંબોધન) થયું કે :

"પ્રિય, પસંદપાત્ર, મુનાસિબ અને લાયક તરીકો એ જ છે જેના પર અત્યારે કાયમ છો, ન કે ગોશાનશીની અને તન્હાઈ (એકાંતવાસ)નો તરીકો."

('હઝરાતુલ કુદ્સ' ૨/૭૭)

## રાતના છેવટના ભાગમાં વિત્ર પઢવાની ફઝીલત

આપે ફરમાવ્યું કે,

"એક રાતે મારા પર મુન્કશિફ (જાહેર) થયું કે, જો કોઈ નમાઝી વિત્રને તહજજુદના વખતે અદા કરવાનો ઈરાદો કરીને સૂઈ જાય અને આ નિય્યત રાખે કે, રાતના છેવટના ભાગમાં વિત્ર પઢીશ તો આમાલ લખનારા (ફરિશ્તઓ) આખી રાત તેના નામ પર નેકીઓ લખે છે અહીં સુધી કે વિત્ર અદા કરે."

('હઝરાતુલ કુદ્સ' ૨/૭૭)

## આપના સીનામાંથી ખન્નાસનું નીકળવું

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) ફરમાવતા હતા કે :

એક દિવસે ઝોહરના વખતે હલ્કામાં હાફિઝ કુર્આન શરીફ પઢતા હતા ત્યારે કુર્આન શરીફના વિષે કેટલાક વસવસાઓ અને ખતરાઓ (દિલમાં) ઉપસ્થિત થયાં !

હું ચિંતામાં પડયો કે :

– નફસ મુતમઈન્નાહ થઈ ચૂકયું,
– વિલાયત મુતહક્કક્ થઈ ગઈ,
– ફના અને બકા હાસિલ થઈ ચૂકી,

હવે આ ખતરાઓ કયાંથી આવ્યા ?

જયારે ખૂબ જ આજીઝી અને રુદન સાથે ધ્યાન કેન્દ્રિત કર્યું તો મેં જોયું કે એક ઘણું મોટું પક્ષી મારા સીનામાંથી નીકળ્યું અને ઊડીને ચાલી ગયું !

મેં ફરી ધ્યાન કેન્દ્રિત કર્યું કે આ શું વસ્તુ હતી ?

(ગૈબથી) અવાજ આવ્યો કે,

"એ ખન્નાસ હતો જે લોકોના સીનામાં વસવસા નાંખે છે અને આં હઝરત અલયહિસ્સલાતુ વસ્સલામને પણ એ જ ખન્નાસથી પનાહ માંગવાનો હુકમ આપવામાં આવ્યો હતો."

('ઝુબદતુલ મકામાત' પા. ૧૮૨,
'હઝરાતુલ કુદ્દસ' ૨/૭૪)

**આમાલમાં કુસૂર (દોષ) જોવાના કારણે અલ્લાહ તરફથી ઈન્આમ જાહેર થયું**

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે :

કેટલાક દિવસો સુધી મારા પર આમાલમાં (પોતાના) કુસૂર (દોષ)નું દર્શન એટલું ગાલિબ (પ્રભાવી) થયું કે,

જયારે હું નમાઝમાં સૂરએ 'ફાતિહા'માં :

'ઈય્યા-ક નઅબુદુ' [ હું તારી જ ઈબાદત કરું છું. ]

શબ્દો પઢતો, ત્યારે હેરાન રહી જતો કે શું કરવું જોઈએ ?!

જો પઢું છું તો આ આયત શરીફને લાયક થાઉ છું :

'લિ–મ તકૂલૂ–ન માલા તફઅલૂ–ન'

[ તમે તે વાત શા માટે કહો છો
જેના પર પોતે અમલ નથી કરતા ?! ]

અને જો ન પઢું તો વાજિબ છૂટી જાય છે :

નિદા આવી કે :

''અમે તારાથી શિર્ક ફીલ્ ઈબાદાત (ઈબાદતોમાં થતું શિર્ક) ઉઠાવી લીધું.''

ત્યારે :

'અલા લિલ્લાહિદ્દીનુલ ખાલિસ.'

[ યાદ રાખો !
ખાલિસ (વિશુદ્ધ) દીન અલ્લાહના જ માટે છે. ]

એ આયતે કરીમાનો મતલબ જાહેર થયો.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૧૮૨,
'હઝરાતુલ કુદ્સ' ૨/૭૪)

## આપની મુબારક કબર જન્નતનો બાગ છે

આપ ફરમાવતા હતા કે,

''મને મારા ફરઝંદ ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ની કબરની પાસે દફન કરવામાં આવે. મેં ત્યાં જન્નતના બાગોમાંથી એક બાગ જોયો છે.''

('હઝરાતુલ કુદ્સ' ૨/૭૬)

## આપના મઆરિફ ભવિષ્યમાં આવનારા હઝરત મહદી (અલૈ.)ની બારગાહમાં મકબૂલ થશે

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ એક વખત ફરમાવ્યું કે,

"મારા પર એવું જાહેર કરવામાં આવ્યું છે કે મારા લખેલા મઆરિફ અને હકાઈક ભવિષ્યમાં આવનારા હઝરત મહદી (અલૈ.)ની નઝરે મુબારકથી ગુઝરશે અને તેમની બારગાહમાં મકબૂલ થશે."

('હઝરાતુલ કુદ્સ' ૨/૭૭)

## કબ્ર જન્નતનો બાગ હોવા વિષેની હદીસ શરીફની સમજૂતી

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિર્રહમહ ફરમાવે છે કે :

એક દિવસ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવ્યું કે,

"હદીસ શરીફમાં જે આવ્યું છે કે :
'કબ્ર એક બાગ છે જન્નતના બાગોમાંથી'
એટલે કબ્રનું જન્નતનો બાગ હોવું આ છે કે,
કબ્ર અને જન્નતની વચ્ચે જે આડ અને અંતર છે
તે ઉઠાવી લેવામાં આવે છે અને એ બંનેની વચ્ચે
કોઈ પરદો અને અવરોધ નથી રહેતો..."

આપ (રહ.) આગળ ફરમાવે છે કે,

"આ હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શબ્દો :
'મારી કબ્ર અને મારા મિમ્બરના દરમિયાનનો હિસ્સો જન્નતના બાગોમાંથી એક બાગ છે.'

નો ભાવાર્થ પણ એ જ છે.

જન્નતનો આ પ્રકાર ખાસોમાં પણ ખાસ (બંદાઓ)ની સાથે મખ્સૂસ છે. અને જો બીજાઓ પર પણ જો ઈમાનની નૂરાનિયતના કારણે જન્નતના કિરણો તે કબ્રમાં ચમકે તો થઈ શકે છે."

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૧૯)

## બલા અને મુસીબત આપણા આમાલનું પરિણામ છે

એક દિવસ એક શખ્સે પૂછયું કે,

"સુલતાને વકત (જહાંગીર)એ અદબને છોડીને આપની સાથે જે ઈજા પહોંચાડવાનો વર્તાવ કર્યો તેનો સબબ શું હતો ?"

ફરમાવ્યું,

"એનો સબબ એ જ મારા આમાલ અને કાર્યો હતા."

તે પછી આ આયતે શરીફા તિલાવત ફરમાવી.

"જે કંઈ મુસીબત તમને પહોંચે છે તે તમારા આમાલના કારણે છે." (સૂરએ 'શૂરા' ૩૦)

## ખુદપસંદી નેક અમલને નાબૂદ કરી દે છે

હઝરત પુષ્કળ નેક અમલ કરતાં હોવા છતાં, પોતાના

આમાલને ખામીવાળા સમજતા હતા. અને દોસ્તોને પણ આપ એ જ હિદાયત કરતા રહેતા હતા અને ફરમાવ્યા કરતા હતા કે,

''ઉજબ (ખૂદપસંદી) નેક અમલને એવી રીતે નાબૂદ કરી દે છે જેવી રીતે આગ લાકડાંને નષ્ટ કરી દે છે. અને ઉજબ પૈદા થવાની સૂરત આ છે કે, અમલ કરનારાની નજરમાં તેનાં અમલ સારો માલૂમ પડે. એટલા માટે જોઈએ કે એ વખતે પોતાની બૂરાઈઓને યાદ કરે અને નેકીઓને તેની સાથે સરખાવે અને તેના પર શરમ અનુભવે.''

અને ફરમાવતા કે,

''એક જમાઅત એવી પણ છે કે પોતાના આમાલમાં કુસૂર (ખામી) જોવાની વૃત્તિ તેમનામાં એટલી બળવાન હોય છે કે તેઓ પોતાના કાતિબે યમીન (નેકી લખનારા જમણી તરફના ફરિશ્તા)ને બેકાર અને નિષ્ક્રિય સમજે છે અને કાતિબે શિમાલ (ગુનાહો લખનારા ડાબી તરફના ફરિશ્તા)ને હંમેશા કામમાં મશગૂલ જાણે છે.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૧૯)

## પોતાને કૂતરા કરતાં પણ કમતર સમજો

આપે ફરમાવ્યું કે,

''આ સમૂહ (અલ્લાહવાળાઓ)ની નજીક આ દઢ છે કે, જો કોઈ સાલિક પોતાની ઝાતને ખુજલીવાળા કૂતરા કરતાં બહેતર જાણે તો તે એ બુઝુર્ગોના કમાલાતથી મહરૂમ છે.''

['મકતૂબાત શરીફ', દફતર અવ્વલ, મકતૂબ (પત્ર) ૨૦૨]

# ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ની કિતાબો

(હિ.સ.)

- O ઈસ્બાતુન્નુબુવ્વહ (૯૯૦–૯૯૧)
- O રદ્દે રવાફિઝ (૧૦૦૧)
- O રિસાલહ તહલીલિયહ (૧૦૧૦)
- O શર્હે રૂબાઈય્યાત (૧૦૧૩)
- O મઆરિફે લદુનિયહ (૧૦૧૫–૧૬)
- O મબ્દઓ મઆદ (૧૦૧૯)
- O મકાશિફાતે અયનિયહ (૧૦૫૧)
- O મકતૂબાતે શરીફ (મુબારક પત્રો)
  - – દફતર અવ્વલ : ૩૧૩ પત્રો (૧૦૨૫)
  - – દફતર દુવુમ : ૯૯ પત્રો (૧૦૨૮)
  - – દફતર સિવુમ : ૧૨૪ પત્રો (૧૦૩૧)

1

## ઈસ્બાતુન્નુબુવ્વહ

આ કિતાબ અરબી ભાષામાં છે.

કિતાબના નામથી જ જાહેર થાય છે કે એમાં નુબુવ્વતની સાબિતી વિષે અત્યંત સર્વગ્રાહી અને સંશોધનાત્મક ચર્ચા (દલીલો) કરવામાં આવી છે.

તે વખતે :–

O અકબરી દૌરનો ફિત્નો માથું ઊંચકી રહ્યો હતો.

O નુબુવ્વત અને રિસાલતની બાબતમાં શંકાઓ પૈદા કરવામાં આવી રહી હતી.

O નુબુવ્વતના અકીદાને નજાતનો આધાર માનવાથી ઈન્કાર કરવામાં આવી રહ્યો હતો.

O હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક નામને શાહી મજલિસોમાં ઝબાન પર લાવવાની મનાઈ કરી દેવામાં આવી હતી.

O જે લોકોના નામો હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામ પર હતા તે નામોને બદલવામાં આવી રહ્યા હતા.

O મુલ્લા મુબારક નાગોરી (ફૈઝી અને અબુલ ફઝલના પિતા)એ હિ.સ. ૯૮૭ માં એક સોગંદનામું (Affidavit) તૈયાર કર્યું હતું તેમાં અકબરને ઈજતિહાદના દરજ્જા પર બેસાડવામાં આવ્યો હતો.

મતલબ કે ઈસ્લામી અહકામને નષ્ટ કરવા અને કાફિરોની રસ્મો અને ઈબાદતોને ચાલુ કરવા માટે સંપૂર્ણ ધ્યાન આપવામાં આવી રહ્યું હતું.

આ સંજોગોના કારણે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ :–

O નુબુવ્વતના ભાવાર્થની ચર્ચા,
O ઈન્કારીઓના વાંધાઓના જવાબો,
O મુઅજિઝહનો ભાવાર્થ અને તેની શરતો,
O હઝરત ખાતિમુન નબીય્યિન અલહિસ્સલાતો વસ્સલામની નુબુવ્વતની સાબિતી,
O કુર્આનનો એઅજાઝ...વગેરે

જેવા મહત્વના વિષયોને આવરી લઈને આ કિતાબ લખી છે. અંદાઝો છે કે આ કિતાબ આપ (રહ.)ની પ્રથમ કિતાબ છે, જે હિ.સ. ૯૯૦ યા ૯૯૧માં આગ્રામાં નિવાસ દરમિયાન લખવામાં આવી.

❷

## રદ્દે રવાફિઝ

આ કિતાબ ફારસી ભાખામાં છે.

શીઆ લોકોએ સુન્નીઓ વિરુદ્ધ લખેલી એક કિતાબના જવાબમાં હઝરતે આ કિતાબ હિ.સ. ૧૦૦૧ માં લખી હતી.

આ કિતાબના કેટલાક અંશો મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પ્રથમ ગ્રંથમાં મકતૂબ નંબર ૮૦ અને ૨૦૨ માં પણ જોવા મળે છે.

❸

## રિસાલહ તહલીલિયહ

આ કિતાબ અરબી ભાષામાં છે.

એમાં કલિમએ તય્યિબહ વિષે તહકીક (સંશોધન) છે.

જયારે **'દીને અકબરી'**નો ફિત્નો શરૂ થયો અને કલિમએ તય્યિબહમાંથી પાછળનો રિસાલતનો ભાગ :

**'મુહમ્મદુર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)'** કાઢીને તેની જગાએ (નઊઝુબિલ્લાહિ મિન ઝાલિક) :

**'અકબર ખલીફતુલ્લાહ'** મૂકવામાં આવ્યું ત્યારે હઝરતે હિ.સ. ૧૦૧૦ માં આ કિતાબ લખી.

❹

## શર્હે રૂબાઈય્યાત

ખ્વાજએ ખ્વાજગાન હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ કુદ્દિસ સિર્રુહૂએ આશરે ૧૦૦૭ હિજરીસનમાં પોતાની બે રૂબાઈઓની શર્હ (સમજૂતી, વિવરણ) પોતે લખી હતી.

તે પછી મજકૂર શર્હની વિશેષ તશરીહ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ આશરે ૧૦૧૩ હિજરીસનમાં લખી હતી.

'શર્હ રૂબાઈય્યાત' કિતાબ મજકૂર બે રૂબાઈઓની શર્હ અને શર્હની શર્હનો સંગ્રહ છે.

5

## મઆરિફે લદુન્નિયહ

આ કિતાબનું બીજું નામ 'ઉલૂમુલ ઈલ્હામિય્યહ' પણ છે.

આ કિતાબ ફારસી ભાષામાં છે. એમાં હઝરતના ખાસ મઆરિફ અને સુલૂક તેમજ તરીકતની મહત્વની બાબતોની ચર્ચા કરવામાં આવી છે. આ કિતાબ આપે હિજરીસન ૧૦૧૫ યા ૧૦૧૬ માં લખી હતી. દરેક મઝમૂન (વિષય)ને 'મઅરિફત' શીર્ષક આપવામાં આવ્યું છે. એવા ૪૧ (એકતાલીસ) મઝમૂન (મઆરિફત) આ કિતાબમાં છે.



6

## મબ્દઓ મઆદ

આ કિતાબ પણ ફારસી ભાષામાં છે. એના લેખો વિવિધ હસ્તપ્રતોના સ્વરૂપમાં હતા જેને હઝરતના ખલીફા મૌલાના મુહમ્મદ સિદીક કશ્મી (રહ.)એ હિજરીસન ૧૦૧૯ માં સંકલિત અને સંપાદિત કર્યા.

એના દરેક લેખને 'મિન્હા' શીર્ષક આપ્યું છે. એવા ૬૧ (એકસઠ) લેખો આ કિતાબમાં છે. દરેક 'મિન્હા' (લેખ) મઅરિફતના ભેદો અને રહસ્યોનો ખઝાનો છે.

**7**

## મકાશિફાતે અયનિયહ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ લખેલા કેટલાક લેખોની હસ્તપ્રતો આપના કેટલાક ખલીફાઓએ પોતાની પાસે સાચવી રાખી હતી.

હઝરતની વફાત બાદ આપના સાહબઝાદા અને જાનશીન હઝરત ઉરવતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહએ હિજરીસન ૧૦૫૧માં મજકૂર લેખોને સંપાદિત કર્યા.

**8 થી 11**

## અજાણી કિતાબો

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની બીજી ચાર કિતાબો નીચે પ્રમાણે છે :–

(૮) રિસાલા આદાબુલ મુરીદીન
(૯) તઅલીકાતે અવારિફ
(૧૦) રિસાલા ઈલ્મે હદીસ
(૧૧) રિસાલા જઝબ વ સુલૂક

મજકૂર કિતાબોના નામો તો ઘણી કિતાબોમાં મળે છે પરંતુ એની હસ્તપ્રતો અથવા છાપેલી પ્રતો કયાં મૌજૂદ છે, તેના વિષે કોઈએ લખ્યાનું જાણમાં નથી.

⓬ ⓭ ⓮

## મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)

મકતૂબાત શરીફના ત્રણ દફતરો (ગ્રંથો) છે. તેની વિગતો નીચે પ્રમાણે છે :—

### (૧) દફતર (ગ્રંથ) પહેલો, 'દારુલ મઅરિફત' :

એમાં ૩૧૩ મકતૂબાત છે. જેને :

– અંબિયાએ મુરસલીન (રસૂલો) અલયહિમુસ્સલાતો વસ્સલામની સંખ્યા સાથે તથા
– અસ્હાબે બદર (રદિ.)ની સંખ્યા સાથે તેમજ
– અસ્હાબે તાલૂત (રદિ.)ની સંખ્યા સાથે મુનાસિબત છે.



આ દફતરને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની પ્રેરણાથી આપના ખલીફા હઝરત મૌલાના યાર મુહમ્મદ જદીદ બદખ્શી તાલકાની (રહ.)એ હિ.સ. ૧૦૨૫ માં સંપાદિત કર્યો.

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) લખે છે કે :

''ફકીરની આરઝૂ હતી કે હઝરત કુદ્દિસ સિર્રુહૂ એક મકતૂબ આ આજિઝના નામે લખે અને તે આ દફતરના અંતમાં મૂકવામાં આવે; કારણકે અહકર આપના કમતરીન મુખ્લિસોમાંથી છે.

જેથી આ ખાદિમ જયારે બુરહાનપુર હતો ત્યારે

આપે એક મકતૂબ (મને) લખ્યો. અને આ પણ લખ્યું કે આ દફતરને રસૂલો (અલયહિમુસ્સલામ)ની તેમજ જંગે બદરના અસ્હાબની (સંખ્યા ૩૧૩) મુતાબિક, ફલાણાં શખ્સના નામ પર ખત્મ કરે.

બંદાએ આ દફતર પૂર્ણ થયાની તારીખ **'દારુલ મઅરિફત'** કાઢી હતી. આપે લખ્યું કે, આ દફતરને એ જ નામ આપવામાં આવે.''

**(૨) દફતર (ગ્રંથ) બીજો, 'નૂરુલ ખલાઈક' :**

આ દફતરને હઝરતના ખલીફા હઝરત મૌલાના અબ્દુલ હય હિસારી શાદમાની (રહ.)એ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ કુદ્દિસ સિર્રુહૂના ઈર્શાદથી હિ.સ. ૧૦૨૮ માં સંપાદિત કર્યો.

એ તે ઝમાનો હતો કે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ ગ્વાલિયરના કિલ્લામાં નઝરબંદ હતા અને ત્યાં સુધી આપે એટલા જ મકતૂબાત લખ્યા હતા. હક સુબ્હાનહૂ વ તઆલાના ૯૯ (નવ્વાણું) મુબારક નામોની એક મશહૂર હદીસ છે, જેની મુનાસિબત પણ આ દફતરને હાસિલ થઈ ગઈ.

આ દફતરનું તારીખી નામ **'નૂરુલ ખલાઈક'** રાખવામાં આવ્યું.

**(3) દફતર (ગ્રંથ) ત્રીજો, 'મઅરિફતુલ હકાઈક' :**

આ દફતરને હઝરતના ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)એ હિ.સ. ૧૦૩૧ માં હઝરતની ખિદમતમાં રહીને સંપાદિત કર્યો અને હઝરતની

હિદાયત (સૂચના) પ્રમાણે, કુર્આન શરીફની સૂરતોની સંખ્યા પ્રમાણે ૧૧૪ મકતૂબાતનો એમાં સમાવેશ કર્યો.

એનું તારીખી નામ : 'મઅરિફતુલ હકાઇક' રાખવામાં આવ્યું. 'ખાલિસ' શબ્દથી પણ એની તારીખ નીકળે છે.

તે વખતે આ દફતરમાં ૧૧૪ મકતૂબાત હતા. તે પછી હઝરતની મુબારક જિંદગીનો સમય ઘણો ટૂંકો અને એકાંતવાસનો રહ્યો એટલે બાદમાં બીજા ફકત ૧૪ મકતૂબાત લખવાનો મોકો મળ્યો. તેમાંથી ચાર મકતૂબનો પત્તો ન મળ્યો એટલે બાકીના ૧૦ (દસ) મકતૂબાત પણ ત્રીજા દફતરમાં સામેલ કરી લેવામાં આવ્યા એટલે ત્રીજા દફતરના કુલ ૧૨૪ મકતૂબાત થયા.

૧૨૪ ના આંકડાઓનો સરવાળો કરવામાં આવે, તો ૧+૨+૪=૭ (સાત) થાય છે. સાતના આંકડાને :–

- કુર્આન શરીફની સાત મંઝિલોથી,
- સૂરએ 'ફાતિહા'ની સાત આયતોથી,
- સાત આસમાનોથી,
- સાત જમીનોથી અને
- સપ્તાહના સાત દિવસોથી મુનાસિબત છે.

## મકતૂબાત શરીફ વિષે આંકડાકીય માહિતી

O મકતૂબાત શરીફના પ્રથમ દફતરમાં ૩૧૩ (ત્રણસો તેર) મકતૂબાત (પત્રો) છે.

O મકતૂબાત શરીફના બીજા દફતરમાં ૯૯ (નવ્વાણું) મકતૂબાત છે.

- મકતૂબાત શરીફના ત્રીજા દફતરમાં ૧૨૪ (એકસો ચોવીસ) મકતૂબાત છે.
- મકતૂબાત શરીફના ત્રણે દફતરો મળી કુલ ૩૧૩+૯૯+ ૧૨૪ = ૫૩૬ (પાંચસો છત્રીસ) મકતૂબાત છે.
- ત્રણ દફતરો મળીને અંદાજે ૨૦૦ શખ્સોના નામે પત્રો છે.
- જેના નામે એક પત્ર હોય તેવા ૯૦ શખ્સો છે.
- જેના નામે બે પત્રો હોય તેવા ૩૪ શખ્સો છે.
- જેના નામે ત્રણ પત્રો હોય તેવા ૧૩ શખ્સો છે.
- જેના નામે ચાર પત્રો હોય તેવા ૯ શખ્સો છે.
- જેના નામે ૪ કરતાં વધારે પત્રો હોય તેવા ૨૮ શખ્સો છે.
- કુલ ૫૩૬ પત્રો પૈકી ૭ પત્રો એવા છે જે કોના નામે લખેલાં છે તે ચોકકસ જાણી શકાતું નથી.
- ૧૩ પત્રો એવા છે જે બબ્બે શખ્સોના સંયુકત નામે લખેલાં છે.
- ૧ (એક) પત્ર એક હિંદુના નામે છે.
- ૧ (એક) પત્ર બાદશાહ જહાંગીરના નામે છે.
- ૫૦ (પચાસ) કરતાં પણ વધારે પત્રો જહાંગીરના દરબારીઓના નામે છે.
- દરબારીઓ પૈકી સૌથી વધારે, ૨૩ (તેવીસ) પત્રો સય્યિદ ફરીદ બુખારીના નામે છે.
- તમામ ૨૦૦ (બસો) શખ્સો પૈકી સૌથી વધારે, ૩૪ (ચોત્રીસ) પત્રો હઝરત (રહ.)એ પોતાના ખલીફા હઝરત મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ને લખેલાં છે.

## મકતૂબાત શરીફનો ઉર્દૂ સારાંશ : 'દુર્રે લાસાની'

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રહૂએ મજકૂર મકતૂબાત શરીફ ફારસી ભાખામાં લખ્યા હતા. એના ત્રણે દફતરોના કુલ ૫૩૬ (પાચસો છત્રીસ) મકતૂબાત શરીફનો ઉર્દૂ ભાખામાં સારાંશ હઝરત શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી, નકશબંદી, મુજદ્દિદી (રહ.)એ લખ્યો હતો. મજકૂર ઉર્દૂ સારાંશ આપે 'દુર્રે લાસાની' દફતર ૧, ૨, ૩ નામથી પ્રગટ કર્યો હતો.

મકતૂબાત શરીફનો ઉર્દૂમાં સારાંશ લખવાના કારણો દર્શાવતા આપ (રહ.) લખે છે કે :

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત શરીઅતની સૂક્ષ્મતાઓના, તરીકતની હકીકતોના, હકીકતના ભેદોના, મઅરિફતના રહસ્યોના તેમજ મઆરિફના ભંડાર છે.

જાણે જમીન અને આસમાનના ઉલૂમ તેમજ આસમાની કિતાબોનો ખૂલાસો (સાર) અને મઆરિફ, ટૂંકાણથી અને વિસ્તારથી આ મકતૂબાત (પત્રો)માં છે !

એમાં :–

O શરીઅતના 'કાલ'નું,

O તરીકતના 'હાલ'નું, અને

O અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતના ભેદો અને રહસ્યોનું સુંદર બયાન ફરમાવ્યું છે.

O એમાં એવા એવા ઉલૂમ અને મઆરિફ બયાન ફરમાવ્યા છે કે જેનો ઉલ્લેખ ભૂતપૂર્વ બુઝુર્ગોની કિતાબોમાં ક્યાંય નથી !



હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.), જેઓ હઝરત કાઝી સનાઉલ્લાહ સાહબ પાનીપતી (રહ.)ના શયખ છે, તેઓ જ્યારે કોઈને ખિલાફત આપતા તો હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત અર્પણ કરતા અને પછી તાકીદ કરીને ફરમાવતા કે :

> "આ મકતૂબાત શરીફને (દરરોજ) અસરની નમાઝ બાદ પઢ્યા કરજો અને તલબા (મુરીદો, શાગિર્દો)ને સંભળાવજો ! આ મકતૂબાત તમારા ફૈઝ અને માર્ગદર્શનના માટે ઈન્શાઅલ્લાહ પૂરતાં થશે !"



આ પત્રો ફારસી ભાષામાં છે અને વળી ફારસી પણ ૪૦૦ (ચારસો) વરસ પહેલાંની ભારેખમ...એટલે મેં આ મકતૂબાતનો ઉર્દૂ ભાષામાં ખુલાસો લખવાનો વિચાર કર્યો કે જેથી સામાન્ય મુસલમાનો પણ એના ફૈઝથી લાભ ઊઠાવે. ઉર્દૂ ભાષાંતર કરવા છતાં જ્યાં મઝમૂન કંઈક મુશ્કેલ જણાયો ત્યાં 'આગાહી' શબ્દ લખીને સ્પષ્ટીકરણ કર્યું છે. જેથી વાચકો એને સારી રીતે સમજી લે.

('દુર્રે લાસાની'ની પ્રસ્તાવનામાંથી)

'દુર્રે લાસાની'ના ત્રણે ગ્રંથોનો ગુજરાતી અનુવાદ પણ અલ્હમ્દુલિલ્લાહ પ્રગટ થઈ ગયો છે.

## ‘દુર્રે લાસાની’નો ગુજરાતી અનુવાદ

‘દુર્રે લાસાની’ના ત્રણે ગ્રંથોનો ગુજરાતી અનુવાદ પણ અલ્હમ્દુલિલ્લાહ પ્રગટ થઈ ગયો છે.

## ખાસ કૈફિયત, સુરૂર અને અનવાર

‘દુર્રે લાસાની’ના ગુજરાતી અનુવાદમાં ‘આમુખ’માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) લખે છે કે :

તમામ મકતુબાતે મુજદ્દિદીય્યહમાં એક ખાસ કૈફિયત, સુરૂર અને અનવાર મહેસૂસ થાય છે ! તલબાએ હક, સાહિબે નિસ્બત અને સાહિબે કૈફ એનો અંદાઝો લગાવી શકે છે.

મારા મહાન દાદા હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ અલયહિર્રહમત ઈર્શાદ ફરમાવ્યા કરતા હતા કે,

> ‘‘મકતુબાતે હઝરત મુજદ્દિદ અલયહિર્રહમતનું અવલોકન કરતાં કરતાં હું પોતાના સીના પર મૂકતો હતો ત્યારે એના અનવાર મારા કલ્બ (દિલ)માં અને સીનામાં મહેસૂસ કરતો હતો. પરંતુ જયારે અવલોકન પછી પોતાના સિરહાને મૂકી દેતો હતો ત્યારે એના ઝિક્રનો અવાજ પોતાના કાનોથી સાંભળતો હતો !’’

કેટલીયે વખત આ બાબત મહેસૂસ થઈ છે અને જોવામાં આવી છે કે, મકતુબાતે મુજદ્દિદીય્યહના (ઉર્દૂ) સારાંશની હસ્તપ્રત (મેન્યુસ્ક્રીપ્ટ)નું (દાદા સાહબ રહ.) જયારે જયારે અવલોકન કરતા હતા ત્યારે (આપ રહ.ના ચહેરા પર) એક ખાસ પ્રકારની કૈફિયત જોવામાં આવતી હતી !

મકતુબાતે હઝરત મુજદ્દિદ (રહ.)ના અવલોકન વખતે જે સુરૂર અને ફયઝાન મહેસૂસ થાય છે તે ઘણી ઓછી કૃતિઓ અને સંપાદનોમાં મહેસૂસ થાય છે.

એનું કારણ, હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.), આ ઈર્શાદ ફરમાવ્યા કરતા હતા કે,

> "ઝાત અને સિફાતે હક તઆલાના જે હકાએક અને મઆરિફ બયાન કરું છું તે હાલતે સુરૂર (મસ્તી અને બેખુદી)માં બયાન કરું છું. એ પૈકી લખેલાં ઘણાં હાલાત એવા હોય છે જે ખલ્કે ખુદાની હિદાયત અને ફાયદા માટે બયાન કરવામાં આવે છે."

મકતુબાતે મુજદ્દિદીય્યહ (રહ.)નો મોટો ભાગ એ જ હકાએક અને મઆરિફથી ભરેલો છે.

('દુર્રે લાસાની' ગુજરાતી ભાગ ૧, પા. ૫ અને ૬)

# ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ની મુબારક ઔલાદ

## આપ (રહ.)ની મુબારક ઔલાદ એક નજરમાં

આપ (રહ.)ના ૭ (સાત) સાહબઝાદાઓ અને ૩ (ત્રણ) સાહબઝાદીઓ હતી જેની વિગતો નીચે પ્રમાણે છે :–

| ક્રમ | નામ | જન્મ હિ.સ. | વફાત હિ.સ. | ઉંમર |
|---|---|---|---|---|
| ૧ | હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહમતુલ્લાહિ અલયહ) | ૧૦૦૦ | ૯,રબી.અ., ૧૦૨૫ | ૨૫ |
| ૨ | હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહમતુલ્લાહિ અલયહ) | ૧૦૦૫ | ૨૭,રબી.આ., ૧૦૭૦ | ૬૫ |
| ૩ | હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહ) | ૧૦૦૭ | ૯,રબી.અ., ૧૦૭૯ | ૭૨ |
| ૪ | હઝરત ખ્વાજા મુહમ્મદ ફર્રુખ (રહમતુલ્લાહિ અલયહ) | ૧૦૧૦ | ૭,રબી.અ., ૧૦૨૫ | ૧૫ |
| ૫ | હઝરત ખ્વાજા મુહમ્મદ ઈસા (રહમતુલ્લાહિ અલયહ) | ૧૦૧૭ | ૭,રબી.અ., ૧૦૨૫ | ૮ |
| ૬ | હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ (રહમતુલ્લાહિ અલયહ) | ? | ? | ૨ |
| ૭ | હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા (રહમતુલ્લાહિ અલયહ) | ૧૦૨૪ યા ૧૦૨૭ | ૨૭,જમા.અ., ૧૦૯૬/૧૦૯૮ | ૬૯ યા ૭૧ |
| ૮ | બીબી રૂકય્યાબાનુ (રહ.) | ? | દુગ્ધ પાનના સમયમાં | ? |
| ૯ | બીબી ઉમ્મે કુલ્સૂમ (રહ.) | ૧૦૧૧ | ૮,રબી.અ.,૧૦૨૫ | ૧૪ |
| ૧૦ | બીબી ખદીજાબાનુ (રહ.) | ? | ? | ? |

# 1

## હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)

### જન્મ

આપ હઝરત (રહ.)ના સૌથી મોટા સાહબઝાદા હતા. આપ મહાન ઔલિયા પૈકી હતા. આપનો મુબારક જન્મ હિજરીસન ૧000 (એકહઝાર)માં સરહિંદ શરીફમાં થયો હતો.



### બાળપણથી જ વિલાયતના અનવાર જાહેર થતા હતા

બાળપણથી જ આપની મુબારક પેશાનીથી સઆદત (સૌભાગ્ય)ની નિશાનીઓ તેમજ વિલાયતના અનવાર જાહેર થતાં હતા. આપના માનવંત દાદા સાહેબ હઝરત શયખ અબ્દુલ અહદ (રહ.)એ બાળપણથી જ આપને પોતાની તાલીમ અને તરબિયતમાં રાખ્યા.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

મારા વાલિદ સાહબ (રહ.) ફરમાવ્યા કરતા હતા કે,

''તમારો આ છોકરો મને હકાઈક અને મઆરિફની એવી એવી અજીબ વાતો પૂછતો રહે છે કે તેનો જવાબ મુશ્કેલીથી આપી શકાય છે.''

### હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) જમાદિલ આખર, હિજરીસન ૧00૮ માં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થયાં. હઝરત મુહમ્મદ સાદિક પણ આપની

સાથે હતા. ત્યારે આપની ઉંમર માત્ર આઠ વરસની હતી. હઝરત મુહમ્મદ સાદિક (રહ.) પણ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની નઝરે કુબૂલિય્યતમાં આવીને ઝિક્ર અને મુરાકબહ તથા જઝબહ અને નિસ્બતથી મુશર્રફ થયા.

નાની ઉંમરના હોવા છતાં આપને એવા કમાલાત નસીબ થયા કે જેવા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં ઘણાં લાંબા સમયથી રહેતા સાલિકોને નસીબ થતા હતા. ત્યારે એવું માલૂમ પડતું હતું કે સાત વરસનો આ છોકરો, જેને સુલૂકમાં કદમ મૂકયાને થોડો જ સમય થયો છે, ઘણો આગળ નીકળી ચૂકયો છે.

### આઠ વરસના બાળકના મકામથી પચાસ વરસના દરવેશ દંગ થઈ ગયા !

એક દરવેશે સુલૂકની તકમીલ કરીને પોતાના કામિલ શયખથી ખિલાફત હાસિલ કરી. તે પછી તે દરવેશ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થયો. તેણે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) સમક્ષ પોતાના હાલાત અર્ઝ કર્યા. તે પછી કહ્યું કે,

> "અગર આપની પાસે પણ એ જ સર્વ કાંઈ છે જે હું હાસિલ કરી ચૂકયો છું તો આપને શા માટે તકલીફ આપું ? અને જો એના કરતાં કંઈ વધારે છે તો આપથી (બયઅત થઈને) ફાયદો હાસિલ કરું."

(એના જવાબમાં) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ને બોલાવીને તેમનાથી અહવાલ પૂછવાના શરૂ કર્યા. તો આપે માત્ર આઠ વરસની ઉંમરમાં પોતાના એવા હાલાત બયાન કર્યા કે જે આ પચાસ

વરસના શયખ (દરવેશ)ના કરતા કયાંય વધારે હતા !

આપના હાલાત સાંભળીને પેલો દરવેશ ઘણો શરમિંદા થયો અને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી ફાયદો હાસિલ કરવા માટે હકારમાં શિર ઝુકાવી દીધું.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૦૧)

## કશ્ફે કુલૂબ અને કશ્ફે કુબૂર

હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) બાળપણથી જ કશ્ફે કુલૂબ (દિલના હાલાત જાણી લેવા) અને કશ્ફે કુબૂર (કબરના હાલાત જાણી લેવા)માં અત્યંત ઉચ્ચ નઝર ધરાવતા હતા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ઉમૂરે કવનિયહ (ભવિષ્યમાં થનારી બાબતો) વિષે આપથી પૂછયા કરતા હતા. હઝરત મુહમ્મદ સાદિક (રહ.) પોતાના કશ્ફના ઝરીઆથી એનો જવાબ આપતા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) આપને કબરો પર લઈ જઈને મુર્દાઓના હાલાત પૂછતા તો પણ આપ તત્કાળ જે કંઈ કબરમાં જોતાં તે બયાન કરી દેતા હતા.

('રવઝતુલ કય્યૂમિય્યહ' પા. ૨૮૧)

હઝરત મુહમ્મદ સાદિક (રહ.)ના ચાચા અર્થાત્ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ભાઈ શયખ મસઊદ વેપારની નિય્યતથી કંદહાર (અફઘાનિસ્તાન)ની તરફ રવાના થયા. હઝરત મુહમ્મદ સાદિક (રહ.) આપને વિદાય કરવા માટે આપના માનવંત દાદા સાહબ શયખ અબ્દુલ અહદ (રહ.)ના મઝાર સુધી ગયા.

દાદા સાહબ (રહ.)ના મુબારક મઝાર પર એક મિનિટ મુરાકબહ કરવા બાદ આપે ફરમાવ્યું કે,

"દાદા જાન (કબરમાંથી) ચાચા સાહબને આ સફર કરવાથી મના ફરમાવે છે."

તે વખતે આપ બાળક હતા અને બાળક સમજીને આપની વાત પર કંઈ વિચાર ન કર્યો અને સફરે રવાના થઈ ગયા.

છેવટે શયખ મસઊદે એ જ સફરમાં ઈન્તેકાલ ફરમાવ્યો.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૦૯)

## જાહેરી અને બાતિની બંને ઉલૂમમાં નિષ્ણાત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ જે જમાઅતને બાતિની તરબિય્યતના માટે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ને સોંપી હતી તેમાં હઝરત મુહમ્મદ સાદિક (રહ.) પણ હતા. અને આખી જમાઅતમાં બહેતર હતા. બાદમાં પોતાના માનવંત વાલિદ સાહબના ફયઝે તરબિયતથી કમાલ અને અકમાલ સુધી પહોંચ્યા. અને :

**'અલ વ-લ-દુ સિર્રુન લિ અબીહિ'**

[ પુત્ર પોતાના પિતાના ભેદોનો જાણકાર હોય છે. ]

ના પૂરેપૂરા લાયક સાબિત થયા.

સૌથી વધારે નવાઈની વાત આ છે કે બાળવયમાં આ ગલ્બો હોવા છતાં દીની તાલીમથી પણ ફરાગત હાસિલ કરી.

ઉલૂમે અકલિયહ❶ અને ઉલૂમે નકલિયહ❷માં નિષ્ણાત

---

❶ **ઉલૂમે અકલિયહ** : અક્કલ વડે મેળવવામાં આવતો ઈલ્મ જેવા કે : તત્ત્વજ્ઞાન (ફિલસૂફી), તર્કશાસ્ત્ર (લોજીક)...વગેરે.

❷ **ઉલૂમે નકલિયહ** : એકથી બીજાને નકલ થતો આવેલો, રિવાયત થયેલો ઈલ્મ : હદીસ શરીફ...વગેરે.

થયા. ઈલ્મ હાસિલ કરવા બાદ તાલીમ અને તદરીસ (શિક્ષણ આપવામાં) પણ મશગૂલ રહ્યા.

આપે અરબી ભાષાનું જ્ઞાન શયખ મુહમ્મદ તાહિર લાહોરી (રહ.)થી અને ઉલૂમે હિકમિયહ (હિકમતનું જ્ઞાન) મૌલાના મુહમ્મદ માસૂમ કાબુલી (રહ.)થી મેળવ્યું અને ૧૮ (અઢાર) વરસની ઉંમરમાં જાહેરી ઉલૂમથી ફારેગ થઈ ગયા.

('નુઝહતુલ ખવાતિર' ૫/૩૩૬)

## આપની વાતની અસર

એક દરવેશનું બયાન છે કે:

મેં એક દિવસે પોતાના એક પડોશીના વિષે સાહબઝાદા મૌસૂફ (હઝરત મુહમ્મદ સાદિક)થી શિકાયત કરી અને પોતાની પરેશાની જાહેર કરી અને કહ્યું કે,

> ''અગર આપ તે લોકો (પડોશીઓ)ને ચેતવણી આપો તો સારું છે.''

આ સાંભળીને આપે એક ઠંડી આહ ભરી અને ફરમાવ્યું,

> ''હે શખ્સ ! જો અમે પણ દુશ્મનીનો રસ્તો અપનાવીએ તો અમારામાં અને અહલે રસ્મ (ચીલા ચાલુ લોકો)માં શું તફાવત રહેશે ?''

પેલા દરવેશનું બયાન છે કે,

> ''આ વાત આપે મુબારક ઝબાનથી કંઈ એવી તાસીરની સાથે અદા ફરમાવી કે હું મારી ગુઝારિશ અને શિકાયત પર અફસોસ અને પસ્તાવો કરવા લાગ્યો. અને પડોશીના તરફ (મારા દિલમાં) જે કીનો (કપટ, દ્વેષ) હતો તે ચાલી ગયો.'' ('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૦૩)

## ફનાઈય્યતની નિશાનીઓ આપના મુબારક ચહેરાથી જાહેર થતી હતી

ફનાઈય્યતની નિશાનીઓ અને દુનિયાના અયશથી નિર્લેપતા આપના મુબારક ચહેરાથી જાહેર થતી હતી. એ કૈફિયતની અસર બીજાઓ પર પણ થતી હતી.

કેટલાક રઈસો, ધનવાનો આપની મજલિસમાં પહોંચવા પછી કહ્યા કરતા હતા કે :

> ''જેવા જ આ જુવાનને અમે જોઈએ છે, કે તરત જ અમારા દિલ દુનિયાથી ઠંડા થઈ જાય છે (અર્થાત્ દુનિયાની ચાહત ઠંડી થઈ જાય છે.)''

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની શફકત અને મરહમત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની શફકત અને મરહમત હઝરત મુહમ્મદ સાદિક (રહ.)ના હાલ પર એટલા પ્રમાણમાં હતી કે એક વખતે હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને સખત તાવ આવ્યો તો હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ને પણ સખત તાવ આવ્યો. અને દિવસો સુધી બંનેને તાવમાંથી શિફા ન મળી. છેવટે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને ફરમાવ્યું કે,

> ''અમારો તાવ ઈન્અકાસી (પ્રતિબિંબિત) છે. જ્યાં સુધી મુહમ્મદ સાદિક અહીં છે ત્યાં સુધી ન તેમનો તાવ ઉતરશે ન મારો. એટલે તેમને સરહિંદ રવાના કરી દો કે જેથી અમે બંને સારા થઈ જઈએ.''

જેથી આપના હુકમનું પાલન કરવામાં આવ્યું. આપના રવાના જતાં જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)નો તાવ ઉતરી ગયો અને સમાચાર મળ્યા કે ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)નો તાવ પણ ઉતરી ગયો.

('હઝરાતુલ કુદ્સ' ૨/૧૮૯)

## મકામે હયરતમાં ગર્ક

એક વખતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) વિષે લખ્યું કે,

''મુહમ્મદ સાદિક બાળપણથી જ પોતાને ઝબ્ત નથી કરી શકતા. જો સફરમાં સાથે જાય છે તો ઘણી તરક્કી કરે છે. દામને કોહ (પહાડની તળેટી)ના સફરમાં સાથે હતો, ઘણી તરક્કી કરી અને મકામે હયરતમાં ગર્ક છે. હયરતમાં ફકીરની સાથે ઘણી મુનાસિબત ધરાવે છે.''

('મક્તૂબાત શરીફ', દફતર અવ્વલ, મક્તૂબ ૧૮)

## એકવીસ વરસની ઉંમરે ખિલાફત હાસિલ થઈ

૨૧ (એકવીસ) વરસની ઉંમરે, જુમ્આના દિવસે, જમાદિલ આખર, ૧૦૨૧ ના રોજ ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિલ્અતે ખિલાફતથી મુશર્રફ થયા અને ઈર્શાદ તથા તલ્કીનની આમ ઈજાઝત હાસિલ થઈ. હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ આપને પોતાનો ખાસ અબા (ઝભ્ભો) અર્પણ કર્યો. તે જ દિવસે એક મોટી જમાઅતે આપથી બયઅત અને મુસાફહ કર્યો. તે વખતે આપની મુબારક પેશાનીથી

એક નૂર એવું પ્રગટ થયું કે વિશ્વને પ્રકાશિત કરનાર સૂરજ પણ તેના મુકાબલામાં ઝાંખો થઈ ગયો.

('હઝરાતુલ કુદ્સ', ભાગ ૨, પા. ૧૯૧)

## આપના ઈલ્મની ઊંડાઈ

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ખલીફા હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.) લખે છે કે :

O મુતવ્વલ (હાશિયએ મીર સહિત),
O શરહે અકાઈદ (હાશિયએ ખયાલી સહિત),
O યુક્લિડસ❶ના લખાણો,
O શરહે મુતાલિઅ (હાશિયએ મીર સહિત)

...વગેરે કિતાબો મેં આપ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહ.)ની ખિદમતમાં પઢી.

આપ અર્થઘટનમાં ઘણાં ઊંડા જતા હતા અને જુદી જુદી રીતે અર્થ સમજાવતા હતા. કદી કદી પોતાના વિચારો કોઈ કિતાબ પર હાશિયા રૂપે લખતા હતા અને નાયાબ (અલભ્ય) તથા જદીદ (નવા) તારણો પોતાની આગવી કુદરતી પ્રતિભાથી રજૂ કરતા હતા. ('હઝરાતુલ કુદ્સ', ભાગ ૨, પા. ૧૯૧)

## સરહિંદ શરીફની કુરિબયત

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)માં આપની પ્રશંસામાં ઘણાં વાકયો લખ્યા છે.

O એક જગાએ આપને 'મઆરિફના મજમૂઆ' ફરમાવ્યા છે.

---

❶ યુક્લિડસ : પ્રખ્યાત ગ્રીક ફિલસૂફ અને ગણિત શાસ્ત્રી

O એક મકામ પર 'નુસ્ખએ મકામાતે જઝબહ વ સુલૂક' કહ્યા છે.

O ઉપરાંત ઈર્શાદ ફરમાવે છે કે,

''આ મકામ મારા ફરઝંદે અરશદને આપવામાં આવ્યો છે અને તેમની વિલાયતમાં દાખલ છે. ફકીર (હું) આ જગાએ મુસાફિરોની જેમ તેમની વિલાયતમાં બેઠો છુ.''

| અર્થાત્ સરહિંદ શરીફની કુત્બિયત ખ્વાજા મુહમ્મદ સાદિકની છે. |

('મક્તૂબાત શરીફ', દફતર અવ્વલ, મક્તૂબ ૨૪૪)



### વફાત

જયારે સરહિંદ શરીફમાં પ્લેગના રોગનું જોર ઘણું વધી ગયું તો ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)એ ફરમાવ્યું કે,

''વબા (આફત) કોઈ તર લુકમો ચાહે છે. જયાં સુધી હું ન જઈશ એ દૂર ન થશે.''

જેથી આપને તાવ ચઢયો અને સોમવાર, ૯ (નવ) રબીઉલ અવ્વલ, ૧૦૨૫ હિજરીસનના દિવસે ઈન્તેકાલ ફરમાવ્યો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

નઝઅ (વફાત પહેલાંની હાલત)માં આપે ફરમાવ્યું કે,

''હવે અલ્લાહ તઆલા લોકો પરથી આ મુસીબત અને વબા દૂર ફરમાવી દેશે. જો મારા ઈન્તેકાલ બાદ કોઈ શખ્સ આ બીમારીમાં સપડાય તો મારું નામ લખીને તેના ગળામાં નાંખી દે અને એક છદામ (દમડી, પૈસાનો ચોથો ભાગ) મારા ઈસાલે સવાબ માટે ખુદાની રાહમાં

આપી દે. અલ્લાહ તઆલા પોતાના ફઝલ અને કરમથી સંપૂર્ણ શિફા અતા ફરમાવશે.''

જેથી ખરેખર આપના ઈન્તેકાલ બાદ કોઈ શખ્સ આ રોગ (પ્લેગ)માં સપડાતો તો આપનું મુબારક નામ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહ.) લખીને તેના ગળામાં નાંખતાં જ સારો થઈ જતો.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૦૫,૩૦૬)

## કફન અને દફન

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ આપના કફન માટે ઉમદા પહેરણ લિફાફહ (તરીકે) અને કમીસ તથા ઈઝાર, આદત મુજબ સગવડ કરી અને દફન કરવા માટે વિચારવા લાગ્યા કે, ક્યાં દફન કરવામાં આવે.

હુકમ થયો કે, હવેલીના સહનમાં, જ્યાં કેટલીક વેળા ખૂદ મખ્દૂમઝાદહ ત્યાં થોભતા હતા, ત્યાં દફન કરવામાં આવે. જેથી સહનમાં એક જગા નક્કી કરવામાં આવી. એ મકામની શરાફત અને બુઝુર્ગી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના આ મકતૂબ (પત્ર)થી જાહેર થાય છે :

''મારા ફરઝંદે આઝમ (મોટા પુત્ર)ની વફાતથી થોડાં મહિના પહેલાં આ નૂર મારા પર જાહેર કરવામાં આવ્યું અને ફકીરના (મારા) નિવાસ સ્થાનનો એક ખૂણો દર્શાવીને એક બુલંદ નૂર એવા પ્રકારનું દેખાડ્યું કે સિફત અને શાનની ગર્દ (ધૂળ)એ ખૂણાને લાગી ન હતી અને કૈફિયતથી ઉચ્ચ અને પર હતું.

એ વખતે એ ઈચ્છા પૈદા થઈ કે મને એ ઝમીનમાં દફન કરવામાં આવે અને એ નૂર મારી કબર પર ચમકતું

રહે. આ વાતને મેં મારા ફરઝંદે આઝમ પર, જેઓ સાહિબે અસરાર (ભેદોના જાણકાર) હતા જાહેર કરી અને આ નૂર તેમજ (મારી) પેલી ઈચ્છા પણ જાહેર કરી.

સંજોગવશાત મર્હૂમ ફરઝંદ આ દૌલતમાં અગ્રતા મેળવી ગયા અને ખાકના પરદામાં જઈને નૂરમાં ગર્ક થઈ ગયા.

આ શહેર (સરહિંદ)ના માટે આ ઘણી મોટી શરાફતનું નિમિત્ત છે કે મારા ફરઝંદે આઝમ જેવા શખ્સ, જે અલ્લાહ તઆલાના મહાન અવલિયામાંથી છે, આ જગાએ આરામ કરે છે.''

('મક્તૂબાત શરીફ' ભાગ ૨, મક્તૂબ ૨૨)

## નાની ઉંમરમાં મોટી સિદ્ધિ

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) ફરમાવે છે કે,

''મારા મર્હૂમ ફરઝંદ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહ.) હક સુબ્હાનહૂ વ તઆલાની આયતોમાંથી એક આયત (નિશાની) અને રબ્બુલ આલમીનની રહમતોમાંથી એક રહમત હતા. ૨૪ (ચોવીસ) વરસની ઉંમરમાં તેણે જે કંઈ મેળવ્યું તે કદાચ જ કોઈને પ્રાપ્ત થાય.

મવલિયત (અધ્યાપન)ના પાયાને તથા અકલિયા અને નકલિયા ઉલૂમ (બૌદ્ધિક અને પારંપારિક વિદ્યા)ની તદરીસ (અધ્યાપન)ને પરિપૂર્ણતાની હદ સુધી પહોંચાડયો હતો. એમના શાગિર્દો (શિષ્યો) બયઝાવી અને શરહે મવાકિફ વગેરે પઢાવવામાં ઉચ્ચ કક્ષાની કાબેલિયત ધરાવતા હતા.

એમની મઅરિફત અને ઈરફાનની હિકાયતો તેમજ શહૂદ અને કશ્ફના કિસ્સાઓ બયાનથી પર છે.

('મકતૂબાત શરીફ' ભાગ ૧, મકતૂબ ૩૦૬)

## વિલાયતે મૂસવી (અલૈ.)

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) ફરમાવે છે કે,

''વિલાયતે મૂસવી (અલૈ.)❶ને અંતિમ બિંદુ સુધી પહોંચાડી હતી અને એ વિલાયતે ઉલિયા❷ના અજાઈબ અને ગરાઈબ બયાન કરતા રહેતા હતા.

(તેઓ) હંમેશા :

- ખાઝેઅ અને ખાશેઅ (તન્મય અને તલ્લિન)
- મુસ્તજી અને મુતઝર્રિઅ (દુઆ અને રુદનમાં મગ્ન)
- મુતઝલ્લિલ અને મુન્કસાર (કાંપતા અને આજીઝી કરતા)

રહેતા હતા. અને કહ્યા કરતા હતા કે,

'દરેક વલીએ અલ્લાહ તઆલાથી એક ન એક ચીઝ માંગી છે; મેં ઈલ્તિજા અને તઝર્રુઅ (રુદન) માંગ્યું છે.'

('મકતૂબાત શરીફ' ભાગ ૧, મકતૂબ ૩૦૬)

---

❶ વિલાયતે મૂસવી (અલૈ.) : સમજૂતી માટે જુઓ : 'મેઅયારુસ્સુલૂક' : 'દાઈરએ હકીકતે મૂસવી (અલૈ.)' પ્રકરણ

❷ વિલાયતે ઉલિયા : જુઓ મેઅયારુસ્સુલૂક : વિલાયતે ઉલિયાનું પ્રકરણ

## આપની મુબારક ઔલાદ

આપની ઔલાદમાં માત્ર એક સાહબઝાદહ શયખ મુહમ્મદ હતા. જેમની ઔલાદનો સિલસિલો જારી છે.

('હદયએ અહમદિયહ' પા. ૬)

❷

**હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ 'ખાઝિનુર્રહમહ' (રહમતુલ્લાહિ અલયહ)**

આપનું મુબારક નામ 'શજરએ તય્યિબહ'માં આવતું હોવાથી આપના વિસ્તૃત હાલાત ઈ.અ. 'નકશબંદી ઔલિયા'ના છઠ્ઠા ગ્રંથમાં લખવામાં આવશે.

❸

**હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)**

આપનું મુબારક નામ પણ 'શજરએ તય્યિબહ'માં આવતું હોવાથી આપના વિસ્તૃત હાલાત પણ ઈ.અ. 'નકશબંદી ઔલિયા'ના પાંચમાં ગ્રંથમાં લખવામાં આવશે.

❹

**હઝરત ખ્વાજા મુહમ્મદ ફર્રૂખ (રહ.)**

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ચોથા ફરઝંદ હતા.

નકલ છે કે વબા (પ્લેગ)ના જમાનામાં ખ્વાજા મુહમ્મદ ફર્રૂખ અને આપના નાના ભાઈ મુહમ્મદ ઈસા બંને સાહબઝાદા બીમાર થયા. લોકોએ મશ્વરહ કર્યો કે બંનેને અલગ અલગ રાખવામાં આવે કે જેથી એક બીજાની અસર ન થાય.

જેથી ખાનકાહ શરીફના હુજરામાં મુહમ્મદ ફર્રૂખને રાખવામાં આવ્યા અને ઝનાના મકાનમાં મુહમ્મદ ઈસાને રાખવામાં આવ્યા.

સંજોગવશાત પ્રથમ મુહમ્મદ ઈસાનો ઈન્તેકાલ થઈ ગયો તો લોકોએ કહ્યું કે મુહમ્મદ ફર્રૂખને જાણ થવી ન જોઈએ.

એટલામાં મુહમ્મદ ફર્રૂખે પોતે જ કહ્યું કે,

''હે ભાઈ ! તમે બેવફાઈ કરી કે મારાથી પહેલાં ચાલ્યા ગયા !''

મૌલાના અબ્દુલ હય ત્યારે આપની પાસે હાજર હતા.

તેમણે પૂછ્યું કે,

''બાબા ! તમે કોની સાથે વાત કરો છો ?''

આપે કહ્યું કે,

''મુહમ્મદ ઈસાની સાથે જેઓ ઈન્તેકાલમાં મારાથી અગ્રતા મેળવી ગયા.''

મૌલાનાએ કહ્યું કે,

''મુહમ્મદ ઈસા તો (ઝનાના) મકાનમાં છે. તમને તેમના ઈન્તેકાલની જાણ કેવી રીતે થઈ ?''

આપે કહ્યું કે,

''હું જોઈ રહ્યો છું કે ફરિશ્તા તેમને ગુસલ આપી રહ્યા છે.''

તે જ દિવસે સાંજે, ૭ રબીઉલ અવ્વલ, ૧૦૨૫ હિ.સ.માં મુહમ્મદ ફર્રૂખે પણ ઈન્તેકાલ ફરમાવ્યો. ઈન્તેકાલ વખતે આપની ઉંમર માત્ર ૧૫ (પંદર) વરસ હતી.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

('હઝરાતુલ કુદ્સ' ૨/૨૬૪)

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે,

''મુહમ્મદ ફર્રૂખના વિષે શું લખવામાં આવે. ૧૧ (અગિયાર) વરસની ઉંમરે તાલિબે ઈલ્મ અને કાફિયા પઢતા થઈ ગયા હતા અને ઘણી સમજપૂર્વક સબક પઢતા હતા. અને હંમેશા આખિરતના અઝાબથી ડરતા હતા અને કાંપતા હતા. અને દુઆ કર્યા કરતા હતા કે,

'બાળપણમાં જ આ કમીની દુનિયાને છોડી જાઉં કે જેથી આખિરતના અઝાબથી મુક્તિ મળી જાય.'

મોત વખતની બીમારીમાં જે અહબાબ (સ્નેહીઓ) તેમની બીમારપુરસીના માટે આવતા હતા, ઘણાં અજીબ અને ગરીબ હાલાત તેમનાથી નિહાળતા હતા.''

('મક્તૂબાત શરીફ' દફતર અવ્વલ, મક્તૂબ ૩૦૬)

5

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઈસા (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના પાંચમાં ફરઝંદ હતા. 'ઝુબ્દતુલ મકામાત'ના લેખક લખે છે કે,

''મુહમ્મદ ઈસા નામ રાખવાનું કારણ આ હતું કે જયારે આપ માતાના પેટમાં હતા ત્યારે હઝરત મુજદિદ અલ્ફેસાની (રહ.) પર હઝરત ઈસા અલયહિસ્સલામ જાહેર થયા અને ફરમાવ્યું :

તમારા ઘરમાં ફરઝંદ પૈદા થશે, તેનું નામ મારા નામ પર રાખશો.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૪)

## ચાર વરસની ઉંમરથી કરામતો જાહેર થવા લાગી

ખ્વાજા મુહમ્મદ ઈસા (રહ.) જયારે ૪ (ચાર) વરસના થયા તો આપથી કરામતો જાહેર થવી શરૂ થઈ ગઈ.

હામિલા (ગર્ભવતી) ઓરતો આપની ખિદમતમાં આવતી અને પૂછતી કે :

''આ હમલ (ગર્ભ)માં છોકરો થશે કે છોકરી ?''

આપ એના જવાબમાં જે ફરમાવતા તેવું જ બાળક પૈદા થતું.

ઓરતો પૂછતી કે,

''આપને કેવી રીતે જાણ થઈ ?''

આપ ફરમાવતા કે,

''હું તેમને પેટમાં એ જ રીતે જોઉં છું જેવી રીતે તમને (પ્રત્યક્ષ) જોઉં છું.''

('હઝરાતુલ કુદ્સ' પા. ૨૬૪)

આપની કરામતોમાંથી આ પણ છે કે, મૌલાના અમાનુલ્લાહ ફકીહ પોતાની શાદીના માટે સરહિંદથી કેટલીક મંઝિલ દૂર એક

ગામમાં ગયા. કેટલાક લોકો ત્યાંથી પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે,

"છોકરીવાળાઓને આપ નામર્દ (નપુંસક) હોવાની શંકા છે એટલા માટે છોકરી આપવા નથી ચાહતા."

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ સાહબઝાદા મુહમ્મદ ઈસાને બોલાવ્યા અને હકીકત પૂછી.

આપે કહ્યું કે,

"ચિંતાની કોઈ વાત નથી. મૌલાનાના નિકાહ થઈ જશે."

જેથી એ જ પ્રમાણે થયું કે થોડા દિવસ પછી આપના નિકાહ થઈ ગયા અને દુલ્હન આવી ગઈ.

('હઝરાતુલ કુદ્સ' પા. ૨૬૪)

## ઈન્તેકાલ

માત્ર આઠ વરસની નાની ઉંમરે, પ્લેગની બીમારીમાં, ૭, રબીઉલ અવ્વલ, ૧૦૨૫ હિજરીસનના રોજ સવારે આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે,

"મુહમ્મદ ઈસાથી આઠ વરસની ઉંમરમાં લોકોએ એટલા પ્રમાણમાં કરામતો જોઈ કે બયાનથી પર છે.

ગરઝ કીમતી મોતી હતા જે અમાનત રૂપે મને સોંપવામાં આવ્યા હતા. અલ્લાહ તઆલાની હમ્દ અને તેનો

અહેસાન છે કે કોઈ પણ જાતના બોજ કે નારાજગી વગર અમાનતવાળાની અમાનત અદા કરી દેવામાં આવી.

હે અલ્લાહ ! તું એના અજરથી અમને મહેરૂમ ન કરીશ અને તેના બાદ ફિત્નામાં ન નાખીશ. બ હુરમતે સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.''

('મકતૂબાત શરીફ' દફતર અવ્વલ, મકતૂબ ૩૦૬)

6

## હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના છઠ્ઠા ફરઝંદ હતા. માત્ર ૨ (બે) વરસની નાની વયે આપનો ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૪)

7

## હઝરત શાહ મુહમ્મદ યહ્યા (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના સાતમાં ફરઝંદ અને આપની ઔલાદમાં અંતિમ સંતાન છે.

આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૨૪ માં થયો.

### યહ્યા નામ રાખવાનું કારણ

આપના જન્મ વખતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પર આ આયતનો ઈલ્હામ થયો :

'ઈન્ના નુબશ્શિરુ-ક બિગુલામિ નિસ્મુહૂ યહ્યા.'

[અમે તમને એક યહ્યા નામના પુત્રની ખુશખબરી આપીએ છીએ.]

હઝરતે આ ઈશારા મુજબ આપનું નામ યહ્યા રાખ્યું.

('રવઝતુલ કય્યૂમિય્યહ' પા. ૩૧૦,
'હઝરાતુલ કુદ્સ' પા. ૨૬૨)

'ઝુબ્દતુલ મકામાત'માં છે કે,

''હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને આપના જન્મ પહેલાં ઈલ્હામ થયો હતો કે, તમારા ઘરમાં એક પુત્ર પૈદા થશે જે તમારા નામને જીવંત રાખશે.

એટલે જયારે આપ પૈદા થયા તો આ બશારતની મુનાસિબતથી આપનું નામ યહ્યા પાડયું.''

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૫)

## આપનો લકબ 'શાહ' પડવાનું કારણ

હઝરત મુહમ્મદ યહ્યા (રહ.) :

- O ઊંચાઈ અને બાંધામાં,
- O ચાલવામાં અને વાતચીતમાં,
- O આંખ અને ભવાંમાં

પોતાના માનવંત વાલિદથી ખૂબ જ સમરૂપતા ધરાવતા હતા.

('હઝરાતુલ કુદ્સ' પા. ૨૬૨)

આપ હજુ નાના બાળક જ હતા ત્યારે એક દિવસે (મહાન ચિશ્તી બુઝુર્ગ) હઝરત શાહ સિકંદર (રહ.) તશરીફ લાવ્યા.

આપે હઝરતથી ફરમાવ્યું કે,

"એક સાહબઝાદો મને ઈનાયત ફરમાવો કે જે અમારી જેમ દાના અને દીવાના રહે."

સંજોગવશાત તે વખતે શયખ મુહમ્મદ યહ્યા હાજર હતા.

હઝરતે ફરમાવ્યું કે,

"એને જ લઈ લો!"

શાહ સિકંદરે પોતાની નિસ્બત તેમને ઈલ્કા ફરમાવી અને ફરમાવ્યું કે,

"આજથી આ મખ્દૂમઝાદહને શાહ જીવના નામથી બોલાવ્યા કરો."

તે દિવસથી આપનો લકબ 'શાહ' પડી ગયો.

('રવઝતુલ કય્યૂમિય્યહ' પા. ૭૧૦,
'હઝરાતુલ કુદ્સ' પા. ૨૬૩,
'ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૫)

## શિક્ષણ માટે લગન અને તડપ

આપ બાળપણથી જ ઉચ્ચ કાબિલિયત ધરાવતા હતા. ઉપરાંત હઝરતની તરબિયતની બરકતથી માત્ર આઠ–નવ વરસની ઉંમરમાં કુઆર્ને મજીદ હિફ્ઝ (મોઢે) કરી લીધું હતું.

બાળપણના જ જમાનામાં શિક્ષણ મેળવવા માટે પણ આપને સંપૂર્ણ લગન અને તડપ હતી. બાળપણમાં જ ઉસ્તાદની સાથે આપની નિસ્બતે રાબિતહ એટલા પ્રમાણમાં જોવામાં આવી કે કોઈ બાળકથી એવું જોવામાં કે સાંભળવામાં નથી આવ્યું.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) અજમેર શરીફથી પાછા સરહિંદ શરીફ તશરીફ લાવી રહ્યા હતા ત્યારે ખાદિમો

બે–ત્રણ મંઝિલ આગળ આપના સ્વાગતના માટે ગયા. ખ્વાજા મુહમ્મદ યહ્યા પણ તેમની સાથે ગયા.

પરંતુ જ્યારે આપને માલૂમ થયું કે હઝરત કોઈ કારણે મજકૂર મંઝિલ પર ત્રણ–ચાર દિવસ રોકાઈને સરહિંદ શરીફ તશરીફ લઈ જશે તો ખ્વાજા મુહમ્મદ યહ્યાએ હઝરતથી સરહિંદ જવાની ઈજાઝત માંગી.

હઝરતે ફરમાવ્યું કે,

''આટલા જલ્દી જવાનું શું કારણ છે ?
કદાચ તમને અમારી યાદ નથી રહી.''

આપે અરજ કરી કે,

''આ થોડાં દિવસોમાં :

- મારા સબકનું નુકસાન થશે,
- મારો ફલાણો સાથી મારાથી આગળ વધી જશે,
- ઉપરાંત મને મારા ઉસ્તાદ પણ યાદ આવે છે.''

હઝરત આપની વાતચીત સાંભળીને ઘણાં ખૂશ થયા અને ફરમાવ્યું કે,

''એવી તબીઅત (સ્વભાવ) કેમ ન હોય જ્યારે કે તેઓ ઉલમાના તબકામાં અને હાફિઝો તથા સાલિહોના ખાનદાનમાંથી છે.''

તે પછી આપે તેમને સરહિંદ શરીફ જવાની ઈજાઝત આપી દીધી.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૫)

## હઝરતની આંખોમાં આંસૂ આવી ગયા !

અજમેર શરીફમાં જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને પોતાના ઈન્તેકાલના દિવસો નજીક હોવાની વાતની જાણ થઈ તો એક દિવસે આપે ફરમાવ્યું કે,

> ''હું ચાહું છું કે મુહમ્મદ યહ્યા પણ પોતાના ભાઈઓ (ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ)ની જેમ આ નિસ્બતથી લાભ મેળવે પરંતુ શું કરું તેઓ હજુ (આઠ–નવ વરસના) બાળક છે અને મારા ઈન્તેકાલનો સમય નજીક છે.''

આ પ્રમાણે ફરમાવ્યા બાદ માયા અને મમતાના કારણે આપની આંખોમાં આંસૂ આવી ગયા.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૫)

## ભાઈઓ પાસે શિક્ષણ પરિપૂર્ણ કર્યું

હઝરતની હયાતીમાં હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા કુઆને મજીદ હિફઝ કરી ચૂકયા હતા. હઝરતના ઈન્તેકાલ બાદ પોતાના મહાન ભાઈઓ :

O હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને
O હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની

તરબિયતમાં મઅકૂલ (બૌદ્ધિક) અને મન્કૂલ (પારંપારિક) ઉલૂમની પરિપૂર્ણતા કરી.

## પંદર વર્ષની ઉંમરે વિદ્યાર્થીઓને શિખવવાનું શરૂ કર્યું

જાહેરી ઈલ્મની પરિપૂર્ણતા બાદ માત્ર ૧૫ (પંદર)

વરસની ઉંમરે તો આપે ખૂબ જ પાબંદી સાથે શિક્ષણ આપવાનું અને ઈલ્મના પ્રસારણ અને પ્રકાશનનું કામ શરૂ કર્યું.

## નિકાહ

આપની મકબૂલિયતની દલીલોમાંથી એક વાત આ છે કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની પૌત્રી અર્થાત્ ખ્વાજા કલાં ખ્વાજા ઉબયદુલ્લાહ (રહ.)❶ની નેક પુત્રી આપના નિકાહમાં આવી. આ રીતે આપ બાતિની નિસ્બત ઉપરાંત જાહેરી નિસ્બતમાં પણ ખાસ વિશિષ્ટતા ધરાવે છે.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૨૫,૩૨૬)

## હજ અને ઝિયારત

આપ પણ પોતાના ભાઈઓ :

O હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને
O હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની સાથે

હિજરીસન ૧૦૬૭ માં (આશરે બેતાલીસ વરસની ઉંમરે) હજના માટે તશરીફ લઈ ગયા અને મક્કા મુઅઝ્ઝમાં તથા મદીના મુનવ્વરહની ઝિયારતથી મુશર્રફ થયા અને ત્યાં ફુયૂઝ અને બરકતથી માલામાલ થયા.

## વફાત

હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યાની વફાત ૨૭, જમાદીલ

---

❶ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ—૩ માં આપનો વિસ્તૃત પરિચય આવી ગયો છે.

આખિર, ૧૦૯૬ હિજરીસનમાં આશરે ૭૦ (સિત્તેર) વરસની ઉમરે થઈ.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક સરહિંદ શરીફમાં છે.

8

## બીબી રુકય્યહ (રહ.)

દૂધ પીવાની નાની ઉમરમાં જ આપનો ઈન્તેકાલ થઈ ગયો હતો.

9

## ઉમ્મે કુલ્સૂમ (રહ.)

આપે ૧૪ (ચઉદ) વરસની નાની ઉમરમાં ૮, રબીઉલ અવ્વલ, ૧૦૨૫ હિજરીસનના રોજ ઈન્તેકાલ ફરમાવ્યો.

એક દિવસે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ઝનાના મકાનમાં તશરીફ ફરમાવેલ હતા. ઉમ્મે કુલ્સૂમની ઉમર ત્યારે માત્ર ૭ (સાત) વરસની હતી. તેણી ઉસ્તાદના પાસેથી આવી અને અફસોસ કરીને કહેવા લાગા કે,

> ''હું અત્યારે તમને બધાંને હક તઆલાથી ગાફિલ જોઈ રહી છું.''

હઝરતે ફરમાવ્યું કે,

> ''બીબી ! તમારા પર આ હાલનો પરતવ (પ્રતિબિંબ) કયાંથી પડયો ?!''

તેણે અરજ કરી કે,

"જયારે આપ ફલાણી ઓરતને ઝિક્રની તલ્કીન ફરમાવી રહ્યા હતા ત્યારે હું પણ ત્યાં હાજર હતી. મારું દિલ તે જ વખતે એવું જારી થઈ ગયું કે કયારે પણ ગફલત થતી નથી અને જેના તરફ તવજ્જુહ (ધ્યાન) કરું છું તો તેના દિલનો હાલ માલૂમ થઈ જાય છે."

('હઝરાતુલ કુદ્દસ' દફ્તર બીજું, પા. ૨૬૫)



10

## ખદીજાબાનૂ (રહ.)

આપના નિકાહ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મોટા ભાઈ શયખ અબ્દુર્રઝઝાકના સાહબઝાદા શયખ અબ્દુલકાદિર સાથે થયા હતા.

આપને ત્રણ સાહબઝાદા અને સાત સાહબઝાદીઓ પૈદા થઈ. સાહબઝાદાઓના નામો નીચે પ્રમાણે છે :–

(૧) શયખ ગુલામ મુહમ્મદ (રહ.)
(૨) શયખ અબ્દુલ લતીફ (રહ.)
(૩) શયખ હાજી ફઝલુલ્લાહ (રહ.)

ત્રીજા નંબરના સાહબઝાદા શયખ ફઝલુલ્લાહના નિકાહ હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની સાહબઝાદી સફિય્યહ બેગમ સાથે થયા હતા જેમના સાહબઝાદા સફર અહમદ હતા.

# ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના મહાન ખલીફાઓ

## હઝરતના ખલીફાઓ અને મુરીદોની સંખ્યા

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના ખલીફાઓની સંખ્યા લગભગ ૫૦૦૦ (પાંચ હજાર) બતાવવામાં આવે છે. એનાથી જ આપના મુરીદોની સંખ્યાનો પણ અંદાઝો લગાવી શકાય છે. કેટલાક લોકોએ મુરીદોની સંખ્યા ૯,૦૦,૦૦૦ (નવ લાખ) બતાવી છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના તમામ ખલીફાઓના હાલાત લખવા તો શકય નથી. માત્ર નમૂના રૂપે કેટલાક હઝરાતનો ટૂંકમાં પરિચય લખવામાં આવે છે.

1

## હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહમતુલ્લાહિ અલયહ)

આપનો જન્મ હિજરીસન ૯૭૭ માં સમરકંદમાં થયો હતો. આપના જન્મ પહેલાં આપના માનવંત વાલિદ સાહબ (રહ.)એ હઝરત ઈમામ અબૂ હનીફા નુઅમાન બિન સાબિત (રહ.)ને ખ્વાબમાં જોયા.

આપે ફરમાવ્યું કે,

"તમારા ઘરમાં એક ભાગ્યશાળી પુત્ર પૈદા થશે. તેનું નામ મારા નામ પર રાખજો."

એટલે આપનું નામ મુહમ્મદ નુઅમાન રાખવામાં આવ્યું.

## હિન્દુસ્તાન આંવ્યા

જયારે આપ જાહેરી ઈલ્મ મેળવીને ફારિગ થયા તો હઝરત અમીર અબ્દુલ્લાહ ઈશ્કી (રહ.)ની ખિદમતમાં બલખ હાજર થઈને બાતિની ફયઝ હાસિલ કર્યો.

તે પછી હઝરત ઈશ્કી (રહ.)ના ઈશારા પ્રમાણે આપ હિન્દુસ્તાન આવ્યા અને હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં દિલ્હી હાજર થયા. હઝરતે આપને બયઅત ફરમાવીને નકશબંદી તરીકાના ફયઝથી મુશર્રફ ફરમાવ્યા.

## નિગાહે મર્દે મોમિનસે બદલ જાતી હય તકદીરે

મીર સાહબ મૌસૂફ ફરમાવે છે કે,

"હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની મોતની બીમારીમાં એક રાતે મને ખિદમતનો અને રાતે જાગવાનો મોકો મળ્યો. તે રાતે હઝરત ખ્વાજા (રહ.)એ મારા પર એક નઝર નાખી. એ નઝરે ફયઝની અસર એ થઈ કે જે કામ હું કરતો તેના વિષે હું વિચારવા લાગતો કે શું આ કામ રઝાએ ઈલાહી પ્રમાણે છે કે નહિ? બલ્કે દરેકે દરેક કામ પર હું (મનમાં) કહેતો કે આ (કદમ) હકની મરઝી પ્રમાણે છે કે નહિ?

માલૂમ થયું કે તે વખતે હઝરત ખ્વાજા (રહ.) તસ્લીમ અને રઝાના મકામમાં હતા અને એ અસિમ સાગરના (થોડાંક) છાંટા આ તરસ્યા હોઠવાળાને પહોંચી ગયા.''

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) આપને સરહિંદ શરીફ લાવ્યા

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ બાદ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) દિલ્હી તશરીફ લાવ્યા તો વાપસ જતી વખતે મીર સાહબને પોતાની સાથે સરહિંદ શરીફ લઈ ગયા અને પોતાના મુરીદોના વર્તુળમાં દાખલ ફરમાવ્યા.

આપે કેટલાયે વરસ હઝરતના મુબારક આસ્તાના પર વિતાવી દીધા.



## હઝરતે પોતાની નિસ્બત ઈલ્કા ફરમાવી

એક વખતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને કમજોરી થઈ. આપને ખ્યાલ આવ્યો કે ક્યાંક આ મર્ઝ આખરી મર્ઝ ન હોય અને ખ્વાજગાનની અમાનત કોઈ લાયક વ્યક્તિને સોંપવાની રહી ન જાય. વિચાર કરતાં આપને એ નિસ્બતની શાનના મુતાબિક હોય તેવી બે વ્યક્તિઓ લાગી :

(૧) મોટા સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ સાદિક અને
(૨) મીર મુહમ્મદ નુઅમાન

એટલે આપે તેઓની ઈસ્તિઅદાદ (પાત્રતા, ક્ષમતા) પ્રમાણે નિસ્બત ઈલ્કા ફરમાવી.

તે પછી હઝરત (રહ.)ને અલ્લાહ તઆલાએ સંપૂર્ણ સિહત અતા ફરમાવી તો આપે ફરમાવ્યું કે,

''આ નિસ્બતો જે આ કમજોરીની હાલતમાં તમને ઈલ્કા કરવામાં આવી તેનો રાઝ આ છે કે બીજા કેટલાક અહવાલ જે મને આપવામાં આવનાર હતા તેનું વારિદ થવું આ નિસ્બતોને આપી દેવા પર મોકૂફ હતું.''

## હઝરતે પોતાની ખિલાફતથી નવાઝયા

થોડા અરસા બાદ હિજરીસન ૧૦૧૮ માં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ મીર સાહબને ઈજાઝતનામું (ખિલાફત) અતા ફરમાવીને મઅરિફતના તાલિબોની હિદાયતના માટે બુરહાનપૂર રવાના ફરમાવ્યા.

મીર સાહબ બે વખત બુરહાનપૂર તશરીફ લઈ ગયા પરંતુ ત્યાં :—

O હઝરત શયખ મુહમ્મદ ફઝલુલ્લાહ,
O હઝરત શયખ ઈસા રૂહુલ્લાહ,

જેવા મોટા બુઝુર્ગો મોજૂદ હતા એટલે ત્યાં આપના તરીકાનો પ્રસાર થઈ નહિ શકયો.

આપે પાછા આવીને હઝરત (રહ.)ની ખિદમતમાં હકીકત જણાવી. હઝરતે ત્રીજી વખત આપને એ શહેરની મશીખત અતા ફરમાવીને રવાના કર્યા અને ફરમાવ્યું કે,

''ઈન્શાઅલ્લાહુ તઆલા આ વખતે પહેલાંની જેમ નહિ થશે.''

આ વખતે આપ બુરહાનપૂર પહોંચ્યા તો આપની મજલિસ એવી કાર્યરત થઈ કે બયાન કરવું શકય નથી. જે લોકો દૂરથી પણ આપની મજલિસ જોઈ લેતા, એકાએક તેમના દિલોમાં જઝબહ

અને હાલત પૈદા થઈ જતી હતી અને બેખૂદીના કારણે કપડાં ફાડીને ઘાયલ પક્ષીની જેમ તડફડવા લાગતા. કેટલીક વખતે ત્રીસ, ચાલીસ શખ્સો જમીન ઉપર તડપતા દેખાતા !

આ હાલત જોઈને કેટલાક તે સમયના મશાઈખના મુરીદો પણ મીર સાહબના હલ્કામાં દાખલ થયા અને ઘણાં બૂરા લોકોની ઈસ્લાહ થઈ. અને મોટા પ્રમાણમાં હોશમંદોએ બેખૂદીની મદીરા અને જઝબના જામ પીધાં.

## આં હઝરત (સલ.)ની અને પોતાની નિસ્બતે ખાસ્સહ આપને અતા કરવા માટે હઝરતની દુઆ

હઝરત મીર મુહમ્મદ નુઅમાન સાહબ (રહ.) ફરમાવે છે :

મેં એક વખતે વાકિઆમાં જોયું કે હું સફરથી હઝરતની ખિદમતમાં હાજર થયો છું અને હઝરતના આસ્તાનાની ફરતે ફરી રહ્યો છું. એટલામાં હઝરત અંદરથી તશરીફ લાવ્યા. મને દરવાજા પર નિયાઝમંદાનહ ઊભેલો જોઈને ઘણા ખૂશ થયા. ઘણી તવજ્જુહ ફરમાવી અને મને નજીક લીધો.

તે પછી ફરમાવ્યું કે,

"મીરમાં હરારત (ગરમી)નો ગલ્બો થઈ ગયો છે. ખાંડનું શરબત લાવો !"

તે પછી એક શરબતથી છલોછલ પ્યાલો લાવવામાં આવ્યો.

હઝરતે ફરમાવ્યું કે,

"મીર ! આ પૂરો પ્યાલો તમે પી લો !
એક ટીપું પણ બીજાને ન આપો !"

મેં તે પૂરો પ્યાલો પી લીધો.

તે પછી આપ (રહ.)એ કિબ્લા રૂખ થઈને દુઆ કરી :

''બારે ઈલાહા ! આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની નિસ્બતે ખાસ્સહ મીરને અતા ફરમાવ !''

આ દુઆ બાદ આપે પોતાના હાથ મુખ પર ફેરવી લીધા.

ફરી પાછા દુઆના માટે પોતાના હાથ ઊઠાવ્યા અને દુઆ કરી કે :

''યા ઈલાહી ! મારી નિસ્બતે ખાસ્સહ પણ મીરને અતા ફરમાવ !''

જ્યારે હું આ કૈફિયતથી હોશમાં આવ્યો તો આ બનાવ હઝરતની પવિત્ર ખિદમતમાં અરજ કર્યો અને એની તાબીર પૂછી. આપે જવાબ ન આપ્યો.

તે પછી મીર સાહબ (રહ.)ને ફરી પાછા હઝરતથી જુદા થઈને અન્ય સ્થળે જવાનું થયું. થોડા દિવસો પછી હઝરતે આપને પત્ર લખીને મજકૂર બનાવની તાબીર જણાવી અને અંતમાં લખ્યું કે,

''હવે ઉમ્મીદવાર છે કે આ કમાલના અંદાઝાથી તકમીલ (પરિપૂર્ણતા) હાસિલ થશે અને આ તરફના જંગલો અને રણો આપના પવિત્ર વુજૂદથી મુનવ્વર થશે.''

('મકતૂબાત શરીફ' દફતર અવ્વલ, મકતૂબ ૨૪૬)

## બાદશાહે અકબરાબાદ બોલાવ્યા

આપથી ઈર્ષ્યા ધરાવનારા લોકો અને દીનના દુશ્મનોએ

બાદશાહને આપના ખિલાફ ભડકાવ્યા. બાદશાહે આપને અકબરાબાદ (આગ્રા) બોલાવ્યા. આગ્રા ત્યારે રાજધાનીનું શહેર હતું.

બાદશાહે આપને પૂછયું કે,

"આપે પોતાને હઝરત મીરના લકબથી શા માટે મશહૂર કર્યા છે ?"

આપે જવાબ આપ્યો કે,

"હું સય્યિદ છું અને સય્યિદને મીર કહે છે. પરંતુ હઝરત શબ્દ કહેવાથી હું ખૂશ નથી. આપ એની મનાઈ કરાવી દો."

બાદશાહે કહ્યું,

"ઠીક છે. હું તમને એક શરતે મુકત કરું છું કે બુરહાનપુર છોડીને અહીં પાટનગર અકબરાબાદ આવીને કાયમી વતન બનાવી લો."

આપે કબૂલ ફરમાવ્યું અને અકબરાબાદમાં રહીને ખલ્કની હિદાયતમાં મશગૂલ થઈ ગયા.

## વફાત

આપની વફાત ૧૮, સફર, ૧૦૫૮ હિજરીસનમાં તથા બીજી એક રિવાયત પ્રમાણે હિજરીસન ૧૦૬૦માં અકબરાબાદમાં થઈ અને ત્યાં જ આપનો પુર અનવાર મઝાર છે.

('નુઝહતુલ ખવાતિર' ભાગ ૫, પા. ૩૯૩)

**2**

## મૌલાના મુહમ્મદ હાશિમ કિશમી (રહ.)

આપ બદખ્શાન ઈલાકાના કિશમ નામના ગામમાં પૈદા થયા. ત્યાં જ પરવરિશ થઈ. ત્યાંના ઉલમાથી જાહેરી ઈલ્મ હાસિલ કર્યો અને કોઈ કામિલ શયખની તલાશમાં યુવાનીમાં હિન્દુસ્તાન તશરીફ લાવ્યા.

### ખ્વાબમાં માર્ગદર્શન મળ્યું

એક રાતે આપે ખ્વાબમાં જોયું કે એક સાહિબે દિલ આપથી કહી રહ્યા છે કે,

> "ઊઠ ! ફલાણી જગાએ એક બુઝુર્ગ પોતાના મુરીદોની જમાઅત સાથે તશરીફ રાખે છે અને તને બોલાવે છે."

પેલા સાહિબે દિલ આપનો હાથ પકડીને તે જગાએ લાવ્યા જયાં પેલા બુઝુર્ગ બેઠા હતા. આપે એ બુઝુર્ગની મુખાકૃતિ સારી રીતે જોઈ. તે બુઝુર્ગ એક ચબૂતરા પર મુરાકિબ થઈને બેઠા છે અને આપના મુરીદો ચબૂતરાથી કંઈક નીચેના સ્થાને શિર ઝુકાવીને ખામોશ બેઠા છે.

જયારે આપ એ બુઝુર્ગની ખિદમતમાં પહોંચ્યા તો તેમણે મુરાકબહથી શિર ઊઠાવ્યું અને આપનો હાથ પકડીને કહ્યું કે,

> "પઢો !
> બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.
> ઈન્ના ફતહ્ના-લ-ક ફત્હમ મુબીના... (અંત સુધી)"

આપ એ સૂરહને પઢતા જતા હતા અને રડતા જતા હતા.

આંખો ખુલી તો આપના દિલને ઈત્મિનાન થઈ ગયો.

## હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન (રહ.)થી બયઅત થયા

આ ખ્વાબને હજુ એક મહિનો વીત્યો હતો કે આપનું બુરહાનપુર જવાનું થયું. ત્યાં હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ની બરકતવંત ખિદમતમાં હાજર થયા.

આપે જોયું કે જે બુઝુર્ગને ખ્વાબમાં દેખાડવામાં આવ્યા હતા તે હૂબહૂ હઝરત મીર સાહબ જ હતા. એટલે આપે મીર સાહબથી બયઅત થઈને નકશબંદી સિલસિલાના ઝિક્ર અને મુરાકબહની તા'લીમ હાસિલ કરી અને મીર સાહબ (રહ.)ની ખિદમત અને સુહબતને પોતાના માટે લાઝિમ કરી લીધી.

## મીર સાહબે પોતાની સાહબઝાદી સાથે આપના નિકાહ કર્યા

હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન (રહ.) આપની નેક ખસલતો અને ઉચ્ચ કક્ષાની સલાહિયતો જોઈને આપ પર ઘણાં મહેરબાન હતા અહીં સુધી કે પોતાની નેક સાહબઝાદીના નિકાહ આપની સાથે કરીને આપને પોતાના દામાદ તરીકેનો શરફ અર્પણ કર્યો.

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થયા

ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાનની ખિદમતના દવરાન જ

આપનો હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) સાથે પણ ખાસ સંબંધ અને પત્ર વ્યવહારનો સિલસિલો શરૂ થઈ ગયો હતો પરંતુ રૂબરૂ મુલાકાત થઈ ન હતી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ એક વખત હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ને પત્રમાં લખ્યું કે,

> "ખ્વાજા મુહમ્મદ હાશિમને (અહીં) મોકલો કે જેથી થોડા દિવસ સુહબતમાં રહે અને કેટલાક ઉલૂમ તથા મઆરિફ ગ્રહણ કરે; કારણકે (એ) જવાન કાબિલ નઝર આવે છે અને આપથી તરબિયત પણ હાસિલ કરી છે."

એટલે હિજરીસન ૧૦૩૧ માં મીર સાહબ (રહ.)ના હુકમ અને ઈજાઝતથી હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની પવિત્ર ખિદમતમાં અજમેર શરીફ હાજર થયા. અને લગભગ બે વરસ સુધી સફરમાં કે હઝરમાં, જાહેરમાં કે ખાનગીમાં આપ હઝરત (રહ.)ની ખિદમતમાં રહ્યા. આ સમયગાળામાં આપે જે અનવાર અને બરકાત હઝરતથી હાસિલ કર્યા તે લખવા શક્ય નથી.

## હઝરતે આપને પોતાની ખિલાફતથી નવાઝયા

હઝરતે આપને ખિલાફત અને ઈજાઝત આપીને બુરહાનપુર રવાના કર્યા.

આપની સુહબતમાં ભારે તાસીર થઈ. ત્યાંના લોકો ભલે અમીર હોય કે ગરીબ બધાં આપની ફરતે જમા થઈ ગયા.

## આપની કિતાબો

હઝરતના ઈન્તેકાલ બાદ આપે હઝરતના હાલાતની સાથે હઝરતના પીરો મુરશિદ, ખુલ્ફા અને સાહબઝાદાઓ વગેરેના

હાલાતમાં અત્યંત જામિઅ [સર્વગ્રાહી અને મુસ્તનદ (અધિકૃત)] કિતાબ લખી. તેનું નામ : 'બરકાતે અહમદિય્યહ અલ બાકિય્યહ' રાખ્યું અને તારીખી નામ 'ઝુબ્દતુલ મકામાત' (હિ.સ. ૧૦૩૭) નક્કી કર્યું.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના ત્રીજા દફતર (ભાગ)નું સંપાદન પણ હિ.સ. ૧૦૩૧ માં આપે જ કર્યું હતું.

ઉપરાંત આપે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના મુસવ્વદાત (હસ્તપ્રતો)નું હિ.સ. ૧૦૫૧ માં સંપાદન કર્યું અને તેનું નામ 'મકાશફાતે અયનિયહ' રાખ્યું.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની પ્રશંસામાં આપે લખેલા કાવ્યોનો એક અપ્રકાશિત સંગ્રહ (દીવાન) પણ છે.

## વફાત અને મઝાર

આપનો ઈન્તેકાલ હિજરીસન ૧૦૫૪ માં થવાનો અંદાજો છે. આપનો મઝારે મુબારક બુરહાનપુરમાં છે.

## ૩૦૦ વરસ પછી પણ લાશ જેવી હતી તેવી જ !

બુરહાનપુરમાં રોબર્ટસન સ્કૂલની નજીક મેદાનમાં આપના મઝાર પર જે શિલાલેખ છે તે લગભગ ત્રણ ફૂટ પહોળો અને પાંચ ફૂટ લાંબો છે. મજકૂર શિલાલેખ ૪, રબીઉલ અવ્વલ, ૧૩૮૭ હિજરીસન મુતાબિક ૧૪, જૂન, ૧૯૬૭ ઈસ્વીસનમાં, આપની વફાતના લગભગ સવા ત્રણસો વરસ પછી તૈયાર કરેલો છે.

શિલાલેખની ઈબારત લાંબી છે. એના કેટલાક વાક્યોનો

અનુવાદ અહીં આપવામાં આવે છે :

''પ્રથમ આપનો મુબારક મઝાર ઈદગાહની નજીક પાંડારોલ નદીના કિનારે હતો. હિજરીસન ૧૨૭૨ માં જળરેલ (પુર) આવવાના કારણે મઝાર શરીફના નષ્ટ થઈ જવાનો ખતરો હતો. ખૂદ ખ્વાજા (મુહમ્મદ હાશિમ) સાહબ (રહ.)એ બુરહાનપુર શહેરના એક બુઝુર્ગ મુહમ્મદ તાહિર સાહબને ખ્વાબમાં હિદાયત કરી કે મઝારને કોઈ બીજા (સલામત) સ્થળે સ્થળાંતર કરવામાં આવે. (આપના) ઈર્શાદ પ્રમાણે આપના પવિત્ર જિસ્મ (શરીર)ને આ સ્થળે દફનાવવામાં આવ્યું.''

('તારીખી મકાલાત' પા. ૧૯૩)

અહીં આ વાત જાણવા જેવી છે કે લગભગ ૩૦૦ (ત્રણસો) વરસ પછી આપની લાશને કબરમાંથી કાઢવામાં આવી તો પણ આપનું શરીર અને કફન બિલકુલ અસલી હાલતમાં હતાં ! અને આપની કબરમાંથી એટલી ખૂશ્બૂ ફેલાઈ ગઈ કે નજીક અને દૂરનો સમગ્ર વિસ્તાર મહેકી ઊઠયો અને હઝારો લોકોએ આપની આ કરામત જોઈ. તે પછી જનાઝાની નમાઝ પઢીને દફન કરી દેવામાં આવ્યા.

[હઝરત મૌલાના ઝવ્વાર હુસૈન સાહબ (રહ.) લિખિત 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૭૯૩]

③

## હઝરત શયખ આદમ બિન્નૌરી (રહ.)

આપ સહીહ નસબથી સાદાત (સય્યિદ) હતા. આપનું અસલી વતન રૂમ હતું. આપના બુઝુર્ગ કોઈ કારણે વતન છોડીને

હિન્દુસ્તાન આવ્યા અને સરહિંદ આસપાસ બિન્નૌર કસબામાં વસવાટ કર્યો.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપેલી ભેટ

હઝરત શયખ આદમ બિન્નૌરી (રહ.) પોતે ફરમાવે છે,

"મારા વાલિદે એક રાતે ખ્વાબમાં હુઝૂર સરવરે કાઈનાત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત કરી. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના મુબારક સીના પર હાથ ફેરવીને કોઈ ચીઝ મારા વાલિદ માજિદને ઈનાયત ફરમાવી. અને ઈર્શાદ ફરમાવ્યો કે,

'એને ખાઈ લો !'

જેથી તેમણે ખાઈ લીધી. તે પછી મારી વાલિદા હામિલા (ગર્ભવતી) થઈ અને હું પૈદા થયો.

હવે મને બતાવવામાં આવ્યું છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તે ભેટ મારું વુજૂદ (અસ્તિત્વ) હતું."

('હઝરાતુલ કુદ્દસ' દફતર બીજું, પા. ૩૫૪, 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદીયહ' પા. ૨૨૮)

## હાજી ખિઝરખાં અફઘાનથી બયઅત થયા

યુવાન વયે આપ કામિલ શયખની તલાશ કરવા લાગ્યા. આપની મુલાકાત હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા હાજી ખિઝરખાં અફઘાનથી થઈ. આપને બાતિની સુલૂક હાસિલ કરવાનો ઘણો શોખ હતો એટલે આપથી બયઅત થઈ ગયા અને કેટલોક સમય હાજી ખિઝરખાં અફઘાનની ખિદમતમાં રહીને ઉચ્ચ મકામોથી મુશર્રફ થયા.

## હાજી ખિઝરખાં અફઘાન (રહ.)એ પોતે આપને હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં મોકલ્યા

હઝરત શયખ આદમ બિન્નૌરી (રહ.)ની ઈસ્તિઅદાદ (પાત્રતા, ક્ષમતા) ઘણી વધારે હતી એટલે હાજી સાહબથી પૂરી રીતે તસ્કીન નહિ થઈ શકી તો હાજી સાહબે આપને હિજરીસન ૧૦૩૧ માં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં અજમેર મોકલ્યા કારણકે ત્યારે હઝરત અજમેરમાં હતા.

હઝરતે આપને કબૂલ ફરમાવ્યા અને તવજ્જુહ તથા નિસ્બતે ખાસ્સહની ઈલ્કાથી મુશર્રફ ફરમાવ્યા. એનાથી શયખને સંપૂર્ણ સંતોષ થઈ ગયો અને આ તરીકાની ફના–બકાથી મુશર્રફ થઈ ગયા. ('રવઝતુલ કય્યૂમિય્યહ' પા. ૨૧૪)

હકીમ સય્યિદ અબ્દુલ હય હસની (રહ.)એ 'ખુલાસતુલ મઆરિફ'ના હવાલાથી લખ્યું છે કે, આપને શયખ તાહિર લાહોરી (હઝરત મુજદ્દિદ સાહબ રહ.ના ખલીફા)થી પણ જઝબાતે રબ્બાનિય્યહનો કંઈક હિસ્સો હાસિલ થયો હતો.

('નુઝહતુલ ખવાતિર' જિલ્દ ૫, પા. ૧)

## હઝરતે આપને ખિલાફતથી નવાઝયા

'નિકાતુલ અસરાર'માં શયખ આદમ બિન્નૌરી (રહ.) લખે છે કે,

''અજમેરમાં હઝરતે મને :

– હકીકતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ❶ની બશારતથી સરફરાઝ ફરમાવ્યો.

---

❶ સમજૂતીના માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' વિભાગ: ૫ પ્રકરણ : ૩

— હકીકતે કુર્આન❶ની પણ ખૂશખબરી ઈનાયત ફરમાવી.

— સરહિન્દ શરીફમાં (મને) ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા પછી હઝરતનો ઈન્તેકાલ થઈ ગયો.''

આપ આગળ લખે છે કે,

''હું હઝરતના પુર અનવાર મઝાર પર બે વરસ સુધી રહ્યો... જે પ્રકારનો બાતિની ફાયદો આપની હયાતીમાં થતો હતો તેવો જ (ફાયદો) આપના મઝારથી થયો.''

## ગયબથી જાહેરી ઈલ્મ આપવામાં આવ્યો

હઝરત આદમ બિન્નૌરી (રહ.) ઉમ્મી (અભણપઢ) હતા. એક દિવસ આપે વાકિઆમાં જોયું કે હાતિફે ગૈબએ નિદા કરી :

''હે શયખ આદમ ! કુર્આન કેમ નથી પઢતા ?!''

આપે અરજ કરી કે,

''બારે ઈલાહા ! તું સર્વ શક્તિમાન છે.
અત્યારે પણ શિખવી શકે છે.''

તે જ વખતે એક નૂરાની હાથ જાહેર થયો અને તેણે આપના કીના રહિત સીનાને સ્પર્શ કર્યો. કુર્આન શરીફ હિફ્ઝ

---

❶ એની સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં વિભાગ : ૪, પ્રકરણ : ૫ લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી નકશબંદી મુજદ્દિદી (રહ.)

થઈ ગયું અને જાહેરી ઉલૂમ પણ હાસિલ થઈ ગયા.

('ખઝીનતુલ અસ્ફિયા' જિલ્દ ૧, પા. ૬૩૦)

## આપની મકબૂલિયત

O ખુદાના હજારો તાલિબોને આપે ખુદા સમીપ પહોંચાડયા.

O આપની ખાનકાહમાં એક હજાર કરતાં વધારે મઅરિફતના તાલિબો દરરોજ એકત્ર થતા હતા અને તેમને લંગરથી ભોજન વહેંચવામાં આવતું હતું.

O 'રવઝતુલ કય્યૂમિય્યહ'માં આપના ખલીફાઓની સંખ્યા ૧૦૦ (એકસો) અને મુરીદોની સંખ્યા એક લાખ બતાવવામાં આવી છે. જ્યારે 'નુઝહતુલ ખવાતિર'માં આપના ખલીફાઓની સંખ્યા ૧૦૦૦ (એક હજાર) અને મુરીદોની સંખ્યા ચાર લાખ બતાવવામાં આવી છે.

## અમીર-ગરીબ બધાં આપની નઝરમાં સરખાં હતાં

O આપની મજલિસમાં કોઈ અમીરને કોઈ ફકીર પર ફઝીલત ન હતી.

O નેકીઓનો હુકમ આપવો અને બૂરાઈઓથી રોકવું આપની ખાસ રીત હતી.

O ખાસ કરીને દુનિયાદારોને એવી સખ્તીથી ધમકાવતા હતા કે એ રીતે કહેવાની ઘણાં ઓછા લોકોને હિંમત હોય છે.

O આપની નસીહત એટલી અસરકારક હતી કે સાંભળનારા તુરંત તવબા કરતા હતા.

## બાદશાહે આપને મક્કા મુઅઝ્ઝમા જવાનો હુકમ આપ્યો

'તઝકેરએ આદમિયહ'માં છે કે :-

આપે હિજરીસન ૧૦૫૨ માં લાહોરનો સફર કર્યો. ત્યારે આપની સાથે ૧૦૦૦૦ (દસ હજાર) મશાઈખ અને અકાબિર હતા. ત્યારે લાહોરમાં શાહ જહાન બાદશાહ પણ મોજૂદ હતો. બાદશાહે વિચાર કર્યો કે, ક્યાંક આ લોકો ફસાદ ઊભો કરી ન દે. એટલે પોતાના વઝીર સઅદુલ્લાહ ખાનને તપાસ કરવા માટે આપની પાસે મોકલ્યા.

આપે વઝીરની તરફ કંઈ ધ્યાન નહિ આપ્યું અને વઝીરે જે કંઈ પૂછયું તેના પણ આપે ઘણી લાપરવાહીથી જવાબો આપ્યા. એટલે વઝીર ગુસ્સે થઈ ગયો અને બાદશાહના કાન ભંભેર્યા.

બાદશાહે આપને મક્કા મુઅઝઝમા જવાનો હુકમ આપ્યો. આપને પહેલાંથી જ હજ્જે બયતુલ્લાહ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ મુબારકની ઝિયારત કરવાની તીવ્ર ઈચ્છા હતી. એટલે આપ પોતાના અહલો અયાલ (પરિવારજનો)ની સાથે લાહોરથી પોતાના વતન થઈને મક્કા મુઅઝઝમા તશરીફ લઈ ગયા. તે પછી મદીના મુનવ્વરા હાજર થયા. અને હરમે મુહતરમમાં અરબઈન (ચાલીસ હદીસો)ની ઈજાઝત હાસિલ કરી. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

('હઝરાતુલ કુદ્સ' દફતર ૨, પા. ૨૫૫, 'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદીય્યહ' પા. ૬૩૦)

## હુઝૂર (સલ.)એ કબર શરીફમાંથી બંને હાથ બહાર કાઢી આપની સાથે મુસાફહ કર્યો

'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદીય્યહ'માં છે કે :

જયારે આપ હજથી ફારિગ થઈને મદીના મુનવ્વરા રોઝએ અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર હાજર થયા તો પવિત્ર કબર શરીફમાંથી બંને મુબારક હાથ જાહેર થયા

અને શયખે ખૂબ જ શોખ પૂર્વક આગળ વધીને મુસાફહ કર્યો અને બોસા (ચુંબન) આપ્યો. આ દશ્ય ત્યાં હાજરજનોએ પણ જોયું.

જ્યારે આપે મદીના મુનવ્વરાથી વાપસીનો ઈરાદો કર્યો તો આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી બશારત થઈ કે,

"હે મારા ફરઝંદ ! તમે મારા પડોશમાં રહો !"

જેથી આપે ત્યાં જ વસવાટ કર્યો.

## વફાત અને મઝાર

૧૩, શવ્વાલ, ૧૦૫૪ હિજરીસનમાં મદીના મુનવ્વરાની પવિત્ર ધરતી પર આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક જન્નતુલ બકીઅમાં હઝરત ઉસ્માન ઝિન્નુરયન રદિયલ્લાહુ અન્હુના મઝારે પાકની નજીક છે.

('હાલાતે મશાઈખે નકશબંદિય્યહ' પા. ૬૩૦)

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)
## આપના મઝાર પર મોડે સુધી ફાતિહા પઢતા

નકલ છે કે,

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) મદીના મુનવ્વરાના રોકાણ દરમિયાન જ્યારે પણ જન્નતુલ બકીઅની ઝિયારતના માટે તશરીફ લઈ જતા તો શયખ આદમ (રહ.)ની કબર પર

મોડે સુધી ફાતિહા પઢતા.

('રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન ૨, પા. ૬૩)

## આપની મુબારક ઔલાદ

આપની ઔલાદમાં ૪ (ચાર) શાહબઝાદા અને ૨ (બે) સાહબઝાદીઓ હતી. સાહબઝાદાઓના નામો નીચે પ્રમાણે છે :

(૧) શયખ મુહમ્મદ અવલિયા (રહ.)
(૨) શયખ મુહમ્મદ ઈસા (રહ.)
(૩) શયખ મુહમ્મદ મુહસિન (રહ.)
(૪) શયખ ગુલામ મુહમ્મદ (રહ.)

## આપની કિતાબો

હઝરત મૌલાના હકીમ સય્યિદ અબ્દુલ હય હસની (રહ.) 'નુઝહતુલ ખવાતિર'માં લખે છે કે :

> ''હકાઈક અને મઆરિફમાં આપની કેટલીક કિતાબો પણ છે; જેમાંથી એકનું નામ : 'ખુલાસતુલ મઆરિફ' છે. એ બે જિલ્દો (ભાગો)માં છે અને ફારસી ભાષામાં છે. અલહમ્દુલિલ્લાહ આ કિતાબ મારી પાસે મોજૂદ છે.
>
> આપની બીજી એક કિતાબનું નામ : 'નિકાતુલ અસરાર' છે.''

('નુઝહતુલ ખ્વાતિર' જિલ્દ ૫, પા. ૨)

## હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.)નો સિલસિલો માત્ર બે વાસ્તાથી આપ સુધી પહોંચે છે

O હઝરત ખ્વાજા સય્યિદ આદમ બિન્નૌરી (રહ.)ના ખલીફાએ આઝમ :

– હઝરત હાફિઝ સય્યિદ અબ્દુલ્લાહ અકબરાબાદી (રહ.) હતા.

O આપના ખલીફા :

– હઝરત મૌલાના શાહ અબ્દુર્રહીમ સાહબ ફારૂકી (રહ.) હતા.

O આપના પુત્ર અને ખલીફા :

– મુહદ્દિસે વકત હઝરત શાહ વલીયુલ્લાહ ફારૂકી દહેલ્વી (રહ.) હતા. આપનો જાહેરી અને બાતિની ફૈઝ ન માત્ર હિન્દુસ્તાનમાં બલ્કે ઈસ્લામી આલમ પર છવાયેલો છે. એટલે એ સારી રીતે કહેવું યોગ્ય છે કે હઝરત શાહ સાહબના ફુયૂઝ આજે વિશ્વમાં નજર આવે છે તે સીધો હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)નો જ છે.

[હઝરત મૌલાના નસીમ અહમદ સાહબ 'ફરીદી' ફારૂકી અમરોહી (રહ.) 'તઝકેરહ ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૩૨૩]

**4**

## શયખ તાહિર લાહોરી (રહ.)

આપનો જન્મ હિજરીસન ૯૮૪ માં થયો હતો. આપ ઝાહેરી ઉલૂમમાં પરિપૂર્ણ હતા. કુર્આનના હાફિઝ પણ હતા.

હઝરતના સાહબઝાદાઓના આપ ઉસ્તાદ હતા. જેથી સાહબઝાદાઓ ફરમાવ્યા કરતા હતા કે,

> ''હઝરત શયખ તાહિરના હકો અમારા પર એટલા પ્રમાણમાં છે કે અમે કોઈ રીતે પણ તેમનો શુક્રિયહ અદા કરી શકતા નથી. અલ્લાહ તઆલા એમને જઝાએ ખૈર અતા ફરમાવે.'' (આમીન !)

આપે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં વરસોના વરસો વિતાવી દીધા. આપમાં વિનમ્રતા અને સેવા–ચાકરીની ભાવના એટલી તીવ્ર હતી કે આપ દરવેશોને કહેતા કે,

> ''ઝાડૂ મારવાનું અને સંડાસ સાફ કરવાનું કામ મારા પર છોડી દો !''

### ખિલાફત

આપની ખિદમત અને રિયાઝત રંગ લાવી. હઝરતે આપને ઉચ્ચ અહવાલથી નવાઝયા અને નકશબંદી સિલસિલાની ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા. અને તાલિબોની હિદાયત અને તરબિયતના માટે આપને લાહોર મોકલ્યા. આપને ત્યારે જ કાદિરિય્યહ અને ચિશ્તિય્યહ સિલસિલાની પણ ઈજાઝત અતા

ફરમાવી જેથી આપ લાહોર જઈને તાલિબોની તા'લીમ અને તરબિયતમાં મશગૂલ થઈ ગયા. અને એક ઘણી મોટી જમાઅતે આપથી ફાયદો અને બરકતો હાસિલ કરી. આપ લાહોરના કુતૂબ હતા.

## જીવન નિર્વાહની રીત

આપની રોઝીનું સાધન તફસીર અને હદીસની કિતાબો જેમકે : બયઝાવી, મિશ્કાત વગેરે પોતાના હાથથી લખવું અને હાશિયાઓથી તેને આભૂષિત કરવું અને તેને વેચીને ગુઝારો કરવું હતું.

## નિકાહ

જિંદગીનો મોટો ભાગ આપે કુંવારા રહીને વિતાવ્યો. પરંતુ છેલ્લી ઉંમરમાં સુન્નતે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અદા કરવાની નિય્યતથી નિકાહ કરી લીધા હતા.

('હઝરાતુલ કુદ્દસ' દફતર ૨, પા. ૨૯૧)

## હઝરતની ખિદમતમાં હાજરી

કેટલીયે વખત આપ દરવેશો સાથે પગપાળા ચાલીને લાહોરથી સરહિંદ શરીફ ગયા અને હઝરતની ખિદમતમાં હાજર થયા. અને કેટલાક દિવસો ખિદમતે આલીમાં ગુઝારીને ઈજાઝત લઈને ફરી પાછા લાહોર આવી ગયા.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૪૦)

પંજાબના લોકો આપને 'તાહિર બંદગી'ના નામથી યાદ કરે છે.

## ઈન્તેકાલ

૫૬ (છપ્પન) વરસની ઉમરે, જુમેરાતના દિવસે, ચાશ્તના સમયે, તારીખ ૨૦ મી મુહર્રમ, ૧૦૪૦ હિજરીસન મુતાબિક ૧૬૩૦ ઈસ્વીસનમાં આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક લાહોરમાં છે.

5

## શયખ બદીઉદ્દીન સહારનપૂરી (રહ.)

આપ સહારનપૂરમાં પૈદા થયા. ત્યાં જ પરવરિશ મેળવી. ત્યાં જ અરબી પઢયા. તે પછી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને ઝાહેરી તથા બાતિની ઈલ્મ હાસિલ કર્યો. ઘણો લાંબો સમય આપ હઝરતની ખિદમતમાં રહ્યા.

## ખિલાફત

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ આપને ખિલાફત આપીને આપના વતન સહારનપૂર રવાના કર્યા. આપ ત્યાં પહોંચીને ઈર્શાદ અને હિદાયતના કાર્યમાં મશગૂલ થઈ ગયા.

## હઝરતે આપને આગ્રા મોકલ્યા

શહેર આગ્રામાં ત્યારે નકશબંદી સિલસિલાના કોઈ ખલીફા ન હતા એટલે કેટલાક સમય પછી હઝરતે આપને સહારનપૂરથી આગ્રા જવાનો હુકમ ફરમાવ્યો અને ખાસ તાકીદ ફરમાવી કે,

"ત્યાં મકકમતાપૂર્વક કામ લેજો અને મારી ઈજાઝત વગર ત્યાંથી આવશો નહિ."

જેથી આપ આગ્રા તશરીફ લઈ ગયા અને ત્યાં ઘણાં મકબૂલ થયા. પરંતુ ત્યાં બાદશાહના કેટલાક નિકટના માણસો, જેઓ આપથી ઈર્ષ્યા અને દુશ્મની ધરાવતા હતા તેમણે બાદશાહની કાન ભંભેરણી કરી અને તેના કારણે જે પરિસ્થિતિ ઉપસ્થિત થઈ તેનું વિસ્તૃત વર્ણન 'તજદીદનું સોળમું વરસ' પ્રકરણમાં આવી ગયું છે.

## પચાસ વરસની ઉમરે કુર્આન હિફ્ઝ કર્યું

આપે પચાસ વરસની મોટી ઉમરે કુર્આન શરીફ હિફ્ઝ કર્યું.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બશારતો

એક વખતે આપે હઝરતને એક પત્રમાં લખ્યું કે,

"હઝરત રિસાલત મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ખાસ બશારત પામું છું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા પર ઈનાયત ફરમાવે છે અને નસીહતો ફરમાવે છે. એક દિવસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ 'સિરાજુલ હિન્દ' (હિન્દના ચિરાગ) લકબથી સરફરાઝ ફરમાવ્યો અને વધારેમાં વધારે બંદગી અને ઈબાદતોનો હુકમ ફરમાવ્યો."

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૪૬)

## વફાત

આપની વફાત હિજરીસન ૧૦૪૨ માં પોતાના વતન સહારનપૂરમાં થઈ. ('નુઝહતુલ ખ્વાતિર' જિ. ૫, પા. ૯૧)

6

## શયખ નૂર મુહમ્મદ પટની (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના અગ્રેસર ખલીફા હતા. ઝાહેરી ઈલ્મથી ફારિગ થવા બાદ બાતિની ઈલ્મ હાસિલ કરવા માટે પ્રથમ આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ આપને ઝિક્રે કલ્બીની તા'લીમથી મુશર્રફ ફરમાવ્યા અને આપની તરબિયત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના હવાલે ફરમાવી. આપ પોતાની સઆદતે અઝલીના કારણે હઝરત (રહ.)ના ખાસ લોકોમાં દાખલ થઈ ગયા.

### હઝરતે ખિલાફત આપી પટના રવાના કર્યા

ઉચ્ચ મકામાત હાસિલ થવા બાદ હઝરતે આપને ખિલાફતથી નવાઝયા અને લોકોને ફાયદો પહોંચાડવા માટે પટના રવાના કર્યા.

આપનો કુદરતી સ્વભાવ એકાંતપ્રિય હતો એટલે આપે પટનામાં નદી કિનારે એકાંતવાસ અપનાવ્યો. લોકોથી હળતા-મળતા ન હતા.

### હઝરતનો ઠપકો

હઝરતને જ્યારે આ બાબતની જાણ થઈ તો આપે તેમને નસીહત માટે એક પત્ર લખ્યો :

''મારા સઆદતમંદ (ભાગ્યશાળી) ભાઈ ! આદમીને જેવી રીતે હક તઆલાના અમ્ર અને નવાહીને બજાવી લાવવું (અર્થાત જે કામોનો હુકમ આપ્યો હોય તે કરવા અને જેનાથી મનાઈ ફરમાવી હોય તેનાથી બચવું) જરૂરી છે. તેવી જ રીતે ખલ્ક (લોકો)ના હકોને અદા કરવા અને તેમની સાથે ગમખ્વારી (સહાનુભૂતિ) કરવા વગર પણ છૂટકો નથી. આરિફોનો કવલ છે કે :

'અત્તઅઝીમુ લિ અમ્રિલ્લાહિ
વશ્શફકતુ અલા ખલ્કિલ્લાહિ.'

**અર્થાત :**

[અલ્લાહ તઆલાના હુકમોની તા'ઝીમ કરો,
અને અલ્લાહની મખ્લૂક પર શફકત (દયા) કરો.]

આ (કવલ)માં એ જ બે હકોને અદા કરવાનું બયાન છે. અને બંને બાજુઓને નજર સામે રાખવાની હિદાયત છે.

એટલે એ બંનેમાંથી માત્ર એક જ પર અમલ કરવો સરાસર કુસૂર છે અને કુલ (સમગ્ર)ને છોડીને જુઝ (અંશ) પર કિફાયત કરવું કમાલિયતથી દૂર છે.

એટલે ખલ્ક (લોકો)ના હકોને અદા કરવા અને તેમની ઈઝાને બરદાશ્ત કરવી જરૂરી છે. અને તેમની સાથે હુસ્ને મઆશરત અર્થાત સારી રીતે રહેવું—સહેવું વાજિબ છે. બદદિમાગી અને લાપરવાહી સારી નથી.

આપ મુદ્દતો સુધી (મારી) સુહબતમાં રહ્યા છો અને શિખામણ તથા નસીહતો ઘણી સાંભળી છે એટલે લાંબી વાત કરવાના બદલે થોડાંક વાક્યો પર વાતને ટૂંકાવી છે.''

('મક્તૂબાત શરીફ' દફતર ૧, મક્તૂબ ૧૭૦)

## આપે હઝરતના હુકમનું પાલન કર્યું

આપે હઝરતના હુકમનું પાલન કર્યું. પટના શહેરમાં ગંગા નદીના કિનારે એક ઝુંપડી અને એક મસ્જિદ બનાવી. ઝુંપડીમાં પોતાના પરિવાર સાથે રહેવા લાગ્યા. અને મસ્જિદને બંદગી અને ઈબાદતો, ઈર્શાદ અને હિદાયત તથા દીની ઉલૂમનો લાભ લોકોને પહોંચાડવા માટે મરકઝ (કેન્દ્ર) બનાવી દીધું.

## આપ રિજાલુલ તય્યિબમાંથી હતા

હઝરત મૌલાના હાશિમ કિશ્મી (રહ.) ફરમાવે છે કે :

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના એક મુખ્લિસ (મુરીદ)એ મને બતાવ્યું કે :

> ''મેં હઝરત (રહ.)ને આ ફરમાવતા સાંભળ્યા છે કે શયખ નૂર મુહમ્મદ 'રિજાલુલ તય્યિબ'માંથી છે પરંતુ મને યાદ નથી રહ્યું કે નુકબા (નકીબો)માંથી ફરમાવ્યું કે નુજબા (નજીબો)માંથી.''❶

('ઝુબદતુલ મકામાત' પા. ૩૫૩)

---

❶ 'રિજાલુલ તય્યિબ'થી મુરાદ અવલિયાએ ખિદમત તરફ ઈશારો છે.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) ફરમાવે છે કે :

> ''જે તાલિબો 'ફનાએ સાની' તેમજ 'ફનાઉલ ફના'થી મુશર્રફ થાય છે તેઓને જ ખરેખર કાબિલે ઈર્શાદ અને અહલે ખિદમત અવલિયા બનાવવામાં આવે છે. જેવા કે :

ફૂટનોટ નં.❶ આગળના પાના ઉપર ચાલુ...

હઝરતે પોતાના પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને લખેલા 'મકતૂબ શરીફ' જિલ્દ ૧, પત્ર ૧૧ માં શૈખ નૂર મુહમ્મદની ઉચ્ચ તરક્કીઓનો વિસ્તૃત ઉલ્લેખ કરેલો છે.

7

## શયખ હમીદ બંગાલી (રહ.)

બંગાળનું બરદ્વાન જિલ્લાનું મંગલકોટ શહેર આપનું વતન હતું.

આપ દીની ઈલ્મ હાસિલ કરવા માટે લાહોર ગયા હતા. ત્યાં જાહેરી ઈલ્મમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરીને પોતાના વતન પાછા ફરતી વખતે આગ્રામાં પણ રોકાયા. આપે ખ્વાજા અબ્દુર્રહમાન સાહબ મુફ્તી કાબૂલીની નજીક મકાન રાખ્યું અને તેમાં નિવાસ કર્યો.

મુફ્તી સાહબે આપને જાહેરી ઉલૂમમાં પરિપૂર્ણ અને ગહન જ્ઞાન ધરાવનારા જોઈને આપથી વચન લીધું કે જ્યાં સુધી આગ્રામાં રહો ત્યાં સુધી મારી પાસે જ રહો.

---

ફૂટનોટ નં.❶ પાછળના પાનાની ચાલુ...

○ કુતુબે મદાર ○ અવતાદ ○ નકીબ ○ નજીબ
○ મરદાને ગયબ... વગેરે

અને એ જ બુઝુર્ગોથી કરામતો મોટા પ્રમાણમાં જાહેર થાય છે. અને એ જ લોકોના હાથમાં હુકૂમતની લગામ તેમજ ઈન્તેઝામે ખલ્ક અલ્લાહે આપ્યા છે.''

['મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પા. ૪૩૯, ઈ.સ. ૧૯૯૯ની આવૃત્તિ]

## અલ્લાહવાળાની એક નઝર કાફી છે

એક દિવસ બંને ઈલ્મી ચર્ચા કરી રહ્યા હતા ત્યારે તસવ્વુફ અને તસવ્વુફના મશાઈખની વાત નીકળી. મુફતી સાહબને આ જાણીને નવાઈ લાગી કે મૌલાના હમીદ માનવંત સૂફીઓના અને ખાસ કરીને હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના કટ્ટર વિરોધી છે.

આ વાતને બે–ત્રણ દિવસ જ વીત્યા હતા કે સંજોગવશાત હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) સરહિંદથી આગ્રા તશરીફ લાવ્યા અને મૌલાના હમીદથી મુફતી સાહબના મકાન પર જ મુલાકાત થઈ ગઈ.

હઝરતે તેમના તરફ તવજ્જુહ ફરમાવી અને ફરમાવ્યું કે,

''અરે ! શખય હમીદ અહીં છે !''

તે પછી એક–બે વખત ખાસ અંદાઝથી તેમના પર નઝર નાંખી. તે પછી એકાએક ત્યાંથી ઊભા થઈ ગયા. મુફતી સાહબે ઘણી વિનંતીઓ કરી કે હઝરત અહીં જ અમારી સાથે ભોજન કરીને જાઓ. પરંતુ હઝરતે કબૂલ નહિ ફરમાવ્યું.

મુફતી સાહબ આપને વળાવવા માટે દરવાઝા સુધી આવ્યા. તેમનો ખ્યાલ હતો કે મૌલાના હમીદ તો આપના વિરોધી હોવાના કારણે પોતાની જગ્યાએથી હાલ્યા પણ ન હશે.

પરંતુ આપે જોયું કે તેઓ પણ પાછળ પાછળ ચાલ્યા આવે છે ! મુફતી સાહબ તો દરવાજા સુધી વળાવીને પાછા ચાલી આવ્યા પરંતુ મૌલાના હમીદ હઝરતની પાછળ ચાલવા લાગ્યા. ત્યારે હઝરતે તેમના તરફ જરા પણ ધ્યાન નહિ આપ્યું. અહીં સુધી કે નિવાસસ્થાને પહોંચી ગયા.

મૌલાના હમીદ દરવાજા આગળ રુદન કરતાં ઊભા રહ્યા.

તે પછી આપને હાજરીની ઈજાઝત આપવામાં આવી. હઝરતે આપને બયઅતથી મુશર્રફ ફરમાવ્યા. તેમની એ કૈફિયત થઈ ગઈ કે પોતાની કિતાબો અને દોસ્તોનું પણ ભાન ન રહ્યું !

## મુફ્તી સાહબ પણ હઝરતથી બયઅત થયા

શયખ હમ્માદનો આ બનાવ જોઈને મુફ્તી સાહબ પોતે પણ હઝરતથી બયઅત થઈ ગયા.

મુફ્તી સાહબના એક ધનવાન મિત્રે પૂછયું કે,

"આપ લોકો તો આલિમ અને આકિલ છો. શયખ અહમદમાં શી કરામત જોઈ કે તેમના મુરીદ થઈ ગયા ?"

મુફ્તી સાહબે જવાબ આપ્યો કે,

"અમે અહલે ઈલ્મ કોઈ કરામતને એના કરતાં ચઢિયાતી નથી સમજતા કે શયખ આલિમ બાઅમલ અને સુન્નતનો પાબંદ હોય. ઈલ્મની સાથે સાથે સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ)નો જઝબહ અને ઈહતિમામ (પ્રબંધ) જેવો હઝરત શયખ સરહિંદી (રહ.)માં જોયો, તેવો પોતાના જમાનામાં બીજી કોઈ જગાએ ન જોયો કે ન સાંભળ્યો. બસ એ જ મારી નજીક સૌથી મોટી કરામત અને વિલાયતની પ્રાપ્તી છે."

## હઝરતે શયખ હમીદને ખિલાફત આપી

શયખ હમીદ (રહ.)એ લગભગ બે વરસ હઝરતની ખિદમતમાં રહીને સુલૂકની મંઝિલો તય કરી અને ઉચ્ચ મકામો હાસિલ કર્યા. તે પછી હઝરતે આપને ખિલાફત આપી અને તેમના વતન રવાના કર્યા.

## શયખ હમીદે ખિરકાના બદલે હઝરતના જૂતા (પગરખાં) માંગ્યા

તરીકતના મશાઈખનો તરીકો હતો કે ખિલાફત આપતી વખતે ખિરકા (પોતાનું વસ્ત્ર) પણ આપતા હતા. શયખ હમીદ (રહ.)એ અરજ કરી કે,

> ''મને ખિરકાના બદલે હઝરતના પગના જૂતાં કાફી છે.''

હઝરત (રહ.)એ તેમની આ દરખાસ્તને પણ કબૂલ ફરમાવી અને પોતાના જૂતાં ઈનાયત ફરમાવ્યા. શયખ હમીદ (રહ.)ને મજકૂર મુબારક જૂતાંથી જે કંઈ દવલત મળી તે કૈસર અને કિસરા (બાદશાહો)ને કયાં નસીબ થઈ !

## ઈન્તેકાલ

હિજરીસન ૧૦૫૦ માં મંગલકોટ, જિલ્લા બરદ્વાન, બંગાળમાં જ આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.
આપનો મઝારે મુબારક પણ ત્યાં જ છે.

8

## શયખ મુઝમ્મિલ (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના જૂના અને મકબૂલ મરીદોમાંથી છે. મોટા ભાગે સરહિંદ શરીફમાં હોય કે સફરમાં, હઝરતની ખિદમતમાં હાજર રહેતા અને હઝરતના અલ્તાફ અને ઈનાયતથી મુશર્રફ થયા.

## આપના કમાલાત

હઝરતની તરબિયતથી જે કમાલાત આપને હાસિલ થયા તેનો ઉલ્લેખ હઝરતે પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં આ રીતે એક પત્રમાં કર્યો છે :

"શયખ મુઝમ્મિલ પોતાને ગુમ પામે છે અને સિફાતને અસલથી જૂએ છે અને (કાદિરે) મુત્લક (સર્વશક્તિમાન અલ્લાહ)ને સર્વત્ર (હાજર) પામે છે અને ચીઝોને મૃગજળની જેમ ભ્રામક જાણે છે બલ્કે તેને કંઈ નથી પામતા..."

('મકતૂબાત શરીફ' દફતર ૧, મકતૂબ ૧૧)

## ખિલાફત

તે પછી કેટલાયે વરસ આપ હઝરતની ખિદમતમાં રહ્યા. હઝરતે આપને પોતાની ખિલાફતથી નવાઝયા.

હઝરતે પોતાના એક મુરીદને લખેલા પત્રમાં આપની ઉચ્ચ શાન વિષે આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છે :

"પહેલી બશારત આપના ખાનદાનવાળાઓના માટે શયખ મુઝમ્મિલનું તશરીફ લાવવું છે. તેમની સુહબતની બરકતોનું બયાન શું થઈ શકે ! એનાથી વધારે શી સઆદત (ખુશનસીબી) છે કે ખુદા તઆલાના દોસ્ત કોઈને કબૂલ કરી લે ! અને મુહબ્બત તથા કુરબત (સમીપતા)થી મુમતાઝ ફરમાવે. તેઓ (અલ્લાહવાળાઓ) એવા લોકો છે જેમના હમનશીન (સાથે બેસનારાઓ) બદબખ્ત (બદનસીબ) નથી થતા.

ગરઝકે તેમની સુહબતને ગનીમત જાણો અને સુહબતના આદાબને નજર સામે રાખો કે જેથી વધારે અસર થાય.''

('મકતૂબાત શરીફ' દફતર ૧, મકતૂબ ૮૭)

## ઈન્તેકાલ

હઝરતની હયાતીમાં જ હિજરીસન ૧૦૨૬ માં આપનો ઈન્તેકાલ થઈ ગયો. તે વખતે હઝરત સફરમાં હતા. આપની વફાતની ખબરથી હઝરતને ઘણો સદમો થયો અને આપના માટે ફાતિહા તેમજ દુઆ ફરમાવી.

હઝરતના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ હઝરતને લખ્યું કે,

''હઝરત સલામત ! આજે હફતાની રાતે, ૨૬ મી રબીઉસ્સાનીના રોજ મિયાં શયખ મુઝઝમ્મિલ આ દુનિયાથી વિદાય થયા અને ખૂબ થયા. તે ટોપી, જે આપે ખુસૂસિયતની સાથે, તબર્રુકન, બંદાને (મને) ઈનાયત ફરમાવી હતી, તે દફન વેળા તેમના માથે પહેરાવી દીધી. એક પળ પછી જોયું કે આપની (હઝરતની) નિસ્બતે ખાસ્સહ આલિયહ તેમનામાં પ્રગટ થઈ અને એ અઝીઝ સંપૂર્ણપણે અને પછી તે કબરને સંપૂર્ણપણે એ નિસ્બતે ઘેરી લીધી. બલકે એની આસપાસની જગાને પણ નૂરથી માલામાલ કરી દીધી !''

('મકતૂબાતે માસૂમિયહ' ભાગ ૧, પત્ર નં. ૩)

## 9

## મુલ્લા શયખ તાહિર બદખ્શી (રહ.)

આપ બદખ્શાનના રહેવાસી અને તુર્ક ખાનદાનથી હતા. શરૂઆતમાં ફૌજમાં સેનાપતિ હતા. એક દખતે ફૌજ સાથે સફરમાં હતા ત્યારે ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયા.

આપે જોયું કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હઝરત સિદ્દિકે અકબર રદિયલ્લાહુ તઆલા અન્હુ અને બીજા ખલીફાઓ તેમજ સહાબીઓ રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈન પણ હાજર છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શયખ તાહિરથી ફરમાવ્યું કે,

> ''આ સફર બાદ તમે આ લોકો (ફૌજ)થી અલગ થઈ જાઓ અને ફકીરી તથા તજરીદ (એકાંતવાસ) અપનાવો.''

તે પછી હઝરત સિદ્દિકે અકબર રદિયલ્લાહુ અન્હુએ આપને ખિરકા પહેરાવ્યો.

### હિન્દુસ્તાન આવી હઝરતથી બયઅત થયા

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમ પ્રમાણે આપે ફૌજની નોકરી છોડી દીધી અને મુરશિદની તલાશમાં હિન્દુસ્તાન આવ્યા. અહીં આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)થી બયઅત થયા અને ઘણો લાંબો સમય સરહિંદ શરીફમાં ખાનકાહમાં રહ્યા. અને હઝરતથી ફુયૂઝ તથા બરકતો હાસિલ કરી.

## દરેક પળે હુઝૂર (સલ.)ની ઝિયારત થતી હતી

આપના પોતાના ઈર્શાદ પ્રમાણે માત્ર બે મહિનામાં તો આપના અહવાલ એ કક્ષાએ પહોંચી ગયા કે આપને પ્રત્યેક પળે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત થતી હતી. એક પળ માટે પણ ગાયબ થતા ન હતા. આ અહવાલ લગભગ બે થી ત્રણ મહિના રહ્યા.

## ખિલાફત

કમાલાત હાસિલ થઈ ગયા બાદ હઝરતે આપને ખિલાફત આપી લોકોની હિદાયત અને ફૈઝ પહોંચાડવાના માટે જોનપુર રવાના કર્યા.

## ઈન્તેકાલ

હિજરીસન ૧૦૪૭ માં જોનપુરમાં જ આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

⑩

## મૌલાના યૂસુફ સમરકંદી (રહ.)

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ પોતાના જે મુરીદોને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને સોંપ્યા હતા તેમાં મૌલાના યુસુફ સમરકંદી પણ હતા. હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ આપની ખાસ સિફારિશ ફરમાવી હતી.

આપ ખૂબ જ અખ્લાકવાળા અને સાદું જીવન જીવનારા બુઝુર્ગ હતા. હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ

સરહિંદ આવી ગયા અને થોડા જ અરસામાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની બરકતવંતી ખિદમતથી ફૈઝ હાસિલ કરીને ઘણી તરક્કી કરી લીધી પરંતુ સુલૂક દરમિયાન જ કોઈ જરૂરી કામ માટે પોતાના વતન ચાલ્યા ગયા હતા.

## ઈન્તેકાલ

એક અરસા બાદ આપ વતનથી ફરી પાછા સરહિંદ શરીફ આવ્યા તો હિજરીસન ૧૦૨૨ માં મોતની બીમારીમાં સપડાયા. મોતનો નજીક સમય હતો ત્યારે હઝરત તેમની પાસે તશરીફ લાવ્યા.

મૌલાના યૂસુફે રડતાં રડતાં, અફસોસથી કહ્યું કે,

"હઝરત ! આખરી સમય આવી ગયો છે. તવજ્જુહ ફરમાવો કે આલા મકસદ હાસિલ થઈ જાય !"

મૌલાનાની નિયાઝમંદીના કારણે હઝરતના દિલમાં કુશાદગી પૈદા થઈ અને આપની તરફ મુતવજ્જેહ થયા અને કેટલોક સમય પછી શિર ઊઠાવીને ફરમાવ્યું કે,

"હાં ! મૌલાના યૂસુફ ! કહો શું હાલત છે ?"

આપે અરજ કરી કે,

"અલ્હમ્દુલિલ્લાહ ! જે ચીઝની તલબ હતી તે હઝરતની તવજ્જુહથી જાહેર થઈ ગઈ !"

આટલું કહેતાં જ આપની રૂહ આલમે બાલા (આખિરત)ની તરફ પરવાઝ કરી ગઈ.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

('ઝુબ્દતુલ મકામાત')

## 11

## મૌલાના અહમદ બરકી (રહ.)

બર્ક, કાબુલ અને કંદહારના દરમિયાન એક શહેરનું નામ છે. મૌલાના અહમદ ત્યાંના જય્યિદ (પ્રખર) ઉલમામાંથી હતા.

મૌલાનાએ જયારે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત શરીફ વાંચ્યા તો તેનાથી હઝરતના બાતિની કમાલાતનો આપે અંદાઝો લગાવ્યો અને દિલમાં એવો જઝબહ પૈદા થયો કે સરહિંદ શરીફ હાજર થવા પર આપને મજબૂર કરી દીધા.

### હઝરતની ખિદમતમાં હાજર થઈને માત્ર એક જ સપ્તાહમાં ખિલાફતથી મુશર્રફ થયા

આપ બર્કથી હિન્દુસ્તાન આવ્યા અને સરહિંદ શરીફ પહોંચી હઝરતની ખિદમતમાં હાજર થઈને હઝરત (રહ.)ની ઈનાયતોથી સરફરાઝ થયા અને ઈખ્લાસપૂર્વક હરેક વખત હઝરતની ખિદમતમાં રહેવા લાગ્યા.

હક સુબ્હાનહૂ તઆલાની ઈનાયત અને હઝરત (રહ.)ની સુહબતની બરકતથી એક જ સપ્તાહમાં કમાલના દરજ્જે પહોંચી ગયા અને ખિલાફતથી મુશર્રફ થઈને વતન જવાની ઈજાઝત હાસિલ કરી. વતન પહોંચીને હઝરતના હુકમ પ્રમાણે તરીકતના કાર્યમાં મશગૂલ થયા. તે પછી પત્રો મારફતે પોતાના મુરીદોના અહેવાલ હઝરતની ખિદમતમાં અર્ઝ કરીને જવાબથી સરફરાઝ થતા રહ્યા.

['સીરતે ઈમામે રબ્બાની (રહ.)' પા. ૨૬૪, 'તઝકેરહ મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' પા. ૩૩૬)

## કુત્બે મદાર

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ મૌલાના અહમદ બર્કીને એક પત્રમાં લખ્યું હતું કે,

> "મેં આપના હાલ પર તવજ્જુહ કરી. જોયું કે એ પ્રદેશના બધાં લોકો આપની તરફ દોડતા આવે છે અને આપની તરફ (ફૈઝ)માં ઈલ્તિજા કરે છે. માલૂમ થયું કે આપને ધરતીના એ વિસ્તારના કુત્બે મદાર બનાવવામાં આવ્યા છે. અને એના ફરતેના લોકોને આપની સાથે વાબિસ્તા (સંલગ્ન) કરવામાં આવ્યા છે. એ બાબત પર અલ્લાહ તઆલાની હમ્દ અને અહેસાન છે."
>
> ('મક્તૂબાત શરીફ' જિલ્દ ૧, પત્ર ૨૭૫)



## ઈન્તેકાલ

મૌલાના અહમદ બર્કીનો હિજરીસન ૧૦૨૬ માં હઝરતની હયાતીમાં પોતાના વતન બર્કમાં ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

હઝરતે ફાતિહા અને મગફિરતની દુઆથી તેમની રૂહને ખૂશ કરી. સંજોગવશાત મૌલાના અહમદ બર્કીના ભાઈ શયખ ઉસ્માન પણ સરહિંદ શરીફમાં હઝરતની ખિદમતમાં હાજર હતા. પોતાના ભાઈના ઈન્તેકાલની ખબર સાંભળીને તેઓ ખૂબ કલ્પાંત કરવા લાગ્યા અને તડપવા લાગ્યા. લોકોએ તેમને રોકવા ચાહ્યા પરંતુ હઝરતે ફરમાવ્યું કે,

> "એમને રોકો નહિ ! એટલા માટે કે શયખ અહમદ બર્કીની વફાત પર આસમાન અને ઝમીન રડી રહ્યા છે. જો તેમના ભાઈ રડે છે તો તેને શા માટે મનાઈ કરો છો !"

કેટલાક લોકો હઝરતની આ વાતથી નવાઈ પામ્યા તો હઝરત (રહ.)એ ફરમાવ્યું કે,

"શયખ એવા વલી હતા કે ન લોકોએ તેમને પહેચાન્યા અને ન શયખે પોતાને વલી જાણ્યા."

12

## મૌલાના મુહમ્મદ સાલિહ કૂલાબી (રહ.)

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)થી બયઅત થઈને આપ કેટલાયે વરસો સુધી હઝરતની ખિદમતમાં રહ્યા પરંતુ પોતાની ઓછી ઈસ્તિઅદાદના કારણે આપને કોઈ બાતિની તરક્કી નહિ થઈ.

બીજા પીર ભાઈઓના અહેવાલ જોઈને આપ ઘણાં નવાઈ પામતા એટલે આપ પોતાની હાલત પર હંમેશા રડતા રહેતા. એક વખતે રમઝાનના મુબારક મહિનામાં હઝરત (રહ.)એ એઅતિકાફ કર્યો તો એઅતિકાફમાં હઝરતના હાથ ધોવડાવવાની ખિદમત આપને સોંપવામાં આવી.

એક રાતે હઝરતે પોતાના મુબારક હાથ ધોયા તો આપે ધોવાણનું પાણી એકાંતમાં લઈ જઈને પી લીધું. બસ એ પાણી પીતાં જ આપમાં મસ્તી (બે-ખૂદી) તારી થઈ ગઈ અને બાતિની તરક્કી જાહેર થઈ. તે પછી હઝરતની તવજ્જુહથી કમાલના દરજ્જે પહોંચી ગયા તો હઝરતે આપને ખિલાફતથી નવાઝયા. એક મોટી જમાઅતને આપથી રૂહાની ફૈઝ પહોંચ્યો.

એક દિવસે હઝરતે આપના વિષે ફરમાવ્યું કે,

"મૌલાના સાલિહએ સયરે સિફાત અને તજલ્લિયાતે સિફાતથી પૂરો હિસ્સો હાસિલ કર્યો છે."

## હઝરતના મઅમૂલાત વિષે કિતાબ લખી

આપે હઝરતના સાહબઝાદાઓની ફરમાઈશથી એક કિતાબ લખી હતી જેમાં હઝરત (રહ.)ના દિવસ અને રાતના મઅમૂલાત એકત્ર કર્યા હતા. એમાંથી કેટલાક મઅમૂલાત આ કિતાબમાં આ નાચીઝે લખ્યા છે.

મજકૂર કિતાબમાં આપ લખે છે કે,

''જ્યારે મેં હઝરત (રહ.)થી મઅમૂલાત જમા કરવાની ઈજાઝત માંગી તો ઈર્શાદ ફરમાવ્યો કે,

પૈરવીના કાબિલ તો આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જ અમલ છે. હદીસની કિતાબોમાંથી મસનૂન મઅમૂલાત ભેગા કરો.''

મેં અરજ કરી કે,

''હઝરત (રહ.)ના અમલ પણ તો સરકારે મદીના સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જ સુન્નતના મુતાબિક છે.''

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

''ઠીક છે. જમા કરો પરંતુ આ વાતનું સારી રીતે ધ્યાન રાખજો કે મારો જે કવલ અને અમલ સુન્નતના મુવાફિક હોય તેના પર અમલ કરજો અને જે એવો ન હોય તેને મોકૂફ રાખજો.''

## ઈન્તેકાલ

હિજરીસન ૧૦૪૮ માં મૌલાના મુહમ્મદ સાલિહ કૂલાબીનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

13

## શયખ અબ્દુલ હય હિસારી (રહ.)

શયખ અબ્દુલ હય હિસારી (રહ.) ઈસ્ફહાન ઈલાકામાં આવેલા હિસારે શાદમાનના ઘણાં મોટા આલિમ હતા.

શાદમાનથી હિન્દુસ્તાન આવ્યા અને પટના શહેરમાં નિવાસ કર્યો. પટનાથી આપ સરહિંદ શરીફ આવ્યા અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની બયઅતથી મુશર્રફ થયા.

થોડા જ સમયમાં હઝરતના નિકટના અને રાઝદાર લોકોમાં થઈ ગયા. હઝરતની મોટા ભાગની ખિદમત આપના હસ્તક રહેતી હતી. એકાંતમાં કે જાહેરમાં હઝરતની ખિદમતમાં હંમેશા હાજર રહેતા હતા. ઘણાં વરસો સુધી હઝરતની ખિદમતમાં રહ્યા.

### મકતૂબાત શરીફનું બીજું દફતર આપે સંપાદિત કર્યું

હઝરતના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની ફરમાઈશથી મકતૂબાત શરીફનું બીજું દફતર હિજરીસન ૧૦૨૮ માં આપે સંપાદિત કર્યું.

### હઝરતે આપને ખિલાફત આપી પટના મોકલ્યા

સુલૂકની પરિપૂર્ણતા બાદ હઝરતે આપને ખિલાફતથી નવાઝી પટના રવાના કર્યા. ત્યાં પહોંચીને શયખ નૂર મુહમ્મદ પટનીની સંગાથે હકના તાલિબોને ફૈઝ પહોંચાડવામાં મશગૂલ થઈ ગયા. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ પોતાના મકતૂબાત શરીફમાં પણ આપના ઉચ્ચ મકામોનો ઉલ્લેખ કરેલો છે.

## હજ અને ઝિયારત

હિજરીસન ૧૦૫૦માં ૬૦ (સાંઠ) વરસની ઉંમરે મકકા મુઅઝઝમા તશરીફ લઈ ગયા. ત્યાં પણ આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

હજ બાદ આપ વતન આવવા માટે જહાઝ પર સવાર થયા તો કેટલાયે દિવસો સુધી જહાઝ પોતાની જગાથી ખસ્યું નહિ. છેવટે આપે ફરમાવ્યું કે,

> ''બધાં દોસ્તો રવાના થઈ જાઓ. હું જહાઝમાંથી નીચે ઊતરી જાઉં છું. કારણ હજુ મને રવાનગીની ઈજાઝત નથી મળી. હું એક બીજી હજ કરીને આવીશ.''

જેવા આપ જહાઝમાંથી નીચે ઊતર્યા કે તરત જ જહાઝ ચાલવા લાગ્યું !

કહે છે કે, આપનું થોભવું હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશારાના કારણે હતું.

## ઈન્તેકાલ

હિજરીસન ૧૦૭૦ માં ૮૦ (એંસી) વરસની ઉંમરે આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

**14**

## મૌલાના યાર મુહમ્મદ કદીમ તાલ્કાની (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના પુરાણા ખાદિમ અને ખલીફા છે. આપને કદીમ (સિનીયર) એટલા માટે કહેવામાં આવે છે કે આપના પછી એક બીજા પણ યાર મુહમ્મદ હઝરતની ખિદમતમાં હાજર થયા હતા જેમણે મકતૂબાત શરીફના પ્રથમ ભાગનું સંપાદન કર્યું હતું. તેમને યાર મુહમ્મદ જદીદ (જુનીયર) તરીકે ઓળખવામાં આવે છે.

### આપની ખુસૂસિયતો

નકશબંદી બુઝુર્ગોની કેટલીક ખુસૂસિયતો (વિશિષ્ટતાઓ) આપની પેશાનીથી જાહેર થતી હતી. ખૂશ સીરતની સાથે ખૂબસૂરત પણ હતા.

'ઝુબ્દતુલ મકામાત'ના લેખક મૌલાના હાશિમ કશમી (રહ.) ફરમાવે છે કે :

મૌલાનાએ એક દિવસે મને ફરમાવ્યું કે,

''હું મારી ખૂબસૂરતી અને આ ભરાવદાર દાઢીનો ઘણો આભારી છું કારણકે જયારે પણ હું બજાર વગેરે સ્થળોએથી પસાર થાઉં છું ત્યારે મને જોઈને લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ પઢવા લાગે છે !''

### હજ બાદ ઈન્તેકાલ

આપે હજજ પણ કરી હતી. હિજરીસન ૧૦૪૬ માં હિજાઝે

મુકદ્દસથી પાછા આવ્યા બાદ આપ કેટલાક સમય પછી અકબરાબાદ (આગ્રા) તશરીફ લઈ ગયા અને ત્યાં જ આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

## 15

## મૌલાના કાસિમઅલી બદખ્શી (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બયઅત હતા. પરંતુ હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ આપની તરબિયત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના હવાલે કરી હતી.

આપ ઘણાં વર્ષો સુધી ખાનકાહે મુજદ્દિદીમાં રહ્યા અને ફૈઝ હાસિલ કરતા રહ્યા.

ખૂદ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ આપની રૂહાની તરક્કી વિષે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને લખ્યું હતું કે,

> ''એવું જણાય છે કે મૌલાના કાસિમઅલીને 'મકામે તકમીલ'માં હિસ્સો હાસિલ છે.''

('મક્તૂબાત શરીફ' દફતર અવ્વલ, મક્તૂબ ૧૧)

## 16

## શયખ હસન બર્કી (રહ.)

આપ મૌલાના અહમદ બર્કી (રહ.)ના શાગિર્દ હતા. હઝરતની ખિદમતમાં હાજર થઈ બયઅત થયા અને ફૈઝ હાસિલ કરી પોતાના વતન પાછા ફર્યા અને મૌલાના અહમદ બર્કીની ખિદમતમાં રહ્યા.

એક વખતે હઝરતે મૌલાના અહમદ બર્કી (રહ.)ને લખ્યું કે,

> ''જો તમારે પ્રવાસે જવાનું થાય તો તેઓ (શૈખ હસન બર્કી) તમારા કાઈમ મકામ (જાનશીન) છે.''

સંજોગવસાત એ પત્ર પહોંચવાના થોડા દિવસો પછી મૌલાના અહમદ બર્કી આખિરતના પ્રવાસે ઉપડી ગયા !

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

હઝરતે પોતાના પત્રમાં આપેલી સૂચના પ્રમાણે શયખ હસન બર્કી આપની જગાએ નિયુકત થયા.

અસંખ્ય લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

## એક આયત શરીફના ભાવાર્થ અને સૂચિતાર્થ જાહેર થયા

શયખ હસન બર્કી (રહ.)એ હઝરતની ખિદમતમાં પત્ર લખી જણાવ્યું કે,

> ''ફકીર તહજ્જુદની નમાઝ પઢતો હતો ત્યારે (આયત શરીફ) :
>
> **'નહનુ અકરબુ ઈલયહિ મિન હબ્લિલ વરીદ'**
>
> **(સૂરએ 'કાફ' આયત ૧૬)**
>
> **ભાવાર્થ :** હું વધારે નિકટ છું તેનાથી (માનવથી) તેની ધોરી નસ કરતાં.
>
> ના મઆની (ભાવાર્થ અને ગુઢાર્થ) જાહેર થયા અને હયરતનો પરદો ઊઠાવી લીધો અને અયનુલ યકીનથી મુશર્રફ કરવામાં આવ્યો.''

## ઈન્તેકાલ

નકલ છે કે :

આપના એક જવાન સાહબઝાદા કાબિલ અને હકના સાચા તાલિબ હતા. તેઓ આપને જાણ કરવા વગર સરહિંદ ચાલ્યા ગયા હતા અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની ખિદમતમાં હાજર થઈ બયઅત થઈ ગયા હતા. શયખ હસન બર્કી (રહ.)ને એની ખબર ન હતી.

વફાતના વખતે આપે તેને યાદ ફરમાવ્યા. તે પછી થોડા સમય પછી ફરમાવ્યું કે,

> ''મને બશારત આપવામાં આવી છે કે, તે (પુત્ર) હઝરત મખ્દૂમઝાદએ આલી (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહ.)ની ખિદમતમાં છે અને હવે હઝરતે તેને ઈજાઝત અને ખિલાફત આપીને રવાના કર્યા છે અને હવે તે રસ્તામાં છે. થોડા સમયમાં આવી જશે. અને મારો કાઈમ મકામ (જાનશીન) થશે.''

જેથી એવું જ થયું.

તે પછી આપનો ઈન્તેકાલ થઈ ગયો અને પોતાના વતન ઉસ્માનપૂરમાં દફન થયા.

('હઝરાતુલ કુદ્સ' દફતર બીજું, પા. ૩૩૪)

**17**

## મૌલાના શયખ અબ્દુલ હાદી ફારૂકી બદાયૂંની (રહ.)

આપ આલિમ, ફાઝિલ અને પોતાના મુલ્કના મશહૂર

મશાઈખમાંથી હતા. પ્રથમ આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થઈને બયઅત કરી. હઝરત ખ્વાજા (રહ.)એ આપની તરબિયત પણ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના હવાલે કરી અને હઝરતની સાથે આપને સરહિંદ શરીફ રવાના કર્યા. ત્યાં આપ લાંબા સમય સુધી હઝરત (રહ.)ની ખિદમતમાં રહ્યા અને બરકતો હાસિલ કરી. તરક્કીઓ અને કમાલાતે પહોંચ્યા અને હઝરતની ખિલાફતથી મુશર્રફ થયા.

કહે છે કે શયખ અબ્દુલ હાદી અને મૌલાના યાર મુહમ્મદ કદીમ સરહિંદ શરીફમાં એક જ હુજરામાં રહેતા હતા. મૌલાના યાર મુહમ્મદ કદીમ હંમેશા આખી રાત જાગીને સવાર સુધી નમાઝમાં મશગૂલ રહેતા. અને શયખ અબ્દુલ હાદી બીમારીના કારણે એટલા પ્રમાણમાં રિયાઝત કરી શકતા ન હતા એટલે પોતાની જાત પર ઘણી હસરત અને અફસોસ કરતા અને મૌલાના યાર મુહમ્મદ કદીમના હાલ પર ઘણો રશ્ક કરતા હતા.

એક દિવસે હઝરત (રહ.)એ ફરમાવ્યું કે,

> "સુબ્હાનલ્લાહ ! શયખ અબ્દુલ હાદીનું હસરત અને અફસોસ કરવું મૌલાના યાર મુહમ્મદની ઈબાદત અને શબબેદારી (રાત્રી જાગરણ) પર સરસાઈ મેળવી ગયું અને તેમના કામને મૌલાનાના કામ કરતાં વધારે બુલંદ કરી દીધું ! બેશક કામ હક સુબ્હાનુહૂ વ તઆલાની બખ્શીશની છત્રછાયા નીચે જ થાય છે."

('હઝરાતુલ કુદ્સ')

## ઈન્તેકાલ

આપનો ઈન્તેકાલ ૯, શાબાન, ૧૦૪૧ હિજરીસનમાં થયો અને મઝાર બદાયૂનમાં ખુર્રમ શાહના તકિયહમાં છે.

18

## શયખ યૂસુફ બર્કી (રહ.)

શરૂઆતમાં આપે પોતાના સમયના કેટલાક મશાઈખની સુહબત મેળવી અને મશરબે ખ્યાલી જાહેર થયો. એ જ સમયગાળામાં એક રાતે આપે ખ્વાબમાં જોયું કે મોટા ભાગના અવલિયાએ કિરામ હઝરત મુજદ્દિદે અલ્ફેસાનીની તારીફ અને પ્રશંસા કરે છે અને આપને હઝરતની ખિદમતમાં હાજર થવાનું પ્રોત્સાહન આપે છે.

એટલે આપે પોતાના અહેવાલ વિષે એક પત્ર હઝરતની ખિદમતમાં લખ્યો.

હઝરતે જવાબમાં લખ્યું કે,

"એવા અહેવાલ શરૂઆતમાં પ્રાથમિક અવસ્થાના સાલિકો (મુબ્તદીઓ)ને ઘણાં થાય છે એનો ભરોસો ન કરે."



### હઝરતથી બયઅત અને ખિલાફત

આ જવાબથી આપને હઝરતની ઝિયારતનો શોખ જાગ્યો અને આપ સરહિંદ શરીફ જઈ હઝરતની ખિદમતમાં હાજર થઈ બયઅત થયા. થોડી જ મુદતમાં કમાલના મરતબાએ પહોંચી ગયા અને હઝરતથી ખિલાફત હાસિલ કરીને જાલંધર (પૂર્વ પંજાબ)માં નિવાસ કર્યો.

થોડા થોડા સમયના અંતરે સરહિંદ શરીફ હાજર થતા રહેતા હતા અને જુદાઈના જમાનામાં કલમની ઝબાનથી અહવાલ અર્ઝ કરતા રહેતા હતા. અને હઝરતના જવાબોથી સરફરાઝ થતા રહેતા હતા.

## હઝરત (રહ.)નું પ્રમાણપત્ર

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ એક મુરીદને આપના વિષે લખ્યું કે,

"શયખ યૂસુફ મારી પાસે આવ્યા હતા અને મારા ફુયૂઝાતથી ખૂબીપૂર્વક ફાયદો મેળવ્યો અને ફનાની હકીકતથી વાકિફ થયા.

એમાં શક નથી કે તેઓ મુસ્તઈદ (કાબેલ) સાદિકુલ ઈખ્લાસ (સાચો ઈખ્લાસ ધરાવનારા) મર્દ છે."

## ઈન્તેકાલ

હિજરીસન ૧૦૩૪ માં જાલંધરમાં આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ મુબારક મઝાર છે.

19

## સય્યિદ મુહિબ્બુલ્લાહ માનિકપૂરી (રહ.)

### જન્મ, વતન, શિક્ષણ

આપનો જન્મ ૨, સફર, હિજરીસન ૯૯૬ માં બિહારના સદરપૂરમાં થયો. કેટલાકના મતે આપનો જન્મ સદરપૂરના નજીક ફર્રૂખાબાદ અવધમાં થયો.

આપે પ્રાથમિક કિતાબો પોતાના વાલિદ માજિદ અને બીજા સ્થાનિક ઉલમાથી પઢી. તે પછી લાહોર પહોંચીને મુલ્લા અબ્દુસ્સલામ લાહોરીથી તા'લીમ મેળવી. ત્યાં જ હઝરત મિયાં

મીર લાહોરી અને નવાબ સઅદુલ્લાહખાં, શાહજહાનના વઝીર આપના હમસબક (સહાધ્યાયી) હતા.

('ઝિક્રુલ મઆરિફ' પા. ૧૫)

## બાતિની ઈલ્મ અને ખિલાફત

'ઝુબ્દતુલ મકામાત'માં છે કે :

સય્યિદ મુહિબ્બુલ્લાહ માનિકપૂરી દીની ઉલૂમની પરિપૂર્ણતાથી ફારિગ થઈને કુદવતુલ મશાઈખ શયખ મુહમ્મદ બિન ફઝલુલ્લાહ બુરહાનપૂરીની ખિદમતમાં પહોંચ્યા અને એક મુદ્દત સુધી ત્યાં રહીને ઈજાઝત અને ખિલાફત મેળવી.

તે પછી બુરહાનપૂરમાં જ (હઝરત મુજદ્દિદ સાહબના ખલીફા) ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ની ખિદમતમાં પહોંચ્યા અને તેમનાથી નકશબંદી સિલસિલાનો ઝિક્ર શીખ્યા. મીર સાહબની મજલિસમાં હંમેશા હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની તારીફ અને પ્રશંસા થતી હતી અને મકતૂબાત શરીફનો ઉલ્લેખ થતો હતો એટલે આપને હઝરત મુજદ્દિદ (રહ.)ની ખિદમત અને મુલાકાતનો શોખ ગાલિબ થયો. જેથી આપ સરહિંદ શરીફ હાજર થઈને મુદ્દત સુધી ફૈઝયાબ થતા રહ્યા. અહીં સુધી કે હઝરતે ખિલાફતથી સરફરાઝ ફરમાવીને માનિકપૂર રવાના ફરમાવ્યા.

હઝરતે મીર સાહબને લખ્યું કે,

''સય્યિદ મુહિબ્બુલ્લાહ નિસ્બતે મા સિવા અને ફનાના કેટલાક દરજ્જાઓ❶ પર પહોંચી ગયા છે અને મેં તેમને ઈજાઝત આપીને માનિકપૂર રવાના કરી દીધા છે.''

---

❶ 'નિસ્બતે મા સિવા' અને 'ફના'ની વિસ્તૃત સમજૂતી માટે 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં વિભાગ : ૩, પ્રકરણ : ૫ 'વિલાયતે સુગરા' વાંચો.

## હઝરતના ઈન્તેકાલ બાદ ચિશ્તી સિલસિલા તરફ આકર્ષાયા

જનાબ એઅજાઝુલ હક કુદુસી પોતાની કિતાબ 'શયખ અબ્દુલ કુદુસ ગંગોહી (રહ.) ઔર ઉનકી તઅલીમાત'માં લખે છે કે :

વહદતુલ વુજૂદના મસ્અલા વિષે આપે વિવિધ ઉલમા સાથે ચર્ચા કરી પરંતુ કોઈ આપ (સય્યિદ મુહિબ્બુલ્લાહ)ને સંતોષિત ન કરી શક્યું. એ જ બાબતમાં આપ દિલ્હી પહોંચ્યાં. પછી સહારનપૂર ગયા અને ગંગોહામાં હઝરત અબૂ સઈદ (ઈબ્ને શયખનૂર બિન શયખ અલી બિન શયખ અબ્દુલ કુદુસ ગંગોહી) અલયહુમાની ખિદમતમાં હાજર થયા અને હઝરત (અબૂ સઈદ)ની સુહબતમાં કંઈક અંશે સાંત્વન દિલબસ્તગી મહેસૂસ થઈ. છેવટે શયખ અબૂ સઈદ (રહ.)ના હાથ પર બયઅત થઈને વિવિધ રિયાઝતો અને મુજાહદાઓ બાદ (ચિશ્તી સિલસિલાની) ખિલાફતનો ખિરકહ હાસિલ કર્યો.

O શાહજહાં અને દારા શિકોહ આપથી બેહદ અકીદત ધરાવતા હતા.

O પરંતુ ઔરંગઝૈબની રાય આપના વિષે સારી ન હતી. જેથી આલમગીરે આપના રિસાલહ (કિતાબ) 'તસ્વિયહ'ને સળગાવવાનો હુકમ આપ્યો હતો.

O ૯, રજબ, ૧૦૫૮ હિજરીસનમાં ઈલાહાબાદમાં આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ આપનો મઝારે પુરઅનવાર છે.

**[ 'શયખ અબ્દુલ કુદુસ ગંગોહી (રહ.) ઔર ઉનકી તઅલીમાત' પા. ૫૪૨ થી ૫૫૫, લેખક : એઅજાઝુલ હક કુદુસી ]**

20

## હાજી ખિઝર અફઘાન (રહ.)

સરહિન્દ શરીફ નજીક બહલુલ કસ્બામાં આપનો જન્મ થયો હતો. હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના વાલિદ હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ (રહ.)ની સુહબતના શરફથી પણ આપ મુશર્રફ થયા હતા.

શવકના વલવલા અને ઈશ્કના ગલબામાં આપે પુષ્કળ પ્રવાસો કર્યા. ઘણાં મશાઈખ અને ફુકરાની ખિદમતમાં હાજર થયા. અહીં સુધી કે હિજાઝે મુકદ્દસ અને અરબસ્તાન તેમજ બયતુલ મુકદ્દસની ઝિયારતથી પણ મુશર્રફ થયા પરંતુ કોઈ જગાએ આપના દિલને સંતોષ ન થયો.



### હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદતમાં હાજરી

આખી દુનિયા ખૂંદી વળ્યા બાદ છેવટે આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયા તો આપના દિલને સુકૂન અને આરામ પ્રાપ્ત થયો અને બયઅત થઈ ઉચ્ચ મકામોથી મુશર્રફ થયા.

આપ ખુશઈલ્હાન હતા અને ખુશઈલ્હાની સાથે અઝાન આપતા હતા. જ્યાં સુધી આપ હઝરતની ખિદમતમાં રહ્યા ત્યાં સુધી બીજો કોઈ અઝાન આપી શકતો ન હતો. આપની અઝાન દિલો પર ખાસ અસર કરતી હતી.

### ઈશ્કે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

આપ દરેક જુમ્આની રાતે હઝરત (રહ.)ની મસ્જિદના

હુજરામાં આવતા અને હઝરત સય્યિદે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ખુશઈલ્હાનીથી દુરૂદ શરીફ પઢતા.

મોટા ભાગે મળસ્કે, બલ્કે આખી રાત નઅતો લલકારતા રહેતા અને રડતા રહેતા. આપ મીર તકીમીરના આ શએરને લાયક હતા :

એક હૂક સી દિલમેં ઉઠતી હે,
એક દર્દસા પૈદા હોતા હે.
મેં રાતકો ઉઠ ઉઠ રોતા હૂં,
જબ સારા આલમ સોતા હે.

## શયતાનની ગવાહી

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મુરીદોમાંથી એક સાહબ બયાન કરે છે કે,

એક વખતે હઝરત (રહ.)એ ફરમાવ્યું,

''એક દિવસ મેં ઈબ્લીસ (શયતાન)ને જોયો. અને તેને ઘણી વાતો પૂછી. અલ્હમ્દુલિલ્લાહ તેણે સાચી સાચી બયાન કરી દીધી.''

એ જ દરમિયાન મેં તેને પૂછયું કે,

''મારા મિત્રો (મુરીદો)માંથી એવો કોણ છે જેના પર તારો ઘણો ઓછો કાબૂ છે ?''

તેણે કહ્યું,

''હાજી ખિઝર.''

## અસંખ્ય લોકોએ આપથી ફૈઝ મેળવ્યો

હઝરતની ખિલાફતથી મુશર્રફ થવા બાદ સરહિંદ શરીફ નજીક એક ગામમાં સ્થાઈ થઈ ગયા હતા અને થોડા થોડા અરસા બાદ સરહિંદ શરીફ આવતા જતા રહેતા હતા.

અસંખ્ય લોકોએ આપથી બાતિની ફૈઝ હાસિલ કર્યો. શયખ આદમ બિન્નૌરી (રહ.) પણ શરૂઆતમાં આપના જ મુરીદ હતા. બાદમાં આપે પોતે જ તેમને હઝરતની ખિદમતમાં મોકલ્યા.

## હઝરતની વફાતનો આઘાત સહન કરી ન શક્યા

હાજી ખિઝરે જયારે હઝરતની વફાતની ખબર સાંભળી તો તુરંત બેહોશ થઈને ઢળી પડયા. જયારે હોશમાં આવ્યા તો રડતાં રડતાં હઝરતના સાહબઝાદાઓની ખિદમતમાં હાજર થયા. ફરી પાછો ત્યાં માતમ બરપા કરી દીધો.

સાહબઝાદાઓની ફરમાઈશ પર એવા દર્દનાક અવાજથી અઝાન આપી કે તમામ સાંભળનારાઓ પણ રડવા લાગ્યા.

હઝરતની વફાતના આઘાતના કારણે હઝરતની વફાતના થોડા જ અરસા પછી હિજરીસન ૧૦૩૪ માં ઈન્તેકાલ ફરમાવ્યો અને પોતાના વતન બહલોલમાં દફન થયા.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

21

## શયખ અહમદ દેવબંદી (રહ.)

આપ સહારનપૂર જિલ્લાના દેવબંદના રહેવાસી હતા.

અહલે ઈલ્મ અને તરીકતમાંથી હતા. શરૂઆતમાં આપે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં રહીને જાહેરી ઈલ્મની કિતાબો પઢી. બીજા ઉલમાથી પણ દીનનો ઈલ્મ હાસિલ કર્યો.

તે પછી બુરહાનપૂર ચાલ્યા ગયા. ત્યાં શયખે મુઅઝઝમ મુહમ્મદ બિન ફઝલુલ્લાહ (રહ.)થી બયઅત થયા. ઘણો સમય તેમની ખિદમતમાં રહીને ખિલાફત હાસિલ કરી.

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયા

તે પછી આપ બુરહાનપૂરથી આગ્રા ચાલ્યા ગયા. શુભ સંજોગે તે દિવસોમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પણ આગ્રામાં હતા. આપે આ સોનેરી તક ઝડપી લીધી અને હઝરતની ખિદમતમાં હાજર થઈ નકશબંદી તરીકામાં બયઅત થયા. અને આપની બરકતવંતી ખિદમતમાં વરસો સુધી રહ્યા.

હઝરતે જયારે ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ને ખિલાફત આપીને બુરહાનપૂર રવાના કર્યા તો આપની રૂહાની તરબિયત પણ મીર સાહબને સોંપી. જેથી મીર સાહબ (રહ.)ની સુહબતમાં હુઝૂર અને નિસ્બતે ખ્વાજગાને નકશબંદિયહની દવલતથી સરફરાઝ થયા.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૧૪)

તે પછી ફરી પાછા આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની મુબારક ખિદમતમાં હાજર થયા અને અરસા સુધી સરહિંદ શરીફમાં રહ્યા. હઝરતની ઈનાયતો અને ફુયુઝ તથા બરકતોથી લાભ મેળવીને ખિલાફત અને ઈજાઝતથી મુશર્રફ થયા.

## આપની સુહબતની અસર

મૌલાના અહમદ દેવબંદી (રહ.)ની સુહબતમાં અલ્લાહ

તઆલાએ એવી અસર આપી હતી કે જે કોઈ આપની સુહબતમાં હાજર થતો તે જઝબના ગલ્બાને કારણે બેઈખ્તિયાર થઈને તડપવા લાગતો અને કેટલાક તો બિલકુલ બેહોશ થઈ જતા અને કેટલાક રુદન અને આક્રંદ કરવા લાગતા.

('હઝરાતુલ કુદ્સ' દફતર બીજુ, પા. ૩૧૯)

## ઈન્તેકાલ

આપ એક મુદ્દત સુધી આગ્રામાં રહ્યા અને મઅરિફતના તાલિબોને ફૈઝ પહોંચાડતા રહ્યા.

એક મોટા રઈસ જેઓ આપથી અકીદત ધરાવતા હતા તે આપને બંગાળ લઈ ગયા. આપે ત્યાં પણ ઘણી કુબૂલિયત હાસિલ કરી અને ઘણાં લોકોને આપથી ફૈઝ પહોંચ્યો.

૭૦ (સિત્તેર) વરસની ઉંમરે આપનો ઈન્તેકાલ થયો. અકબરાબાદ (આગ્રા)માં દફન થયા.

('હઝરાતુલ કુદ્સ' ૨/૩૨૦)

22

## શયખ કરીમુદ્દીન બાબા હસન અબ્દાલી (રહ.)

કાબુલના ઈલાકામાં, મોજે ઉસ્માનપૂર, જિલ્લા : અટક જે હસન અબ્દાલ સાથે સંલગ્ન છે ત્યાંના રહેવાસી હતા એટલે અબ્દાલી કહેવાયા. ત્યાંથી કાશ્મીર જવાનો પણ રસ્તો છે.

આપ યુવાનીમાં જાહેરી ઈલ્મ હાસિલ કરવા માટે લાહોર આવ્યા અને જાહેરી ઈલ્મ મેળવવામાં મશગૂલ થઈ ગયા. એક વખતે આપને ખ્યાલ આવ્યો કે, જો હું મરી ગયો તો હક તઆલાની

(મઅરિફત)થી મહેરૂમ રહી જઈશ. એટલે તા'લીમ છોડી દીધી અને પોતાના વતન જઈને ઈબાદતોમાં મશગૂલ થઈ ગયા.

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં

એ જ અરસામાં કામિલ શયખની તલાશ આપના દિલમાં પૈદા થઈ. આપે ખ્વાબમાં એક બુઝુર્ગને જોયા કે તેમના જમાલની સામે ચાંદ પણ ઝાંખો પડી ગયો હતો !

એ જ પ્રમાણે કેટલીક રાતો સુધી આપે એ જ ખ્વાબ જોયો. એટલે આપ દીવાનાવાર શયખની તલાશમાં નીકળી પડયા. આખરે અલ્લાહ તઆલાએ આપને સરહિંદ શરીફ પહોંચાડયા. જયારે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ઝિયારત થઈ તો આપ તે જ બુઝુર્ગ હતા જેમને ખ્વાબમાં જોયા હતા.

હઝરતે આપને બયઅત ફરમાવી લીધા. હઝરતની નઝરે કીમિયા અસરની બરકતથી થોડા જ અરસામાં આપે ઉચ્ચ તરકકી કરી અને હઝરતે આપને ખિલાફતથી નવાઝી તેમના વતન રવાના કર્યા.

એ ઈલાકાના અસંખ્ય લોકોએ આપથી ફૈઝ અને બરકતો હાસિલ કરી.

## એકાંતવાસમાં પણ હઝરત પાસે જવાની આપને ઈજાઝત હતી

જે દિવસોમાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ ગોશાનશીની (એકાંતવાસ) અપનાવી હતી તો ભાગ્યે જ કોઈ હઝરતની પાસે જઈ શકતું હતું પરંતુ શયખ કરીમુદ્દીન (રહ.) પર હઝરત (રહ.)ની ખુસૂસી ઈનાયત હતી એટલે આપના વિષે હઝરતે ફરમાવ્યું હતું કે,

"શયખ (કરીમુદ્દીન) પોતાના દોસ્તો (મુરીદો)ની સાથે (મારી પાસે) આવતા રહે. તેમને કોઈ મના ન કરે."

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૮૯)

## આપનો મકામ

શયખ કરીમુદ્દીન (રહ.) ફરમાવતા હતા કે,

"મારા પર એવો સમય આવ્યો કે અગર તમામ આલમ મારી નઝરમાં આવી જાય તો એક નિગાહમાં મકસદ સુધી પહોંચાડી દઉં."

('હઝરાતુલ કુદ્દસ' ૨/૩૨૭)

ઉપરાંત આપ ફરમાવે છે કે,

"એકવખતે હું હઝરત મુજદ્દિદ (રહ.)ની કદમબોસીના માટે વતનથી રવાના થયો. જયારે ફઝલઆબાદની સરાઈ (મુસાફરખાના)માં પહોંચ્યો તો મેં વાકિઆમાં જોયું કે મને સલ્તનતના તખ્ત પર બેસાડવામાં આવ્યો છે અને સુલ્તાને વકત હાથ બાંધીને મારી સામે ઊભો છે !

હું ત્યાંથી રવાના થઈને હઝરત (રહ.)ની ખિદમતમાં હાજર થયો તો આપે મને ખિલાફતે મુતલિકહ અતા ફરમાવી."

('હઝરાતુલ કુદ્દસ' ૨/૩૨૭)

## ઈન્તેકાલ

૩, મુહર્રમ, ૧૦૫૦ હિજરીસનમાં પોતાના વતનમાં આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

23

## મૌલાના અબ્દુલ વાહિદ લાહોરી (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મુરીદ હતા. હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ આપને બાતિની તરબિયત માટે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને સોંપ્યા હતા. આપ વિપુલ પ્રમાણમાં મુરાકબહ અને ઈબાદત કરતા હતા.

### નમાઝથી ઈશ્ક

'ઝુબ્દતુલ મકામાત'ના લેખક, હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ખલીફા, મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે :

એક દિવસ આપે મને પૂછયું કે,

''શું જન્નતમાં નમાઝ ન હશે ?''

મેં કહ્યું કે,

''ન હશે. જન્નતમાં નમાઝ કયાંથી હોય ! જન્નત તો આમાલના બદલાની જગા છે. આમાલ કરવાની જગા નથી.''

આ જવાબ સાંભળીને આપે એક ઠંડી આહ ભરી અને રડવા લાગ્યા અને હસરત ભરેલા લહેજામાં ફરમાવવા લાગ્યા,

''આહ ! નમાઝ વગર જન્નતમાં કેમ રહેવાશે !''

મૌલાના હાશિમ કશ્મી (રહ.) લખે છે કે,

આપે (મૌલાના અબ્દુલ વાહિદ લાહોરી રહ.એ) હઝરત (રહ.)ને એક પત્રમાં લખ્યું હતું કે,

"કયારેક નમાઝમાં સજદહની હાલતમાં એવી કૈફિયત પૈદા થાય છે કે સજદહથી શિર ઉઠાવવાનું દિલ જ નથી ચાહતું !"

મૌલાના અબ્દુલ વાહિદ લાહોરી (રહ.) ફરમાવે છે કે,

"જયારે હઝરત મુજદ્દિદ (રહ.) લાહોરમાં હતા ત્યારે એક શાકભાજી વેચનારો ડોસો આપની ઝિયારતના માટે હાજર થયો.

હઝરત (રહ.)એ તેનો ખૂબ જ આદર કર્યો તેનાથી બધાંને હેરત થઈ.

બાદમાં માલૂમ થયું કે તે અબ્દાલમાંથી હતો.❶

24

## મૌલાના અમાનુલ્લાહ લાહોરી (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના કામિલ ખલીફા હતા. હિજરીસન ૧૦૩૧ માં હજજે બયતુલ્લાહનો શોખ ગાલિબ થયો અને કંઈ પણ સરસામાન લીધા વગર પગપાળા હિજાઝના પ્રવાસે ઉપડી ગયા.

હજજથી ફારિગ થઈને આપ મદીના મુનવ્વરા તશરીફ

---

❶ અબ્દાલ એ અવલિયાએ ખિદમતનું એક ઉચ્ચ પદ (હોદ્દો) છે. એની વિસ્તૃત સમજૂતી માટે 'મેઅયારુસ્સુલૂક' કિતાબ (૧૯૯૯ની આવૃત્તિ)માં પાના ૪૩૯ ઉપર આપી છે.

લઈ ગયા. તે પછી અંબિયા અલયહિમુસ્સલામના મુબારક મઝારોની ઝિયારતના માટે મિસર અને શામ ગયા. ત્યાં જ આપનો ઈન્તેકાલ થઈ ગયો.

('ઝુબ્દતુલ મકામાત' પા. ૩૮૮)

25

## મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.)

આપ હઝરતના અગ્રેસર ખલીફાઓમાંથી છે. બલકે હઝરત (રહ.) આપને પોતાના અયાલ (કુટુંબીજન) તરીકે ગણતા હતા. હઝરત (રહ.)થી બયઅત થયા ત્યારે આપની ઉંમર માત્ર ૧૫ વર્ષ હતી. આપે લગભગ ૧૭ (સત્તર) વરસ સુધી હઝરતની ખિદમતે મુબારકમાં રહીને ફૈઝ હાસિલ કર્યો.

એક વખતે એક જ રાતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બાર વખત પોતાની ઝિયારતથી આપને મુશર્રફ ફરમાવ્યા.

નકશબંદી બુઝુર્ગોના હાલાત વિશે આપે બે દળદાર ગ્રંથોમાં 'હઝરાતુલ કુદ્સ' નામની કિતાબ લખી હતી. જે ખૂબ જ સુવિખ્યાત છે. એ ઉપરાંત પણ આપે બીજી અનેક કિતાબો લખી હતી.

### હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બશારત

આપ લખે છે કે :

મેં (ખ્વાબમાં) જોયું કે હુઝૂરે અનવર અલયહિસ્સલાતુ વસ્સલામ ફકીરની મસ્જિદમાં તશરીફ ફરમાવે છે. બે ઈખ્તિયાર થઈને હું કદમો પર ઢળી પડયો.

તે પછી ઊઠીને મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ગુઝારિશ કરી કે,

"યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને કંઈ બશારત આપો."

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ આયત પઢી :

**'સુબ્હાનલ્લઝી અસ્રા બિ અબ્દિહી લયલા'**

તે પછી ફરમાવ્યું કે,

"ટૂંક સમયમાં તમારા ઘરમાં છોકરાં પેદા થશે."

સંજોગવશાત એનાથી પહેલાં ફકીરને (મને) કોઈ અવલાદ ન હતી. આ બનાવના ૧૦ (દસ) મહિના બાદ છોકરો (પુત્ર) પૈદા થયો. તેનું નામ મુહમ્મદ આરિફ રાખ્યું.

તેના પછી અત્યાર સુધીમાં બશારતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તુફયલમાં અલ્લાહ તઆલાએ બીજા સાત પુત્રો અર્પણ કર્યા.

**('હઝરાતુલ કુદ્સ' ૨/૩૬૫)**

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક શબ્દનો અર્થ અને હદીસ બયાન ફરમાવી

આપ ફરમાવે છે કે,

"મેં જોયું કે એક હવઝ દહ દર દહ (૧૦×૧૦) છે. તેની ફરતે એક ગોળ અને ખૂબસૂરત બગીચો બનેલો છે અને ત્યાં એક આલીશાન મહેલ છે. તેમાં હઝરત સરવરે કાઈનાત અલયહિસ્સલાતુ વસ્સલામ તશરીફ ફરમાવે છે.

હું કૂવાની ડોલનું પાણી પડવાની જગાએ બેઠો છું. એક શખ્સ મારી પાસે હદીસની એક કિતાબ પઢે છે અને એક અપરિચિત શબ્દના વિષે કંઈક મુંઝવણ થઈ રહી છે. એટલામાં હુઝૂરે પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે મહેલમાંથી બહાર આવ્યા અને બાગમાં તશરીફ લાવ્યા. કંઈક થોભીને પેલા શબ્દનો અર્થ બયાન ફરમાવ્યો અને બાગના દરવાઝાની તરફ રવાના થયા. હું પણ સાથે દરવાઝા સુધી ગયો. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂરી હદીસ પઢી જે મને શબ્દશઃ યાદ હતી પરંતુ હવે લખવાના સમયે ભૂલી ગયો.''

('હઝરાતુલ કુદ્સ' ૨/૩૬૫)

## પૈદાઈશ અને ઈન્તેકાલની તારીખ

આપના જન્મ કે ઈન્તેકાલની તારીખનો કોઈ કિતાબમાં ઉલ્લેખ મળતો નથી.

26

## મીર સફર અહમદ રૂમી (રહ.)

આપ સહીહુન્નસબ સચ્યિદ હતા અને મુલ્કે રૂમના મહાન મશાઈખ પૈકી હતા. જયારે મદીના મુનવ્વરા ઝિયારત માટે હાજર થયા ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં સરહિંદ શરીફ જવાની સૂચના આપી જેથી આપ હિન્દુસ્તાન તરફ રવાના થયા.

હિજરીસન ૧૦૧૨ માં આપ લાહોર પહોંચ્યા. શુભ સંજોગે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) પણ ત્યારે લાહોરમાં જ પધારેલા

હતા. મીર સફર અહમદ રૂમી (રહ.) હઝરત (રહ.)થી લાહોરમાં જ બયઅત થયા.

તે પછી હઝરત (રહ.) સંગાથે સરહિંદ શરીફ ગયા. સુલૂકની મંઝિલો તય કરીને કમાલાત હાસિલ કર્યા પછી હઝરત (રહ.)એ આપને પોતાની ખિલાફતથી નવાઝયા.

હઝરતે પોતાના સાહબઝાદા, ખલીફા અને જાનશીન હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના નિકાહ મીર સફર અહમદ રૂમીની નેક સાહબઝાદી સાથે કર્યા. જેથી આપ હઝરતના વેવાઈ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના સસરા થયા.

હિ.સ. ૧૦૪૦ માં સરહિંદ શરીફમાં જ આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.



27

## ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મોટા સાહબઝાદા હતા. પહેલી રબીઉલ અવ્વલ, ૧૦૧૦ હિજરીસન મુતાબિક ૧૩, નવેમ્બર, ૧૬૦૧ ઈસ્વીસનના રોજ આપનો જન્મ થયો હતો આપની ઉંમર હજુ અઢી વરસની હતી ત્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)નો ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

### આપની તરબિયત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ આપની પરવરિશ કરી.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના એક બીજા ખલીફા શયખ અલ્લાહ દાદા (રહ.)એ આપને પ્રાથમિક તા'લીમ આપી અને નકશબંદી તરીકાના શુગલની પણ તા'લીમ આપી.

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં

ઉચ્ચ તા'લીમ અને તરબિયત હાસિલ થવા બાદ આપને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં મોકલી આપ્યા. ત્યાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની સુહબતમાં રહી કમાલાત હાસિલ કરી ખિલાફત મેળવી.

## આપની સાહબઝાદીના નિકાહ હઝરતના સાહબઝાદા સાથે થયા

આપની એક સાહઝાદીના નિકાહ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના સૌથી નાના સાહબઝાદા હઝરત શાહ મુહમ્મદ યહ્યા (રહ.) સાથે થયા. આમ આપને હઝરતની સાથે સગાઈ સંબંધ પણ થયો.

## ઈન્તેકાલ

આપનો ઈન્તેકાલ ૧૮, જમાદિલ ઊલા, ૧૦૭૩ હિજરીસનમાં દિલ્હીમાં થયો અને પોતાના વાલિદ સાહબના કબ્રસ્તાનમાં દફન થયા.

આપના જીવનની વધુ વિગતો માટે જુઓ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૩, પાનું : ૨૪૬,૨૪૭

## 28

## ખ્વાજા ઉબયદુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ (રહ.)



આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના નાના સાહબઝાદા હતાં. હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની બીજી પુનિત પત્નીના પેટે આપનો જન્મ થયો હતો અને મોટા ભાઈ કરતાં માત્ર ૪ (ચાર) મહિના નાના હતા. ૬, રજબ, હિજરીસન ૧૦૧૦ મુતાબિક ૪, ફેબ્રુઆરી, ૧૬૦૨ ઈસ્વીસનમાં પેદા થયા. સૂરત અને સીરતમાં આપ હૂબહૂ હઝરત ખ્વાજા સાહબ (રહ.) જેવા હતા.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ આપની પરવરિશ પણ હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ કરી.

આપે દરસી કિતાબો (પાઠ્ય પુસ્તકો) શયખ શાકિર મુહમ્મદ અને શયખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)થી પઢી. કુર્આન શરીફ પણ આપે હિફ્ઝ કર્યું.

જયારે આપ સમજદાર થયા ત્યારે આપને પણ મોટા ભાઈ ખ્વાજા કલાં જોડે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં સરહિંદ શરીફ મોકલી આપ્યા. ત્યાં આપે બાતિની અને રૂહાની તા'લીમ ઉપરાંત જાહેરી ઈલ્મની કિતાબો પણ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી પઢી. સુલૂકની તકમીલ (પરિપૂર્ણતા) બાદ હઝરતે આપને ખિલાફત આપી.

### ઔલાદ

આપની ઔલાદમાં ત્રણ સાહબઝાદાઓના નામો મળે છે :

(૧) ખ્વાજા સલામુલ્લાહ (રહ.)
(૨) ખ્વાજા કલિમુલ્લાહ (રહ.)
(૩) ખ્વાજા બહાઉદ્દીન (રહ.)

## શાગિર્દો

આપના શાગિર્દોમાં :

(૧) હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ (રહ.) [હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના વાલિદ સાહબ]

(૨) તાયા સાહબ અર્થાત શાહ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના મોટા ભાઈ શયખ અબૂર્રઝા મુહમ્મદ પણ હતા.

## ઈન્તેકાલ

આપનો ઈન્તેકાલ બુધવારના દિવસે, ૨૫, જમાદિલ ઊલા, ૧૦૭૪ હિજરીસનમાં થયો. આપનો મઝારે મુબારક દિલ્હીમાં આપના વાલિદ બુઝુર્ગવારના નજીક તે જ કબ્રસ્તાનમાં છે.

નોંધ : આપના વિસ્તૃત જીવન ચરિત્ર માટે જુઓ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૩, પાનું : ૨૪૭ થી ૨૫૫

29

## મૌલાના ફર્રુખહુસયન હરવી (રહ.)

આપ હિરાતમાં પૈદા થયા. ત્યાં જ પરવરિશ મેળવી. તે કાળના મહાન ઉસ્તાદોથી ઈલ્મ મેળવ્યો. આપ બદખ્શાન અને માવરાઉન્નહરના મહાન મશાઈખમાંથી હતા.

હિન્દુસ્તાન આવીને તજદીદના બીજા વરસે આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)થી બયઅત થયા. હઝરતની ખિદમતમાં રહીને સુલૂકની તકમીલ કરી અને હઝરતની ખિલાફતથી મુશર્રફ થયા.

ખિલાફત મેળવ્યા બાદ આપે ઢાકા (બંગાલ)માં નિવાસ કર્યો. અનેક લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. હિજરીસન ૧૦૬૮ માં ૧૦ મી મુહર્રમ, આશૂરાના દિવસે ફઝરની નમાઝના આખરી સજદહમાં ઈન્તેકાલ થયો.

આપનો મઝારે મુબારક ઢાકા (બાંગ્લાદેશ)માં છે.

30

## શયખ મુહમ્મદ સાદિક કાબુલી (રહ.)

શરૂઆતમાં આપ પાટવી કુંવર સાહઝાદાના કર્મચારી થયા. ખૂશનસીબે આપના દિલમાં હકની તલબનો જઝબહ જાગ્યો અને આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની શોહરત સાંભળીને દિલ્હી આવ્યા. અહીં આવીને આપની વફાતની જાણ થઈ.

આપ હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ખલીફા હઝરત મિરઝા હિસામુદ્દીન (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને પોતાની હકની તલબ જાહેર કરી.

મિરઝા સાહબે ફરમાવ્યું કે,

"જો હકની તલબ ધરાવતા હો તો હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં જાઓ."

એટલે આપ દિલ્હીથી સરહિંદ શરીફ ગયા અને હઝરતની ખિદમતમાં હાજર થયા અને બયઅત થયા. જયારે આપ કમાલના

દરજજે પહોંચ્યા અને ઉચ્ચ મકામોથી મુશર્રફ થયા તો હઝરતે આપને ખિલાફત અતા ફરમાવી તાલિબોની તરબિયતનો હુકમ ફરમાવ્યો.

આપે લાહોરમાં નિવાસ કર્યો. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

હિજરીસન ૧૦૧૮ માં આપનો ઈન્તેકાલ થયો.

31

## મૌલાના મુહમ્મદ સિદીક કશ્મી (રહ.)

મૌલાના મુહમ્મદ સિદીક બિન ઝહીરુદીન હસન કશ્મી (રહ.) બદખ્શાં ઈલાકાના રહેવાસી હતા. યુવાનીમાં હિન્દુસ્તાન આવ્યા. આપને શએર–શાઈરીથી ઘણી દિલ ચસ્પી હતી એટલે અબ્દુર્રહીમ ખાનખાનાં બિન બિર્રમખાંની સુહબત અપનાવી. આપનો તખલ્લુસ 'હિદાયત' હતો.

હિજરીસન ૧૦૧૮ માં આપ દિલ્હીથી બુરહાનપૂર તશરીફ લઈ ગયા.

### દરેક ચીઝમાં હઝરત ખ્વાજા સાહબ દેખાતા !

આપ ફરમાવે છે કે,

''એક વખતે દકકનના સફરથી પાછો આવ્યો ત્યારે હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.) સાથે રાબિતહ (સંપર્ક)ની આ હાલત હતી કે દરેક ચીઝમાં હઝરત ખ્વાજા (રહ.)ના જમાલે બાકમાલ નઝર આવતો હતો. દરો–દીવાર અને વૃક્ષ તથા પથ્થરથી આપના જમાલ

સિવાય બીજી કોઈ ચીઝ પ્રગટ થતી ન હતી. અહીં સુધી કે મારું ભ્રામક વુજૂદ (અસ્તિત્વ) પણ વચમાં અવરોધ નહિ બન્યું અને હું પોતાને પણ હઝરત ખ્વાજા સમજતો હતો !''

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની ખિદમતમાં

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ પછી આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થયા. શએર–શાઈરી છોડી દીધી. હઝરતની સુહબતમાં પાબંદીથી હાજર રહ્યા.

આપ વિલાયતે ખાસએ મુહમ્મદિય્યહ❶ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અને હઝરતની ખિલાફતથી મુશર્રફ થયા.

('હઝરાતુલ કુદ્સ' ૨/૨૯૮)

## હઝરતની કિતાબનું સંપાદન

હિજરીસન ૧૦૧૯ માં આપે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખાસ નોંધપોથીમાંથી મઝામીન નકલ કરીને કિતાબ 'મબ્દા વ મઆદ' સંપાદિત કરી.

## હજ માટે તશરીફ લઈ ગયા

હિજરીસન ૧૦૩૨ માં આપ મુરીદોની એક જમાઅત સાથે હરમૈન–શરીફૈન (મક્કા–મદીના)ની ઝિયારતના માટે તશરીફ લઈ ગયા.

જે વખતે આપ હિજાઝે મુકદ્દસમાં હતા ત્યારે હઝરત

---

❶ સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં વિભાગ : ૫, પ્રકરણ : ૩

મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ મૌલાના હાશિમ કશ્મી (રહ.)થી ફરમાવ્યું કે,

> "અત્યારે મેં કેટલાક ગેરહાજર મુરીદોના અહવાલની તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું તો મૌલાના મુહમ્મદ સિદ્દીક નઝરે કશ્ફીમાં કામિલ મુહબ્બત અને ઈખ્લાસની સાથે મારી તરફ રુજૂઅ (ધ્યાનિત) માલૂમ થયા."

## હજથી વાપસી અને ઈન્તેકાલ

હજથી વાપસ હિન્દુસ્તાન આવ્યા તો પ્રથમ દિલ્હી આવ્યા. અને અહીં હિજરીસન ૧૦૫૧ માં વફાત પામ્યા અને દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના કબ્રસ્તાનમાં દફન થયા.

આપની બીવી સાહિબાએ પણ હઝરત (રહ.)ની ઈનાયતોથી ઘણો બાતિની ફાયદો હાસિલ કર્યો હતો.

('હઝરાતુલ કુદ્સ' ૨/૩૦૩)

32

## મૌલાના ચાર મુહમ્મદ જદીદ (જુનીયર) બદખ્શી તાલ્કાની (રહ.)

આપ ઈલ્મ અને ઈરફાનના જ્ઞાની હતા. આપે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી કેટલીક કિતાબો પઢી અને લાંબા સમય સુધી હઝરતની ખિદમતમાં રહ્યા.

આપ હઝરતની ખિદમતમાં બાતિની સુલૂક પરિપૂર્ણ કરીને ખિલાફત અને ઈજાઝતથી મુશર્રફ થયા.

## હઝરતના મકતૂબાત શરીફનું સંપાદન

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પ્રથમ દફતર (જિલ્દ) જેનું તારીખી નામ 'દુર્રુલ મઅરિફત' છે તેનું હિજરીસન ૧૦૨૫ માં આપે સંપાદન કર્યું.



## હાફિઝ મહમૂદ લાહોરી (રહ.)

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મુખ્લિસ અહબાબમાંથી હતા. હઝરત (રહ.)એ આપને મકામે વિલાયતના ઉચ્ચ દરજજાની ખૂશખબરી આપી.

('રવઝતુલ કય્યૂમિય્યહ' પા. ૩૪૦)

એક પત્રમાં હઝરતે આપને લખ્યું હતું કે,

''હમ્દો સલાત અને તબ્લીગો દઅવાત બાદ જણાવવાનું કે આપનો મકતૂબ શરીફ (પવિત્ર પત્ર) જે જનાબ મૌલાના મહદીઅલી સાથે મોકલ્યો હતો તે મળ્યો અને ઘણી ખૂશીનો નિમિત્ત બન્યો. અલ્લાહ તઆલાની હમ્દ અને અહેસાન છે કે ફુકરાની મુહબ્બત જે દુનિયા અને આખિરતની સઆદતની પૂંજી છે (તે) આપમાં સંપૂર્ણ રીતે કાઈમ થઈ ચૂકી છે. અને જુદાઈની લાંબી મુદ્દતે એમાં કંઈ અસર નથી કરી.

બે ચીઝોની મુહાફિઝત (રક્ષા) જરૂરી છે :

(૧) સાહિબે શરીઅત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુતાબિઅત (તાબેદારી).

(૨) શયખે મુકતદાની મુહબ્બત અને ઈખ્લાસ

આ બે ચીઝોની સાથે બીજું જે કંઈ આપે (તે) બધું જ નેઅમત છે અને જો કંઈ પણ ન આપે પરંતુ આ બે ચીઝો દૃઢ અને મજબૂત હોય તો પછી કંઈ ચિંતા નથી. છેવટે એક દિવસ આપી દેશે.

અને જો નઉઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ) આ બે ચીઝોમાંથી કોઈ એકમાં ખલેલ પડી જાય અને તે છતાં અહવાલ અને અઝકાર બદસ્તૂર પોતાની સ્થિતિ પર રહે તો તેને ઈસ્તિદરાજ (જાદૂ) જાણવું જોઈએ. અને પોતાની ખરાબી અને બરબાદી ખ્યાલ કરવી જોઈએ. ઈસ્તેકામતનો તરીકો એ જ છે. વલ્લાહુ સુબ્હાનહુલ મુવફ્ફિક. વસ્સલામ.''

('મકતૂબાત શરીફ' દફતર ૧, પત્ર ૨૮૦)



# ઈમામે રબ્બાની
# હઝરત મુજદ્દિદે
# અલ્ફેસાની

## (રહમતુલ્લાહિ અલયહ)

# યુરોપની નઝરમાં

યૂરોપની નઝરમાં હઝરત મુજદ્દિદ (રહ.)ની અસલ હૈસિયત મુબલ્લિગે દીન (ઈસ્લામના પ્રચારક)ની રહી છે.

ડોકટર આરનોલ્ડના પુસ્તક 'પ્રિચીંગ ઓફ ઈસ્લામ' [Preaching Of Islam : ઈસ્લામનો ધર્મોપદેશ]માં છે :

> "શહેનશાહ જહાંગીર. ઈસ્વીસન ૧૬૦૫-૧૬૨૮ના શાસનમાં એક સુન્ની આલિમ શયખ અહમદ મુજદ્દિદ નામે હતા. જેઓ શીઆ અકાઈદના ખંડનમાં ખાસ રીતે મશહૂર હતા. શીઆઓને ત્યારે દરબારમાં પહોંચ પ્રાપ્ય હતી. તે લોકોએ કોઈ બહાને તેમને કેદ કરાવી દીધા.
>
> બે વરસ તેઓ કેદ રહ્યા અને તે મુદતમાં તેમણે પોતાના જેલના સાથીઓમાંથી સેંકડો મૂર્તિપૂજકોને ઈસ્લામમાં દાખલ કર્યા."
>
> (ત્રીજી આવૃત્તિ, પા. ૪૧૨)

એ જ પ્રમાણે 'એન્સાયકલો પીડિયા ઓફ રીલીજિયન એન્ડ ઈથીકસ' [Encyclopedia of religion and ethics : ધર્મ અને નીતિ શાસ્ત્રના જ્ઞાનકોશ]માં ઈસ્લામની તબ્લીગ (પ્રચાર) વિષે લખ્યું છે :

> "હિન્દુસ્તાનમાં સત્તરમી સદીમાં એક આલિમ જેમનું નામ શયખ અહમદ મુજદ્દિદ હતું, જેમને નાહક કેદ કરી લેવામાં આવ્યા હતા, તેમના વિષે રિવાયત છે કે, તેમણે કેદખાનાના સાથીઓમાંથી સેંકડો મૂર્તિપૂજકોને ઈસ્લામમાં દાખલ કર્યા."
>
> (૮/૭૪૫)

[મૌલાના અબ્દુલમાજિદ દરયાબાદી,
તંત્રી : સિદ્દક (લખનવ)
'તઝકેરહ ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)'
પા. ૩૦૯]

# ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ) પ્રત્યે મહાકવિ. અલ્લામા ડો. મુહમ્મદ ઈકબાલની અકીદત

## દિલમાં ઈઝઝત

અલ્લામા ડોકટર મુહમ્મદ ઈકબાલે મૌલાના સય્યિદ સુલયમાન નદવી (રહ.)ને એક પત્રમાં લખ્યું હતું :

''ખ્વાજા નકશબંદ અને મુજદ્દિદે સરહિંદની મારા દિલમાં ઘણી મોટી ઈઝઝત છે.''

## આ ઈઝઝત અને અકીદત ઉત્પન્ન થવાનો બનાવ

ડોકટર મુહમ્મદ ઈકબાલને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) પ્રત્યે આ ઈઝઝત અને અકીદત ઉત્પન્ન થવાનો બનાવ પણ ઘણો રસીક છે. મુજદ્દિદી ખાનદાનના એક બુઝુર્ગ અને ડો. મુહમ્મદ ઈકબાલના સમકાલીન, હઝરત મૌલાના મુહમ્મદ હાશિમજાન સાહબ સરહિંદી (રહ.) ફરમાવે છે કે :

એક વખતે કેટલાક સાથીઓ સંગાથે સરહિંદ શરીફ જતા હું લાહોર પહોંચ્યો. ઈકબાલથી મુલાકાત કરવાનું મન થયું. અસરના વખતે મુલાકાત માટે ગયો. ઈકબાલને જયારે એ જાણ થઈ કે મને મુજદ્દિદી ખાનદાનથી નસબી સંબંધ છે તો તેમણે મારી ઘણી ઈઝઝતઅફઝાઈ કરી અને હઝરત મુજદ્દિદથી પોતાની અકીદતની શરૂઆત વિશે એક બનાવ બયાન કર્યો.

ઈકબાલે કહ્યું :

''એક વખતે હું હાફિઝ અબ્દુલ હલીમને ત્યાં કેટલાક સાથીઓ સંગાથે બસી (નામના ગામે) ગયો હતો. પાછા ફરતી વખતે રસ્તામાં સરહિંદ આવ્યું. સાથીઓ હઝરત મુજદ્દિદના મઝારે મુબારક પર ફાતિહા ખ્વાનીના માટે ગયા. મજબૂરીથી મારે પણ જવું પડ્યું. બધાં સાથીઓ મુરાકિબ થઈ ગયા. હું (અમસ્તો) બેસી રહ્યો. અચાનક મારા પર રિકકત (રુદન) તારી થઈ ગયું. હું કાંપવા લાગ્યો અને થોડા સમય પછી બેહોશ થઈ ગયો. જયારે સાથીઓ મુરાકબાથી ફારિગ થયા ત્યારે મારા પર પાણી છાંટયું અને હું હોશમાં આવ્યો. આ રૂહાની સ્વાનુભવ પછી મને ખબર પડી કે અવલિયાના મઝારો ફયઝાને ઈલાહીથી ખાલી નથી !''



હઝરત મૌલાના મુહમ્મદ હાશિમજાન ફરમાવે છે કે :

''ઈકબાલ આ બનાવ બયાન કરતા જતા હતા અને રડતા જતા હતા. તેમનું દિલ મુહબ્બતથી છલોછલ અને આંખો આંસૂઓથી તર હતી.''

**ગાહ બ હીલહ મી દરદ,**
**ગાહ બ ઝોર મી કશદ;**
**ઈશ્કકી ઈબ્તિદા અજબ,**
**ઈશ્કકી ઈન્તિહા અજબ !**

**ભાવાર્થ :** ઈશ્કનો આરંભ અને અંત અજબ હોય છે !
કયારેક કોઈ માધ્યમને નિમિત્ત બનાવીને પોતાના પ્રતિ આકર્ષે છે !
કયારેક વિના માધ્યમે સીધો જ બળપૂર્વક પોતાના પ્રતિ ખેંચી લે છે !

## મઝારે મુબારક પર અનેક વખત હાજરી

તે પછી તો ડો. મુહમ્મદ ઈકબાલ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મઝારે મુબારક પર અનેક વખત હાજર થતા રહ્યા.

ડો. મુહમ્મદ ઈકબાલ સય્યિદ નઝીર નિયાઝીને એક પત્રમાં લખે છે કે :

''આજે સાંજની ગાડીથી હું સરહિંદ શરીફ જાઉં છું. થોડાં દિવસ પહેલાં સવારની નમાઝ પછી મારી આંખો લાગી ગઈ. ખ્વાબમાં કોઈએ નીચે પ્રમાણે પયગામ આપ્યો :

'મેં જે ખ્વાબ તમારા વિશે અને શકીબ અર્સલાન વિશે જોયો છે તે સરહિંદ મોકલી આપ્યો છે. મને યકીન છે કે ખુદા તઆલા તમારા પર ઘણો મોટો ફઝલ કરનાર છે.'

આ પયગામ આપનાર કોણ હતું તે જાણી શકાયું નથી. આ ખ્વાબના કારણે સરહિંદની હાજરી જરૂરી છે.

ઉપરાંત (મારો પુત્ર) જાવીદ જયારે પૈદા થયો હતો, ત્યારે મેં અહદ કર્યો હતો કે જયારે તે થોડો મોટો થશે તો તેને હઝરતના મઝાર પર લઈ જઈશ. તે પણ મારી સાથે આવશે, જેથી અહદ પણ પૂરો થઈ જાય.

ચૌધરી મુહમ્મદહુસૈન, મુનશી તાહિરુદ્દીન અને અલીબક્ષ મારી સાથે હશે. રવિવારની સવારે લાહોર પાછો પહોંચીશ.''

(સય્યિદ નઝીર નિયાઝી સંપાદિત : 'મકતૂબાતે ઈકબાલ' પા. ૧૬૧)

૩૦ મી જૂનના પત્રમાં ડો. ઈકબાલ લખે છે કે :

''હું શનિવારની સાંજે સરહિન્દથી પાછો આવી ગયો હતો. અત્યંત ઉમદા અને પુરફિઝા જગા છે. ઈન્શાઅલ્લાહ પાછો પણ જઈશ.''

(સય્યિદ નઝીર નિયાઝી સંપાદિત : 'મકતૂબાતે ઈકબાલ' પા. ૧૬૨)

તે પછી ૩, જુલાઈ, ૧૯૩૪ ના પત્રમાં ડો. ઈકબાલ લખે છે કે :

- ''સરહિન્દ સુંદર સ્થળ છે.
- મઝાર શરીફે મારા દિલ પર ઘેરો પ્રભાવ પાડયો.
- અત્યંત પવિત્ર સ્થળ છે.
- એનું પાણી ઠંડુ અને મીઠું છે.
- સરહિન્દના ખંડેરો જોઈને મને મિસર (Egypt)નું પ્રાચીન શહેર ફસ્તાત યાદ આવી ગયું જેનો પાયો હઝરત અમ્ર ઈબ્નુલ આસ (રદિ.)એ મૂકયો હતો.
- જો સરહિન્દનું ઉત્ખનન થાય તો એ સમયની સંસ્કૃતિ વિશેના કોણ જાણે કેટલા રહસ્યો ઉપરથી પરદો ઊંચકાય.
- આ શહેર ફર્રુખ સિયરના સમય સુધી જળવાઈ રહ્યું હતું અને વર્તમાન લાહોરથી વસ્તી અને વિસ્તારના પ્રમાણમાં બમણું હતું.''

(સય્યિદ નઝીર નિયાઝી સંપાદિત : 'મકતૂબાતે ઈકબાલ' પા. ૧૬૪)

મજકૂર પત્રોના સંપાદક જનાબ સય્યિદ નઝીર નિયાઝી સાહબ ફૂટનોટમાં લખે છે કે :

"હઝરત અલ્લામા (ડો. ઈકબાલ) સરહિન્દથી ઘણો ઊંડો પ્રભાવ લઈને આવ્યા હતા અને તેમને આ વાતનો ઘણો રંજ હતો કે મુસલમાન પોતાના ઈતિહાસ અને સંસ્કૃતિથી કેટલા દરજ્જે બેખબર છે ! બલકે એનાથી ગફલત વર્તી રહ્યા છે !"

ડો. ઈકબાલના પુત્ર ડો. જાવીદ પોતે લખે છે કે :

"જ્યારે હું કિશોર વયનો થયો ત્યારે (અબ્બાજાન ડો. ઈકબાલ) મને પોતાની સાથે લઈને ફરીવાર સરહિન્દ શરીફ પહોંચ્યા. એ મુસાફરીની ધૂંધળી તસવીરો હજીયે મારી યાદના પરદા પર કંડારાયેલી છે અને એ દશ્યો ક્યારેક મારી નજર સમક્ષ તાજાં પણ થઈ જાય છે :

O હું એમની આંગળી ઝાલીને મઝાર શરીફમાં દાખલ થઈ રહ્યો છું.

O ગુંબજના અંધકારમય પરંતુ ધીર–ગંભીર વાતાવરણથી મારા પર ભયની લાગણી છવાઈ રહી છે.

O આભો બનીને ફાટેલી આંખોથી હું પોતાની ચારેય તરફ જોઈ રહ્યો છું. જાણે કે પવિત્ર સ્થળની શાંત નિર્જનતાથી હું કંઈક પરિચિત છું.

O અબ્બાજાને મને પોતાના નજીક બેસાડી દીધો.

O ત્યાર બાદ તેમણે કુર્આન શરીફનો એક સીપારો મંગાવ્યો અને ઘણીવાર સુધી એની તિલાવત કરતા રહ્યા.

O એ વખતે માત્ર અમે બે જ જણા મઝાર શરીફ પાસે બેઠા હતા. ગુંબજના શાંત વાતાવરણમાં એમના અવાજના પડઘાથી એક ભયંકર કંપન ઉદ્‌ભવી રહ્યું હતું.

O મેં જોયું કે તેમની (અબ્બાજાનની) આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી છે.

O ત્યાં એક દિવસ રોકાયા પછી અમે ઘરે પાછા આવી ગયા.'' ('મઆ લાલાફામ' પા.૧૬૩,૧૬૪)

**રૂહાની ફય્ઝાનનો એક બીજો અદ્ભુત બનાવ**

પ્રોફેસર યૂસુફ સલીમ ચિશ્તી લખે છે કે :

ઈસ્વીસન ૧૯૩૫ માં ડોક્ટર મુહમ્મદ ઈકબાલને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મઝાર પર હાજરીની સઆદત નસીબ થઈ અને મઝારે મુબારક પર મુરાકિબ થઈને જે રૂહાની ફયઝ તેમને હાસિલ થયો અને જે કૈફિયત તેમના પર તારી થઈ તેનું કંઈક વર્ણન તેમણે મને પણ કર્યું હતું.

ડોક્ટર ઈકબાલે મને કહ્યું કે :

''સજજાદાનશીન ખલીફા મુહમ્મદ સાદિક મર્હૂમે મારા માટે મઝારે મુબારક પર એકાંતવાસની વ્યવસ્થા કરી આપી. હું એક કલાક સુધી મુરાકિબ રહ્યો. હઝરત મુજદ્દિદની રૂહ મારી તરફ મુહબ્બત આમીઝ રંગમાં મુજવજ્જેહ રહી. મને બાહ્ય વાતાવરણનું કંઈ ભાન ન રહ્યું. એવું માલૂમ પડતું હતું કે હું હઝરતની સામે બેઠો છું અને હઝરત મારાથી ફરમાવી રહ્યા છે કે :

તમારી દીની ખિદમતો સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહમાં મકબૂલ થઈ ગઈ છે. આં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તમારા પર ખાસ નિગાહે કરમ છે !''

ડો. ઈકબાલ આગળ ફરમાવે છે કે :

"મારા દિલમાં સોઝો ગુદાઝની (પ્રેમાગ્નિની) એવી કૈફિયત પયદા થઈ જેનું વર્ણન શબ્દોમાં નથી થઈ શકતું. મને એ અંદાઝો થયો કે ખાસાને ખુદાનો ફયઝ વફાત બાદ પણ ચાલુ રહે છે. અને એ પણ અંદાઝો થયો કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રોઝએ મુબારકથી કેવો વિપુલ ફયઝાન ચાલુ છે ! રિકકત (રુદન) સતત ચાલુ રહ્યું. સ્થળ અને કાળનું ભાન ન રહ્યું. રૂહાની ફયઝ મારી નસેનસમાં ચાલુ હતો. દિલમાં એટલા પ્રમાણમાં વિશાળતા અને વ્યાપકતા અનુભવતો હતો કે જાણે સમગ્ર કાએનાત એમાં સમાઈ ગયું છે !"

ડોકટર મુહમ્મદ ઈકબાલે પોતાના કાવ્ય સંગ્રહ 'ઝર્બે કલીમ'માં પોતાના આ જ સ્વાનુભવનો ઉલ્લેખ કર્યો છે :

**કાફિરકી યહ પહચાન કે આફાકમેં ગુમ હય,**
**મોમિનકી યહ પહચાન કે ગુમ ઉસમે હય આફાક !**

[આફાક : જગત, વિશ્વ, દુનિયા, સંસાર]

## મિલ્લતકા નિગહબાન

### પંજાબકે પીરઝાદોંસે

ડોકટર મુહમ્મદ ઈકબાલના બીજા એક કાવ્ય સંગ્રહનું નામ 'બાલે જિબ્રીલ' છે. એની 'પંજાબકે પીરઝાદોંસે' નઝમમાં તેમણે પોતાના દિલના પ્રતિભાવોને આ રીતે વ્યકત કરેલાં છે :

**હાઝિર હુઆ મૈં શયખ મુજદ્દિદકી લહદ પર,**
**વોહ ખાક કે હય ઝેરે ફલક મત્લએ અનવાર.**

ઈસ ખાકકે ઝર્રોંસે હય શરમિન્દહ સિતારે,
ઈસ ખાકમેં પોશીદહ હય વોહ સાહબે અસરાર.

ગર્દન ન ઝૂકી જિસકી જહાંગીરકે આગે,
જિસકે નફસે ગર્મસે હય, ગર્મીએ અહરાર.

વોહ હિન્દમેં સરમાયએ મિલ્લતકા નિગહબાન,
અલ્લાહને બર વકત કિયા જિસકો ખબરદાર.

કી અર્ઝ યહ મૈંને કે અતા ફક્ર હો મુઝકો,
આંખે મેરી બીના હય વ લયકિન નહીં બેદાર.

આઈ યહ સદા કે સિલસિલએ ફક્ર હુવા બંદ
હય અહલે નઝર કિશ્વરે પંજાબસે બેઝાર.

આરિફકા ઠિકાના નહીં વોહ ખિત્તહકે જિસમેં,
પયદા કુલહે ફક્રસે હો તર્રએ દસ્તાર.

બાકી કુલહે ફક્રસે થા વલવલએ હક,
તર્રોને છુળાયા નશએ ખિદમતે સરકાર.

: શબ્દાર્થ :

| | | |
|---|---|---|
| લહદ | : | કબર |
| ઝેરે ફલક | : | આકાશ નીચે |
| મત્લએ અનવાર | : | અનવારનું ઉદ્ભવસ્થાન |
| પોશીદહ | : | છુપાયેલું, ગુપ્ત |
| સાહિબે અસરાર | : | મર્મજ્ઞ, ભેદોનો જાણકાર |
| નફસ | : | શ્વાસોચ્છવાસ |
| અહરાર | : | મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત ખ્વાજા નાસિરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) તરફ ઈશારો લાગે છે. એમના વિસ્તૃત જીવન ચરિત્ર માટે વાંચો 'નકશબંદી ઔલિયા' ગ્રંથ–૩ પા. ૮૯ થી ૧૪૫ |

| | | |
|---|---|---|
| સરમાયહ | : | પૂંજી |
| બરવકત | : | સમયસર |
| ફક્ર | : | ફકીરી, દરવેશી |
| બીના | : | દેખતી, જાગૃત |
| બેદાર | : | જાગૃત, સજાગ, સાવધ |
| કિશ્વર | : | રાજ્ય |
| ખિત્તહ | : | પ્રદેશ, વિસ્તાર, ભૂમિ |
| તુર્રહ | : | મોટાઈ બતાવવા માટે પાઘડીમાં ખોસવામાં આવતું છોગું. |
| દસ્તાર | : | પાઘડી |
| કુલહ | : | ટોપી |

## સાકી

'બાલે જિબ્રીલ'માં નીચે પ્રમાણે એક બીજી નઝમ મળે છે.

### સાકી

લા ફિર એક બાર વોહી બાદહ વ જામ અય સાકી !
હાથ આ જાએ મુઝે મેરા મકામ અય સાકી !

□

તીનસો સાલસે હેં હિન્દકે મયખાને બંદ,
અબ મુનાસિબ હય તેરા ફયઝ હો આમ અય સાકી !

□

શેર મર્દોસે હુઆ બેશએ તહકીક તહી,
રહ ગયે સૂફી વ મુલ્લાંકે ગુલામ અય સાકી !

□

ઈશ્કકી તેગ જિગરદાર ઉડાલી કિસને ?
ઈલ્મકે હાથમેં ખાલી હય નયામ અય સાકી !

તૂ મેરી રાતકો મહતાબસે મહરૂમ ન રખ,
તેરે પયમાનેમેં હય માહ તમામ અય સાકી !

□

: શબ્દાર્થ :

| | | |
|---|---|---|
| સાકી | : | (અલ્લાહના ઈશ્કનો) શરાબ પીવડાવનાર |
| બાદહ | : | શરાબ (અલ્લાહના ઈશ્કનો શરાબ) |
| મયખાના | : | શરાબનું પીઠું (ખાનકાહ) |
| મહતાબ / માહ | : | ચાંદ |
| પયમાના | : | શરાબની પ્યાલી |

□

મિયાં બશીર અહમદ બેરીસ્ટર–એટ–લો લખે છે કે :

ઈકબાલને મેં પૂછયું,

''આ નઝમમાં 'સાકી'થી આપનો ઈશારો કોના તરફ છે ?''

ઈકબાલે જવાબ આપ્યો :

''આ શયખ અહમદ મુજદ્દિદે અલ્ફેસાની તરફ ઈશારો છે એઓ હિન્દુસ્તાનના મુસલમાનોના સૌથી જબરદસ્ત રહનુમા થયા છે.''

['મલફૂઝાતે ઈકબાલ' પા. ૨૮,૨૯]

[ પ્રોફેસર ડો. મુહમ્મદ મસઊદ અહમદ સાહબ લિખિત કિતાબ : 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ઔર ડાકટર મુહમ્મદ ઈકબાલ મર્હૂમ'ના આધારે ]

વ આખિરૂ દઅવાના અનિલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વ સલ્લલ્લાહુ વ સલ્લિમ અલા ખયરિ ખલ્કિહિ સય્યિદના વ મવલાના મુહમ્મદિન સય્યિદિલ મુર્સલીન વ અલા આલિહિ વ અસ્હાબિહિ વ અત્બાઈહિ અલા યવમિદ્દીન.

## યાદદાશ્ત

અલ્લાહ તઆલાના અસંખ્ય અને બેહિસાબ શુક્ર અને અહેસાન છે કે તેણે પોતાના ફઝલો કરમથી તથા પોતાના હબીબ સલ્લલલાહુ અલયહિ વ સલ્લમ અને મહબૂબ બંદાઓના સદકા અને તુફયલથી અને પોતાની કમાલે કુદરતથી, આ નાચીઝ નાકારહને ઝરીયો બનાવી આ કિતાબનું લેખક કાર્ય આજે પૂરું કરાવ્યું. અલહમ્દુલિલ્લાહ. અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવી મુજ ગુનાહગાર સિયાહકારની નજાતનો ઝરિયો બનાવે. આમીન.

૪, શાબાનુલ મુઅઝઝમ, ૧૪૨૫ હિજરીસન મુતાબિક
૨૦, સપ્ટેમ્બર, ૨૦૦૪ ઈસ્વીસન સોમવાર

# મેઅયારુસ્સુલૂક

લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

- વિલાયત શું છે ? એની સાબિતી શું છે ?
- વિલાયતના જુદા જુદા મર્તબાઓ કયા છે ?
- એ મર્તબાઓ મેળવવા માટેના તરીકાઓ શું છે ?
- પીરી–મુરીદી શું છે ? એના આદાબો શું છે ?
- સાચા અને ખોટા પીરની ઓળખ શું છે ?

તસવ્વુફ અને તરીકતની સાદી અને સરળ સમજ આપતી છસો પાનાંની કિતાબની બીજી ડીલક્ષ આવૃત્તિ

## અભિપ્રાયો

- 'એને છપાવો ! ખલ્કે ખુદાને (મખ્લૂકને) ફાયદો પહોંચશે.'
  – હુઝૂર (સલ.) એ લેખકને ખ્વાબમાં આપેલી બશારત
- 'ઘણી જ મહેનતથી લખાયેલી અતિઉત્તમ કિતાબ છે.'
  – હઝરત મુફતી સય્યિદ અબ્દુલ રહીમ લાજપુરી સાહબ
- 'ઘણાં કિંમતી અને ઝરીન વિષયોનો સંગ્રહ છે.'
  – હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)
- 'કોઈ ઘર આ કિતાબથી ખાલી નહિ રહેવું જોઈએ.'
  – હઝરત મુફતી અહમદ બેમાત સાહબ
- 'મેઅયારુસ્સુલૂક બરકાત અને ફુયૂઝનો એક બેહતરીન ખઝાનો છે.'
  – શૈખુલ હદીસ હઝરત મૌલાના મુહંમદ રઝા અજમેરી સાહબ
- 'ત્રણે કિતાબો મેં વાંચી છે. સ્ટાન્ડર્ડ કિતાબો છે.'
  – મુહતરમ ઉસ્માનભાઈ ખત્રી સાહબ, તંત્રી : 'વચબાહ'

# ફુતૂહુલ હર્મૈન

**લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)**

**અનુવાદક : અબ્દુલકાદિર કાતીવાલા**

✤ હુઝૂર (ઉલ.)થી આપણે દૂર શા માટે છીએ?
✤ કા'બા શરીફ તરફ સિજદો શા માટે છે?
✤ ખ્વાબ, કશ્ફ અને જાગ્રતાવસ્થાના દર્શનમાં શું ફેર છે?
✤ અંબિયા (અલૈ.)ની ખબરો ખરી શા માટે છે?
✤ હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે?

આવી અતીસૂક્ષ્મવાતોની સરળ સમજૂતી આપતી કિતાબ. હજ્જ પ્રવાસ વેળા લેખક પર ખુદા અને હબીબે ખુદા (સલ.) તરફથી થયેલી ઈનાયત વર્ષાનું એમાં અદભુત વર્ણન છે. એ વાંચીને આપના હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ (સલ.)નો ધોધ વહેશે અને ઈમાન તાજું થઈ જશે.

## અભિપ્રાયો

✤ 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે.'
– શૈખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.)

✤ 'કિતાબ અજીબોગરીબ વાકેઆત અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપૂર છે.'
– શૈખુલ હદીસ હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)

✤ 'કિતાબમાં વર્ણવેલાં મરાતિબો ઘણી જ ઉચ્ચ કોટીના છે.'
– હઝરત મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબ (દા.બ.)

✤ 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ (સલ.) થી પ્રેમ વધે છે.'
– હઝરત મુફતી અબ્દુલગની કાવીવાળા સાહબ (રહ.)

✤ 'ફુતૂહુલ હર્મૈન' મુહબ્બતે ઈલાહી જલ્લો અલા અને મુહબ્બતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું એક દફતર છે.'
– ઉસ્તાદે હદીસ હઝરત મૌ. યાકૂબ ઈસા ભડકોદ્વી સા.(રાંદેર)

# દુર્રે લાસાની

**ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મુબારક ફારસી પત્રોના સાર અને સમજૂતી**

**લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)**

**અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા**

## અભિપ્રાયો

'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના લખેલા મકતૂબાત તસવ્વુફના ફનમાં મહાન દરજજો ધરાવે છે.'

**– હઝરત મુફતી અહમદ અશરફ સાહબ રાંદેરી(રહ.)**

'તસવ્વુફ જેવા અઘરા ફનની પરિભાષાને ગુજરાતીમાં રૂપાંતર કરવું કેટલું મુશ્કિલ છે તેનો અંદાજ દરેક માટે અશકય છે. આ કામમાં થોડો-ઘણો અનુભવ જે માણસને હોય તે જ એની મુશ્કેલીઓ અને વિટંબણાઓને સારી રીતે સમજી શકે છે પરંતુ મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ આ પરીક્ષામાં સંપૂર્ણ રીતે સફળતા સહિત પાર ઉતર્યા છે માટે એવણ આપણી મુબારકબાદીના ખાસ હકદાર છે. જાહેરી સાધનોને જોતાં આ કાર્ય લગભગ અશકય જેવું જ હતું કારણ કે આપણી ગુજરાતી ભાષાનો પાલવ આ ફનની પરિભાષા માટે ઘણો જ તંગ છે. મારા મત મુજબ આ કામ પાર પાડવામાં અનુવાદકની ઉચ્ચ કાબિલિય્યત તેમ જ બહોળા અનુભવની સાથે એમના શયખ અને મુરશિદ હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ(ર.અ.)ની ખુસૂસી તવજ્જુહાતે પણ મોટો ભાગ ભજવ્યો છે.'

**– હઝરત મુફતી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.) ડાભેલ**

'સાચે જ આ કિતાબ તસવ્વુફ તેમજ ઈલ્મે મઅરિફતનાં અસંખ્ય કિંમતી મોતીઓનો સંગ્રહ છે.'

**– હઝરત મૌલાના યાકૂબ સરીગત નદવી સાહબ (દા.બ.)**

'આ પત્રો એક અનમોલ અને મૂલ્યવાન -- કિંમતી રત્નો સમાન છે.'

**– મૌલાના સઈદ અહમદ નૂરગત સાહબ (દા.બ.) તડકેશ્વર**

# અહસનુત્તકવીમ

લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ(રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

✣ ફરિશ્તાં દેખાતા કેમ નથી ? તેઓની વાતો સંભળાતી કેન નથી ?
✣ એક વખતે અનેક કબરોમાં હુઝૂર (સલ.)કેવી રીતે હાજર રહી શકે ?
✣ બાળેલા મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતા હશે ?!
✣ મરેલાંને જીવતાં કરવા કરતાં પણ વધારે મોટી કરામત કઈ ?!
✣ ઔલિયા અને યોગીઓ – સાધકો વચ્ચે તફાવત કયો ?

આવા અનેક વસવસાઓનો સચોટ જવાબ આપતી કિતાબ.

## અભિપ્રાયો

✣ 'માશાઅલ્લાહ મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'
– હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)

✣ 'આ કિતાબ અજીબ અને બેમિસાલ કિતાબ છે.'
– શૈખુલ હદીસ હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ રાંદેરી (રહ.)

✣ 'આ અનુવાદ પઢનાર ઈન્શાઅલ્લાહ ગુમરાહીથી બચશે.'
– હઝરત મુફતી અહમદ બેમાત સાહબ (દા.બ.) ફરમાવી

✣ 'ગુર્જર મુસ્લિમો તસવ્વુફની તાલીમાતથી વંચિત હોવાના લીધે ઘણાંજ પાછળ છે. 'અહસનુત્તકવીમ'નો તરજુમા કરીને જનાબ મુહતરમ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે દરેક ગુજરાતી મુસ્લિમ પર ઘણોજ મોટો એહસાન કર્યો છે. આ કિતાબ દરેકે વસાવવા તથા મનન કરવા યોગ્ય છે.'
– હઝરત મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબ (દા.બ.) યુ.કે.

✣ 'અહસનુત્તકવીમ'માં જાણે અમારા અનેક અણઉકેલ્યા પ્રશ્નોનાં ઉત્તરો ન મળતા હોય એવું સતત લાગે છે !'
– સુશિક્ષિત વ્યક્તિઓના અનેક પત્રોનો સારાંશ

## જામિઆ હિદાયતના અન્ય પ્રકાશનો

### મકામાતે હિદાયત

લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહમતુલ્લાહિ અલયહિ)નું મુબારક જીવનચરિત્ર

### ઈસ્લામ દોસ્ત કે દુશ્મન ?

લેખક : હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુલ્લાહ તારીક સાહબ (દા.બ.)

અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

જેમાં ગૈરમુસ્લિમો તરફથી ઈસ્લામ પર કરવામાં આવતી મુખ્ય ટીકાઓ અને આક્ષેપો જેવા કે :

(૧) ઈસ્લામ તલવારથી ફેલાયો છે.
(૨) ઈસ્લામમાં સ્ત્રીઓના કોઈ અધિકારો નથી.
(૩) વારસામાં છોકરીઓનો હિસ્સો અરધો કેમ ?
(૪) તલાક સ્ત્રી પર ઝુલ્મ છે.
(૫) ઈસ્લામી સઝાઓ ઘણી ક્રુર છે.
(૬) અનાથ બાળકને દત્તક લઈ શકાતું નથી.
(૭) ઈસ્લામ માનવીની પુરાણી ઓળખ મિટાવી દે છે.
(૮) ઇસ્લામ સંતતિ નિયમનનો વિરોધી છે.

વગેરેના કુર્આન, હદીસ, ઈતિહાસ અને અનુભવની રોશનીમાં સંપૂર્ણ સંતોષકારક અને વિસ્તૃત જવાબો આપ્યા છે.